



## ભોગ અને મોક્ષ દેનાર શિવલિંગ

શંકરના લિંગની સ્થાપના કરી નિરંતર તેનું પૂજન કરવાથી સંસારરૂપી સમુદ્રને તરી જાય છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે. સર્વ ઠેકાણે લિંગ તથા મૂર્તિમાં કેમ પૂજાય છે? આ પ્રશ્નનો ઉત્તર શિવજી સિવાય કોણ આપે?

શિવજીએ જે કહ્યું છે તે ક્રમથી વિરાનંદજી મહારાજ પાસે મેં સાંભળ્યું છે. શિવજી પોતે બ્રહ્મસ્વરૂપ હોવાથી નિર્ગુણ કહેવાય છે. તેઓમાં નિર્ગુણપણું હોવાથી તેનું નિરાકાર એવું લિંગ પ્રાપ્ત થયું તેમજ ગુણપથાથી તેની સાકાર મૂર્તિ પ્રાપ્ત થઈ. એ રીતે સગુણરૂપ તથા નિર્ગુણરૂપ એવા બ્રહ્મરૂપ શિવની લિંગ તથા મૂર્તિરૂપે મનુષ્ય પૂજા કરે છે. બીજા દેવતાઓને બ્રહ્મપણું ન હોવાથી તથા જીવનપણું હોવાથી માત્ર સગુણપણાને લીધે મૂર્તિ માત્રમાં તેમનું પૂજન થાય છે.

શિવમાત્રની પૂજામાં લિંગ તથા મૂર્તિ દેખાય છે અને સર્વ વેદમાં સંમત છે. શિવના દર્શન વખતે લિંગ તથા રૂપ બંને દેખાય છે.

પૂર્વ લોકમાં વિખ્યાત એવો મહાકાળ નામનો પ્રલય પ્રાપ્ત થયો તે વખતે બ્રહ્મા તથા વિષ્ણુ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તે બંનેનું માન ટાળવા (સમાધાન) માટે તેમની વચ્ચે નિર્ગુણ પરમેશ્વરે સ્થંભરૂપે સ્વરૂપ દેખાડ્યું. એ રીતે શિવજીએ પોતાના તેજોમય સ્થંભથી જગતના હિત અને સુખાકારી માટે પોતાનું નિર્ગુણ લિંગ દેખાડ્યું. ત્યારથી આરંભી લોક નિર્ગુણ શિવને લિંગ તથા સગુણ એવું શિવનું સ્વરૂપ એ બંને કલ્પાયાં. શિવ સિવાય બીજા દેવતાઓનું મૂર્તિ માત્રમાં કલ્પાયું. દેવતાઓનું પૂજન ભોગ આપનારું છે અને શિવનું લિંગ તથા શિવની મૂર્તિ ભોગ તથા મોક્ષ દેનારા છે.

## શિવલિંગનું રહસ્ય

ભગવાન શંકરના કોઈ માતા-પિતા નથી. પિતા શંકર અને માતા પાર્વતીજીનો અત્યંત પ્રાચીન કાળથી વિશ્વભરના સાહિત્યમાં ઉલ્લેખ થયો છે. શિવજીના મંદિરમાં શિવની મૂર્તિને બદલે શિવલિંગ જોવા મળે છે. સર્વ જ્ઞાતિના માનવીઓ વિભિન્ન સ્થળે અને સમયે શિવલિંગની એક અથવા બીજા સ્વરૂપે પૂજા કરતા આવ્યા છે.

આપણા પૌરાણિક ગ્રંથોમાં ''લિંગ''ને બ્રહ્માંડનું પ્રતીક દર્શાવ્યું છે.

લિંગના મુખ્ય છ જાત અને તેના પેટા પ્રકારો સાથે કુલ ૪૪ પ્રકારનો ઉલ્લેખ દર્શાવાયો છે. પૂજાની વિવિધ રીત (બ્રાહ્મણો રસ લિંગ, વૈશ્યો સુવર્ણ લિંગ, ક્ષત્રિયો બાણ લિંગ, શૂદ્ર શૈલની લિંગ, સૌભાગ્યવતી સ્ત્રી પાષણલિંગ અને વિધવા માટે સ્ફટિક લિંગ) બતાવવામાં આવી છે. ભારતમાં દિવ્ય જ્યોતિનું વિવિધ સ્વરૂપે સ્થાપન થયું છે. તે વિવિધ સ્વરૂપ બાર જ્યોતિર્લિંગ સ્વરૂપે બિરાજમાન છે.



કોઇપણ પ્રકારના ચિહ્ન અથવા સ્વરૂપને સંસ્કૃતમાં 'લિંગ' કહેવામાં આવે છે. સંપૂર્ણ સ્થાવર-જંગમાત્મક અને પંચભૂતાત્મક શિવજીનું કેવું સ્વરૂપ હોવું જોઇએ? તેના સમાધાન માટે શિવજીના સ્વરૂપને લિંગનું રૂપ આપવામાં આવ્યું છે. સૃષ્ટિના પ્રલય પછી આ સમસ્ત બ્રહ્માંડ અંડાકૃતિ બની જાય છે. અમુક સમય બાદ એ જ અંડાકૃતિમાંથી સૃષ્ટિનો વિકાસ થાય છે.આથી સાબિત થાય છે કે, વિનાશ અને વિકાસમાં શિવજીના સ્વરૂપનો યોગ અવશ્ય છે.

શૈવ લોકો સૃષ્ટિની ઉત્પત્તિમાં લિંગને પ્રાધાન્ય આપે છે અને એ વાતને પણ સ્વીકારવી જ રહી કે પુરુષ અને પ્રકૃતિના સહયોગથી જ આ સૃષ્ટિનો આરંભ થાય છે. વળી માત્ર મનુષ્ય જ નહીં, પરંતુ પશુ-પક્ષી, કીટ-પતંગ આદિ પ્રાણીઓમાં આ સહવાસના પરિણામે જ જીવસૃષ્ટિનો આરંભ થાય છે. એજ પ્રકૃતિરૂપ પાર્વતીને જળાધારીરૂપે અને પુરુષ-સદાશિવને લિંગરૂપે સ્થાપવામાં આવે છે. વિશ્વના આરંભનું એ લિંગ-પ્રતીક છે.

પુરાણોની ગૂઢ આશયવાળી કથાઓને સાધારણ લોકો સમજી શકતા નથી. એમ છતાં લિંગસ્વરૂપનું યત્કિંચિત વર્ણન આપણે કરીએ.

સ્કંદપુરાણમાં આકાશને લિંગ અને પૃથ્વીને જળાધારી-પીઠ માનવામાં આવેલી છે. વેદો તેનું પ્રમાણ આપતાં કહે છે: 'ભૂમિર્માતા દ્યૌઃ પિતા' અર્થાત્ આ સમસ્ત વિશ્વની માતા ભૂમિદેવી અને પિતા આકાશ છે. સમસ્ત સૃષ્ટિ એ પૃથ્વીરૂપી માતા અને આકાશરૂપ પિતાના અંતર્ગત ભાગમાં જ જન્મે, જીવે અને લય પામે છે. આથી પ્રકૃતિ અને પુરુષને આધેય અને આધાન સ્વરૂપે લિંગ અને જળાધારીનું પ્રતીક માનવામાં આવ્યું છે. લિંગ અને જળાધારીમાં ભૌતિક ભાવના તો તર્કવાદીઓના કુતર્કના પરિણામે જન્મી છે.

'લિંગ' શબ્દ ઉપર ગર્હિત વિચારોને જ પ્રાધાન્ય મળવાનું મૂળ કારણ તો આવા તર્કબદ્ધ વિચારો કરનારા વ્યક્તિના અજ્ઞાનનું જ કારણ છે. સંસ્કૃત ભાષા તો જગતની અનેક ભાષાઓની જનેતા છે. તેના એક એક શબ્દમાં રહસ્યાત્મક અર્થો સમાયેલા હોય છે. જ્ઞાનદૃષ્ટિથી જોવામાં આવે, તો પ્રત્યેક શરીરમાં આવેલી પંચ જ્ઞાનેન્દ્રિયો, પંચ કર્મેન્દ્રિયો, એક પ્રાણ અને એક અંતઃકરણ; આ સોળ તત્ત્વોને 'લિંગ' કહેવામાં આવે છે. કેટલાક જ્ઞાનીઓના અભિપ્રાય અનુસાર તે તે ઇન્દ્રિયોના દેવો, મન, બુદ્ધિ, ચિત્ત અને અંતઃકરણ સહિત પ્રાણતત્ત્વને લિંગ શરીર કહેવામાં આવ્યું છે એટલે માત્ર લિંગ શબ્દથી ભડકી જવાની કોઈ જરૂર નથી. પરબ્રહ્મથી લઇને પાતાળ પર્યન્ત બ્રહ્માંડનો આકાર પણ અંડાકાર-શિવલિંગના જેવો જ છે. એટલા માટે જ તેને બ્રહ્મ-અંડ બ્રહ્માંડ ગણવામાં આવ્યું છે. એટલે શિવલિંગની વ્યાપકતા આ બ્રહ્માંડના નકશા જેવી છે. તેની પૂજા એ સમસ્ત બ્રહ્માંડના સ્થાવર-જંગમની પૂજા બરાબર છે. બ્રહ્મજ્ઞ ઇચ્છાશક્તિ દ્વારા બનેલા આ બ્રહ્માંડને લિંગાકાર સ્વરૂપે જોવાથી ભગવાન શંકરના સ્વરૂપનો તરત જ ખ્યાલ આવી જશે.

ભગવાન સદાશિવના સ્વરૂપનું યથાર્થ વર્ણન શુક્લ યજુર્વેદના ૨૨મા અધ્યાયમાં બતાવવામાં આવ્યું છે. જેને આપણે રુદ્રીના પાંચમા અધ્યાય તરીકે માનીએ છીએ, તેમાં શ્રી સદાશિવના યથાર્થ સ્વરૂપનું સુંદર દિગ્દર્શન કરવામાં આવ્યું છે. આ સિવાય ઋગ્વેદ, સામવેદ, ઉપનિષદો અને પુરાણોમાં પણ અનેક પ્રકારે શિવસ્વરૂપ અને શિવજીની લીલાનું વર્ણન કરવામાં આવ્યું છે. સર્વતોમુખી દૃષ્ટિથી તેને વાંચવું અને વિચારવું એ જિજ્ઞાસુઓનું કર્તવ્ય છે. પરંતુ, એ ગુરુ અને ઈશ્વરના અનુગ્રહ વિના શક્ય નથી.





# બાર જ્યોતિર્લિંગ અને તેના ઉપલિંગ



બાર જ્યોતિર્લિંગના નામનો પ્રાતઃકાળે ઊઠી જે પાઠ કરે તે સર્વ પાપથી મુક્ત થાય અને સર્વ સિદ્ધિને પામે છે. કોઇપણ કામનાની ઇચ્છા રાખી મનુષ્યો આ દ્વાદશ લિંગનો પાઠ કરે તેને તે કામના ફળની પ્રાપ્તિ થાય, એમાં સંશય નથી. એ દ્વાદશ જ્યોતિર્લિંગના દર્શનથી મનુષ્યનાં પાપો ટળી જાય. હે ઋષિઓ! જેમણે જ્યોતિર્લિંગનાં દર્શન કર્યાં તેમનાં સર્વ પાપનો ક્ષય થાય છે. મહેશ્વર તેની ઉપર પ્રસન્ન થાય છે અને માતાના ગર્ભમાં તેમનો વાસ થાય નહીં. શિવનું પૂજન કરવામાં બ્રાહ્મણાદિક વર્ણોને અસ્પર્શરૂપ (અડકવાનો) દોષ નથી કેમ કે તેઓ સ્વયંભૂ છે અને એમને નિવેદન કરેલું અન્ન પ્રયત્નથી ગ્રહણ કરવું ને બીજાઓને પણ જમાડવું. કારણ કે શિવનિર્માલ્યનો જે નિષેધ છે તે તો જ્યોતિર્લિંગના સિવાય બીજાં શિવલિંગનો નિર્માલ્ય નિષેધ છે. માટે જ્યોતિર્લિંગને નિવેદન કરેલું કે તેનાં સર્વ પાપ તત્કાળ ભસ્મ થઈ જાય. જ્યોતિર્લિંગના પૂજનનું ફળ મુખથી કહી શકાય તેમ નથી. એક જ્યોતિર્લિંગની પણ જે છ મહિના સુધી પૂજા કરે, તેને માના ગર્ભમાં જન્મવાનું દુઃખ થાય નહીં અને હીન યોનિમાં ઉત્પન્ન થયેલા જ્યોતિર્લિંગનાં દર્શન કરવાથી બ્રાહ્મણાદિ નિર્મળ કુળમાં જન્મ પામે. વેદનો પારંગત તથા ધનાઢ્ય થાય; પછી તે જન્મમાં યજ્ઞાદિ શુભ કર્મ કરી ન પામી શકાય એવી મુક્તિ પામે. તેમજ હે મુનિઓ! મ્લેચ્છ હોય, અત્યંજ (ચાંડાળાદિક) હોય તથા ષંઢ હોય તો પણ જ્યોતિર્લિંગનાં દર્શનથી બ્રાહ્મણ થઈ મુક્તિ પામે. જ્યોતિર્લિંગના દર્શન કરવાથી અત્યંતજ હોય તો પણ મુક્તિ પામે છે.

૧. સોમનાથ (સૌરાષ્ટ્ર – વેરાવળ – પાટણ)
ઉપલિંગ : અંધકેશ (પૃથ્વી અને સાગરના સંગમ ઉપર)

૨. મલ્લિકાર્જુન (આંધ્રપ્રદેશ – પૂર્વ દિશામાં વ્યંકટાચલની પાસે રહેલા શ્રીશૈલ નામના પર્વતમાં)
ઉપલિંગ : રુદ્ર (પર્વત પ્રાન્તના જળપ્રાય દેશમાં)

૩. મહાકાળ (ઉજ્જૈન)
ઉપલિંગ : દુગ્ધેશ

૪. ઓમકારેશ્વર (અમરેશ્વર) (નર્મદા)
ઉપલિંગ : કર્દમેશ

૫. કેદારેશ્વર (હીમવાનના પૃષ્ઠ ભાગમાં)
ઉપલિંગ : ભૂતેશ યમના તટ ઉપર

૬. ભીમાશંકર (પૂના - સહ્યાદ્રી - ડાકિની નામની પુરીમાં)
ઉપલિંગ : ભીમેશ્વર
૭. વિશ્વનાથ (વારાણસી)
ઉપલિંગ : શરણ્યેશ્વર
૮. ત્ર્યંબકેશ્વર (ગોદાવરી - ગોમતી નદીના તટ પર)
ઉપલિંગ : નાગેશ્વર (ભૂતેશ્વર નામ)
૯. વૈદ્યનાથ (પરલી - આંધ્રપ્રદેશ - ચિંતાભૂમિમાં)
ઉપલિંગ : સિદ્ધેશ્વર (જે ઝિલ્લિકા અને સરસ્વતીના સંગમ ઉપર છે.)
૧૦. નાગેશ્વર (દ્વારકાબેટ - દારુકાવનમાં)
૧૧. રામેશ્વર (રામેશ્વર સેતુબંધ)
ઉપલિંગ : ગુપ્તેશ્વર
૧૨. ઘૃણેશ્વર (ઇલોરા - શિવાલય નામના સ્થાનમાં)
ઉપલિંગ : વ્યાઘ્રેશ્વર

હવે બીજાં પણ મુખ્ય લિંગ કહું તે સાંભળો. ભાગીરથીના તીર પર મુખ્ય અને મુક્તિને આપનાર કૃતવાસેશ્વર નામે લિંગ છે. વળી તેના જેવું વૃદ્ધકાલક નામનું લિંગ છે. વારાણસીમાં દશાશ્વમેધ નામના સ્થાનમાં તિલભાંડેશ્વર નામે મહાદેવ છે અને ગંગાસાગરના સંગમ પર સંગમેશ્વર મહાદેવનું લિંગ છે. યમુનાના તીર પર ગોધુમેશ્વર નામે પ્રસિદ્ધ મહાદેવ છે. વૃંદાવનની પાસે નીલેશ્વર નામે વિખ્યાત મહાદેવ છે, તેમજ મનુષ્યને સર્વાર્થસાધક એવા ભૂતેશ્વર પણ ત્યાં છે. કોશિકી નદીની પાસે નારીશ્વર નામે પ્રખ્યાત મહાદેવ છે. ગલ્લકી નદીના તટ પર કટુકેશ્વર નામે પ્રસિદ્ધ મહાદેવ છે. પુષ્કર નામના ક્ષેત્રની પાસે પૂરેશ્વર નામે પ્રખ્યાત મહાદેવ છે. ફલ્ગુ નદીના તીર પર મંડકેશ એ રીતે પ્રખ્યાત એવા શિવ છે. તેનાં દર્શન માત્રથી સિદ્ધિ, મુક્તિ તથા મુક્તિને આપનાર સિદ્ધનાથેશ્વર ગોમતી તથા ક્ષીરાગરના સમાગમ પર વિરાજે છે. પટણામાં દૂરેશ્વર નામે પ્રખ્યાત મહાદેવ છે. ઉત્તરમાં મૃગેશ્વર તથા જગન્નાથ નામે મહાદેવ છે. નર્મદાના તીર પર તો લિંગોની સંખ્યા જ નથી, કેમ કે પાપને હરનારી તે નર્મદા રુદ્રરૂપ જ છે. તે નર્મદામાં રહેલા કેટલાક પાષાણ પણ શિવરૂપી છે. તો પણ હે મુનીશ્વરો, કેટલાંક મુખ્ય મુખ્ય નામ કહું તે સાંભળો. પાપને હરનાર આવર્તેશ્વર નામે મહાદેવ છે. વળી પરમેશ્વર તથા સિંહેશ્વર નામે મહાદેવ છે. સુમેશ્વર, કુમારેશ્વર, પુંડરીકેશ, મંડપેશ્વર તેમજ દર્શનથી પાપ હરનાર તીક્ષ્ણશ્રશ નામે મહાદેવ છે. વળી નર્મદાના તટ પર ધુંધુરેશ્વર નામે મહાદેવ છે. શૂલેશ્વર, કુંભેશ્વર તથા ત્રિભુવનમાં વિખ્યાત એવા કુબેરેશ્વર નામે મહાદેવ છે તેમજ સોમેશ્વર દેવ પોતે નીલકંઠ કહેવાય છે અને મંગળકારક છે તેથી મંગળેશ એ રીતે પણ પ્રખ્યાત છે. તે જ રીતે કોટિ હત્યાના પાપને નિવારણ કરનાર નંદિકેશ નામે દેવ છે. તે નંદિકેશની પરમ હર્ષથી જે પૂજા કરે, તેને અખિલ સિદ્ધિ મળે એમાં શંકા નથી. જે નર્મદામાં સ્નાન કરે છે, તેનાં પાપ પણ નાશ પામે છે.



## સંત વિરાનંદજી મહારાજના પ્રવચનમાં

# રુદ્રાક્ષ પરિચય

લિંગ મહાપુરાણમાં કહ્યું છે: **''શિવ પૂજાયાં અસ્ય માલા ધારણમાવશ્યકમ્।**
શિવપૂજા વખતે રુદ્રાક્ષની માળા ધારણ કરવી જરૂરી છે.

### ❁ માળા મંત્ર જપ ❁

| રાશિ | વર્ણ | રુદ્રાક્ષના વર્ણ |
|---|---|---|
| મેષ | ક્ષત્રિય | પીત |
| વૃષભ | બ્રાહ્મણ | શ્વેત |
| મિથુન | શૂદ્ર | શ્યામ |
| કર્ક | બ્રાહ્મણ | શ્વેત |
| સિંહ | ક્ષત્રિય | પીત |
| કન્યા | વૈશ્ય | રક્ત |

| રાશિ | વર્ણ | રુદ્રાક્ષના વર્ણ |
|---|---|---|
| તુલા | શૂદ્ર | શ્યામ |
| વૃશ્ચિક | વૈશ્ય | રક્ત |
| ધનુ | ક્ષત્રિય | પીત |
| મકર | વૈશ્ય | રક્ત |
| કુંભ | શૂદ્ર | શ્યામ |
| મીન | બ્રાહ્મણ | શ્વેત |

## ❁ રુદ્રાક્ષ ધારણની વિધિ ❁

૧. મેષ : આ રાશિવાળા વ્યક્તિ ત્રિમુખી રુદ્રાક્ષને છોડીને કોઇપણ મુખવાળા રુદ્રાક્ષ ધારણ કરી શકે છે.

૨. વૃષભ : આ રાશિવાળા વ્યક્તિ કોઇપણ મુખવાળા રુદ્રાક્ષને ધારણ કરી શકે છે.

૩. મિથુન : પાંચમુખી છોડીને આ રાશિવાળા વ્યક્તિ કોઇપણ રુદ્રાક્ષ ધારણ કરી શકે છે.

૪. કર્ક : આ રાશિવાળા વ્યક્તિને લગભગ બધા રુદ્રાક્ષ ઉત્તમ રહે છે.

૫. સિંહ : આ રાશિવાળાને માટે કેવળ ત્રિમુખી રુદ્રાક્ષ વર્જિત છે.

૬. કન્યા : આ રાશિવાળા વ્યક્તિ અમુક સંખ્યાના મુખવાળા રુદ્રાક્ષ ધારણ કરી શકે છે. તેને છમુખી કરતાં વધુ લાભકારક છે.

૭. તુલા : આ રાશિવાળા વ્યક્તિને કોઇપણ મુખવાળા રુદ્રાક્ષ ધારણ વર્જિત નથી.

૮. વૃશ્ચિક : એને માટે બધા રુદ્રાક્ષોમાં માત્ર ત્રિમુખી વર્જિત છે.

૯. ધનુ : એ કોઇપણ મુખવાળા રુદ્રાક્ષ ધારણ કરી શકે છે. પણ એક મુખી વધારે લાભદાયક છે.

૧૦. મકર : તેને માટે માત્ર પંચમુખી છોડીને બાકીના બધા ઉત્તમ રહે છે.

૧૧. કુંભ : એ કોઇપણ મુખવાળા રુદ્રાક્ષ ધારણ કરી શકે છે. જો એ સાતમુખી રુદ્રાક્ષ ધારણ કરે તો વિશેષ લાભપ્રદ થશે. સાતમુખી રુદ્રાક્ષ કામરૂપ થાય છે. દારિદ્રનાશ, સમૃદ્ધિ પ્રાપ્તિ અને રોગ મુક્તિ માટે તે ધારણ કરવા જોઇએ.

૧૨. મીન : રુદ્રાક્ષના મામલામાં આ રાશિવાળા વ્યક્તિ વિશેષ ભાગ્યશાળી હોય છે. તેને એકવાર જે સારા મુખવાળા રુદ્રાક્ષ લાભ આપે છે, તે બીજી બાજુએ એકમુખી રુદ્રાક્ષ વિશેષ શુભ ફળ આપે છે.

## ❋ રુદ્રાક્ષ માળા ❋

રુદ્રાક્ષના ૧૫, ૨૫, ૨૭, ૩૦, ૫૪, ૧૦૧ અને ૧૦૮ મણકાની માળા આવે છે.

૧૫ મણકાની માળા શુદ્ધ કર્મ માટે, ૨૫ મણકાની માળા મોક્ષ આપે છે, ૨૭ મણકાની માળા ૮૪ લક્ષના ફેરામાંથી મુક્તિ માટે, ૩૦ મણકાની માળા ધાર્મિક ભાવના તરફ વળવા, ૫૪ મણકાની માળા ધારેલા કાર્યની સિદ્ધિ આપે છે, ૧૦૧ મણકાની માળા પવિત્ર ભાવના અને બુદ્ધિ આપે છે, ૧૦૮ મણકાની માળા જીવનમાં સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ આપે છે.

**સમસ્ત સિદ્ધયૈ રુદ્રાક્ષા મણયો ધનદા મતાઃ।**

પવિત્ર રુદ્રાક્ષના દાણા સર્વ પ્રકારની સિદ્ધિ અને લક્ષ્મી આપનારા ગણાય છે. ખાસ સફેદ દોરાનો ઉપયોગ કરવાથી જીવનમાં સુખ, શાંતિ, ધન અને ઉન્નતિ પ્રાપ્ત થાય છે.

૨૬ રુદ્રાક્ષની માળા શિર પર, ૫૦ની હૃદય પર, ૧૬ હાથ પર અને ૧૨ મણિબંધમાં અને ૧૦૮, ૫૦ તથા ૨૭ દાણાની રુદ્રાક્ષમાળા ધારણ કરવાથી અને જપ કરવાથી અનંત ફળ પ્રાપ્ત થાય છે.

૧૦૮ રુદ્રાક્ષ ધારણ કરનારને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. તે પોતાનાં ૨૧ કુળોને તારીને પોતે કૈલાસમાં જાય છે.

## ❋ એકથી ચૌદમુખી રુદ્રાક્ષના મંત્રો (જપ મંત્ર) ❋

૧. ૐ હ્રં ઔં એં ઓમ્।
૨. ૐ ક્ષીં હ્રીં ક્ષૌં બ્રીં।
૩. ૐ રં ઇં હ્રીં હ્રૂં ઓં।
૪. વાં ક્રાં તાં હાં ઇં
૫. ૐ હ્રાં આં ક્ષ્મ્યૌં સ્વાહા।
૬. ૐ હ્રીં શ્રીં ક્લીં સૌં હેં।
૭. ૐ હ્રં ક્રીં હ્રીં સૌં।
૮. ૐ હ્રાં ગ્રીં લં આં શ્રીં।
૯. ૐ હ્રીં વં યં રં લં।
૧૦. ૐ હ્રીં ક્લીં વ્રીં ૐ।
૧૧. ૐ રું ભ્રૂં યૂં ૐ।
૧૨. ૐ હ્રીં ક્ષૌં ઘૃણિઃ શ્રીં।
૧૩. ૐ ઇં યાં આપ ઓં।
૧૪. ૐ ઔં હસ્ફ્રેં ખ્ફ્રેં હસ્રૌં હસખ્ફ્રેં।

## ❁ રુદ્રાક્ષ ધારણ કરતી વખતે બોલવાનો મંત્ર તથા રુદ્રાક્ષનું માહાત્મ્ય ❁

**એકમુખી રુદ્રાક્ષ : ૐ વહી નમઃ।**

તે પ્રત્યક્ષ શિવરૂપ છે અને સંસારસુખ અને મુક્તિ આપે છે. તેનાં દર્શનમાત્રથી જ પાપ નાશ પામે છે. જ્યાં આ રુદ્રાક્ષની પૂજા થાય છે ત્યાં લક્ષ્મી વાસ કરે છે. સર્વ ઉપદ્રવો નાશ પામે છે અને સર્વ કામનાઓ પૂરી થાય છે.

**બેમુખી રુદ્રાક્ષ : ૐ હું નમઃ।**

આ રુદ્રાક્ષને તો દેવના પણ દેવરૂપ સમજવો. તે સર્વ ઇચ્છિત ફળને આપે છે, વિશેષ કરી ગોવધના પાપને પણ તે રુદ્રાક્ષ નાશ કરે છે.

**ત્રણમુખી રુદ્રાક્ષ : ૐ ક્લીં નમઃ।**

તે સર્વ સિદ્ધિ આપે છે. તેના પ્રભાવથી સર્વ વિદ્યા ફળે છે.

**ચારમુખી રુદ્રાક્ષ : ૐ વહી નમઃ।**

તે પ્રત્યક્ષ બ્રહ્મારૂપ જાણવો. તે મનુષ્યહત્યાનું નિવારણ કરે છે. તેનાં દર્શન કરવાથી કે સ્પર્શ કરવાથી ચારે વર્ણને ઉત્તમ ફળ આપે છે.

**પાંચમુખી રુદ્રાક્ષ : ૐ વહી નમઃ।**

તે પ્રત્યક્ષ રુદ્ર (શંકર) રૂપ જ જાણવો. તેનું કાલાદિ નામ છે. તે મુક્તિ તથા સર્વ કામનાઓની સિદ્ધિ કરનાર છે. અગમ્યાગમનજન્ય તથા અભક્ષ્યાભક્ષ્યજન્ય જેવાં મહાપાપને પણ તે પંચવક્ત્રવાળો રુદ્રાક્ષ નાશ કરે છે.

**છમુખી રુદ્રાક્ષ : ૐ વહી હું નમઃ।**

આ રુદ્રાક્ષ કાર્તિકસ્વામીરૂપ જાણવો. તે જમણે હાથે ધારણ કરવાથી બ્રહ્મહત્યા આદિ પાપથી મુક્ત થવાય છે.

**સાતમુખી રુદ્રાક્ષ : ૐ હું નમઃ।**

તે રુદ્રાક્ષનું નામ અનંગ છે. તેવા રુદ્રાક્ષ ધારણ કરવાથી મહાદરિદ્રી પણ પુષ્કળ ધનવાન બને છે.

**આઠમુખી રુદ્રાક્ષ : ૐ હું નમઃ।**

આ રુદ્રાક્ષ વસુરૂપ અને ભૈરવસ્વરૂપ છે. તેને ધારણ કરવાથી મનુષ્ય સંપૂર્ણ આયુષ્યવાન બને છે અને મૃત્યુ થયા પછી શિવરૂપ બને છે.

**નવમુખી રુદ્રાક્ષ : ૐ વહી હું નમઃ।**

આ રુદ્રાક્ષ ભૈરવ અને કપિલ મુનિરૂપ જાણવો. એ રુદ્રાક્ષ અધિષ્ઠાત્રી, નવ રૂપ ધારણ કરનારી દુર્ગા દેવીરૂપ છે. જે મનુષ્ય ભક્તિપૂર્વક રુદ્રાક્ષ ડાબે હાથે ધારણ કરે તે સર્વ સામર્થ્યવાન શિવ સરીખો બને એમાં કશો સંશય ન સમજવો.

**દશમુખી રુદ્રાક્ષ : ૐ વહી હું નમઃ।**

તે પ્રત્યક્ષ વિષ્ણુરૂપ જાણવો. તેને ધારણ કરવાથી પણ સર્વ કામના પૂરી થાય છે.

**અગિયારમુખી રુદ્રાક્ષ : ૐ વહી હું નમઃ।**

આ રુદ્રાક્ષ પ્રત્યક્ષ રુદ્રરૂપ જ સમજવો. તેને ધારણ કરવાથી સર્વ સ્થળે જય મળે.

**બારમુખી રુદ્રાક્ષ : ૐ ક્રાં ક્ષોં રૌં નમઃ।**

આ રુદ્રાક્ષને ચોટલીમાં ધારણ કરવાથી તે ધારણ કરનાર બાર સૂર્ય સમાન તેજસ્વી અને સૂર્યરૂપ જ બને છે.

**તેરમુખી રુદ્રાક્ષ : ૐ વહી નમઃ।**

આ રુદ્રાક્ષ વિશ્વેદેવરૂપ છે. તેને ધારણ કરવાથી સર્વ કામના પૂરી થાય અને માંગલિક સદ્ભાગ્યનો ઉદય થાય છે.

**ચૌદમુખી રુદ્રાક્ષ : ૐ નમઃ।**

તે શિવરૂપ હોય તેને મસ્તક પર ધારણ કરવાથી સર્વ પાપનો નાશ થાય છે.

જે મનુષ્ય પૃથ્વીમાં મંત્ર વિના રુદ્રાક્ષ ધારણ કરે છે તે ચૌદ ઇન્દ્રો બદલાય ત્યાં સુધી ઘોર નરકમાં પડે છે. રુદ્રાક્ષની માળા જોઇને ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ, શાકિની અને અન્ય કૃત્રિમ તથા કુદરતી દ્રોહ કરનાર હોય તે તમામ ભયભીત થઈ દૂર ખસી જાય છે.

**— વિરાનંદજી મહારાજ**





# શિવલિંગોમાં શ્રેષ્ઠ અમરનાથ

દિલ્હી : ૬૪૭ કિ.મી. સૂરત : ૨,૦૩૬ કિ.મી. પહેલગામ : ૪૫ કિ.મી.

આ હિંદુઓનું એક ખૂબ જ પવિત્ર યાત્રાધામ છે. ભારતમાંના બાર મહાન ગણાતા જ્યોતિર્લિંગમાંનું તે એક છે. તે ખૂબ જ ઊંચા કપરા ચડાણવાળા ૪,૧૧૫ મીટર પર પહાડ ઉપર આવેલું છે. તે એક પવિત્ર ગુફા સૌ પ્રથમ એક મુસલમાન રબારી અક્રાંબાત મલ્લિકે શોધી કાઢી હતી અને તેમાં બરફનું શિવલિંગ સૌ પ્રથમ સત્યુગમાં મહર્ષિ ભૃગુમુનિએ જોયું હતું.

શ્રીનગરથી પહેલગામ થઇને અમરનાથ જવાય છે. સમગ્ર રસ્તામાં એકવીસ તીર્થ આવે છે – ૧. વિતરત નામનો કુંડ, ૨. પાંદ્રતન – શ્રીનગરથી ૫ કિ.મી. દૂર, ૩. પામપુર, ૪. અવંતીપુર – જૂનાં મંદિરો છે, ત્યાંથી ૫ ફૂટના ઘેરાવાવાળું ચિનાર વૃક્ષ છે. ૫. જોબરૂ, ૬. બાગહામ, ૭. ઉત્સ, ૮. હસ્તિનકુનર્ગમ, ૯. ચક્રધર, ૧૦. દેવકીસ્થાન, ૧૧. વિજયેશ્વર, ૧૨. હરિશ્ચંદ્રરાજ, ૧૩. તેજોવર, ૧૪. સોરગોવ્હર, ૧૫. શુકરગામ, ૧૬. બદૂર, ૧૭. સલર, ૧૮. ગણેશબલ, ૧૯. નીલગંગા, ૨૦. થાણેશ્વર, ૨૧. પંચતરણી.

# ❁ જોવાલાયક સ્થળો ❁

**બરફનું શિવલિંગ :**

વર્ષ દરમિયાન ખડકની તિરાડમાંથી ટપકીને ભેગું થયેલું પાણી થીજી જઈ શિવલિંગનો આકાર ધારણ કરે છે. આ શિવલિંગ ૭ થી ૨૦ ફૂટ ઊંચું બને છે.

**કબૂતર યુગલ :**

આ ગુફામાં એક કબૂતર યુગલ યુગોથી છે.

**સૂર્ય મંદિર :**

પહેલગામથી અમરનાથ જવાય છે. શ્રીનગરથી ૧૦ કિ.મી. પામ્પુર. ત્યાંથી ૧૪ કિ.મી. અવંતીપુર, ત્યાંથી ૯ કિ.મી. માર્તંડ આવે છે. અમરનાથના પંડ્યા લોકોનું ગામ છે. અહીં સૂર્ય મંદિર છે. સૂર્યને કાશ્મીરી ભાષામાં માર્તંડ કહે છે. તેથી સૂર્ય મંદિર ઉપરથી માર્તંડ નામ પડેલું છે.

મંદિરની લંબાઈ ૬૩ ફૂટ. ચારે બાજુ નકશીવાળા થાંભલા લગભગ ૮૪ છે. તેનો કુલ ઘેરાવો ૧૫૦ × ૨૩૦ ફૂટ છે. આ મંદિરમાં સૂર્યની સાત ઘોડાના રથમાં બેઠેલી મૂર્તિ છે. મંદિર નીચે સૂર્યકુંડ છે. કુંડ ૧૫ લંબાઈ × ૧૨ પહોળાઈ × ૧૫ ઊંડાઈ છે. પાસે ચીનારનાં વૃક્ષો છે.

આ મંદિર તૂટી ગયું છે અને હવે માત્ર તેના અવશેષો જ છે. મંદિરનો એક વિશાળ ચોક દેખાય છે અને તેની આજુબાજુ અસંખ્ય થાંભલા છે.

**મુસલમાન ગુફા :**

ગણેશજીના મંદિર આગળ આ એક ગુફા છે. એમાંની સફેદ ભસ્મ ખોદી કાઢીને મુસલમાનો યાત્રાળુઓને આપે છે. આ અમરનાથની યાત્રાનો રસ્તો મુસલમાનોએ સાફ કરેલો હોવાથી મળેલા પુણ્યનો થોડોક ભાગ એમને ફાળે જાય છે.

**અમરનાથની ગુફા :**

વર્ષોથી બરફથી જાતે જ બનતું કુદરતી બરફનું શિવલિંગ છે અને પછી ધીમે ધીમે ક્ષીણ થતું જાય છે, પરંતુ સત્ય એ છે કે નાશ પામતું નથી. લિંગની આસપાસ કાચો બરફ પથરાયેલો રહે છે, છતાં શિવલિંગનો બરફ કઠણ છે.

અમરનાથની ગુફા અમરાવતી નદીના કાંઠે તળેટીથી ૮૦૦ ફૂટ ઊંચાઇએ અને સમુદ્ર સપાટીથી ૧૨૮૩૦ ફૂટ ઊંચાઇએ છે. ૧૦૦ ફૂટ ઊંચાઈ, ૯૦ ફૂટ પહોળાઈ, ૧૨૫ ફૂટ લંબાઈ, ગુફાના આગળના ભાગની છે. મનુષ્યની કૃતિ અહીં બિલકુલ નથી. ગુફા, શિવલિંગ, પાર્વતીજી, ગણપતિની મૂર્તિઓ બરફની જ કુદરતી છે. એકંદરે ગુફા આશરે ૧૫૦ ફૂટ લાંબી, ૧૫૦ ફૂટ ઊંચી અને ૧૫૦ ફૂટ

પહોળાઇની વિશાળ છે. ત્રણસો માણસો બેસી શકે તેવી મોટી જગ્યા છે. ઉપરથી બરફ ઓગળતો હોઈ યાત્રી ઉપર પાણીના ઠંડા ટીપાં પડે છે. શિવલિંગ આસપાસ લોખંડની જાળી નાંખેલી છે. જાળીની અંદર જઈ યાત્રી શિવલિંગની પૂજા, આરતી, દર્શન કરે છે. શિવલિંગ કુદરતી બરફનું જામેલું છે. સુદ પડવેથી શિવલિંગ બંધાવા માંડે છે અને પૂનમના દિવસે સંપૂર્ણ શિવલિંગ ચંદ્રની કળાની માફક બને છે અને જેમ વદ પડવેથી ચંદ્રની કળા ઘટતી જાય છે અને અમાસના દિવસે છેક જ નાનું શિવલિંગ અને જળાધારી પણ બરફની જ દેખાય છે. શિવલિંગની જમણી બાજુએ ગણેશજીની કુદરતી બરફની મૂર્તિઓ છે. અમરાવતી નદીમાં સ્નાન કરીને અને કેટલાક સખત ઠંડી હોવાથી માર્જન કરીને અમરનાથ મહાદેવનાં દર્શન કરે છે. ગુફાની નીચે અમરગંગા નદી વહે છે, જેમાં યાત્રિકો સ્નાન કરી પછી શિવબાબાના દર્શને જાય છે.

અમરનાથ ગુફાનો પહાડ જીપસમનો બનેલો છે અને ગુફામાં ડાબી બાજુએ એક ગોખ છે, તેમાંથી ખોદીખોદીને યાત્રી એને ભભૂતિ તરીકે પોતાને વતન લઈ જાય છે. આ જીપસમવાળા ગોખની બાજુમાં એક ગોખ બીજો છે. તેમાં ટીપું ટીપું પાણી ઝરે છે અને નાના કુંડ જેવો ગોખ છે, તેમાં યાત્રી આચમન કરે છે. શિવલિંગ ઉપર એક-બે ટીપાં ઉપરથી ટપકે છે અને તે ટીપાં શિવલિંગ ઉપર પડે છે તેથી શિવલિંગ આ ટીપાંથી બંધાય છે એમ દેખાય છે. અહીં સુધી યાત્રી આવી દર્શન કરી કૃતાર્થ થાય છે.

ગુફાની ઉપર એક કુંડ છે જેને રામકુંડ નામે ઓળખાય છે. ગુફાની નજીક સફેદ રાખનું એક સ્થાન છે, જ્યાંથી યાત્રિકો તેને પ્રસાદરૂપે લાવે છે. શ્રાવણ માસમાં યાત્રા દર્શન કરવાથી અધિક પુણ્ય મળે છે.

મહા પરિશ્રમે જીવનાં જોખમે અહીં આવી ભગવાન અમરનાથનાં દર્શન કરી પોતાના મનુષ્ય જીવનનું ધનભાગ્ય સમજે છે. અહીં ગુફાની અંદર માનવકૃતિ કોઈ જ નથી. નથી મંદિર, નથી મનુષ્યની ઘડેલી મૂર્તિઓ, નથી મકાન, તેની સ્થાપના કે પ્રાણપ્રતિષ્ઠા મનુષ્યના હાથે થઈ નથી. તેમજ લિંગના ઘડતરમાં કે આકારમાં મનુષ્ય કારીગરીની કલ્પના નથી. સ્વયંભૂ લિંગનાં દર્શન અહીં થાય છે. ચંદ્રકળાની પેઠે સુદ પડવાથી વૃદ્ધિગત થતું પૂર્ણિમાના દિવસે સંપૂર્ણ અંશે બની રહે છે અને પછીથી વદ પડવાથી ધીમે ધીમે નાનું થતું અમાસના દિવસે લય-જળમય થઈ જાય છે. ફક્ત બરફની જળાધારી રહે છે. માત્ર અમરનાથનું શિવલિંગ જ નહીં, પણ જળાધારી, પાર્વતીજી અને ગણેશની મૂર્તિઓ – એ સર્વે બરફમાંથી સ્વયં પ્રાદુર્ભાવ પામે છે. અમરનાથ એ ઈશ્વરી લીલા અને કુદરતનું અદ્ભુત ધામ છે.

**કબૂતર :**

ગુફામાં કબૂતરની જોડી જોવા મળે છે. એ બરફની ઠંડી જગ્યાએ વેરાન અને વિકટ જંગલમાં આ પક્ષીઓ દેખાય છે. એ દૃશ્ય નવાઈ પમાડે તેવું છે. વૃક્ષોનું નામ દેખાતું નથી. ઉજ્જડ સ્થળ છે. જ્યાં જુઓ ત્યાં બરફ અને પથ્થર. યાત્રી પક્ષી (કબૂતર)નાં જોડાનાં દર્શન કરે છે ત્યારે યાત્રા સફળ થઈ એમ માને છે.

## ❊ અમરનાથનું માહાત્મ્ય ❊

અમરનાથના પહાડના શિખરની ઊંચાઈ સમુદ્રસપાટીથી ૧૭૮૯૦ ફૂટની છે.

એક સમયે શંકર ભગવાન પાર્વતીને અમરફળની વાર્તા અમરનાથની ગુફામાં સંભળાવતા હતા. શંકરે પાર્વતીને કહ્યું કે, જ્યાં સુધી હું અમર ફળની વાર્તા કહેવાનું ચાલુ રાખું ત્યાં સુધી તમારે હુંકાર ભણવો ચાલુ રાખવો અને હુંકાર ભણવાનું કબૂલ કર્યું અને શંકર ભગવાને વાર્તાનો પ્રારંભ કર્યો. અમરફળની વાર્તા સાંભળતાં સાંભળતાં અમુક વખત પછી પાર્વતીને ઝોકું આવી ગયું અને હુંકાર ભણવાનો બંધ પડી ગયો. પરંતુ ગુફામાં તે સમયે એક કબૂતર જોડું છુપાઇને બેઠેલું હતું તે શંકરની આ અમરફળની વાર્તા સાંભળતું હતું. (આ અમરફળની વાર્તા પૂરી સાંભળે છે તેથી અમર થઈ જાય છે.) જ્યારે પાર્વતીએ હુંકાર ભણવાનું ઝોકું આવવાને લીધે બંધ કર્યું એટલે કબતૂરે હુંકાર આપવો શરૂ કર્યો અને ચાલુ જ રાખ્યો. શંકરે અમરફળની વાર્તા સમાપ્ત કરી, ત્યારે પાર્વતી ઝોકું ખાતાં હતાં તે જાગૃત અવસ્થામાં આવી ગયાં અને પૂછવા લાગ્યા કે (અમરફળની વાર્તા જ્યાંથી ઝોકું આવ્યું હતું ત્યાંથી સાંભળવી રહી ગઈ છે તેથી પૂછ્યું કે) પછી શું થયું તે કૃપા કરી કહો. ત્યારે શંકરે કહ્યું કે, હુંકાર તો ચાલુ હતો અને તમે કેમ વાર્તા સાંભળી નહીં? તપાસ કરતાં માલૂમ પડ્યું કે, આ ગુફામાં કબૂતરની જોડી હતી અને કબૂતરે હુંકાર ચાલુ રાખ્યો હતો. આ વાત શંકરે જ્યારે જાણી ત્યારે તત્કાળ ક્રોધે ભરાઈ પક્ષીને પકડવા ગયા, પરંતુ પક્ષી ઊડી ગયાં. એ કબતૂરની જોડી અમર વાર્તા સાંભળી અમર થઈ ગઈ. આ કબૂતરની જોડી હાલ પણ જોવામાં આવે છે. આ વાત શિવપુરાણમાં લખેલી છે. આટલી ઠંડી જગ્યાએ અને કાંઇપણ દાણો ખાવાનો મળે નહીં તેવી જગ્યાએ આ કબૂતરોનું અસ્તિત્વ નવાઈ પમાડે તેવું છે. તેવા સંજોગોમાં કબૂતરનાં દર્શન શ્રદ્ધાળુ યાત્રીઓને ભગવાન ઉપરની શ્રદ્ધા અને ભક્તિની અનેક ભાવના અને કલ્પનાઓ ખડી કરે છે.

***'અમરનાથ બાબા કી જય'***



પ્રાચીન સમગ્રના ખંડેરોમાંથી

મળી આવેલા

# શિવલિંગના અવશેષો



## લિંગાષ્ટકમ્

બ્રહ્મામુરારી સુરચિત લિંગં, નિર્મલ ભાસિત શોભિતલિંગં,
જન્મ જ દુ:ખ વિનાશક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

દેવમૂનિ પ્રવચર્ચિત લિંગં, કામદહં કરૂણાકર લિંગં,
રાવણ દર્પ વિનાશક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

સર્વ સુગંધિ સુલેપિત લિંગં, બુદ્ધિ વિવર્ધન કારણ લિંગં,
સિદ્ધ સૂરાસૂર વંદિત લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

કનક મહામણિ ભૂસિત લિંગં, ફણીપતિ વેષ્ટિત શોભિતલિંગં,
દક્ષ સંદેશ વિનાશક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

કુમ કુમ ચંદન લેપિત લિંગં, પંકજ હાર સુશોભિત લિંગં,
સંચિત તાપ વિનાશક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

દેવગણર્ચિત સેવિત લિંગં, ભાવે ભક્તિ ભિરવે લિંગં,
દિનકર કોટિ પ્રભાકર લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

અષ્ટદલો પરી વેષ્ટિત લિંગં, સર્વ સમુદ્રવ કારણ લિંગં,
અષ્ટ દરિદ્ર વિનાશક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

સુરગુરૂ સુરવર પૂજિત લિંગં, સૂરવન પુષ્પ સદાર્ચિત લિંગં,
પરાત્પરં પરાત્મક લિંગં, તત્ પ્રણમામિ સદાશિવલિંગં॥

લિંગાષ્ટકમ્ ઇદમ્ પુણ્ય ચ પઠેત શિવ સન્નિધૌ,
શિવલોક વાપ્નોતિ શિવેન સહમોદતે...

॥ ઇતિ લિંગાષ્ટકમ્ સંપૂર્ણ॥



## શિવ અને શિવલિંગ

શિવરાત્રિ એટલે ધર્મની વૃદ્ધિ આપતો દિવસ.

માગસર માસના આર્યો નક્ષત્ર યુક્ત પૂર્ણિમા/પ્રતિપદામાં જ્યોર્તિમય સ્થંભરૂપે પ્રગટ થયો હતો. આ વિરાટ સ્વરૂપના દર્શન અને પૂજન કરી શકે તેથી દિનપ્રતિદિન ''જ્યોતિર્મય લિંગ'' નાનું બન્યું. પહેલા લિંગ (સ્થંભરૂપે) રૂપે પ્રકટ થયા પછી સાક્ષાત્ રૂપે પ્રકટ થયા. લિંગનું દર્શન, પૂજન, ધ્યાન, સ્પર્શથી દરેક જીવના દુઃખો દૂર (નષ્ટ) થઈ જશે.

માગસર માસમાં (આર્દ્રા નક્ષત્ર યુક્ત) પૂર્ણિમાના દિવસે શિવ-પાર્વતીના દર્શન અથવા લિંગની ઝાંખી કરશે તે શિવજીના અતિ પ્રિય ભક્ત બનશે.

ભગવાન શંકરે દેવતા, દાનવો અને માનવો – ત્રણે લોકોને લિંગરૂપે કૃપા કરવાના ઉદ્દેશથી લિંગ ધારણ કર્યું છે.

આદિદેવ મહાદેવના કોઈ માતા-પિતા નથી. (પૌરાણિક ગ્રંથોમાં ક્યાંય પણ અણસાર મળતો નથી.) શિવ-પાર્વતીનો જગતમાં માતા-પિતા તરીકે ઉલ્લેખ થયો છે. મંદિરોમાં મૂર્તિના બદલે મોટાભાગે લિંગ જોવા મળે છે. આખા વિશ્વમાં પ્રાચીનકાળથી તેમની પૂજા સર્વે જાતિના માનવીઓ એક યા બીજા સ્વરૂપે કરતા તેનો ઉલ્લેખ ગ્રંથોમાં થયો છે. લિંગપૂજાને શિવસાધના કે ઉપાસનાનું અતિ પ્રાચીન સ્વરૂપ આલેખાયું છે.



લિંગ એટલે આત્મજ્ઞાન અને બ્રહ્માંડનું પ્રતીક ગણવામાં આવ્યું છે. સ્કંદપુરાણમાં શિવલિંગ સ્વરૂપ આકાશ અને તેની નીચેના ગોળથાળાને પૃથ્વીરૂપ દર્શાવ્યું છે. અગ્નિ જેવા

લિંગના સ્વરૂપને શાંત પાડવા તેમાં ઉપર તાંબાના કુંભમાં નીચે છિદ્ર પાડી સતત પાણી કે દૂધનો (અભિષેક) પ્રવાહ વહ્યા કરવાની પ્રણાલિકા છે.

સ્વયંભૂ લિંગની પૂજાથી ઉપાસકનું જ્ઞાન સ્વયં વધવા લાગે છે.

સોનું, ચાંદી, ભૂમિ કે વેદી ઉપર હાથે લખેલું જે શુદ્ધ પ્રણવ મંત્ર રૂપ લિંગ છે, જ્યાં શિવ પ્રાગટ્યનો વિશ્વાસ અને શ્રદ્ધા હોવાથી આવાહન અને ષોડશ પૂજા કરવાથી ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે.

વિવિધતાથી શિવલિંગની પૂજાવિધિ વિવિધ જ્ઞાતિના લોકો કરતા આવ્યા છે.

બ્રાહ્મણ માટે રસ લિંગ, વૈશ્ય માટે સુવર્ણ લિંગ, ક્ષત્રિય માટે બાણ લિંગ, શુદ્રો માટે સ્ફટિક લિંગની પૂજાનો ઉલ્લેખ પૌરાણિક ગ્રંથોમાં છે.

રસ લિંગ — બ્રાહ્મણોને ઇચ્છિત ફળ (વસ્તુ) આપનાર છે.

બાણ લિંગ — ક્ષત્રિયોને મહાન સુખમય રાજ્ય આપનાર છે.

સુવર્ણ લિંગ — વૈશ્યોને ધનપ્રાપ્તિ કરાવે છે.

સ્ફટિક લિંગ — સર્વ લોકની મનોકામના પૂર્ણ કરનાર છે.

સૌભાગ્યવતી માટે પાર્થિવલિંગની પૂજા અને વિધવા માટે સ્ફટિક લિંગની પૂજા દર્શાવી છે.

સાથે સાથે સ્ફટિક લિંગની પૂજા સર્વ જાતિની વ્યક્તિ કરી શકે છે.

વિશ્વમાં દૃષ્ટિપાત કરો તો પ્રત્યેક જીવના આત્માને જ્ઞાનરૂપી પ્રકાશમાં લઈ જતા શિવની જ્યોતિર્લિંગ સ્વરૂપે અનુભૂતિ થાય છે. શિવલિંગનો અર્થ શુભ પ્રતીક અથવા બીજ.

શિવજીની સ્થાપના લગભગ લિંગ સ્વરૂપમાં કરવામાં આવે છે અને શિવપૂજન, શિવતત્ત્વ ધારણ કરવાથી મનુષ્ય સંપૂર્ણ બને છે. શિવનો અર્થ શુભ અને શંકરનો અર્થ કલ્યાણ અથવા ભલું કરનાર થાય છે. શિવજીને ત્રણ નેત્ર છે, જે દીર્ઘદૃષ્ટિ અને વિવેક દર્શાવે છે. વિવેકનું કામ કામનાને બાળવાનું છે અને શિવજીના મસ્તક ઉપર જે ચન્દ્ર ધારણ કરેલો છે તે માનસિક શાંતિ અને સમતુલના જાળવી રાખવાનો આદેશ આપે છે. જ્યારે શિવજીની જટામાંથી વહેતી ગંગા જ્ઞાનપ્રવાહનું સૂચન કરે છે. ભૂતપિશાચ વર્ગના માનવ માટે શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસ જગાડે છે.

શિવજીએ વિષપાન કર્યું અને ગળાની નીચે જવા ન દીધું, જેને સમાજના કડવા વેણ પીવા છતાં કલ્યાણ અને સુખના આશીર્વાદ આપવા સમજવું. શિવજીનો નિવાસ સ્મશાનમાં છે, જે જીવનનું અંતિમ સત્ય સમજાવે છે. શિવનું પૂજન દૂધથી, જળથી કે પુષ્પોથી કે બિલિપત્રથી અથવા તો શેરડીના રસથી જેવા વિવિધ માનવેચ્છાયુક્ત દ્રવ્યોથી સૌ કોઈ યથાશક્તિ પૂજન કરે છે.

શિવલિંગની સ્થાપના કરવાની હોય એમાં પૂર્વ અને પશ્ચિમ બે મુખ્ય દ્વાર હોવા જોઇએ. શિવલિંગની સ્થાપનાની જગ્યા નીચે ખાડામાં લાલ વૈદૂર્ય, નીલમ, શ્યામ મરકટ, મૂંગા, ગોમેદ, મોતી, હીરા, નવરત્ન તથા કિંમતી દ્રવ્યો દ્વારા વૈદિક મંત્રોપચાર કરી ભંડારવા જોઇએ. શિવધ્યાન ધરી મહામંત્ર 'ૐ'નું ઉચ્ચારણ કરવું.



# શિવ રહસ્ય

શિવ રહસ્ય સમજવા માટે વેદોમાં વર્ણવેલા અને પરાત્પર બ્રહ્મની ઉપમા જેને અપાયેલી છે, તે દેવાધિદેવ – મહાદેવ, ત્રિદેવો બ્રહ્મા, વિષ્ણુ અને શિવથી ભિન્ન છે. એટલા માટે જ તેમને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ આદિમાં 'મહેશ્વર' કહેવામાં આવ્યા છે અને વેદોની સેંકડો ઋચાઓ દ્વારા તેમનું પરબ્રહ્મરૂપે પ્રતિપાદન થયેલું છે જે કદાચ શિવપુરાણ સિવાય અન્ય પુરાણોમાં જોવા મળશે નહીં. જેવી રીતે આ મહેશ્વર સ્વયં પરબ્રહ્મ સ્વરૂપ છે, તેવી જ રીતે તેમના આદ્યશક્તિ સ્વયં દેવી અંબિકા બ્રહ્મવિદ્યા છે. તેમનાં ભિન્નભિન્ન નામો ચરિત્રાનુસાર વર્ણવવામાં આવ્યાં છે, જેમ કે કાત્યાયની, ગૌરી, ભવાની, પાર્વતી આદિ નામો પુરાણોક્ત લીલા-અનુસાર સમજી શકાય છે.

ભગવાન શિવ કલ્યાણકારી હોવાથી કોઇનું અહિત કરતા નથી. આથી દૈત્યોનો થતો સંહાર પણ તેમના ભક્તોના રક્ષણાર્થે અને ધર્મસ્થાપન અર્થે જ થતો હોય છે. સંહારાત્મક આ કાર્ય પણ તેમની રૌદ્રી શક્તિ દ્વારા થતું હોવાથી મૂળ મહેશ્વરના બ્રહ્મત્વમાં બંધ આવતો નથી. આ રહસ્યને સમજવા માટે તેમનાં આધિભૌતિક, આદિદૈવિક અને આધ્યાત્મિક રૂપોને જાણવાં-સમજવાં જરૂરી બને છે.

ભગવાન શંકરની લીલા જેવી કલ્યાણકારી છે, તેવી જ ઉદાર પણ છે. નિજભક્તોની ઇચ્છા પૂર્ણ કરવા માટે તેઓ માત્ર-કુપાત્રનો વિચાર કરતા નથી. આથી કેટલાક ભક્તો તેમને ભોળાશંભુ કહે છે.

તામસ પ્રકૃતિના જીવો જ્યારે શિવજી પાસેથી કાંઇક માગવાની ઇચ્છા કરે છે, ત્યારે માગનારમાં અક્કલ હોતી નથી. સ્કંદપુરાણમાં શિવજીની ઉદારતાનું એક સુંદર દૃષ્ટાંત છે:

એકવાર કુબેરે ભગવાન શંકરને પ્રાર્થના કરી, 'પ્રભો! મારી પાસે ઘણું ધન છે. એ ધનથી હું આપની યત્કિંચિત સેવા કરવા ઇચ્છું છું.'

શિવજીએ કહ્યું, 'મને ધનની સેવાની જરૂર નથી. જગતનું તમામ ધન તો મારી વિભૂતિ છે. તમે કોઈ અન્ય દેવ-દેવીની સેવા કરો.'

હવે કુબેરે એજ પ્રકારે પાર્વતીજીની પ્રાર્થના કરી. મહામાયા પાર્વતીજીએ કુબેરને આજ્ઞા કરી, 'કૈલાસની નજીકમાં એક સુવર્ણનો રત્નજડિત રાજમહેલ બનાવી આપો.'

અને કૈલાસની નજીકમાં જ એક રત્નજડિત રાજમહેલ તૈયાર થયો. હવે આ સુવર્ણમહેલનું વાસ્તુ કરવા માટે કોઈ મહાન વિદ્વાન બ્રાહ્મણને બોલાવવા પાર્વતીજીએ શિવજીને પ્રાર્થના કરી.

જગદ્ગુરુ સદાશિવને જગતના જીવોને બોધ આપવા માટે આવી કોઇક લીલા કરવાની ઇચ્છા થઈ આવી. આથી શિવજીએ આજ્ઞા કરી, 'લંકાપતિ રાવણ પુલસ્ત્ય કુલનો વેદવેત્તા બ્રાહ્મણ છે. કર્મકાંડ કરવામાં એ ખૂબ કુશળ છે. અનેક ઋષિ-મુનિઓ યજ્ઞના આચાર્ય તરીકે એનું જ વરણ કરે છે. આપણે આપણા આ મહાલય-સ્વર્ણમંદિરની વાસ્તુશાંતિના આચાર્ય તરીકે રાવણનું વરણ કરીએ.'

'બહુ સારું' — કહીને મહાદેવી પાર્વતીજીએ પોતાના દૂતને લંકામાં મોકલીને વાસ્તુશાંતિના આચાર્ય તરીકે રાવણને આમંત્રણ મોકલ્યું. રાવણે એ આમંત્રણનો સ્વીકાર કર્યો. અનેક ઋષિમુનિઓ સહિત રાવણે આ વાસ્તુશાંતિનું કાર્ય સંપન્ન કર્યું.

દક્ષિણા આપવાનો સમય થયો. ભગવાન સદાશિવે યજમાન તરીકે રાવણને દક્ષિણા માગવાની આજ્ઞા કરી, પરંતુ રાવણ ઉચ્ચ કક્ષાનો વેદવેત્તા હોવા છતાં તેની ચિત્તવૃત્તિ સ્થિર ન હતી. એની દૃષ્ટિ જગદંબા-પાર્વતી ઉપર હતી. આથી તેણે ભગવાન શંકર પાસેથી દક્ષિણાના રૂપમાં મહાદેવી પાર્વતીની યાચના કરી.

અને ભગવાન ભોળાશંભુએ પાર્વતીજી સામે જોયું. આવી અયોગ્ય માગણી પાર્વતીજીને ગમી નહીં!

આ તરફ આ વાસ્તુશાંતિના પ્રસંગે તમામ દેવો આવ્યા હતા, તેમને પણ ચિંતા થઈ કે આ બ્રહ્મવિદ્યા કુપાત્રના હાથમાં જશે, તો અર્થને બદલે અનર્થ થઈ જશે! બધા દેવોએ શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું. આ તરફ પાર્વતીને હાથ પર ઊઠાવીને રાવણ ચાલતો થયો. ત્યાં વચ્ચે જ એક અગિયાર વર્ષનો ગોવાળ તેને સામે મળ્યો. ગોવાળે હસીને રાવણને પૂછ્યું, 'અરે, આ કોને લઈ જાય છે?'

'આ પાર્વતી છે. શંકરે મને દક્ષિણામાં આપી છે.' રાવણે જવાબ આપ્યો.

'આવો વિશ્વાસ તને કેવી રીતે આવ્યો?' હસતાં હસતાં ગોવાળે કહ્યું, 'ભલા કોઈ પોતાની પત્નીને દક્ષિણામાં આપે ખરા?'

'ત્યારે આ કોણ છે?' રાવણે પૂછ્યું.

'હું તો રોજ શંકરના દર્શને જાઉં છું. શિવ-પાર્વતીની યુગલ જોડીની સેવા કરનારી આ પાર્વતીની દાસી છે!' ગોવાળે જવાબ આપ્યો.

'તારી વાત નાના બાળકના જેવી છે. એને હું કેવી રીતે માનું?' રાવણે શંકા કરી.

'તને વેદશાસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન છે.' ગોવાળ બોલ્યા, 'તેમાં જણાવ્યા પ્રમાણે સદાશિવ સાક્ષાત્ બ્રહ્મ છે ને પાર્વતી બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ છે. બ્રહ્મવિદ્યાના શરીરમાંથી અગરુચંદનની સુગંધ ફેલાય છે. હવે આ દાસીના શરીરની નજીકમાં જઇને જોઈ લે કે, તેના શરીરમાંથી એવી સુગંધ નીકળે છે?'

ગોવાળની વાતોથી રાવણ ભ્રમમાં પડી ગયો. તેણે પાર્વતીજીની નજીકમાં જઇને જોયું તો તેમાંથી દુર્ગંધ આવી રહી હતી. હવે રાવણને વિચાર આવ્યો કે હું છેતરાઈ ગયો છું. હવે આ દક્ષિણામાં આવેલી દાસીને બદલાવવા જઇશ, તો ક્યાંક શંકર આ દાસીને જ સંકલ્પપૂર્વક દક્ષિણામાં આપી છે, એમ કહીને મને ગળે વળગાડી દેશે! અથવા તો શાપ આપી દેશે! આવો વિચાર કરીને રાવણ એ દાસીને ત્યાં ને ત્યાં છોડીને કૈલાસમાં ચાલ્યો ગયો. મહાદેવી પાર્વતીને લઇને ભગવાન શ્રીકૃષ્ણ કૈલાસમાં ગયા, અને ભગવાન શંકરને કહ્યું, 'લો, સંભાળો આપની આ બ્રહ્મવિદ્યાને!'

'રાવણ આ અલૌકિક બ્રહ્મવિદ્યાને પાત્ર નથી અને કુપાત્રને મળેલી બ્રહ્મવિદ્યા સુગંધને બદલે દુર્ગંધ ફેલાવે છે, એ ન્યાયથી મેં આજે રાવણની પાસેથી તેને મુક્ત કરાવી છે.'

આ દૃષ્ટાંત એમ સૂચવે છે કે કુપાત્રના હાથમાં જો બ્રહ્મવિદ્યા આવી પડે, તો એ સુગંધ-સુવાસને બદલે દુર્ગંધ-અપકીર્તિ અને વિષયવાસના ફેલાવે છે. પાર્વતી સ્વયં બ્રહ્મવિદ્યાનું સાક્ષાત્ સ્વરૂપ છે. ભગવાન સદાશિવ એવા ઉદાર અને ભોળા છે કે તેઓ ભક્તોને પોતાનું સર્વસ્વ આપી દેવામાં પણ સંકોચ કરતા નથી. તેમને પરાત્પર માનીને સેવન કરનારા માટે તો તેઓ પરાત્પર બ્રહ્મ જ છે. માત્ર શૈવોને માટે જ નહીં, પરંતુ અનેક વૈષ્ણવ સંપ્રદાયોના પણ તેઓ પરંપરાગત પરમ ગુરુ છે.



• મહર્ષિ વેદ વ્યાસ

# લિંગમહાપુરાણ

## અનુક્રમણિકા

### પૂર્વ ભાગ

## ઉત્તર ભાગ






વેદ વ્યાસ રચિત

# લિંગ મહાપુરાણ

ભાગ ૧-૨ સાથે

વાંચવામાં સરળ પડે તેથી

સ્વચ્છ રીતે

ઑફસેટ પ્રિન્ટમાં

શિવલીલા દર્શનનાં ચિત્રો,

અપ્રાપ્ય ચિત્રો તથા

ફૉરકલર ચિત્રો સહિત

મુદ્રણ કરવા બદલ

અભિનંદન.

અસલ

## વેદ વ્યાસ રચિત

# લિંગમહાપુરાણ

## પૂર્વ ભાગ

### અધ્યાય ૧લો

### લિંગની ઉત્પત્તિનું વર્ણન



**ૐ નમો રુદ્રાય હરયે બ્રાહ્મણે પરમાત્મને।**
**પ્રધાનપુરુષેશાય સર્ગસ્થિત્યન્તકારણેન॥૧॥**

શંકર ભગવાનના ગણોના અધિપતિ શ્રીગણેશને નમસ્કાર છે. પરબ્રહ્મ પરમાત્મારૂપ શિવજીને નમસ્કાર છે.

શંકરના ઉત્કર્ષનું પ્રતિપાદન કરનારી શ્રુતિએ રુદ્રાષ્ટાધ્યાયીમાના રુદ્રાધ્યાયમાં વર્ણવાયેલાં નામોનું માહાત્મ્ય ગાતાં જણાવ્યું છે કે, ભગવાન શિવજીનાં એ નામોનું કીર્તન અગણિત પાપોને બાળીને ભસ્મ કરે છે. માટે આ પુરાણનું મંગળાચરણ '**નમો રુદ્રાય**' – રુદ્રને નમસ્કાર છે. આ રીતે રુદ્રના સ્મરણપૂર્વક કરાયું છે.

પરમાત્મા સ્વરૂપ રુદ્ર બ્રહ્માજી અને શ્રીહરિ એ ત્રિમૂર્તિમાં પણ રુદ્રનું પ્રાધાન્ય છે, માટે 'નમો રુદ્રાય' – એ પંચાક્ષર મંત્રથી રુદ્રને પ્રણામ કર્યા છે. પરમેશ્વરથી વિમુખ થયેલાને જે રડાવે તે રુદ્ર. સ્મરણ માત્રથી પાપોનો સંહાર કરે તે શ્રીહરિ. પ્રજાની વૃદ્ધિ કરતા હોવાથી બ્રહ્માજી પ્રજાપતિ કહેવાય છે. એ ત્રિમૂર્તિ જ પોતાના સત્ત્વ, રજ અને તમ વગેરે ગુણોથી સૃષ્ટિનું પાલન, સર્જન ને સંહાર કરતી રહે છે. રજોગુણથી બ્રહ્માજી સૃષ્ટિનું સર્જન, સત્ત્વથી શ્રીહરિ અર્થાત્ શ્રીવિષ્ણુ પાલન તથા તમોગુણથી શિવજી સંહાર કરે છે. અનંત એવા બ્રહ્માજી પ્રકર્ષ રૂપથી વિશ્વ રહેલું છે તેથી તે પ્રધાન છે. દેવી શિવા કલ્યાણકારી છે, તેથી તેને પ્રકૃતિ યાં માયા કહી છે. પચીસ તત્ત્વોના દેહમાં રહેલા પુરુષ જીવ કહેવાયો છે. એ સૌના પરમાત્મા સદાશિવ છે. તેનાથી કોઈ શ્રેષ્ઠ નથી માટે તે પરમેશ્વર છે. દેશ કાળ વગેરેથી અનવિચ્છિન્ન ઉપાધિ રહિત છે તે પરમાત્મારૂપી શંકર ભગવાનને નમસ્કાર.

'નાર' એટલે અજ્ઞાન. તેનો સર્વ વિનાશ કરે તે નારદજી. મહર્ષિ નારદે શૈલાધિરાજ હિમાલય પર અને હિરણ્યગર્ભ, મહાલય, રૌદ્ર, ગોપ્રક્ષક, વિઘ્નેશ્વર, ગોમાયુકેશ્વર, પાશુપત, કેદાર, ચંદ્રેશ ઇશાન્ય, ત્રિવિષ્ટપ, શુક્રેશ્વર વગેરે સ્થળોમાં શિવજીનું વિધિપૂર્વક પૂજન કર્યું, પછી એ મુનિ નૈમિષારણ્યમાં ગયા. કેવળ નિમેષમાં દાનવ સૈન્યનો પરમાત્માએ એ અરણ્યમાં વિનાશ કર્યો, તેથી તો તે અરણ્ય નૈમિષ અરણ્ય કહેવાય છે. નૈમિષારણ્યમાં નિવાસ કરનાર મુનિઓએ નારદજીને પોતાને ત્યાં પધારેલા જોયા તેથી તેઓ હર્ષ પામ્યા. તેમણે મહર્ષિ નારદનો આદરસત્કાર કર્યો અને અર્ઘ્ય, પાદ્ય અને આસન આપીને તેમણે તેમનું પૂજન કર્યું. નારદજીએ તેનો સ્વીકાર કર્યો ને તેઓ સુખેથી આસન પર બિરાજ્યા; પછી ભગવાન શંકરના લિંગ મહિમાને લગતી અદ્ભુત કથા તેમને કહેવા માંડ્યા.

તે જ વખતે સૂત પુરાણી પોતે નૈમિષારણ્યમાં તપસ્વી મુનિઓને પ્રણામ કરવા માટે આવ્યા, તે મુનિઓએ તેમનો પણ આદરસત્કાર કર્યો અને શાસ્ત્રવિધિ પ્રમાણે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજીના શિષ્ય સૂતનું તેમણે પૂજન કર્યું. તપને લીધે દ્વૈપાયન વ્યાસજીના શિષ્ય સૂતના શરીરનાં રુંવાટાં હર્ષ પામ્યાં માટે તેને રોમ હર્ષણ કહેવામાં આવે છે. પ્રીતિ ઉપજાવનારા સૂત પુરાણીને પોતાને ત્યાં પધારેલા જોઇને નૈમિષારણ્યમાં નિવાસ કરતા મુનિઓને લિંગ-માહાત્મ્ય યુકત પવિત્ર પુરાણ સંહિતા શ્રવણ કરવાની ઇચ્છા થઈ, તેથી તે તપસ્વી ઋષિઓ પરમજ્ઞાની ઋષિ સૂતને પૃચ્છા કરાવા લાગ્યા.

નૈમિષારણ્યમાં નિવાસ કરતા ઋષિઓ બોલ્યાઃ હે મહાજ્ઞાની સૂત! આપે કૃષ્ણ દ્વૈપાયન મુનિ વ્યાસની સુપેરે સેવા કરીને તેમની પાસેથી પુરાણ વિષયક જ્ઞાન મેળવ્યું છે. આપ પુરાણોના સારા જ્ઞાની છો, તેથી પુરાણીઓમાં શ્રેષ્ઠ હે સૂત! આપની પાસેથી અમે લિંગના માહાત્મ્યથી યુકત પવિત્ર પુરાણ સંહિતા શ્રવણ કરવા ઇચ્છીએ છીએ, તે આપ અમને શ્રવણ કરાવો. પિતામહ બ્રહ્માજી શ્રેષ્ઠ મુનિ નારદજી પણ અનેક પવિત્ર તીર્થ ક્ષેત્રોમાં જઇને પરમ તત્ત્વરૂપ રુદ્રનાં લિંગોની પૂજા કરીને અહીં પધાર્યા છે ને તેઓ અત્રે આપણી સમક્ષ વિરાજે છે. ભગવાન તથા આપ નારદજી રુદ્રના ભક્ત છો તથા આપ હકદાર છો. અને અમે એ શ્રવણ કરવાના અધિકારી છીએ. માટે આપ પુરાણનું અમને શ્રવણ કરાવો. વળી મહર્ષિ નારદજી બ્રહ્માજીના પુત્ર હોવાથી એ પરમ તત્ત્વના જ્ઞાતા પણ છો માટે તે પૂજ્ય છો, એમની સમક્ષ એ પુરાણનું કથન કરવાને માટે આપ સર્વથા યોગ્ય જ છો.

પૌરાણિકોમાં શ્રેષ્ઠ સૂતને નૈમિષારણ્યમાં નિવાસ કરતા ઋષિઓએ આમ કર્યું, ત્યારે પ્રસન્ન ચિત્તવાળા મુનિ નારદજીને તથા બીજા સૌને પવિત્ર ઋષિઓને પ્રણામ કર્યા ને એમને લિંગ પુરાણ શ્રવણ કરાવવાનો પ્રારંભ કર્યા.

સૂતજી બોલ્યાઃ લિંગ પુરાણનું પ્રવચન કરતાં પહેલાં હું શંકર ભગવાન, બ્રહ્માજીનું તથા જનાર્દનનું સ્મરણ કરીને એમનું ધ્યાન ધરું છું, તેમને નમસ્કાર. શિવજી ભગવાન શબ્દ-બ્રહ્મ સ્વરૂપ છે, બ્રહ્માના સાક્ષાત્ પ્રકાશક છે. શબ્દોના વર્ણ અને અવયવોમાં વિવિધ રૂપે રહેલા હોવા છતાં અસ્પષ્ટ અને અવ્યકત લક્ષણો જ એમનું સ્વરૂપ છો.

નામરૂપાત્મક વિશ્વ એ શબ્દ બ્રહ્મમાંથી સ્ફુટ થાય છે ને વિકાસ થાય છે. આત્માનાં શારીરિક આવરણ પાંચ છે. અર્થાત્ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય- એ પંચકોશોથી

આત્મા, શરીરમાં આવૃત છો. એ પંચકોશની રચના મુજબ જ શબ્દબ્રહ્મ પણ રહેલા છે તે શબ્દબ્રહ્મ પણ વર્ણ, વાક્ય ને પદ વગેરેની રચના યુકત હોવાનું વૈયાકરણોએ પ્રતિપાદિત કરેલું છે. મકાર, ઉકાર, અકાર જે શબ્દબ્રહ્મમાં રહેલા છે તે શબ્દબ્રહ્મ એ વર્ણના ભેદોથી સૂક્ષ્મ, પરાત્પર, સ્થૂળ એ ત્રણ અવસ્થાઓના રૂપવાળું છે. શબ્દબ્રહ્મનું 'ૐ કાર' સ્વરૂપ છે. ૐ કાર રૂપનું પ્રતિપાદન કરવામાં શબ્દબ્રહ્મનું મુખ ઋગ્વેદ છે, સામવેદ જિહ્વા છે, યજુર્વેદ ગ્રીવા છે, અથવા તેની ગ્રીવામાં યજુર્વેદ છે. અથર્વવેદ શબ્દબ્રહ્મનું હૃદય છે યા તો શબ્દબ્રહ્મના હૃદયમાં અથર્વવેદ છે. પ્રકૃતિ પ્રધાન છે ને પુરુષ જીવ છે, એ બેથી અતીત અર્થાત્ શ્રેષ્ઠ છે. તે માટે એ શબ્દબ્રહ્મ ઉત્પત્તિ અને પ્રલયથી રહિત છે. તમોગુણને કારણે શબ્દબ્રહ્મરૂપ રુદ્રને કાળરુદ્ર કહ્યો છે. રજોગુણને લીધે એ કનકાંડજ અર્થાત્ હિરણ્યગર્ભ છે. સત્ત્વગુણને કારણે સવર્ણ વ્યાપ્ત રહેલા શ્રીવિષ્ણુરૂપ છે. નિર્ગુણ અર્થાત્ ત્રિગુણોથી રહિત મહેશ્વર પરમાત્મારૂપ છે. પ્રધાન અર્થાત્ અવ્યક્ત અને જીવમાં મહત્તત્ત્વ, અહમ્ અને શબ્દાદિથી પંચ ગુણો સહિત સાત પ્રકારે તથા દસ ઇન્દ્રિયો, પંચમહાભૂત ને મન સહિત સોળ પ્રકારે શબ્દબ્રહ્મ વ્યાપ્ત છે. અજા અર્થાત્ માયાનું યા અજ એટલે બ્રહ્માજીનું જે ઉત્પત્તિ સ્થાન છે, અર્થાત્ માયાનો અથવા બ્રહ્માજીનો જેમાંથી પ્રાદુર્ભાવ થયેલો છે, સર્જન, પાલન તથા સંહારરૂપ લીલા માટે જેનું લિંગાત્મક રૂપ છે એવા પ્રભુ શંકરને નમસ્કાર કરીને કલ્યાણકારી લિંગના ઉદ્ભવનું જેમાં વર્ણન કરાયેલું છે તે લિંગ પુરાણ હું તમને યથાર્થ રીતે શ્રવણ કરાવું છું.

**સર્ગ પ્રતિષ્ઠા સંહારલીલાર્થે લિંગરૂપિણમ્।**
**પ્રણમ્ય ચ યથા ન્યાયં વક્ષ્યે લિંગોદ્ભવ શુભમ્।**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*લિંગોદ્ભવ પ્રતિજ્ઞા વર્ણન' નામનો ૧લો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨જો

# અનુક્રમણિકા વર્ણન



**સૂત ઉવાચ॥**
**ઇશાન કલ્પવૃત્તાન્તમધિકૃત્ય મહાત્મના।**
**બ્રહ્મણા કલ્પિતં પૂર્વં પુરાણં લૈંગમુત્તમમ્॥૧॥**

સૂતજી બોલ્યાઃ ઇશાન કલ્પમાં લિંગનો પ્રાદુર્ભાવ થયો તે વૃત્તના આધારે ઉદાર અંતઃકરણના બ્રહ્માજીએ શ્રેષ્ઠ લિંગ પુરાણની પૂર્વે રચના કરી અર્થાત્ વેદની માફક જ આનો તેમનાથી પ્રાદુર્ભાવ થયો. અનેક પુરાણોના સમૂહોમાંનું આ લિંગ પુરાણ કરોડો પુરાણ ગ્રંથોમાંનું એક પાવક પુરાણ છે. વેદની પેઠે પુરાણો પણ બ્રહ્માજીના મુખમાંથી પ્રાદુર્ભાવ પામ્યાં છે. પુરાણોમાં કરોડો શ્લોકો છે. વિવિધ સર્વ મન્વંતરોમાં થઈ ગયેલા અસંખ્ય વ્યાસોએ પુરાણો શ્લોકો માત્ર ચાર લાખ શ્લોકોમાં સંક્ષિપ્ત કર્યા. સઘળાં પુરાણોમાંનું આદ્ય પુરાણ બ્રહ્મ પુરાણ છે. પુરાણ સમૂહમાંથી દ્વાપર વગેરે જુદા જુદા યુગોમાં

પુરાણોના ૧૮ વિભાગ થયા અને એ ૧૮ પ્રકારનાં પુરાણ કહેવાયાં. બ્રહ્માજીએ નિર્માણ કરેલાં પુરાણોમાં લિંગ પુરાણનો ક્રમ ૧૧ મો છે. વેદ વ્યાસજીએ કહેલું આ પુરાણ મેં એમની પાસેથી શ્રવણ કર્યું છે. હવે હું તમને પુરાણોનો ક્રમ કહું છું.

બધાં પુરાણોમાંનું સૌ પ્રથમ બ્રહ્મપુરાણ છે. બ્રહ્માજીએ સર્વ પુરાણોના આદિમાં તેની રચના કરી. ત્યારપછી પદ્મ પુરાણ, વિષ્ણુ પુરાણ, વાયુ પુરાણ (શિવ પુરાણ), ભાગવત પુરાણ, ભવિષ્ય પુરાણ, નારદ પુરાણ, માર્કંડેય પુરાણ, અગ્નિ પુરાણ, બ્રહ્મવૈવર્ત પુરાણ, લિંગ પુરાણ, વરાહ પુરાણ, વામન પુરાણ, કૂર્મ પુરાણ, મત્સ્ય પુરાણ, ગરુડ પુરાણ, સ્કંદ અને બ્રહ્માંડ પુરાણની રચના થઈ.

**'બ્રાહ્મ' પાદ્મં વૈષ્ણવં ચ શૈવં, ભાગવતં તથા।**
**ભવિષ્યકન્નારદીયં ચ માર્કંડેયમતઃ પરમ્॥**
**આગ્નેયં બ્રહ્મવૈવર્ત લૈગં વારાહમેવ ચ।**
**વામનાખ્યં તતઃ કૂર્મ માત્સ્યં ગારુડમેવ ચ॥**
**સ્કાન્દ તથા ચ બ્રહ્માંડં તેષાં ભેદઃ પ્રકથ્યતે॥'**

હે દ્વિજો! હે વિપ્રર્શિયો! કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે કરોડો શ્લોકોવાળાં પુરાણો ચાર લાખ શ્લોકોમાં સંક્ષિપ્ત કર્યાં છે, માટે આ પુરાણ ૧૧ હજાર શ્લોકોમાં કૃષ્ણ દ્વૈપાયન વ્યાસજીએ મને શ્રવણ કરાવ્યું છે. મેં વેદવ્યાસજી પાસેથી આ પુરાણના ૧૧ હજાર શ્લોકો શ્રવણ કર્યા છે તેથી ૧૧ હજાર શ્લોકોવાળું આ સંક્ષિપ્ત પુરાણ હું તમને શ્રવણ કરાવું છું.

સૌ પ્રથમ મુખ્ય મુખ્ય સૃષ્ટિ થઈ. ત્યારપછી પ્રાકૃત અને વિકૃત પ્રાણીઓનું સર્જન, અંડની ઉત્પત્તિ, અંડનાં આઠ આવરણ, રજોગુણના આશ્રયથી સૌની અંડમાંથી ઉત્પત્તિ, વિષ્ણુત્વ, કાળરુદ્રત્વ, જળમાં શયન, પ્રજાપતિઓનું સર્જન, પૃથ્વીનો ઉદ્ધાર, બ્રહ્માજીનો યજ્ઞ, બ્રહ્માજીના દિન અને રાત, તેના આયુષ્યની ગણના, બ્રહ્માજીનો યજ્ઞ, બ્રહ્માજીના યુગ તથા કલ્પ, દિવ્ય વર્ષ, માનુષવર્ષ, આર્ષ અને ધ્રૌવ્ય વર્ષ, પિતૃઓનું વર્ષ, પિતૃઓની ઉત્પત્તિ, આશ્રમધર્મ, જગતના વિસ્તારનો અભાવ, શિવરૂપથી પૃથક્ ભાવથી દેવી શિવાનો શક્તિરૂપે ઉદ્ભવ, વિરિંચ, અર્થાત્ બ્રહ્માજીનો સ્ત્રીપુંભાવ અર્થાત્ સ્વાયંભુ મનુ ને શતરૂપા સ્વરૂપથી બ્રહ્માજીની ઉત્પત્તિ, તેમના પરસ્પર સંયોગ થકી માનવ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે. બ્રહ્માજી અને શ્રી વિષ્ણુનો વિવાદ, લિંગનો પ્રાદુર્ભાવ, શિલાદનું તપ, ઇંદ્રનાં તેમને થયેલ દર્શન, પુત્ર પ્રાપ્તિની દુર્લભતા, ઇન્દ્ર અને શિલાદ વચ્ચે થયેલો સંવાદ, શ્રીવિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પત્તિ, કળિયુગોમાં આચાર્ય તથા શિષ્ટને શિવ ભગવાનનાં દર્શન, વ્યાસના થયેલા અવતાર અને કલ્પ તથા મન્વંતરોની કાળગણના, કલ્પોની રચનાનું ક્રમિક કથન, વારાહ અવતાર, મેઘવાહન કલ્પનું વૃત્તાન્ત, રુદ્રનું ગૌરવ, ઋષિ સમૂહ વચ્ચે પુનઃ લિંગનું પ્રાકટ્ય, પિનાકી શંકર ભગવાનની લિંગ આરાધના, સ્નાનનું વિધાન, શૌચ લક્ષણ, વારાણસીનો મહિમા, ક્ષેત્ર માહાત્મ્યનું વર્ણન, શ્રીવિષ્ણુનાં મંદિર અને પૃથ્વી પરનાં રુદ્રનાં આલયો, અંતરિક્ષમાં અને બ્રહ્માંડમાં આવેલાં દેવાયતનોનું વર્ણન, સ્વારોચિષ મન્વન્તરમાં દક્ષનું ધરતી પર પતન, દક્ષને શાપ, શાપમાંથી દક્ષની મુક્તિ, કૈલાસનું વર્ણન, પાશુપત યોગ, ચારે યુગનું

પ્રમાણ, યુગધર્મનો વિસ્તાર, ચારે યુગની સંધિઓનું કાલમાન, યોગના આનંદને કારણે શંકર ભગવાનનું નર્તનરૂપ, શિવજીનો સ્મશાનમાં વાસ, ચંદ્રની કળાનો ઉદ્‌ભવ, સૂરજનાં કિરણોનો તેમાં પ્રવેશ થવાથી તેનો પ્રાદુર્ભાવ, ભગવાન શંકરના વિવાહ, ગજાનનની ઉત્પત્તિ, કાળના અતિચારને કારણે રસોલ્સ આદિ વૃત્તિનો નાશ થવાથી જગતને ઉત્પન્ન થયેલો ભય, દેહત્યાગ કરતી વેળા સતીએ કરેલો આક્રોશ, ત્રિપુરાસુરનો વધ કરીને ભગવાન શંકરે શ્રીવિષ્ણુ અને દેવો તથા શ્રીવિષ્ણુને આપેલું રક્ષણ, શિવજીનું શુક્ર અગ્નિમાં પડવાથી સ્કંદની ઉત્પત્તિ (તારકાસુરથી પીડિત દેવો બ્રહ્માજીના શરણે આવ્યા, ત્યારે બ્રહ્માજીએ સંક્ષેપથી આ કથા કહેલી છે.) ગ્રહણ વગેરેને વખતે લિંગને સ્નાન કરાવવાનું ફળ, ક્ષુભ ને દધીચનો વિવાદ, દધીચ તથા ઉપેન્દ્રનો વિવાદ, દેવાધિદેવ શંકર ભગવાનની નંદી નામે ઉત્પત્તિ, પતિવ્રતાનું આખ્યાન, પશુપાશની વિચારણા, પ્રવૃત્તિનું લક્ષણ, જ્ઞાન દ્વારા મોક્ષનો અધિકાર, વસિષ્ઠના પુત્ર શક્તિની ઉત્પત્તિ, પરાશર, શક્તિ અને વ્યાસાદિ વસિષ્ઠોનો મહિમા, મુનિઓના વંશનો વિસ્તાર, રાજાઓની શક્તિનો વિનાશ, સુરભિનું બંધન, કૌશિકની દુષ્ટતા, વસિષ્ઠનો પુત્રશોક, અરુંધતીનો વિલાપ, ગર્ભમાં રહેલા જંતુ (જીવ)નાં વચન પ્રમાણે પુત્રવધૂનું પ્રેષણ, વ્યાસ, પરાશર અને શુક્રનો અવતાર, દેવોના કલ્યાણ અર્થે શક્તિના પુત્ર પરાશરે રાક્ષસોનો કરેલો વિનાશ, પુલસ્ત્ય ગુરુની આજ્ઞાથી કરાયેલી પુરાણોની રચના, ભુવનોનું પ્રમાણ, ગ્રહો ને નક્ષત્રઓની ગતિ, જીવત શ્રાદ્ધ વિધાન, શ્રાદ્ધમાં નિમંત્રણ આપવા યોગ્ય વિપ્રો, શ્રાદ્ધકર્મ, નાન્દી શ્રાદ્ધનું વિધાન, શ્રાદ્ધમાં ભણવાનાં સૂક્ત, પાંચ યજ્ઞોનો પ્રભાવ, પંચયજ્ઞોનો વિધિ, રજસ્વલાનું કર્તવ્ય, પુત્રની વિશિષ્ટતા, મૈથુનનો વિધિ, સઘળા વર્ણના મનુષ્યો માટે ભોજ્ય તથા અભોજ્ય પદાર્થોનું વિધાન, દરેક માટે વિસ્તૃત સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત, નરકોનું સ્વરૂપ, પ્રાણીઓનાં કર્મ મુજબ દંડ વિધાન, સ્વર્ગ અને નરકગામી મનુષ્યોનાં અન્ય જન્મોનાં લક્ષણો, વિવિધ પ્રકારનાં દાનોનું વર્ણન, યમપુરનું વર્ણન, પંચાક્ષર મંત્રની રચના, રુદ્રનો મહિમા, ઇન્દ્ર તથા વૃત્રાસુરનો ભીષણ સંગ્રામ, વિશ્વરૂપનું વિદર્મન, શ્વેત તથા મૃત્યુનો સંવાદ, દેવદારુ વનમાં શંભુજીનો પ્રવેશ, શંકર અને સુદર્શનનું આખ્યાન, સંન્યાસનું ક્રમલક્ષણ, કૈટભ અને મધુ નામના અસુરોને લીધે સમર્થ બ્રહ્માજીનું રુદ્ર વિશેનું અજ્ઞાન, બ્રહ્માજીને વેદોનું ઉત્કૃષ્ટ જ્ઞાન આપવાને માટે રુદ્રનો પ્રાદુર્ભાવ, શ્રીવિષ્ણુ ભગવાને ધારણ કરેલો મત્સ્ય અવતાર, સર્વ અવસ્થાઓમાં માત્ર ઇચ્છામાત્રથી શ્રીવિષ્ણુનું પ્રાકટ્ય, રુદ્રની કૃપાથી શ્રીકૃષ્ણના પુત્ર તરીકે પ્રદ્યુમ્નરૂપે મદનની ઉત્પત્તિ, સમુદ્રમંથન વખતે મેરુપર્વતરૂપી રવૈયો પોતાની પીઠ પર ધારણ કરીને રાખવા માટે શ્રીહરિએ ગ્રહણ કરેલો કૂર્માવતાર, સંકર્ષણની ઉત્પત્તિ, શ્રીહરિનું શ્રીકૃષ્ણનું પોતાનું યાદવપણું, સમર્થ શ્રીકૃષ્ણના મામા ભોજરાજ કંસની દુષ્ટતા, શ્રીકૃષ્ણ ભગવાનની બાળક્રીડા, પુત્રપ્રાપ્તિ અર્થે શિવજીનું પૂજન, વિષ્ણુસ્વરૂપ હર અર્થાત્ રુદ્રના પ્રભાવથી સપ્તકપાલ પુરોડાશમાં નાર અર્થાત્ ઉદકનો પ્રાદુર્ભાવ, પૃથ્વીનો ભાર ઓછો કરવાને માટે શ્રીહરિએ કરેલી રુદ્રની આરાધના, વેણના પુત્ર પૃથુએ કરેલું પૃથ્વીનું પાલન, દેવો અને અસુરો વચ્ચેના સંગ્રામ વખતે શ્રીવિષ્ણુને ભૃગુએ આપેલો શાપ, માધવનો શ્રીકૃષ્ણરૂપે દ્વારિકામાં વાસ, દુર્વાસાની આજ્ઞાથી શ્રીકૃષ્ણે પોતાના દેહ પર કરેલો દૂધપાકનો લેખ, પણ પગને તળિયે લેપ નહીં કરવાથી દુર્વાસા પાસેથી હિત અર્થે

મળેલો શાપ, પિંડાર તીર્થમાં નિવાસ કરનારાઓએ વૃષ્ણિ અને અંધક વંશના વિનાશ માટે દીધેલો શાપ, એરક નામના દર્ભ જેવા ઘાસની તથા તોમર અર્થાત્ લોહમુદ્ગરની શસ્ત્રરૂપે ઉત્પત્તિ, એરક ઘાસને કારણે પરસ્પર વિવાદ થવાથી વૃષ્ણિઓમાં થયેલો વિગ્રહ, લીલા માત્રથી શ્રીકૃષ્ણ દ્વારા એરક ઘાસથી પોતાના કુળનો વિનાશ, શ્રીકૃષ્ણનું સ્વૈચ્છિક પરલોકગમન, મોક્ષનું વિસ્તારપૂર્વક વિજ્ઞાન, ત્રિપુરાસુર, અંધક, અગ્નિ, દક્ષ, શક્ર, ગજહેતિ નામે ગજાસુર, મદન અર્થાત્ કામદેવ, વગેરે દેવ બ્રહ્માજી, દેવોના શત્રુઓ દૈત્યો અને હલાહલ દૈત્યની શંકર ભગવાને કરેલી અવજ્ઞા-ઉપેક્ષા, જાલંધરનો વધ, સુદર્શનની ઉત્પત્તિ, શ્રીવિષ્ણુને ભગવાન શંકર પાસેથી શ્રેષ્ઠ આયુધ સુદર્શન ચક્રની પ્રાપ્તિ, રુદ્રનું કાર્ય અને રુદ્રનાં અન્ય હજારો ચરિત્રો; શ્રીહરિ, પિતામહ બ્રહ્માજી અને મહાનુભાવ શક્રનો પ્રભાવ અને અનુભવ, શિવલોકનું વર્ણન, ભૂમિ પરનું રુદ્રલોક, પાતાળમાંનું આવેલું હાટકેશ્વરનું સ્થળ, તપસ્વી વિપ્રોનાં લક્ષણ તથા તેનો વૈભવ. આ લિંગ પુરાણમાં ભગવાન શંકરની સઘળી પ્રતિમાઓનું અને તેમાં પણ ખાસ કરીને લિંગમૂર્તિનું ક્રમશઃ વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. આ રીતે સંક્ષેપમાં જાણ્યા પછી જે મનુષ્ય આ લિંગ પુરાણ સ્વયં વાંચે છે યા બીજી વ્યક્તિ કે વ્યક્તિઓને વાંચી સંભળાવે છે તે સઘળાં પાપોથી મુક્ત થઇને બ્રહ્મલોકને પામે છે.
૧-૫૬

**એતજજ્ઞાત્વા પુરાણસ્ય સંક્ષેપં કીર્તયેત્તુ યઃ।**
**સર્વપાપવિનર્મુક્તો બ્રહ્મલોકં સ ગચ્છતિ॥૫૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'અનુક્રમનું વર્ણન' નામનો અધ્યાય ૨જો સંપૂર્ણ***



## અધ્યાય ૩જો

# પ્રાકૃત પ્રાથમિક સૃષ્ટિનું વર્ણન



સૂત ઉવાચ॥
અલિંગો લિંગમૂલં તુ અવ્યક્તં લિંગ મુચ્યતે।
અલિંગઃ શિવ ઇત્યુક્તો લિંગં શૈવમિતિ સ્મૃતમ્॥

સૂત બોલ્યાઃ બ્રહ્માંડરૂપ લિંગની ઉત્પત્તિ, સ્થિતિ ને લય આ અધ્યાયમાં કહેવામાં આવે છે. પરમાત્માનું કોઈ લિંગ અર્થાત્ ચિહ્ન નથી, તે અલિંગ અર્થાત્ નિર્ગુણ છે. એ રૂપ, રસ, શબ્દ વગેરે ગુણોથી રહિત છે. શ્રુતિઓ પણ 'અરૂપમરસમ્૦' વગેરે વચનોથી તેની નિર્ગુણતાનું પ્રતિપાદન કર્યું છે. માટે જ મહિમ્ન સ્તોત્રમાં —

**'અતીતઃ પન્થાનં તવ ચ મહિમા વાઙ્મનસયોરતદ્વ્યાવૃત્ત્યા યં ચકિતમભિધત્તે શ્રુતિરપિ॥**

આ પ્રમાણે કહેલું છે. બ્રહ્માંડરૂપ એ લિંગ અવ્યક્ત અર્થાત્ પ્રકૃતિ છે. અર્થાત્ બ્રહ્માંડરૂપ લિંગનું બ્રહ્મકારણ છે. અલિંગ અર્થાત્ ચિહ્ન રહિત નિર્ગુણ બ્રહ્મ એ શિવ છે અને લિંગરૂપ બ્રહ્માંડ શંકર ભગવાનથી ઉત્પન્ન થયું છે તેથી એ શિવ કહેવાયું છે. નિર્ગુણ પરમાત્મા પ્રધાન છે અને અવ્યક્ત

બ્રહ્માંડરૂપ લિંગ પ્રકૃતિ છે. એમાં પરમેશ્વરરૂપ નિર્ગુણ બ્રહ્મ – ગંધ, વર્ણ અને રસહીન છે, અર્થાત્ અગુણ છે, ધ્રુવ છે, અવિનાશી છે. એ અલિંગ અર્થાત્ કોઈ પણ જાતનાં ચિહ્ન અને ગુણથી રહિત પરબ્રહ્મ પરમાત્મા શિવસ્વરૂપ છે. હવે એના કાર્યરૂપ બ્રહ્માંડ ગંધ, વર્ણ અને રસથી યુક્ત તથા શબ્દ, સ્પર્શ વગેરે લક્ષણોવાળું છે.

હે દ્વિજશ્રેષ્ઠો! બ્રહ્માંડરૂપ લિંગ મહાભૂતોથી વ્યાપ્ત, સ્થૂળ તથા સૂક્ષ્મ છે. વિશ્વના ઉત્પત્તિ સ્થાનરૂપ બ્રહ્માંડ અનેક જગતનું સ્વરૂપ છે અને સ્વયં નિર્ગુણમાંથી અર્થાત્ અલિંગમાંથી લિંગરૂપ બ્રહ્માંડ ઉત્પન્ન થયેલું છે. અલિંગ અર્થાત્ પરમેશ્વરની માયા થકી એ અનેક વિશ્વ સાત, આઠ અને પંદર તત્ત્વોથી યુક્ત થઈ ૨૬ તત્ત્વ રૂપે વિસ્તાર પામેલાં છે. માયાથી વિસ્તાર પામેલાં લિંગોથી પ્રધાન દેવોની શિવસ્વરૂપ ત્રિમૂર્તિનો પ્રાદુર્ભાવ થયો. એ ત્રિમૂર્તિમાંના એક દેવથી જગતનું સર્જન થતું રહે છે. એકથી પાલન થતું હોય છે અને એકમૂર્તિથી વિશ્વનો લય થાય છે. એ ત્રિમૂર્તિમાંના જે દેવથી જગતનું સર્જન થાય છે તે રજોગુણાત્મક દેવ બ્રહ્માજી છે, જેનાથી પાલન થાય છે. તે સત્ત્વ ગુણાત્મક દેવ શ્રીવિષ્ણુ છે અને જે દેવથી જગતનો સંહાર થાય છે તે તમોગુણાત્મક દેવ રુદ્ર છે.

એ પ્રમાણે આ જગત શિવ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મથી વ્યાપ્ત છે. એ દેવોનાં જુદાં જુદાં કાર્યોને લીધે જ એમની ભિન્ન ભિન્ન સંજ્ઞા થયેલી છે, પણ વાસ્તવમાં તેવું નથી, કેમ કે ત્રિદેવોની એક જ મૂર્તિ છે.

હરિવંશમાં કહ્યું છે કે, **'યો વૈ વિષ્ણુઃ સ વૈ રુદ્રો યો રુદ્રઃ સ પિતામહઃ। એકા મૂર્તિસ્ત્રયો દેવા રુદ્રવિષ્ણુપિતામહાઃ ॥'**

જે વિષ્ણુ છે તે જ રુદ્ર છે; રુદ્ર છે તે જ પિતામહ બ્રહ્માજી છે. રુદ્ર, વિષ્ણુ તથા પિતામહ એ ત્રણ દેવોની જુદી જુદી સંજ્ઞાઓ છે. અલિંગ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ અને લિંગ એટલે પ્રકૃતિરૂપ બ્રહ્માંડ અર્થાત્ લિંગને વ્યક્ત કરનાર અલિંગી યા પરબ્રહ્મરૂપ ત્રિદેવોની મૂર્તિઓ અને તેમનાં કાર્ય વિશે અહીં યથાર્થ રીતે કહેવાય છે કે, બ્રહ્મ પોતે જ વિશ્વમાં વ્યાપીને રહેલ છે અને નિર્ગુણ પરમાત્મા શિવ પોતે જ વિશ્વના કારણરૂપ છે. મુખ્ય દેવની પ્રાદુર્ભાવ પામેલી શિવ સ્વરૂપ ત્રિમૂર્તિમાંના બ્રહ્મા સંજ્ઞાવાળા દેવની યોનિ શ્રીવિષ્ણુ છે, અર્થાત્ શ્રીવિષ્ણુ એ બ્રહ્માજી ઉત્પત્તિસ્થાન છે. કાર્યરૂપ વિશ્વ રુદ્રથી ઉત્પન્ન થયું છે. એ રુદ્રનું કારણ બ્રહ્માજી છે, પણ રુદ્ર અલિંગી હોવાથી પરમાત્મા છે, તેથી નિર્બીજ છે, અર્થાત્ એનું કોઇક ઉપાદાન કે નિમિત્ત કારણ નથી, પરંતુ એ સ્વયં વિશ્વના કારણરૂપ છે.

બીજ, યોનિ અને પ્રધાન અર્થાત્ બ્રહ્માજી, શ્રીવિષ્ણુ ને રુદ્રની અનુક્રમે વિશ્વ, પ્રાજ્ઞ અને તૈજસ્ સંજ્ઞા છે. નિત્ય બુદ્ધ સ્વભાવ હોવાને કારણે મુનિ કહેવાય છે અને બ્રહ્મારૂપ પણ કહેવાય છે. આ રુદ્ર પુરાણોમાં પરમેશ્વર અર્થાત્ તુરીય કહેવાય છે. **'શિવમ દ્વૈતં તુરીયં મન્યન્તે'** એમ શ્રુતિ પણ કહે છે. શિવજીએ પૂર્વે જોયેલી શૈવી પ્રકૃતિ જગતના આદિકાળમાં સ્વભાવથી જ ગુણોથી યુક્ત થઇને વ્યક્ત થઈ. મહત્તત્ત્વાદિ યુક્ત સ્થાવર જંગમાત્મક સકળ વિશ્વ તેનાથી વ્યાપ્ત છે. અન્ન સંજ્ઞાવાળી વિશ્વને ધારણ કરનારી એ પ્રકૃતિને જ 'શૈવી' કહેલી છે. લોહિત, શુકલ અને કૃષ્ણ વર્ણવાળી અર્થાત્ સત્ત્વ, રજ અને તમોગુણાત્મિકા પોતાના જેવા જ રૂપવાળી અનેકવિધ પ્રજાઓને ઉત્પન્ન કરનારી માયાનું પ્રેમપૂર્વક સેવન

કરતો બદ્ધ જીવ તેને અનુસરતો રહે છે. બીજો વિરક્ત જીવ ભોગ અને ઐશ્વર્યયુક્ત આસ્વાદિત રસવાળી માયાનો ત્યાગ કરે છે. અર્થાત્ ભોગ આદિથી અલિપ્ત રહે છે. પરમાત્માના નિયંત્રણમાં રહેલી માયા અનંત બ્રહ્માંડોની સર્જક છે. ત્રિગુણોથી યુક્ત ત્રિમૂર્તિરૂપ પ્રધાન પુરુષ ભગવાનની આજ્ઞાથી તેની માયાને લીધે સર્જન વખતે મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. સૃષ્ટિનું સર્જન કરવાની ઇચ્છાથી પ્રયત્નશીલ થયેલા ઈશ્વરે પોતાના અવ્યક્ત તથા અવિનાશી સ્વરૂપમાં પ્રવિષ્ટ થઇને પોતાના જ સ્વરૂપમાંથી મહત્તત્ત્વ ઉત્પન્ન કર્યા પછી વ્યક્ત સૃષ્ટિનું નિર્માણ કર્યું.

પોતાના નિશ્ચયાત્મક સંકલ્પને કારણે મહત્તત્ત્વમાંથી પ્રથમ સાત્ત્વિક અહંકાર પેદા થયો. તે પછી રજોગુણની અધિકતાવાળો અહમ્ પેદા થયો અને તે જ રજોગુણથી સુપેરે આવૃત્ત તમોગુણની અધિકતાવાળો અહમ્ તે પછી પેદા થયો. મહત્તત્ત્વથી પેદા થયેલા અહંકારથી આકાશ આદિ ભૂતો તથા તેમની શબ્દાદિ તન્માત્રાઓ થઈ. આકાશ શબ્દનું કારણ છે; આકાશ શબ્દના ગુણવાળું છે. આકાશથી વિકાસ પામીને સ્પર્શ તન્માત્રાવાળો વાયુ થયો. વિકાર પામતા વાયુથી રૂપ તન્માત્રાવાળું અગ્નિરૂપ તેજ થયું. ત્યાર પછી રસતન્માત્રાવાળું જળ થયું. પછી ગંધ તન્માત્રાવાળી પૃથ્વી થઈ.

આ પ્રમાણે કારણરૂપ આકાશ આદિ શબ્દાદિ કાર્યોમાં વ્યાપકત્વ ગણવું. અર્થાત્ આકાશ શબ્દમાં વ્યાપ્ત રહેલું છે. વાયુ સ્પર્શમાં, તેજ રૂપમાં, જળ રસમાં અને પૃથ્વી ગંધમાં વ્યાપ્ત રહેલું છે. તેમાં પૃથ્વી — ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાંચે ગુણોથી યુક્ત છે. જળતત્ત્વ ગંધ ગુણથી રહિત છે. તેથી એ ચારે ગુણવાળું છે. તેજ તત્ત્વ ગંધ અને રસ રહિત હોઈ ત્રિગુણવાળું છે; વાયુતત્ત્વ ગંધ, રસ અને રૂપથી રહિત હોઈ કેવળ બે ગુણવાળું છે. આકાશ ગંધ, રસ, રૂપ તથા સ્પર્શગુણથી રહિત હોઈ કેવળ એક શબ્દ ગુણવાળું જ છે. પંચમહાભૂત અને તેમની તન્માત્રાઓ થયા બાદ વૈકારિક અર્થાત્ રાજસ્ અને તામસ તથા સાત્ત્વિક સૃષ્ટિ એક જ વખતે થઈ હોવા છતાં ઉપર જણાવેલા ક્રમથી અહંકારની ઉત્પત્તિ થઈ એવું અહીં કહેવાયું છે.

આ જીવની આંખ, કાન, નાક, રસના અને ત્વચા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને એ અનુક્રમે તેજ, આકાશ, પૃથ્વી, જળ અને વાયુના રૂપ, શબ્દ, ગંધ, રસ અને સ્પર્શ વગેરે વિષયો છે. એવી જ રીતે હાથ, પગ, ઉપસ્થ ગુદા અને જીભ એ પાંચ કર્મેન્દ્રિયો છે. જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોમાં સંલગ્ન થઇને મન વિષયોનો ઉપભોગ કરે છે. માટે મનને જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયો એમ બન્ને રૂપોવાળું કહેવાયું છે. મહત્તત્ત્વથી લઇને સ્થાવર-જંગમાત્મક સુધીની સકળ સૃષ્ટિ અંડમાંથી નિર્મિત થઈ છે. જળના બુદબુદ સમાન અંડમાંથી પિતામહ બ્રહ્માજી અવતીર્ણ થયા. એ જ પરમેશ્વર રુદ્ર છે. એ જ વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલા સમર્થ શ્રીવિષ્ણુ છે. એ જ અંડમાં આ સર્વ લોકો અને આ વિશ્વ રહેલું છે. અંડ પોતાના પરિમાણની બહાર દસ ગણા જળથી આવૃત થયેલા છે. જળ પોતાની બહાર દસ ગણા તેજથી આવૃત છે. તે જ પોતાથી દસ ગણા વાયુથી ઘેરાયેલા છે. વાયુ પોતાની બહાર દસ ગણા આકાશથી વ્યાપ્ત થયેલો વાયુ વળી અહંથી પણ ઘેરાયેલો છે. શબ્દના હેતુ રૂપ આકાશ મહત્‌થી આવૃત છે અને મહત્ પોતે પ્રધાન-પરમેશ્વરથી આવૃત છે.

એ પ્રમાણે અંડનાં સાત આવરણ કહેલાં છે અને બ્રહ્માજી તેના આત્મા રૂપ છે. એવાં કરોડો અંડ કહેલાં છે અને તેમાં પરમાત્માએ શંભુના સાન્નિધ્યથી ચતુર્મુખ બ્રહ્માજી, હરિ અને ભવનું સર્જન કર્યું. તે ત્રણ પૈકીના બ્રહ્માજી અને ભવનો લય થયા. તેથી સર્જન અને વિસર્જનના કર્તા મહેશ્વર છે.

રજોગુણથી યુક્ત થઇને તે સર્જન કરે છે. સૃષ્ટિના પાલનમાં તે સતોગુણથી સૃષ્ટિનું પાલન કરે છે. તે પ્રતિસર્ગ અર્થાત્ સૃષ્ટિના સંહાર સમયે તે તમોગુણથી યુક્ત થાય છે. આ પ્રમાણે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી યુક્ત થઇને મહેશ્વર પોતાના ત્રણ સ્વરૂપથી સૃષ્ટિના સર્જક, પાલક અને સંહારક છે. એ સદાશિવ ભવ, શ્રીવિષ્ણુ અને બ્રહ્માજી રૂપ છે. એ આ અંડમાં પિતામહ રૂપ છે. એ આ અંડમાં પિતામહરૂપે સર્વ લોકોના સર્જક છે.

સૂત કહે છે: હે ઋષિઓ! આ પ્રમાણે ભગવાને નિર્માણ કરેલી પ્રાકૃત મુખ્ય સૃષ્ટિ વિશે મેં તમને કહી સંભળાવ્યું. ૧-૩૯

**પ્રાકૃતઃ કથિતસ્ત્વેષ પુરુષાધિષ્ઠિતો મયા।**
**સર્ગશ્ચા બુદ્ધિ પૂર્વસ્તુ દ્વિજાઃ પ્રાથમિકઃ શુભઃ ॥૩૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'પ્રાકૃત પ્રાથમિક સૃષ્ટિનું વર્ણન' નામનો ૩જો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪થો

# સૃષ્ટિના પ્રારંભનું વર્ણન



**સૂત ઉવાચ॥**

**અથ પ્રાથમિકસ્યેહ યઃ કાલસ્તદહઃ સ્મૃતમ્।**
**સર્ગસ્ય તાદૃશી રાત્રિઃ પ્રાકૃતસ્ય સમાસતઃ॥૧॥**

સૂત બોલ્યા: હવે કાળગણના વિશે વિસ્તૃત અત્રે કહેવામાં આવે છે. બ્રહ્માજી જેટલા કાળાવધિમાં પ્રાકૃત સૃષ્ટિનું સર્જન કરે છે તેટલા કાળને તેમનો એક દિવસ કહેવામાં આવે છે, અને તેટલા જ પરિમાણની તેમની રાત્રિ છે. અર્થાત્ સૃષ્ટિનો સર્જનકાળ એ તેમનો દિવસ છે. તેનો લય એ રાત્રિ છે. બ્રહ્માજી રૂપે સર્વવ્યાપક પરમાત્મા દિવસે સૃષ્ટિનું સર્જન કરે છે અને રાત્રે પ્રલયરૂપ તેનું વિસર્જન કરે છે. એ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ તથા તેનો પ્રલય બ્રહ્માજીના એક અહોરાત્રના વખતમાં થતાં હોય છે. બ્રહ્માજીનો એ અહોરાત્ર આપણે અનુભવીએ છીએ તેમ આપણા જેવો સૂર્યોદય અને સૂર્યાસ્ત સમાન નથી. વિકૃતિ, વિકાર, વિશ્વદેવતા, પ્રજાપતિઓ અને બીજા સૌ મહર્ષિઓ બ્રહ્માજીના દિવસ કાળ દરમિયાન અસ્તિત્વ ધરાવતા હોય છે ને રાત્રિકાળમાં એ સર્વ પરમાત્મ સ્વરૂપમાં લય પામી જાય છે.

વળી રાત્રિનો અંત થતાં પુનઃ તે ઉત્પન્ન થાય છે. સૃષ્ટિના સર્જનના વિકલ્પરૂપે દિવસ છે અને પ્રલયરૂપે રાત્રિ છે. એક હજાર ચતુર્યુગનો સમાપ્તિકાળ બ્રહ્માજીનો એક દિવસ હોય છે;

અર્થાત્ બ્રહ્માજીના એક દિવસમાં સત્યયુગ વગેરે ચાર યુગ એક હજાર વાર પસાર થઈ જાય છે. આને એક કલ્પ કહેવાય છે. એ જ રીતે એક કલ્પની બ્રહ્માજીની રાત્રિ હોય છે. બે કલ્પનો એક અહોરાત્ર છે. ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ માનવ વર્ષનો એક કલ્પ હોય છે. કલ્પ કુલે ત્રીસ છે, તેનાં નામ આ મુજબ છે: વામદેવ, નિલલોહિત, શ્વેત, રૈરવ, રથંતર, દેવ, બૃહત્, કંદર્પ, ઇશાન, પદ્મ, તમ સારસ્વત, ઉદાન, કૌર્મ, ગરુડ, સોમ, નારસિંહ, સમાન. આગ્નેય, માનવ, સોમ, લક્ષ્મી, વૈકુંઠ, તત્પુરુષ, સાવિત્રી, ઘોર. ગૌરી, વરાજ, વારાહ, માહેશ્વર, પિતૃકલ્પ.

એક કલ્પમાં ૧૦૦૦ મહાયુગ વીતી જાય છે. હાલમાં વારાહ કલ્પ ચાલે છે. એક કલ્પનો બ્રહ્માજીનો એક દિવસ છે. એક દિવસમાં ૧૪ મનુઓ શાસન કરે છે. હાલમાં સાતમા મનુ વૈવસ્વતનું શાસન ચાલે છે. માટે વૈવસ્વત મન્વંતર કહેવાય છે.

૧૪ મનુઓનાં નામ આ છે: ૧. સ્વાયંભુવ, ૨. સ્વારોચિષ, ૩. તામસ, ૪. ઔત્તમિ, ૫. રૈવત, ૬. વૈવસ્વત, ૭. ચાક્ષુષ, ૮. સાવર્ણ, ૯. દક્ષસાવર્ણિ, ૧૦. બ્રહ્મસાવર્ણિ, ૧૧. ધર્મસાવર્ણિ, ૧૨. રુદ્રસાવર્ણિ, ૧૩. રૌચ્ય અથવા દેવસાવર્ણિ અને ૧૪. ઇન્દ્રસાવર્ણિ.

આ મુજબ અત્યાર સુધી છ મનુઓનો કાળ વ્યતીત થઈ ગયો છે અને હાલમાં આપણે સાતમા મનુના કાળમાંથી પસાર થઇએ છીએ. અન્ય સાત મનુઓનો શાસનકાળ હજી આવશે. હે દ્વિજોત્તમ ઋષિઓ! એવા ૪૦૦૦ યુગના અથવા બ્રહ્માજીના એક દિવસના કાળાવધિમાં ૧૪ મનુઓનો શાસનકાળ હોય છે. બ્રહ્માજીની રાત્રિ દિવસનું પ્રમાણ છે, તે એક-એક યુગના ક્રમશઃ સંક્ષેપમાં તમે શ્રવણ કરો.

સૂર્ય મનુષ્યોના અને દેવોના રાત્રિ દિવસના વિભાગ કરે છે. મનુષ્યોનો એક મહિનો તે પિતૃઓનો એક અહોરાત્ર અર્થાત્ રાત્રિ-દિવસ છે. તેમાં બે પખવાડિયાંથી તેના બે ભાગો થાય છે. કૃષ્ણપક્ષ તે તેમનો દિવસ છેઅને શુકલપક્ષ એ તેમની રાત્રિ છે.

માનવીઓનું એક વર્ષ તે દેવતાઓનો એક અહોરાત્ર છે. તેમાં ઉત્તરાયણ તેમનો દિવસ છે અને દક્ષિણાયન રાત્રિ છે.

દેવોનાં ૪૦૦૦ વર્ષોને સત્યયુગ કહે છે. તેની આગળના તેટલા સૈકા (૪૦૦) દેવવર્ષોની પહેલી યુગસંધ્યા હોય છે. તેની પાછળનાં તેટલાં જ (૪૦૦) દેવવર્ષોનો (પાછલો) સંધ્યાંશ છે. આમ સત્યયુગ દેવોનાં ૪૮૦૦ વર્ષોનો છે.

યુગોમાં તેટલાં તેટલાં ૧૦૦/૧૦૦ વર્ષોની આગલી સંધ્યા કહેવાય છે. તેટલી જ પાછલી સંધ્યા ગણાય છે. હે શ્રેષ્ઠમુનિ આગલી સંધ્યા તથા પાછલી સંધ્યાની વચ્ચેનો જે કાળ તે સત્ય, ત્રેતા વગેરે યુગોનો કાળ માનવો. આ વર્ષોનું માપ દેવતાઈ વર્ષના પ્રમાણનું સમજવું. દેવતાઈ ૧૨૦૦૦ વર્ષો થતાં (મનુષ્યોના) સત્ય, ત્રેતાદિ ચાર યુગો થાય છે. બાકીના ત્રણ યુગોમાં તથા તેમની (આગલી) સંધ્યાઓ તથા તેમના (પાછલા) સંધ્યાંશોમાં ક્રમશઃ એક-એક ૧૦૦ વર્ષ ઓછાં થાય છે. આ પ્રમાણે ત્રેતાયુગ દેવતાઓનાં ૩૬૦૦ વર્ષોનો, દ્વાપરયુગ દેવોનાં ૨૪૦૦ વર્ષોનો અને કળિયુગ દેવોનાં ૧૨૦૦ વર્ષોનો હોય છે.

ચતુર્યુગોનું આ જે પ્રારંભમાં માપ કહ્યું તે કુલ દેવોનાં ૧૨૦૦૦ વર્ષોનો એક દેવયુગ થાય છે. એક હજારની સંખ્યાના દેવતાઈ યુગોનો બ્રહ્માજીનો એક દિવસ અને તેટલા જ પ્રમાણની તેમની એક રાત્રિ સમજવી.

સ્વસ્થ મનુષ્યના આંખના ૧૫ પલકારાની એક કાષ્ઠા; ત્રીસ કાષ્ઠાની એક કલા. ૩૦ કલાનું એક મુહૂર્ત અને ૩૦ મુહૂર્તના એક રાત્રિ-દિવસ થાય છે. વળી મનુષ્યોનો એક મહિનો તે પિતૃઓનો એક અહોરાત્ર છે. તેમાં બે પખવાડિયાંથી બે ભાગ છે. કૃષ્ણપક્ષ તે તેમની નિદ્રા માટેની રાત્રિ છે. મનુષ્યોના ૩૦ મહિના અર્થાત્ અઢી વર્ષ, તે પિતૃઓનો એક મહિનો છે. મનુષ્યોના ૩૬૦ મહિના અથવા ૩૦ વર્ષ તે પિતૃઓનો એક સંવત્સર અર્થાત્ એક વર્ષ છે. મનુષ્યોનાં ૧૦૦ વર્ષ તે પિતૃઓના ત્રણ વર્ષ છે. એ પ્રમાણે પિતૃઓના કાળની ગણના કહેવાય છે. લૌકિક કાળમાન મુજબ મનુષ્યોના ૧૨ મહિના છે. તે દેવતાઓનો એક અહોરાત્ર છે. તેના વળી બે વિભાગ છે. ઉત્તરાયણ એ દેવોનો દિવસ છે અને દક્ષિણાયન તે દેવોની રાત્રિ છે. એને દિવ્ય દિવસ-રાત કહેલાં છે.

માનવીઓનાં ૩૦ વર્ષ તે દેવોનો એક મહિનો છે અને મનુષ્યોના ૧૦૦ વર્ષ તે હે વિપ્રો! દેવોના ત્રણ મહિના અને દસ દિવસ છે. ૩૬૦ મનુષ્ય વર્ષ તે સપ્તર્ષિઓનું એક વર્ષ છે. ૩૦૩૦ મનુષ વર્ષ તે સપ્તર્ષિઓનું એક વર્ષ છે. નવ હજાર નેવું મનુષ્ય વર્ષનું એક ધ્રૌવસંવસ્તર થાય છે.

૩૬૦૦૦ મનુષ્ય વર્ષને દિવ્ય એક હજાર વર્ષ હોય છે. આ જ દિવ્ય વર્ષોના પ્રમાણથી યુગોની સંખ્યા નક્કી થાય છે. યુગ ચાર છે. તેમાંનો પ્રથમ સત્યયુગ છે. પછી ક્રમશઃ ત્રેતા, દ્વાપર અને કળિયુગ છે. મનુષ્ય વર્ષોના પ્રમાણથી દિવ્ય સંવત્સરો વિશે અત્રે કહેવાઈ ગયું છે. હે વિપ્રેન્દ્રો! આદિ યુગ અર્થાત્ સત્યયુગ ૧૪ લાખ ૪૦ હજાર દિવ્ય વર્ષોનો હોય છે. દસ લાખ એંસી હજાર વર્ષોનો ત્રેતાયુગ, ૭ લાખ ૮૦ હજાર વર્ષોનો ત્રેતાયુગ, ૭ લાખ ૨૦ હજાર વર્ષોનો દ્વાપર યુગ અને ૩ લાખ ૬૦ હજાર વર્ષનો કળિયુગ છે. સંધ્યાંક્ષ વર્ષની સંખ્યાથી રહિત એ પ્રમાણે ચારે યુગોનો કાળ કહેવામાં આવ્યો. ૩૦ લાખ ૪૨ હજાર વર્ષ ચારે યુગોના સંધ્યાંશનાં હોય છે. આ મુજબ ચતુર્યુગોની સંખ્યા સાથે ૭૧ ચતુર્યુગોનો એક મન્વંતર થાય છે. એક મન્વન્તરનાં ૩૦ કરોડ ૬૭ લાખ ૨૦ હજાર વર્ષ હોય છે. પણ ઉપર જણાવેલ ચતુર્યુગનાં સંધ્યાંશ વર્ષ ૩૯ લાખ ૬૦ હજાર વર્ષના માનથી આ સંખ્યા નથી થતી, તેથી જ્યોતિષમાં કહ્યા મુજબ ચતુર્યુગોના આગળ પાછળનાં સંધ્યાંશ વર્ષ ગણી ૪૩ લાખ ૨૦ લાખ ૨૦ હજાર વર્ષના માનથી આ સંખ્યા માનવી.

ચતુર્યુગનાં વર્ષોની સંખ્યા જણાવાયેલી છે. એ ચતુર્યુગ એક હજાર વાર વીતી જાય, ત્યારે હે દ્વિજોત્તમો! તેટલા કાળને એક કલ્પ કહેવાય છે. આ એક કલ્પ બ્રહ્માજીનો એક છે. એ વખતે બ્રહ્માજી સૃષ્ટિનું સર્જન કરે છે. તેવી જ રીતે બીજો એક કલ્પ બ્રહ્માજીની રાત્રિ છે. એ રાત્રિકાળમાં સૃષ્ટિનો સંહાર થાય છે. બે કલ્પનો બ્રહ્માજીનો એક અહોરાત્ર થાય છે. સૂતેલા બ્રહ્માજી તેમના એ રાત્રિ-દિવસના અંતે પુનઃ જાગે છે અને જાગીને સત્ તથા અસત્ રૂપ પોતાના મનને (ભૂર્લોક વગેરે ત્રણે લોકની સૃષ્ટિ માટે) પ્રેરે છે, કારણ કે એ મન મહાપ્રલય પછી જન્મેલું હોવાથી વિનાશ પામતું નથી. અવાન્તર

પ્રલય વેળા ભૂર્ વગેરે ત્રિલોકનો જ નાશ થતો હોવાથી પુનઃ તેની સૃષ્ટિ માટે મનને જે પ્રેરણા મળે છે, તે જ મનની સૃષ્ટિ છે.

એક કલ્પમાં ૧૪ મનુઓનો સૃષ્ટિ પર અધિકાર હોય છે. દરેક મનુના શાસનકાળને મન્વંતર કહેવાય છે.

અલબત્ત પુરાણોમાં ૧૪ મનુઓના મન્વન્તર કહેલા છે, તો યે સૃષ્ટિ તથા પ્રલય અસંખ્ય થાય છે, તેથી અસંખ્ય મન્વન્તરો ગણવા, કારણ કે વારંવાર અસંખ્ય સૃષ્ટિ અને સંહાર થાય છે. પરમેષ્ઠી બ્રહ્માજી જાણે ખેલ કરતા હોય તેમ એ વારંવાર કરે છે. કલ્પ પૂરો થતાં અર્થાત્ બ્રહ્માજીનો દિવસ પૂરો થયા પછી પ્રલયકાળે મનુષ્યો મહર્લોકથી જનલોકમાં જાય છે. ૪૩૨ કરોડ માનવોનાં વર્ષોનો એક કલ્પ થાય છે. ૧૦૦૦ કલ્પનું બ્રહ્માજીનું એક વરસ થાય છે. આઠ હજાર બ્રાહ્મ વર્ષનો બ્રહ્માજીનો એક યુગ થાય છે. બ્રહ્માજીનો ૧૦૦૦ યુગનો બધા દેવોના ઉદ્ભવ શ્રીવિષ્ણુનો એક દિવસ થાય છે. શ્રીવિષ્ણુના ૯૦૦૦ દિવસોનો કાલાત્મા ભગવાન રુદ્રનો એક દિવસ થાય છે. ભવ, ઉદ્ભવ, ભવ્ય, રંભ, તપ, ક્રતુ, વહ્નિ, ઋતુ, હવ્યવાહ, શુદ્ધ, સાવિત્ર, કુશિક, ઉશિક, ઋષભ, ગાંધાર, ષડ્જ, મજ્જાલીય, વૈરાજ, મધ્યમ, મેઘવાહન, નિષાદ, ચિત્રક, પંચમ, જ્ઞાન, આકૂતિ, સુદર્શ, મન, રક્ત, શ્વેતલોહિત, પીતવાસા, સર્વરૂપક, અસિત્, અવ્યક્તજન્મા, બ્રહ્માજીના એ કલ્પ કહેવામાં આવ્યા છે. હે મુનિશ્રેષ્ઠો, બ્રહ્માજીના દિવસ અને રાત્રિરૂપ કોટિ કોટિ કલ્પ થઈ ગયા છે અને એટલા જ વળી હજી બાકી રહેલા છે, તે થવાના છે. મહાપ્રલય કાળે શિવજીની આજ્ઞાને લીધે જગતોનો સંહાર થઇને તે સર્વ પરબ્રહ્મ પરમાત્મામાં વિલીન થાય છે. દેવોના દેવે લીલામાત્રથી આ પ્રકારની અસંખ્ય સૃષ્ટિઓની રચના કરી છે અને અસંખ્ય કલ્પ થઈ ચૂક્યા છે.

અનેક પિતામહ બ્રહ્માજી ને અસંખ્ય શ્રીહરિ થઈ ચૂક્યા છે, પણ માત્ર એક મહેશ્વર જ નિત્ય સ્થિતિ કરીને રહેલા છે. એ મહેશ્વર જ અપ્રાકૃત છે. તેનો આદિ, મધ્ય કે અંત નથી. પિતામહના બે પરાર્ધ સંખ્યા જેટલા દિવસ અને રાત્રિરૂપ કાળમાન હજી બાકી છે. દિવસે જે સૃષ્ટિનું તે નિર્માણ કરે છે તે રાત્રિરૂપ પ્રલયકાળે વિનાશ પામીને પરમાત્મસ્વરૂપમાં લીન થાય છે. રાત્રિકાળે ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ વગેરે લોકો અને સ્થાવર-જંગમાત્મક સકળ સૃષ્ટિનો પરબ્રહ્મમાં લય થયા પછી બ્રહ્માજી એક માત્ર અર્ણવ જળમાં શયન કરે છે, માટે તેમને નારાયણ કહેલા છે. જળને 'નારા' એ નામે કહ્યું છે, કેમ કે એ જળ 'નર' પરમાત્માનું સંતાન છે — પરમાત્માથી જન્મ્યું છે, તે જળ પહેલાં સૃષ્ટિની આ — બ્રહ્મરૂપ પરમેશ્વરનું 'અયનમ્' આશ્રયસ્થાન હતું, તેથી પરમાત્માને 'નારાયણ' કહેલા છે.

**'આપો નારા ઇતિ પ્રોક્તા આપો વૈ નર સૂનવઃ ।**
**તા યદસ્યાયનં પૂર્વં તેન નારાયણઃ સ્મૃતઃ ।।'**

રાત્રિને અંતે તેઓ જાગ્રત થયા, ત્યારે તેમણે આ સકળ વિશ્વ ચરાચરથી રહિત શૂન્યરૂપે જોયું, કેમ કે આ પ્રત્યક્ષ દેખાતું વિશ્વ પ્રથમ પ્રલયકાળે તમોભૂત એટલે પ્રકૃતિમાં લીન થઈ જાણે અંધકારમાં ગરક થઈ ગયું હોય તેવું હતું, માટે જ પ્રત્યક્ષ જાણી ન શકાય એવું, અલક્ષણ એટલે અનુમાન કરવું અશક્ય, તર્ક કરવાને પણ અશક્ય અને શબ્દથી પણ જણાય નહીં એવું હતું, તેથી જાણે ગાઢ નિદ્રામાં પડ્યું હોય તેવું ચોપાસ હતું.

પ્રલયકાળે આ વિશ્વ સૂક્ષ્મરૂપે પ્રકૃતિમાં લય પામે છે અને તે પ્રકૃતિ પણ બ્રહ્મ સ્વરૂપે અપ્રકટ જ રહે છે, એમ પ્રલયકાળનું પ્રકૃતિમાં લીન થયેલું સૂક્ષ્મ વિશ્વ પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ અને શબ્દ મુજબ – આ ત્રણે પ્રમાણોનું અવિષય જ હોય છે. જો કે તે પ્રલયકાળનું વિશ્વ પ્રત્યક્ષ આદિ પ્રમાણનું અવિષય છે, તો યે તે બિલકુલ હોતું જ નથી એમ કહી શકાય તેમ નથી. એ પ્રલયકાળનું વિશ્વ તે વખતે અવ્યાકૃત સૂક્ષ્મરૂપે જ રહેલું હતું. આ જગત પહેલી સૃષ્ટિની પૂર્વે બ્રહ્મ સ્વરૂપે જ હતું, અર્થાત્ નહોતું એવું માનવું નહીં.

પછી એ પ્રલયકાળના અંતે અવ્યક્ત અર્થાત્ બાહ્ય ઇન્દ્રિયોના અવિષય-માત્ર યોગાભ્યાસથી જ નક્કી કરાય એવા અસ્ખલિત સામર્થ્યના ને પ્રકૃતિના પ્રેરક પ્રભુ સ્વયંભૂ, મહત્તત્ત્વ અને આકાશ આદિ મહાભૂતો આદિરૂપ પ્રત્યય વિશ્વને પ્રકટ કરતા બ્રહ્માજીરૂપે પોતે પ્રકટ થયા તથા તેમને સૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થઈ. એ અવિનાશી પ્રભુએ વરાહરૂપ ધારણ કરીને જળમાં ડૂબેલી પૃથ્વીને બહાર આણી તેની પૂર્વવત્ સ્થાપના કરી. એ સર્વશક્તિમાન દેવતાએ તેના પર નદીઓ, સરોવરો અને સાગરો નિર્માણ કર્યા. પૃથ્વીને ઢેકાઢળિયા રહિત કરીને સમાન સપાટીવાળી બનાવી ને પૂર્વે અગ્નિથી દગ્ધ થયેલ બધા પર્વતોની તેના પર સ્થાપના કરી. ભૂ:, ભુવ:, સ્વ: અને મહર્લોકાદિ ચાર લોકની રચના કર્યા પછી તે સર્જક પરમાત્માને પુનઃ સૃષ્ટિનું સર્જન કરવાની ઇચ્છા થઈ. ૧-૬૩

**ભૂર ઘાંશ્ચતુરો લોકાન્ કલ્પયામાસ પૂર્વવત્।**
**સ્રષ્ટું ચ ભગવાંશ્ચક્રે તદા સ્રષ્ટા પુનર્મતિમ્॥૬૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'સૃષ્ટિનો પ્રારંભનું વર્ણન' નામનો ૪થો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫મો

# પ્રજાસૃષ્ટિનું વર્ણન



**સૂત ઉવાચ॥**
**યદા સ્રષ્ટં મતિં ચક્રે મોહશ્ચાસીન્મહાત્મનઃ।**
**દ્વિજાશ્ચાબુદ્ધિપૂર્વં તુ બ્રહ્મણોઽક્તજન્મનઃ॥૧॥**

સૂત બોલ્યા: અવ્યક્ત અર્થાત્ મુખ્ય તત્ત્વથી પ્રાદુર્ભાવ પામેલા ઉદારાત્મક બ્રહ્માજીને સૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થઈ. ત્યારે તેઓ પ્રમાદરૂપ મોહથી આવૃત હતા. બ્રહ્માજીથી સ્વયંભૂમિ મોહ, તમ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર – એ પાંચ પ્રકારની અવિદ્યાઓ પેદા થઈ. તમ અર્થાત્ અનાત્મરૂપ દેહ વગેરેમાં આત્મભાવનું અભિમાન, મોહ અર્થાત્ સ્ત્રી અને પુત્રાદિમાં મમતા થવી. મહામોહ એટલે શબ્દાદિ વિષયોમાં આસક્તિ; તામિસ્ર અર્થાત્ વિષયની હાનિ થતાં પેદા થતો ક્રોધ, અંધતામિસ્ર એટલે જેમના વિશે મમતા રહી હોય તેમના પાલન અને રક્ષણ માટેનો આગ્રહ – તેમનો મને વિયોગ નહીં થાય એ પ્રકારનો મૃત્યુના નિવારણનો આગ્રહ, આ અવિદ્યારૂપ પાંચ કલેશ છે.

બ્રહ્માજીની આ પ્રધાન અર્થાત્ પ્રથમ સૃષ્ટિ અવિદ્યાગ્રસ્ત છે, તેથી તેને તેમણે ગૌણ ગણીને બીજી સૃષ્ટિની રચનાનો વિચાર કર્યો. એ પ્રધાનસૃષ્ટિ અર્થાત્ વૃક્ષાદિનું સર્જન પહેલા થયું. ત્યારપછી તેમણે તમ, સત્ત્વ અને રજોરૂપ સૃષ્ટિનું નિર્માણ કર્યું. તેથી બ્રહ્માજીએ તિર્યક ગતિવાળાં પશુઓને પહેલા ઉત્પન્ન કર્યાં. ત્યારપછી ઊર્ધ્વ ગતિવાળા અર્થાત્ અંતરિક્ષમાં ગતિ કરનારા સાત્ત્વિક ગુણવાળા દેવાદિનું સર્જન કર્યું અને તદનંતર અર્વાક્ સ્રોત અર્થાત્ દેવાદિથી નિમ્ન કોટિ મનુષ્ય યોનિનાં પ્રાણીઓને પેદા કર્યા, એ પ્રમાણે મનુષ્ય સૃષ્ટિની રચના દ્વારા ઈશ્વર અનુગ્રહરૂપ સર્જન થયું.

પરબ્રહ્મરૂપ બ્રહ્મથી પહેલા મહત્તત્ત્વ, ત્યારપછી બ્રહ્માજીએ ભૂત તન્માત્રા, પછી શ્રવણ ઇન્દ્રિયા વગેરેની સૃષ્ટિ, મુખ્ય અર્થાત્ વૃક્ષ આદિની સૃષ્ટિ એ ચોથું સર્જન; તિર્યગ્ યોનિ અર્થાત્ પશુ વગેરેએ પાંચમી સૃષ્ટિ; દેવાદિનું સર્જન કર્યા પછી એ છટ્ઠી સૃષ્ટિ, સાતમી માનુષ સૃષ્ટિ, પછી વિપર્યય શક્તિ, સિદ્ધિ અને તુષ્ટિથી અનુગ્રહ રૂપ આઠમી સૃષ્ટિ અને નવમું કૌમાર સર્જન – એ મુજબ પ્રાકૃત અને વૈકૃત સૃષ્ટિનું નિર્માણ કર્યું.

પરબ્રહ્મ સર્વ ઉત્પત્તિવાળા પદાર્થોનું કારણ છે; અવ્યક્ત અર્થાત્ બાહ્ય ઇન્દ્રિયોનું અવિષય છે; નિત્ય એટલે ઉત્પત્તિ તથા વિનાશથી રહિત છે અને સત્સ્વભાવવાળું તથા પ્રત્યક્ષ આદિ પ્રમાણોનું અવિષય હોઈ જાણે અસત્ સ્વભાવવાળું હોય તેવું છે; અથવા સત્ ને અસત્ એટલે ભાવ અને અભાવ એ બે સ્વરૂપ હોય તેવું છે. તેમણે ઉત્પન્ન કરેલા તે પુરુષ લોકમાં 'બ્રહ્મા'ને નામે કહેવાય છે.

બ્રહ્માજીએ સૌ પ્રથમ સનંદ, સનક અને સનાતન એ ત્રણે શ્રેષ્ઠ મુનિઓને ઉત્પન્ન કર્યા. તેઓ વિધિ મુજબ પ્રત્યેક કર્મના ત્યાગથી મોક્ષને પ્રાપ્ત થયા હતા. મરીચિ, અંગિરા, ભૃગુ, પુલહ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, અત્રિ અને વસિષ્ઠ – એ પરમ તત્ત્વજ્ઞાની, બ્રહ્મવાદી, વિપ્રોમાં ઉત્તમ પોતાના નવ પુત્રોને બ્રહ્માજીએ યોગ વિદ્યાથી ઉત્પન્ન કર્યા. તે બ્રહ્માજી જેવા જ હતા. બ્રહ્માજીએ સંકલ્પ, ધર્મ અને અધર્મને પણ ઉત્પન્ન કર્યા. એ મુજબ અવ્યક્તજન્મા બ્રહ્માજીને બાર પ્રજા થઈ. એ સનાતન-અવિનાશી બ્રહ્મદેવે ઋભુ ને સનત્કુમારનું વગેરેનું સર્જન કર્યું. એ બન્ને ઊર્ધ્વરેતા બ્રહ્મવાદીઓ સૌના અગ્રજ તથા પરમ તેજસ્વી હતા. એ બન્ને કુમારો સર્વજ્ઞ હોઇને બ્રહ્માજીના જેવા જ હતા.

તે અગ્રજન્મા મુનિઓના ભાર્યાકુળનું અને તેમની પ્રજાનું સંક્ષેપમાં વર્ણન કરું છું. બ્રહ્માજીએ સંકલ્પ માત્રથી શતરૂપા અને સ્વાયંભુવ મનુને ઉત્પન્ન કર્યા. સ્વાયંભુવથી અયોનિજા શતરૂપાને બે પુત્ર તથા બે પુત્રી એમ ચાર સંતાનો થયાં. તેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ પ્રિયવ્રત અને નાનાનું નામ ઉત્તાનપાદ હતું. એ જ પ્રમાણે જ્યેષ્ઠ પુત્રીનું નામ આકૂતિ ને નાનીનું નામ પ્રસૂતિ હતું.

રુચિ નામે પ્રજાપતિ આકૂતિ સાથે પરણ્યા અને ઐશ્વર્યશાળી દક્ષ પ્રજાપતિ લોકોને ધારણ કરનારી પવિત્ર પ્રસૂતિ નામે કન્યા સાથે લગ્નથી જોડાયા. રુચિ પ્રજાપતિથી આકૂતિને દક્ષિણા નામે કન્યા અને યજ્ઞ નામનો પુત્ર એમ બે સંતાન થયાં. દક્ષિણાએ પરમ રૂપવતી બાર કન્યાઓને જન્મ દીધો અને પ્રસૂતિને દક્ષ પ્રજાપતિથી ૨૪ કન્યાઓ ઉત્પન્ન થઈ. તેમનાં નામ આ મુજબ છે: પુષ્ટિ, ધૃતિ, લક્ષ્મી, શ્રદ્ધા, મેધા, ક્રિયા, બુદ્ધિ, લજ્જા, વપુ, શાન્તિ, સિદ્ધિ, ખ્યાતિ, કીર્તિ, સંભૂતિ, સ્મૃતિ, ક્ષમા, પ્રીતિ, સન્નતિ,

અનસુયા, સ્વાહા, ઊર્જા ને સ્વધા. મહા તપસ્વી દક્ષે પોતાની ચોવીસ પુત્રીઓમાંની શ્રદ્ધાથી કીર્તિ સુધીની ૧૩ સુંદર કન્યાઓ ધર્મ નામે પ્રજાપતિને પરણાવી. પરમ દુર્લભ એ કન્યાઓ પતિગૃહે ગઈ. બ્રહ્મજ્ઞાની ભૃગુ ખ્યાતિને અને શુક્ર શાન્તિને પરણ્યા. મરીચિ સંભૂતિને, અંગિરા, મનુ સ્મૃતિને પુણ્યાત્મા પુલસ્ત્ય પ્રીતિને, પુલહ મનુ ક્ષમાને, ક્રતુ સન્નતિને, બ્રહ્મજ્ઞ અત્રિ અનસુયાને, ઋષિશ્રેષ્ઠ ભગવાન વસિષ્ઠ કમળ જેવાં નેત્રવાળી ઊર્જાને, વિભાવસુ અગ્નિ સ્વાહાને અને પિતૃઓ સ્વધાને પરણ્યા. શિવજીથી ઉત્પન્ન થયેલ અર્થાત્ સ્વયંભૂ, સતીને દક્ષે પુત્રી કરી હતી. જગતને ધારણ કરનારી શક્તિ સતીએ રુદ્રમાં જ પતિને ભાવના કરી. સૃષ્ટિના આદિમાં હિરણ્યગર્ભે અર્ધનારીશ્વરને જોઇને તેની સેવા કરવાનું તેને કહ્યું હતું. ત્રિભુવનમાંની સર્વ સ્ત્રીઓ તેના જ અંશથી ઉત્પન્ન થયેલી. ૧૧ રુદ્રો તે અર્ધનારીશ્વરના જ અંશથી થયેલા. સમસ્ત સ્ત્રીજાતિ એ સતીનું સ્વરૂપ છે. પુરુષ જાતિ નીલલોહિત રુદ્રનું સ્વરૂપ છે. અર્ધનારીશ્વરમાં સતીના સ્વરૂપને જોઇને બ્રહ્માજીએ દક્ષ સામે જોઇને કહ્યું કે, આ તમારી તથા મારી પુત્રીનું તમે પાલન કરો. 'પુમ્' નામે નરકથી બચાવે છે, તેથી પુત્ર કહેવાય છે. વિશ્વની માતારૂપ તમારી આ પુત્રી શ્રેષ્ઠ રમણી થશે. એટલા નામે તમારી આ પુત્રી સતી નામે પ્રસિદ્ધિ પામશે. બ્રહ્માજીએ દક્ષને આમ કહ્યું, ત્યારે તેમની આજ્ઞાથી પુત્રીરૂપે પ્રાપ્ત થયેલી સતી દક્ષે રુદ્રને આદર સાથે લગ્ન કર્યાં.

દક્ષે ધર્મને શ્રદ્ધા વગેરે ૧૩ પુત્રીને લગ્નમાં આપી પછી ધર્મને પોતાની એ પત્નીઓમાં થયેલી એ પ્રજાઓ વિશે કહું છું. ધર્મના પુત્રોનાં નામ આ છેઃ સંતોષ, નિયમ, દર્પ, લોભ, દંડ, સમય, બોધ, અપ્રમાદ, વિનય, મહાદ્યુતિ, ક્ષેમ, વ્યવસાય, યશ અને સુખ એ પંદર ધર્મના પુત્રો શ્રદ્ધાદિ તેની પત્નીએ જન્મ આપ્યો. ધર્મની ૧૩ પત્નીઓમાંની 'ક્રિયા' નામે પત્નીમાં દંડ અને સમય નામે પુત્રો થયા. 'બુદ્ધિ' નામે પત્નીથી ધર્મને અપ્રમાદ અને બોધ નામે બે પુત્રો થયા. બાકીની ૧૧ પત્નીઓએ ઉપર્યુક્ત ક્રમ પ્રમાણે એક-એક પુત્ર થયા. આ પ્રમાણે ધર્મને તે પત્નીઓથી ૧૫ પુત્ર પ્રાપ્ત થયા.

ભૃગુનાં પત્ની ખ્યાતિ અને શ્રીવિષ્ણુનાં પ્રિયા 'શ્રી'ને જન્મ આપ્યો. વિષ્ણુ પુરાણમાં કહેલું છે કે,

**ભૃગોઃ ખ્યાત્યાં સમુત્પન્ના શ્રીઃ પૂર્વમુદધેઃ પુનઃ।**
**દેવદાનવયત્નેન પ્રસૂતામૃત મંથને॥**

ભૃગુને ખ્યાતિ નામે પત્નીથી 'શ્રી' પહેલા ઉત્પન્ન થઈ અને દેવો અને દાનવોએ અમૃતમંથન કર્યા પછી ઉદધિ એટલે સમુદ્રમાંથી 'શ્રી' ત્યારબાદ જન્મી.

મરીચિની 'પ્રભૂતિ' નામે પત્નીએ ધાતા ને વિધાતા નામે બે પુત્રોને જન્મ દીધો. જે પછીથી મેરુના જમાઈ થયા. એ જ પ્રભૂતિએ વળી પૂર્ણ મહિનો અને મારીચ નામે બીજા બે પુત્રોને તથા ચાર કન્યાઓમાં તુષ્ટિ નામે કન્યા અન્ય કન્યાઓથી મોટી હતી. કૃષિ, દૃષ્ટિ અને અપચિતિ ક્રમશઃ તેના કરતાં નાની હતી.

ક્ષમા નામે તેની પત્નીને પુલહથી વરિયાસ ને કર્દમ અને સહિષ્ણુ નામે ત્રણ પુત્રો થયા અને પૃથ્વીના જેવી સુંદર અને હૃષ્ટપુષ્ટ કનકપીતા નામે સુંદર કન્યા જન્મી.

પુલસ્ત્યથી 'પ્રીતિ'ને દત્તોર્ણને વેદબાહુ નામે પુત્રો થયા તથા દષદ્વતી નામે કન્યા જન્મી.

ક્રતુની સુંદર ભાર્યા સન્નતિએ ૬૦૦૦૦ પુત્રોને ઉત્પન્ન કર્યા ને તે સર્વ વાલખિલ્ય નામથી જાણીતા છે.

અંગિરાનાં પત્ની સ્મૃતિએ કુહૂ, રાકા અને સિનીવાલી અને અનુમતિ નામે પુત્રીઓને તથા લબ્ધાનુભાવ, અગ્નિ તથા કીર્તિમાન નામે પુત્રોને જન્મ આપ્યો.

અત્રિનાં પત્ની અનસૂયાએ ૬ સંતાનોને જન્મ આપ્યો. તેમાં 'શ્રુતિ' નામે પુત્રી અને સત્યનેત્ર, મુનિભાવ, મૂર્તિરાપ, શનૈશ્વર તથા સોમ નામે પુત્રો હતા. એ છ સંતાનોમાં 'શ્રુતિ' સર્વથી નાનું હતું.

પુત્રવાત્સલ્યથી સભર, નમણાં નેત્રોવાળી શ્રેષ્ઠ ઊર્જાને વસિષ્ઠથી કમળના જેવાં નયનોવાળા સાત પુત્રો જન્મ્યા. બાહુ, સુહોત્ર, રજ, સવન અનઘ સુતપા તથા શુક્ર એ વસિષ્ઠ મુનિના સાત પુત્રો છે.

રુદ્રરૂપ તથા બ્રહ્માજીના પુત્ર, સઘળા પ્રાણીઓના પ્રાણ ઐશ્વર્યશાળી અહંકારી અગ્નિથી વિશ્વના કલ્યાણ અર્થે સ્વધાએ ત્રણ પુત્રોને જન્મ આપ્યો.

**યશ્ચાભિમાની ભગવાન ભવાત્મા પૈતામહો વહ્નિ રસુઃ પ્રજાનામ્।**
**સ્વાહા ચ તસ્માત્સુષવે સુતાનાં ત્રયં ત્રયાણાં જગતાં હિતાય॥૫૦॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'પ્રજાસૃષ્ટિનું વર્ણન' નામનો ૫મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬ઠ્ઠો

# વહ્નિ, પિતૃ અને રુદ્રસૃષ્ટિનું વર્ણન



**સૂત ઉવાચ॥**
**પવમાનઃ પાવકશ્ચ શુચિરગ્નિશ્ચ તે સ્મૃતાઃ।**
**નિર્મથ્યઃ પવમાનસ્તુ વૈદ્યુતઃ પાવકઃ સ્મૃતઃ॥૧॥**

સૂત બોલ્યાઃ પાછલા અધ્યાયમાં કહેવાયું છે કે, સ્વધાએ અગ્નિના ત્રણ પુત્રોને જન્મ આપ્યો. તે ત્રણ પુત્રો આ મુજબ છેઃ પાવક, પવમાન અને શુચિ.

અરણિ વગેરે કાષ્ઠોના પરસ્પર ઘર્ષણમાં અર્થાત્ તેમના મંથન દ્વારા ઉત્પન્ન થતો અગ્નિ નિર્મથ્ય-પવમાન કહેવાય છે અને વિદ્યુત સંબંધી વૈદ્યુત અગ્નિને પાવક કહે છે. સૂર્ય સાથે સંબંધ ધરાવનાર સૌર અગ્નિ એ શુચિ છે. એ મુજબ પાવક, પવમાન અને શુચિ છે. એ મુજબ પાવક, પવમાન અને શુચિ એ ત્રણ પુત્રો સ્વધાને અગ્નિથી થયેલા છે. તેમના પુત્ર અને પૌત્રાદિની સંખ્યા અત્રે સંક્ષિપ્તમાં જણાવવામાં આવી છે. અગ્નિના ૪૯ ભેદો કહેલા છે તથા યજ્ઞોમાં તેમનું આવાહન કરવામાં આવે છે. એ સર્વ તપસ્વીઓ છે અને વ્રતધારી છે, એ પ્રજાપતિ છે અને રુદ્રરૂપ છે.

પ્રીતિયુક્ત અંતઃકરણના પિતૃઓમાંના કેટલાક પિતૃઓ અયજ્વા અર્થાત્ જેમણે યજ્ઞો કર્યા નથી એવા છે અને અન્ય કેટલાકો યજ્વા છે. તેમણે યજ્ઞો કર્યા છે. અગ્નિષ્વાત્તા પિતૃઓ યજ્વા છે, અન્ય

બર્હિષદ પિતૃઓ અયજ્વ છે. તેમની માનસી પુત્રી મેનાનો સ્વધાથી જન્મ થયો. અગ્નિષ્વાત્તા પુત્રીઓની મેના માનસ પુત્રી હોવાનું લોકપ્રસિદ્ધ છે. મેનાને મૈનાક અને ક્રૌંચ નામે બે પુત્રો જન્મ્યા. તેનાથી જ ઉમાનો જન્મ થયો. વળી શિવજીના મસ્તક સાથે સંયોગ પામેલા હેમવતી પવિત્ર ગંગાને પણ એણે જ જન્મ આપ્યો. શ્રીવિષ્ણુનું પૂજન કરનારી ધરણીની ઉત્પત્તિ પણ એનાથી જ થઈ છે. મેરુરાજની પત્ની તે સ્વધા કમળ જેવા સુંદર મુખવાળી હતી. (પહેલાં કહેલી સ્વધા તે આ સ્વધાથી જુદી જાણવી.) પિતૃઓને અમૃતપા કહેલા છે, તેમનો જ આ બધો વિસ્તાર છે.

હવે અન્ય પ્રકરણમાં આવેલા ઋષિઓના સવર્ણ કુળનો વિસ્તાર હું તમને સંક્ષિપ્તમાં કહું છું તે તમે સૂણો. દક્ષની પુત્રી દાક્ષાયણી સતી લગ્નમાં રુદ્રને આપી. દક્ષે કરેલા યજ્ઞમાં રુદ્રને નિમંત્રણ નહીં આપ્યું માટે એ ક્રુદ્ધ થયા અને દક્ષને દોષ આપીને તે સતી થયાં. પછી બીજા જન્મમાં એ પાર્વતી થયાં અને ભવ અર્થાત્ મહાદેવ એમને લગ્નમાં પતિરૂપે પ્રાપ્ત થયા.

દક્ષે આદરેલા યજ્ઞમાં રુદ્રનું અપમાન થવાથી દાક્ષાયણી સતી થયાં તેથી રુદ્ર દક્ષ પર ગુસ્સે થયા. તેમણે સતીનું સ્મરણ કર્યું ને નીલલોહિત રુદ્રે પોતાના જેવા જ અનેક રુદ્રોને ક્ષણવારમાં લીલામાત્રથી ઉત્પન્ન કર્યા. હે મુનિશ્રેષ્ઠો! તે રુદ્રો બધા લોકોને વંદનીય હતા. તેમનાથી ૧૪ લોક છવાઈ ગયા. જરા અને મૃત્યુથી રહિત નીલલોહિત પવિત્ર એ વિવિધ રુદ્રોને જોઇને પિતામહ બ્રહ્માજી તે રુદ્રોની સ્તુતિ કરીને કહેવા લાગ્યા — હે રુદ્રો! તમે મહાદેવના અંશથી જન્મ્યા છો તેથી સાક્ષાત્ મહાદેવ છો; ત્રિનેત્ર છો, નીલલોહિત છો, સર્વજ્ઞ છો, સર્વ વ્યાપક છો, દીર્ઘ છો, હ્રસ્વ છો, વામન છો, પવિત્ર છો, હિરણ્યકેશ અર્થાત્ સુવર્ણના જેવા કેશવાળા છો, દૃષ્ટિમાત્રથી સંહાર કરનારા દૃષ્ટિઘ્ન છો, અવિનાશી છો, સદા જાગ્રત છો, પવિત્ર છો, દ્વંદ્વથી રહિત છો; વીતરાગ અર્થાત્ આસક્તિ રહિત છો; વિશ્વના આત્મારૂપ છો; ભવ અર્થાત્ શિવજીથી જન્મ્યા છો તમને નમસ્કાર.

હિરણ્યગર્ભ બ્રહ્માજીએ રુદ્રોની આ સ્તુતિ કર્યા પછી રુદ્રરૂપ શિવજીની પ્રદક્ષિણા કરી અને તેઓ બોલ્યા: હે મહાદેવ! આપને નમસ્કાર. હે શંકર ભગવાન સર્વવ્યાપક હે વિભો! બધી પ્રજા મરણશીલ છે. જે જન્મે છે તે અવશ્ય મૃત્યુ પામે છે. માટે હે શિવજી! જેનું મૃત્યુ જ થાય નહીં એવી મૃત્યુરહિત પ્રજાનું સર્જન કરવાનું અશક્ય છે, તેથી હે પ્રભો! મૃત્યુયુક્ત પ્રજાનું આપ સર્જન કરો.

તેથી ભગવાન શિવજીએ બ્રહ્માજીને કહ્યું: મારી તો તે કરવાની અશક્તિ છે. હું પ્રજાનું સર્જન કરી શકું તેમ નથી. માટે હે બ્રહ્મન્! આપ પોતે જ આપની ઇચ્છા મુજબ મૃત્યુયુક્ત પ્રજાનું નિર્માણ કરો.

ભગવાન શંકરની આજ્ઞાથી ચતુરાનન બ્રહ્માજીએ વૃદ્ધત્વ ને મરણયુક્ત આ સ્થાવર જંગમાત્મક અખિલ વિશ્વનું સર્જન કર્યું. ત્યાર પછી શંકર પણ રુદ્રોથી નિવૃત્ત થઇને સ્થાણુરૂપે અધિષ્ઠિત થયા. હે વિપ્રો! શંકર ભગવાનનું એ જ સ્થાણુરૂપ છે. સ્વેચ્છાએ ધારણ કરેલા દેહવાળા પરમેશ્વર શંભુનું એ જ સ્થાણુત્વ છે. એટલા ખાતર જ રુદ્ર સઘળાં પ્રાણીઓ પર અનુગ્રહ રાખી તેમનું 'શમ્' અર્થાત્ કલ્યાણ કરે છે. શિવજીની કૃપાને કારણ યોગવિદ્યામાં પ્રવૃત્ત થયેલા વૈરાગ્યશીલ, આસક્તિ રહિત માનવીને પ્રાપ્ત

થતી મુક્તિને જ 'શમ્' કહેવાય છે. સંસારમાં પ્રાપ્ત થતા દુઃખ વગેરેના ભયને કારણે માનવીનું મન ધીમે ધીમે સંસારથી ઊઠી જાય છે. તે વિષયોનો ત્યાગ કરે છે. ઉત્પન્ન થયેલા વૈરાગ્યને કારણે તે આસક્તિ રહિત થાય છે.

વિષયોના ત્યાગને આસક્તિના નાશથી ચિત્તની શુદ્ધિ થાય છે. ચિત્તશુદ્ધિ એ સંસારથી મુક્તિ અપાવનાર પ્રધાન છે, વિજ્ઞાન એટલે કે વાળો સંસારનિવર્તક આત્મા-અનાત્માના વિવેકરૂપ વિશિષ્ટ જ્ઞાનવાળો માનવી જ્ઞાનરૂપ ગુણનો અવિચારથી ત્યાગ કરે તો તે ત્યાગ સંસારથી મુક્ત થવામાં બાધક થાય છે. એટલા માટે જ્ઞાન અને વિજ્ઞાન સમન્વય દ્વારા મુક્તિ સાધવાનો મુમુક્ષુએ યત્ન કરવો જોઇએ.

આ સમન્વય પરમેષ્ઠી અર્થાત્ શિવજીની કેવળ કૃપાથી જ થાય છે. જીવને મોક્ષ-પ્રાપ્તિના સાધનરૂપ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય શિવજી પ્રાપ્ત થાય છે. અર્થાત્ મોક્ષરૂપ 'શમ્' એટલે સુખ આપનાર શંકર જ સાક્ષાત્ પિનાકી અને નીલલોહિત છે. યોગવિદ્યામાં તેના અનુગ્રહથી જ પ્રવૃત્ત થાય છે. વિપર્યય, વિકલ્પ, પ્રમાણ, વિકલ્પ, નિદ્રા ને સ્મૃતિ આ ચિત્તની પાંચ વૃત્તિઓનો નિરોધ કરવો તે જ યોગ્ય છે. એ યોગથી અંતઃકરણ શુદ્ધ થાય છે ને ચિત્ત શુદ્ધ થાય છે. પછી આત્મજ્ઞાન થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. પછી આત્મજ્ઞાન થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. મોક્ષ-પ્રાપ્તિ માટે સાધનરૂપ જ્ઞાનના દાતા યોગીશ્વર શિવજી જ છે.

જે માનવીઓ શંકર ભગવાનને શરણે જાય છે તેઓ સંસારબંધનથી છૂટે છે એમાં શંકા નથી. તેઓ પાપી હોય તો પણ નરકને પામતા નથી.

સૂત પુરાણીજી ઋષિઓને કહે છે કે, શંકર, રુદ્ર, શંકર, નીલલોહિત અવિનાશી હોઈ નિત્ય છે, વિશ્વના સ્વામી છે. પરમ પુરુષ પરમેશ્વર છે. અનેક નામોવાળા છે. યજ્ઞોમાં અનેકવાર એમનું આવાહન કરાય છે, સર્વ દેવો કરતાં પૂજ્ય એવા શંકર ભગવાનને જે માનવી શરણે જતો નથી, તે ભયંકર નરકમાં પડીને દુઃખી થાય છે. તમોગુણરૂપ કાળરુદ્ર, રજોગણરૂપ હિરણ્યગર્ભ બ્રહ્માજી અને સત્ત્વગુણરૂપ સર્વવ્યાપક શ્રીવિષ્ણુ અને નિર્ગુણ ધર્મવાળા મહેશ્વરને જે મનુષ્યો શરણે જતા નથી તેઓ નરકગામી થાય છે ને ત્યાં અતિ દુઃખી થાય છે ને ત્યાં ઘણા દુઃખ પામે છે.

ઋષિઓ બોલ્યા: હે મહામતે! પરમ બુદ્ધિમાન હે સૂત! કયું કર્મ નહીં કરવાથી મનુષ્યો નરકને પામે છે, એ સાંભળવાને માટે અમે ઉત્સુક છીએ તેથી આપ અમને તે વિશે કહો. ૧-૩૧

**કેન ગચ્છન્તિ નરકં નરાઃ કેન મહામતે।**
**કર્મણાકર્મણા વાપિ શ્રોતું કૌતૂહલં હિ નઃ ॥૩૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'વહ્નિ, પિતૃ અને રુદ્રસૃષ્ટિનું વર્ણન' નામનો ૬ઠ્ઠો અદયાય સંપૂર્ણ*



## અધ્યાય ૭મો

# મનુ, વ્યાસ તથા યોગાચાર્યની સંખ્યા



સૂત ઉવાચ॥
રહસ્યં વઃ પ્રવક્ષ્યામિ ભવસ્યામિતતેજસઃ।
પ્રભાવં શંકરસ્યાદ્યં સંક્ષેપાત્સર્વદર્શિનઃ॥૧॥

મોક્ષ વિના નરકની નિવૃત્તિ થતી નથી. મોક્ષ જ્ઞાનથી જ થાય છે, અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરવા માટે જ જ્ઞાન જ માત્ર સાધન છે. **'જ્ઞાન દેવ તુ કૈવલ્યમ્'** એમ શ્રુતિ કહે છે. એ જ્ઞાન પણ શંકર ભગવાનની કૃપા વિના મળતું નથી, માટે શિવજીની કૃપા એ જ મોક્ષ પ્રાપ્ત કરવા માટેનું કારણ છે, એમ જણાવીને સૂત કહે છે:

સૂત બોલ્યા: સર્વેદર્શી અમિત તેજવાળા, વિશ્વના સર્જક ભગવાન શંકર આદિ રહસ્ય અને તેમનો પ્રભાવ હે ઋષિયો! હું આપને ટૂંકમાં કહું છું.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ-યોગનાં એ આઠ અંગોનું અનુષ્ઠાન કરનારા તથા કરુણા અર્થાત્ દયા, ક્ષમા, અનાયાસ, અનસૂયા, અકાર્પણ્ય મંગળ, નિઃસ્પૃહતા અને શૌચ એટલે પવિત્રતાદિ ગુણોથી યુક્ત અને પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા બ્રહ્મજ્ઞાની યોગીઓ પણ વિવિધ કર્મ કર્યા બાદ સ્વ-કર્મોને લીધે નરક અને સ્વર્ગ પ્રાપ્ત થાય જ છે. શિવજીના અનુગ્રહથી જ જ્ઞાન મળે છે. જ્ઞાન મળ્યા પછી યોગમાં પ્રવૃત્તિ થાય છે અને યોગની સિદ્ધિ દ્વારા મુક્તિ મળે છે. આ બધું શિવજીની કૃપાથી જ થાય છે.

ઋષિયો બોલ્યા: યોગશાસ્ત્રને જાણનારાઓમાં શ્રેષ્ઠ હે સૂત! મહેશ્વર ભગવાનના દિવ્ય સ્વરૂપ વિશે અને યોગ વિશે જાણવા માગીએ છીએ માટે આપ તે અમને કૃપા કરીને કહો. સાધકને ભગવાન શિવજી સંસાર વિશેની ચિંતાથી કેવી રીતે મુક્ત કરે છે? એ સર્વવ્યાપક શ્રીવિષ્ણુ યોગમાર્ગ દ્વારા મુક્તિનો પથ દર્શાવવા માટે માનવીઓ પર ક્યારે કૃપા કરે છે, તે પણ આપ અમને કહો.

રોમહર્ષણ સૂતજી બોલ્યા: શૈલાદિકોએ બ્રહ્માજીના પુત્ર સનતકુમારને ઋષિયો, દેવો અને પિતૃઓના સાન્નિધ્યમાં હે સુવ્રત ઋષિયો! દ્વાપર યુગને અંતે થનારા વ્યાસજીના અવતારો અને કળિયુગમાં થનારા શંકરના યોગના આચરણ માટેના અવતારો કહેલા છે તે હું આપને કહું છું, તે ધ્યાનથી સૂણો. તે તે યુગોમાં શંકર ભગવાનના ચાર શિષ્યો મોક્ષના હકદાર થશે અને તેમના અન્ય ઘણા પ્રશિષ્યો મોક્ષનો ઉપદેશ દેનારા થશે. શંકર ભગવાન તેમના દ્વારા જ્ઞાનોપદેશ કરીને મુક્તિ મેળવવાનો માર્ગ બતાવીને મનુષ્યો પર કૃપા કરે છે. એ પ્રમાણે પ્રશિષ્યાદિના ક્રમથી વિભુના મુખ દ્વારા નીકળેલું જ્ઞાન વિભુની કૃપાથી બ્રાહ્મણથી વૈશ્ય સુધીના સૌ મનુષ્યોને મળ્યું છે.

ઋષિયો બોલ્યા: કલ્પોમાંના કયા કલ્પના કયા કયા દ્વાપર યુગોમાં કયા કયા વ્યાસ થઈ ગયા યા થશે એ બધું આપ અમને કૃપા કરીને કહો.

સૂતજી બોલ્યાઃ હે વિપ્રો! વારાહ કલ્પમાં વૈવસ્વત મન્વંતરમાં થયેલા અને થનારા વેદો અને પુરાણોના જ્ઞાનના દર્શકો એવા સાંપ્રત કાળમાંના વ્યાસ અને સઘળા મન્વંતરોના રુદ્રો ક્રમશઃ આપ સૌને હું કહું છું તે ધ્યાનથી સાંભળો. એ ૨ ૮ વ્યાસોનું અહીં ક્રમશઃ વર્ણન કરવામાં આવે છે.

ક્રતુ, સત્ય, ભાર્ગવ, સવિતા, અંગિરા, શતક્રતુ, મૃત્યુ, સારસ્વત, ત્રિધામા, વસિષ્ઠ, ત્રિવૃત્ત, શતતેજા, નારાયણ, અરુણિ, તરક્ષુ, દેવ, કૃતંજય, ઋતંજય, ભરદ્વાજ, ગૌતમ, વાચઃશ્રવા, શુષ્માયણિ, તૃણબિંદુ, રક્ષ, શાકતેય, અર્થાત્ શક્તિના પુત્ર પરાશર, જાતૂકર્ણ્ય અને સાક્ષાત્ શ્રીહરિરૂપ મુનિ કૃષ્ણદ્વૈપાયન.

હવે કળિયુગમાં થયેલા યોગેશ્વર રુદ્રોનું ક્રમિક વર્ણન કરું છું તે સાંભળો. અસંખ્ય કલ્પોમાં થયેલા સૌ મન્વંતરોના અનેક કળિયુગોમાં રુદ્રોના અવતાર થયા છે. તે જ રીતે વ્યાસ પણ ઘણા થયા છે. વારાહ કલ્પના વૈવસ્વત મન્વંતરમાં થયેલા રુદ્રોના અવતાર હવે કહું છું.

ઋષિયો બોલ્યાઃ વારાહ કલ્પમાં થયેલા મન્વંતરો અને કલ્પનાદિમાં વૈવસ્વત મન્વંતરમાં થયેલા સિદ્ધો વિશે પણ આપ કહેવાની કૃપા કરો.

રોમહર્ષણ બોલ્યાઃ સૌના આદિમાં સ્વાયંભુવ મનુ થયા. પછી હે દ્વિજો! ક્રમશઃ સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, સાવર્ણિ, વૈવસ્વત, ધર્મ, પિશંગ, શંગાભ, શબલ તથા વર્ણક — આ ૧ ૪ મનુઓ કહેલા છે. સ્વરના આત્મારૂપ મનુઓ અનુક્રમે અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, ઌ, લ, એ, ઐ, ઓ, ઔ — વર્ણના છે. અર્થાત્ સ્વાયંભુવનો અ, સ્વારોચિષનો આ — વર્ણ સમજવો. તે જ પ્રમાણે અન્ય મનુઓના વર્ણ પણ આ જ ક્રમ મુજબ સમજવા.

હવે એ મનુઓના દેહનો વર્ણ કેવો છે, તે કહેવામાં આવે છે. આદિ મનુ સ્વાયંભુવનો વર્ણ શ્વેત છે. પછીના અન્ય મનુઓના વર્ણ, ક્રમશઃ આ મુજબ છે. પાંડુ, રક્તતામ્ર, કપિલ, પીત, કૃષ્ણ, કપિલ, શ્યામ, ધૂમ્ર, સુધૂમ્ર, અપિશંગ, પિશંગ,. ત્રિવર્ણ, શબલ, કાલંધુર — પવિત્ર મનુઓનાં નામ અને વર્ણ અત્રે કહેવાયાં છે.

એ મનુઓ, તેમના નામથી, અકારાદિ વર્ણથી સ્વરના આત્મારૂપે અને તેમના શરીરના વર્ણથી તેજ રૂપે અત્રે ટૂંકમાં દર્શાવ્યા છે. વૈવસ્વત મનુ સાતમા મનુ છે. ઋકાર એમનો વર્ણ છે અને એ સુરેશ્વરના દેહનો વર્ણ શ્યામ છે. વીતી ગયેલા અને હવે પછી આવનારા કલ્પોના યુગોના આવર્તોમાં એ સાતમા મનુ વિશે આપને હું કહું છું. અત્યારે વારાહ કલ્પમાં સાતમા વૈવસ્વત મન્વંતર ચાલે છે. સર્વ વ્યાપ્ત વિભુ શંકરના યોગ અવતારે તેમના શિષ્યો અને પ્રશિષ્યો જે પૂર્વે થઈ ગયેલા છે તેમના કાળને દૃષ્ટિ સમક્ષ રાખી તેમના વિશે પણ ક્રમવાર આપને કહું છું.

આદિ સ્વાયંભુવ મનુના પ્રથમ કળિયુગમાં શ્વેત સંજ્ઞા નામે રુદ્ર થયા. પછી ક્રમશઃ આ પ્રમાણે યોગાચાર્યોના અવતારો થયા.

સૌ પ્રથમ શ્વેત, પછી સુતાર, સુહોત્ર, મદન, કંક અથવા કંકણ, લોગાક્ષિ, જૈગીષવ્ય, દધિવાહન, ઉગ્ર, મુનિ, ઋષભ, સુબાલક અથવા બાલિ, અત્રિ, વેદશીર્ષ, ગૌતમ, ગોકર્ણ, ગુહાવાસી, શિખંડભૃત, અટ્ટહાસ, જટામાલી, દારુક, લાંગલી, મહાકાય મુનિ, શૂલી, મુંડીશ્વર, સહિષ્ણુ, સોમશર્મા તથા લકુલીશ નામે યોગાચાર્ય થયા.

હે સુવ્રતો! બધા યુગના ચકરાવામાં વૈવસ્વત મન્વંતરમાં પરમેશ્વરના આ યોગેશ્વર આચાર્યો થયાનું કહેવામાં આવેલું છે. હે મુનિશ્રેષ્ઠો! યુગના ચકરાવામાંના દરેક દ્વાપર યુગમાં થયેલા વ્યાસો વિશે પણ કહેવાયું છે. તે જ રીતે કલ્પોમાં થયેલા મનુઓ તથા યોગેશ્વરના ચાર ચાર શિષ્યો થયા. એ યોગાવતાર શિષ્યોનાં નામો આ છે: શ્વેત, શ્વેતશિખંડી, શ્વેતાશ્વ, શ્વેતલોહિત, દુંદુભિ, શતરૂપ, ઋચીક, કેતુમાન, વિકેશ, વિશોક, વિશાપ, પાપનાશન, સુમુખ, દુર્મુખ, દુર્દમ, દુરતિક્રમ, સનક, સનંદ, સનાતન, પ્રભુ, ઋભુ, સનત્કુમાર, વિરજા, સુધામા, શંખપાદ, સારસ્વત, મેઘ, વેરજ, સુવાહન, મેઘવાહ, મહાદ્યુતિ અને કપિલ, આસુરિ, પંચશિખા, વાલ્કલ — એ મહાતેજસ્વી તથા ધર્માત્મા કપિલ વગેરે મુનિઓ, પરાશર, ગર્ગ, ભાર્ગવ, બલબંધુ, અંગિરા, નિરામિત્ર, લંબોદર, કેતુશૃંગ, લંબ, લંબાક્ષ, લંબકેશક, સર્વજ્ઞ, સાધ્ય, સમબુદ્ધિ, સર્વ, સુધામા, કાશ્યપ, વાસિષ્ઠ, વિરજા, અત્રિ, દેવસદ, શ્રવણ, શ્રવિષ્ઠક, કુણિ, કુણિબાહુ, કુશરીર, કુનેત્રક, કશ્યપ, ઉશના, ચ્યવન, બૃહસ્પતિ, ઉતથ્ય, વામદેવ, મહાયોગ, મહાબલ, વાચઃશ્રવા, સુધીક, શ્યાવાશ્વ, હિરણ્યનાભ, કૌશલ્ય, કુથુમિ, લોગાક્ષિ, સુમંતુ, બર્બરી, કબંધ, કશિકંધર, પ્લક્ષ, દાલ્ભ્યાયણિ, કેતુમાન, ભલ્લાવી, ગોપન, મધુપિંગ, શ્વેતકેતુ, ઉશિક, બૃહદશ્વ, દેવલ, શાલિહોત્ર, અગ્નિવેષ, કપિ, યુવનાશ્વ, શરદ્વસુ, છગલ, કુંડકર્ણ, કુંભ, પ્રવાહક, ઉલૂક, વિદ્યુત, મંડૂક, આશ્વલાયન, અક્ષપાદ, કુમાર, વત્સ, કુશિક, ગર્ભ, મિત્ર તથા કારુષ્ય — સર્વ યુગાવર્તોમાં થયેલા યોગાચાર્યોના આ મહાત્મા શિષ્યો છે. પવિત્ર અંતઃકરણવાળા, બ્રહ્મનિષ્ઠ, આ શિષ્યો હમેશાં જ્ઞાનયોગમાં પરાયણ રહેતા હતા. ભસ્માંકિત દેહવાળા એ શિષ્યો સાક્ષાત્ પશુપતિના સ્વરૂપવાળા પાશુપત હતા. સિદ્ધ હતા. તેમના સેંકડો ને હજારો પ્રશિષ્યો હતા. તેઓ પાશુપત યોગને પ્રાપ્ત કરીને રુદ્રલોકમાં નિવાસ કરીને રહે છે. દેવોથી તે પિશાચ સુધીની બધી યોનિઓમાં પ્રાણીઓને પશુ કહેલા છે. સૌના ઈશ શંકર ભગવાન તેમના પતિ હોઈ તે પશુપતિ છે. હે વિપ્રો! બ્રહ્માથી તે પિશાચ સુધીનાં બધાં પ્રાણીઓને પરમ ઐશ્વર્યની પ્રાપ્તિ કરાવનારો પાશુપતયોગ એક મહાન સાધન છે. પશુઓના પતિ રુદ્રે એનું નિર્માણ કરેલું છે. ૧-૫૫

તેન પ્રણીતો રુદ્રેણ પશૂનાં પતિના દ્વિજાઃ।
યોગઃ પાશુપતો જ્ઞેયઃ પરાવરવિભૂતયે॥૫૫॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'મનુ, વ્યાસ તથા યોગાચાર્યની સંખ્યા' નામનો ૭મો અધ્યાય સંપૂર્ણ***



અધ્યાય ૮મો

# શિવતત્ત્વના સાક્ષાત્કાર માટે યોગસ્થાનનું વર્ણન



સૂત ઉવાચ॥
સંક્ષેપતઃ પ્રવક્ષ્યામિ યોગસ્થાનાનિ સાંપ્રતમ્।
કલ્પિતાનિ શિવેનૈવ હિતાય જગતાં દ્વિજાઃ॥

સૂતજી બોલ્યાઃ ચિત્તની વૃત્રિઓનો નિરોધ કરવો તે યોગ કહેવાય છે. એનાં સ્થાન વિશ્વના હિત માટે શિવજીએ જણાવેલાં છે, તે હે દ્વિજો! હવે હું ટૂંકમાં કહું છું. ગળાની એક વહેંત નીચે અને નાભિથી ઉપર ઉત્તમ સ્થાન આવેલું છે તે હૃદયકમળ છે, યોગનું એ શ્રેષ્ઠ સ્થાન છે, તેમ જ ભ્રમરની વચ્ચે મધ્યમ આવર્ત આવેલું છે તે ત્રિકૂટ સંજ્ઞક યોગસ્થળ છે.

જીવને બધા પ્રકારનું વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થાય એને જ યોગ કહેવાય છે. હંમેશાં શિવજીની કૃપાથી યા આત્માની પ્રસન્નતાથી જ યોગ સાધનામાં ચિત્તની એકાગ્રતા થાય છે, એ આત્માની પ્રસન્નતાનું સ્વરૂપ સાધક પોતે જ તે જાણીને અનુભવી શકે છે. તેનું વર્ણન કરવાને બ્રહ્માજી વગેરે દેવો પણ સમર્થ નથી.

મનુષ્યોને આત્માની પ્રસન્નતાનો અનુભવ ક્રમશઃ થાય છે. યોગ એટલે જ નિર્વાણ અર્થાત્ મુક્તિ. મહેશ્વરનું એ પદ માત્ર આત્મજ્ઞાનથી મળે છે. જ્ઞાનદાતા મહેશ્વર છે. તેમની કૃપાથી મળેલું જ્ઞાન અગાધ સંસારસાગરથી તારે છે, તેથી એ તારક છે. જ્ઞાન થકી બધી ઇન્દ્રિયોનો સંયમ કરીને પાપનો નાશ કરવો. સંયમી પુરુષને જ યોગની સિદ્ધિ મળે છે.

હે ઋષિયો! ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો અર્થાત્ બહિર્મુખ થયેલી ઇન્દ્રિયોને પ્રતિલોમ ક્રમથી અંતરાભિમુખ કરીને તેમને આત્માભિમુખ કરવી. આ ક્રિયાને જ યોગ કહેવાય છે. તેની સિદ્ધિ માટે અત્રે આઠ સાધનો કહેલાં છે. યોગની સિદ્ધિ માટેનું પહેલું સાધન 'યમ' છે. બીજું સાધન નિયમ છે. ત્રીજું આસન પ્રત્યાહાર છે. ત્યારપછી ધારણા, ધ્યાન અને સમાધિ એ માટેનાં સાધનો છે. એને જ યોગનાં આઠ અંગ કહે છે.

ઇન્દ્રિયોને વિષયાભિમુખ નહીં થવા દેતાં વશ રાખવી. 'યમ' નામનું યોગનું પ્રથમ અંગ છે. આ યમનો પ્રથમ હેતુ અહિંસા છે. મન, વાણી કે કર્મથી હિંસા નહીં કરવી તે અહિંસા છે. આત્મજ્ઞાનની એ સિદ્ધિને આપનારી છે. એ રીતે સત્ય, અસ્તેય અર્થાત્ ચોરી કરવી નહીં, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એટલે વસ્તુનો સંગ્રહ કરવો નહીં, એ વ્રતો યમ કહેવાય છે. નિયમનું મૂળ પણ યમ જ છે. બધાં પ્રાણીઓ પ્રત્યે પોતાના જેવું જ વર્તન રાખવું તે અહિંસા છે.

જેવું સાંભળ્યું હોય, જેવું જોયું હોય ને જેવું અનુભવ્યું હોય તેવું ને તેવું જ યથાર્થ રીતે કહેલું હોય તે સત્ય છે. વળી એ સત્ય બીજાને પીડા કરનારું નહીં હોય તેવું હોવું જોઇએ. અશ્લીલ બોલવું જોઇએ નહીં. પારકાના દોષો જાણવામાં આવ્યા હોય તો યે તે અન્ય કોઇને કહેવા નહીં આપત્તિ વખતે પણ પારકું દ્રવ્ય લેવાનો ક્યારે

પણ વિચાર પણ કરવો નહીં. મન, વાણી અને કર્મથી યે બીજા કોઈ મનુષ્યની કંઈ પણ વસ્તુ લેવી નહીં. તેને 'અસ્તેય' કહેલું છે. સંન્યાસી અને બ્રહ્મચારીએ મન, વચન, તથા કર્મથી કદી પણ કોઈ સ્ત્રી સાથે મૈથુન કરવું નહીં. કદી બીજી કોઈ પણ યોનિમાં સંભોગ કરવો નહીં. એ વ્રતને 'બ્રહ્મચર્ય' કહે છે. વાનપ્રસ્થ તથા સ્ત્રીરહિત મનુષ્યોને માટે ખાસ આ વાત અત્રે કહેવામાં આવી છે. હવે સ્ત્રીયુક્ત ગૃહસ્થ પુરુષો માટે કહું છું: માત્ર પોતાની પત્ની સાથે શાસ્ત્ર પ્રમાણે સંભોગ કરવો અને તે પોતાની પત્ની ઋતુસ્નાન કરી ચૂકી હોય ત્યારે જ, નિષિદ્ધકાળ વર્જિત કરીને પ્રજા ઉત્પાદન માટે તેની જોડે મૈથુન કરવું; બીજી સ્ત્રીઓ સાથે મન, વાણી અને કર્મથી યે કદી મૈથુન કરવું નહીં. આ બ્રહ્મચર્ય વ્રત કહેવાય. સ્વ-પત્ની સાથે સંભોગ કર્યા પછી સ્નાન કરવું. એ પ્રમાણે વર્તનારો ગૃહસ્થ મનુષ્ય બ્રહ્મચારી જ હોય છે તેમાં શંકા નથી.

અહિંસા માટે યે કહેવાયું છે કે, દ્વિજ, ગુરુ અર્થાત્ પિતૃ આદિનાં શ્રાદ્ધ કર્મ તથા યજ્ઞકર્મ માટે વિધિપૂર્વક કરાયેલી હિંસા એ અહિંસા જ છે. શ્રુતિએ પણ કહેલું છે કે: **'વૈદિકી હિંસા હિંસા ન ભવતિ।'** વૈદિક કાર્યોને ઉદ્દેશીને કરાયેલ હિંસા એ હિંસા નથી.

મુડદું જોયા પછી ચિત્તને શોક થાય છે અને તેના ભણી જોવાની ઇચ્છા થતી નથી તે રીતે સ્ત્રીઓને શોક ઉત્પન્ન કરનાર મડદા જેવી જાણીને બુદ્ધિશાળી પુરુષે હમેશાં તેમનો ત્યાગ કરવો, અર્થાત્ સ્વ-પત્ની સિવાય અન્ય કોઈ પણ સ્ત્રી જોડે ક્યારે ય મૈથુન કરવું નહીં. તેના શરીરને મુડદા જેવી અપવિત્ર ગણીને તેમના સંગનો વિચક્ષણ પુરુષે હમેશાં ત્યાગ કરવો. ગામ બહારની ભૂમિ પર મળત્યાગ કર્યા બાદ એ ભૂમિ જોવાનું ગમતું નથી, તેવી જ બુદ્ધિ સ્વ-પત્નીથી બીજી સ્ત્રીઓમાં રતિના સંબંધમાં રાખવી. પુરુષ પ્રજ્વલિત અગ્નિ જેવો છે તથા સ્ત્રી ઘી-ના ઘડા જેવી છે. એટલા માટે સ્ત્રીઓના સંસર્ગનો દૂરથી જ ત્યાગ કરવો. યોગ્ય વિચારતાં એવું જણાય છે કે, વિષયોને ભોગવવાથી મનને ક્યારે ય સંતોષ થતો નથી. માટે મન, વચન અને કર્મથી ભોગોમાં આસક્તિ રાખવી નહીં, પરંતુ તેમના વિશે અનાસક્ત થવું.

વિષયોના ઉપભોગથી કદી પણ ઇચ્છા તૃપ્ત નથી થતી, પણ અગ્નિમાં જેમ હવિષની આહુતિ આપવાથી જેમ તે વધે છે તેમ જ વિષયો ભોગવવાથી તે વધુ ને વધુ ભોગવવાની ઇચ્છા વધ્યા કરે છે. એટલે જ અમૃતત્વની પ્રાપ્તિ અર્થે યોગીએ હમેશાં વિષયોના ભોગનો ત્યાગ કરવો અને આસક્તિ રહિત થવું. વિષયોમાં જેને વૈરાગ્ય થતો નથી તેવો વાસનાઓમાં આસક્ત રહેલો માનવી અનેક યોનિઓમાં જન્મ લેતો જ રહે છે. તે સંસારથી કદી પણ મુક્ત થતો નથી. વાસનાના ત્યાગથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે. સહસ્રો વર્ષો સુધી અગ્નિહોત્ર વગેરે કર્મ કરવાથી; પિતૃઋણથી મુક્ત થવાને માટેના હેતુરૂપ પુત્રાદિથી યા તો પુષ્કળ દ્રવ્યનું દાન કરવાથી પણ હે દ્વિજશ્રેષ્ઠો! મુક્તિ મળતી નથી, એટલા જ માટે વાસનાનો ત્યાગ અવશ્ય કરવો.

મન, વાણી અને કર્મથી, મૈથુનથી નિવૃત્ત થવું અર્થાત્ સ્ત્રીસંભોગનો ત્યાગ કરવો. એ વ્રતના પાલનને બ્રહ્મચર્ય કહેલું છે. વિદ્વાનોએ આઠ જાતની ક્રિયાઓને મૈથુન કહેલું છે: **'સ્મરણં કીર્તનં કેલિઃ પ્રેક્ષણં ગુહ્યભાષણમ્। સંકલ્પોડ્વ્યવસાયશ્ચ ક્રિયા નિવૃત્તિરેવ ચ।। એતન્મૈથુનમષ્ટાઙ્ગં પ્રવદન્તિ મનીષિણઃ।। વિપરીતં બ્રહ્મચર્યમેતદેવાષ્ટ લક્ષણમ્।।'**

સ્ત્રીનું ધ્યાન કરીને તેનું સ્મરણ કરવું, તેના રૂપના અને તેના હાવભાવનાં વખાણ કરવાં, તે સાથે ઠઠ્ઠા-મશ્કરી કરવી, રમવું કે હાસ્યવિનોદ કરવો, તેને એકીટસે જોયા કરવી, તેની સાથે ગુહ્ય ને રસિક વાર્તાલાપ કરવો, તેને મેળવવા માટે પ્રયાસ કરી તેની સાથે સંભોગ કરવાનો વિચાર કરવો, તે માટે ઉત્સાહિત થવું ને તેની જોડે મૈથુનનું સુખ માણવું. એ પ્રમાણે મૈથુનના આઠ પ્રકાર કહેલા છે. એ ક્રિયાઓથી વિપરીત પ્રકારને બ્રહ્મચર્યનાં આઠ લક્ષણ કહેલાં છે. યોગસૂત્રમાં કહ્યું છેઃ **'બ્રહ્મચર્યપ્રતિષ્ઠાયાં વીર્યલાભઃ।।'** બ્રહ્મચર્યના પાલનથી તેજસ્વિતા મળે છે.

હે ઋષિયો! યમો વિશે આ પ્રમાણે મેં આપને સંક્ષિપ્તમાં કહ્યું. હવે નિયમો વિશે કહું છું તે આપ ધ્યાનપૂર્વક સાંભળો.

શૌચ અર્થાત્ મન અને તનની પવિત્રતા, ઇજ્યા એટલે યજ્ઞ અને દેવપૂજન કર્મ, દાન, તપ, સ્વાધ્યાય, ગુહ્યેન્દ્રિયોનો સંયમ એટલે કે, બ્રહ્મચર્યનું પાલન, વ્રત આદિનું આચરણ, ઉપવાસ અને મૌન ધારણ કરવું યા મિતભાષી થવું. એ દસ વ્રતને નિયમ કહેવાય છે. કોઈ પણ વસ્તુની કામના નહીં હોવી, સ્પૃહા રહિત થવું એ પણ 'નિયમ' જ છે. શૌચ, તુષ્ટિ, તપ, જપ અને શિવજીનું પૂજન અને કર્મફળનો ત્યાગ એ બધા નિયમ છે. દંડ, પદ્મ અને સ્વસ્તિક વગેરે આસનો છે. શરીરની અંદરની બાહ્ય શુદ્ધિ અર્થાત્ તન અને મનની શુદ્ધિ એ શોચ ગણાય છે. તેમાં પણ બાહ્ય શુદ્ધિ કરતાં આભ્યંતર શુદ્ધિને શ્રેષ્ઠ કહેલી છે. શિવજીનું પૂજન કરનારે પ્રથમ આગ્નેય, વારુણ ને બ્રહ્મ આદિ સ્નાન વિધિસર સુપેરે કરવાં જોઇએ. આગ્નેય સ્નાન અર્થાત્ ભસ્માદિનું લેપન કર્યા બાદ આભ્યંતર શુદ્ધિ કરવી.

આખા દેહે મૃત્તિકા ને ભસ્મનો લેપ કરીને તીર્થસ્થાનોના પવિત્ર જળમાં સ્નાન કરાય તો પણ અંદરથી અપવિત્ર હોય તો મનુષ્ય મલિન જ કહેવાય. શેવાળ નિત્ય જળમાં જ થાય છે. માછલાં, મગર અને જળચર પ્રાણીઓ હમેશાં જળમાં જ રહે છે. માછીમારો સદા જળમાં સ્નાન કરે છે તેમ છતાં હે દ્વિજોત્તમો! તેમને શું પવિત્ર કહેવાય ખરા? માટે વિધિસર હમેશાં આભ્યંતર શુદ્ધિ કરવી. શ્રેષ્ઠ જાતની વૈરાગ્યરૂપ મૃત્તિકાનો એક જ વખત લેપ કરીને આત્મજ્ઞાન રૂપ જળમાં સ્નાન કરવું તેને આભ્યંતર શૌચ કહેવાય છે, અર્થાત્ આસક્ત થઇને આત્મજ્ઞાન મેળવવું તેને આંતર શુદ્ધિ કહેલી છે. પવિત્ર માનવીને જ સિદ્ધિઓ મળે છે. અપવિત્રને ક્યારે ય મળતી નથી. યોગના વ્રતને ધારણ કરનારો શ્રેષ્ઠ યોગી ન્યાયપૂર્વકની જીવનથી સંતુષ્ટ થાય છે. એનાથી હમેશાં પ્રસન્ન રહે છે. ભૂતકાળને એ સ્મૃતિપટ પર રાખતો નથી. હમેશાં વર્તમાનનો જ વિચાર કરે છે. પવિત્ર ચાન્દ્રાયણ વગેરે વ્રત કરે છે.

હવે સ્વાધ્યાય વિશે કહું છુંઃ પ્રણવના જપને સ્વાધ્યાય કહ્યું છે. એ સ્વાધ્ય રૂપ જપ ત્રણ પ્રકારનો છે. મુખેથી બોલાતો જપ અધમ, માત્ર હોઠ જ ચાલતા હોય તેમ અત્યંત ધીમા સ્વરે થતો – ઉપાંશુ જપ મધ્યમ ને મનમાં થતા જપને શ્રેષ્ઠ કહેવાય છે. પંચાક્ષર કલ્પમાં એનું વિસ્તૃત વર્ણન કરાયેલું છે.

હવે પૂજન અર્થાત્ ઇજ્યા પૂજન વિશે કહું છુંઃ શિવજી અર્થાત્ ગુરુમાં દઢ ભક્તિને અચળ ભક્તિ કહેલી છે. મન, વચન અને કર્મ થકી શિવજીનું જ્ઞાન થાય તેથી તેમનું પૂજન કરવું તે ઇષ્ટ કર્મ છે. એમની ભક્તિ ને સેવા એ જ સાધકનું કર્તવ્ય છે. એને જ શિવપ્રણિધાન કહ્યું છે.

વિષયોમાં પ્રવૃત્ત થતી ઇન્દ્રિયોનો સંયમ કરીને તેમને આંતર્મુખ કરવી. એને જ ટૂંકમાં પ્રત્યાહાર કહેલ છે. ચિત્તનું હૃદય આદિમાં નિયમન કરવું તે ધારણા કહેવાય છે. સ્વસ્થતાથી ધારણા થયા પછી ધ્યાનમાં અને તે બાદ સમાધિમાં પ્રવૃત્તિ થાય છે. કોઈ પણ વિષયના ચિંતનથી રહિત મનને નાસિકાના અગ્ર ભાગમાં સ્થિર કરવું, એવી ચિત્તની એકાગ્રતાને ધ્યાન કહે છે.

મન સહિત લિંગ અને સૂક્ષ્મ દેહનો આત્મામાં લય કરીને તેમાં ચૈતન્યનો ભાસ થાય તેવી શરીર શૂન્ય આત્મા ને મનની એકતારૂપ અવસ્થાને સમાધિ કહે છે. હઠયોગ પ્રદીપિકાના સમાધિ લક્ષણ નામે ચોથા ઉપદેશમાં પાંચથી સાત શ્લોકોમાં કહ્યું છે :

**સલિલે સૈન્ધવં યદ્વત્ સામ્યં ભવતિ યોગતઃ।**
**તથાત્મનસોરૈક્યં સમાધિરભિધીતયે॥૫॥**
**યદા સંક્ષીયતે પ્રાણો માનસં ચ પ્રલીયતે।**
**તદા સમરસત્વં ચ સમાધિરભિધીયતે॥૬॥**
**તત્સમં ચ દ્વયોરૈક્યં જીવાત્મપરમાત્મનોઃ।**
**પ્રણષ્ટ સર્વસંકલ્પઃ સમાધિઃ સોઽભિધિયતે॥૭॥**

જળ સાથે લવણનો સંયોગ થતાં લવણ અને જળ એક થઇને સામ્ય ભાવને પ્રાપ્ત થાય છે, અર્થાત્ જળ અને લવણ નોખા રહેતાં નથી. તે જ પ્રમાણે આત્મામાં જોડેલું મન આત્માકાર થતાં આત્મરૂપને પામે છે. એ મુજબ આત્મા સાથે મનની થયેલી એકતાને સમાધિ કહે છે. જ્યારે પ્રાણ ક્ષીણ થાય છે ને મનનો પણ લય થાય છે, ત્યારે થયેલી સમરસતાને પણ સમાધિ કહે છે. જીવાત્મા તથા પરમેશ્વરની એકરૂપતાને જ સમતા કહે છે. તે વખતે તે નષ્ટ થયેલા બધા સંકલ્પોવાળી સ્થિતિને સમાધિ કહેવાય છે, પણ સર્વ ધ્યાન અને સમાધિનો હેતુ તો પ્રાણાયામ જ છે. પોતાના શરીરમાંથી પેદા થતા વાયુને પ્રાણ કહે છે; તેના નિરોધને યમ કહેલો છે. ઋષિયોએ એ યમને મંદ, મધ્યમ ને ઉત્તમ — એમ ત્રણ પ્રકારનો કહેલો છે. હૃદય સ્થાનમાં રહેલ વાયુને પ્રાણ કહે છે. ગુદા સ્થાનમાં રહેલ વાયુને અપાન કહે છે.

અપાન વાયુ અને પ્રાણવાયુનો નિરોધ કરવો તે પ્રાણાયામ કહેવાય છે. પ્રાણાયામનો કાળ બાર માત્રા જેટલા વખતનો માનવામાં આવેલ છે. હ્રસ્વ વર્ણનો ઉચ્ચાર કરવામાં જેટલો વખત લાગે તેટલા કાળને એક માત્રા કહે છે. નેત્રના નિમેષ-ઉન્મેષ અર્થાત્ ઉઘાડવા મીંચવાની ક્રિયામાં લાગતા વખતના પ્રમાણને પણ માત્રા કહે છે.

પ્રાણાયામમાં વાયુનો મંદ સંજ્ઞક અવરોધ ૧૨ માત્રા અર્થાત્ એક ઉદ્‌ઘાતનો, મધ્યમ બે ઉદ્‌ઘાતનો અર્થાત્ ૨૪ માત્રા જેટલા સમયનો અને ઉચ્ચ અવરોધ ત્રણ ઉદ્‌ઘાત એટલે કે ૩૬ માત્રાનો કહેલો છે. નીચ, મધ્ય ને મુખ્ય ક્રમથી એ પ્રાણાયામ પ્રસ્વેદ, કંપન અને ઉત્થાનજનક હોય છે. એ મુજબ પ્રાણાયામના કનિષ્ટ, મધ્યમ ને ઉત્તમ એમ ત્રણ પ્રકાર જણાવવામાં આવેલા છે. કનિષ્ટ પ્રાણાયામમાં પરસેવો થાય છે એટલે પ્રાણાયામ કરતાં જો પ્રસ્વેદ થાય તો તે પ્રાણાયામને કનિષ્ટ જાણવો.

મધ્યમ પ્રાણાયામમાં કંપ થાય છે, એટલે શરીરમાં કંપ થઈ આવે તો તે પ્રાણાયામને મધ્યમ કહેવાય છે. ઉત્તમ પ્રાણાયામમાં પ્રાણ ઉત્થાન પામે છે ને યોગીનો પ્રાણ બ્રહ્મરંધ્રરૂપ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે. યોગીનો પ્રાણ બ્રહ્મરંધ્રરૂપ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે. અર્થાત્ બ્રહ્મરંધ્રમાં પ્રાણવાયુ પહોંચે તો તેને ઉત્તમ પ્રાણાયામનો હંમેશ નિરોધ કરવો, પ્રાણવાયુને રોકવો.

પ્રાણાયામનું પ્રમાણ ૧૨ માત્રા અર્થાત્ ૧૨ નિમેષનું છે. પ્રાણનું એકવાર ઉત્થાન થાય એવો ૧૨ માત્રાનો પ્રાણયામ કનિષ્ઠ છે, જેમાં બે વાર ઉત્થાન થાય એવો ૨૪ માત્રાનો પ્રાણયામ મધ્યમ છે અને જેમાં ત્રણવાર પૂરક, કુંભક અને રેચક એવી ત્રણ ક્રિયાઓના ઉદ્‌ઘાત હોય તે ૩૬ માત્રાનો પ્રાણાયામ ઉત્તમ કહેવાય છે. એ ત્રણમાં ક્રમશઃ પરસેવો, કંથન અને ઉત્થાન થાય છે.

પ્રાણાયામોમાં આનંદ, નિદ્રા, ચિત્તનું આંદોલન, રોમાંચ, ધ્વનિનું જ્ઞાન, અંગમાં પવન ભરાય કંપન થાય છે અને જ્યારે યોગી શ્રમ, સ્વેદ, ભાષણ, જ્ઞાન, મૂચ્છ્રા પર વિજય પ્રાપ્ત કરે, ત્યારે તે સૌથી ઉત્તમ પ્રાણાયામ કહેવાય છે. નિદ્રાનો અનુભવ જે પ્રાણાયામમાં થાય તેને 'ભસ્રા' નામે કુંભક પ્રાણાયામ કહેલો છે. રોમાંચ થાય, ભ્રમના ગુંજારવનું જ્ઞાન તથા અંગનું કંપન જે પ્રાણાયામમાં થાય તેને 'ભ્રામરી' સંજ્ઞક કુંભક પ્રાણાયામ કહે છે. જે પ્રાણાયામમાં પરસેવો થાય તથા સંવિદ્રૂપ એવી સંવિત્ મૂચ્છ્રાનો અનુભવ થાય તે 'મૂર્છા' નામે કુંભક પ્રાણાયામ કહેવાય. જળમાં સ્થળની જેમ ભ્રમણનો અનુભવ થાય તો તે 'પ્લાવની' નામે કુંભક પ્રાણાયામ કહેવાય છે.

યોગનાં સઘળાં સાધનોમાં પ્રાણાયામ મુખ્ય છે, કારણ કે પ્રાણાયામની સિદ્ધિ થતાં પ્રત્યાહાર આદિ સિદ્ધ થાય છે. પ્રાણાયામની નિષ્ફળતામાં પ્રત્યાહાર સફળ થતા નથી, અર્થાત્ પ્રત્યાહારમાં સિદ્ધિ મળતી નથી. ખરું જોતાં તો પ્રત્યાહાર આદિ શબ્દોથી પ્રાણાયામ વિશે જ કહેવાતું હોય છે. અભ્યાસથી ક્રમે ક્રમે વધતા પ્રાણાયામને જ પ્રત્યાહાર, ધ્યાન, ધારણા ને સમાધિ શબ્દોથી સંબોધવામાં આવે છે.

૧૨ પ્રાણાયામોનો એક પ્રત્યાહાર અને ૧૨ પ્રત્યાહારોની ધારણા તથા પરમાત્માની પ્રાપ્તિ માટે ૧૨ ધારણાઓનું એક ધ્યાન થાય છે. ૧૨ ધ્યાનોની સમાધિ થાય છે, એમ કહેવાનું કારણ એ છે કે, સમાધિમાં સ્વપ્રકાશ અનંત એવા પરમ જ્યોતિનું-બ્રહ્મનું દર્શન થાય છે. તેમ છતાં કર્મબંધન તથા જન્મ-મરણ ટળે છે.

પાંચ ઘડી એટલે કે બે કલાકની ધારણા છે. ૬૦ ઘડી અર્થાત્ એક અહોરાત્રથી ધ્યાન થાય છે અને ૧૨ દિવસ પ્રાણાયામ કરવાથી સમાધિ થાય છે. પ્રાણાયામના અભ્યાસથી તેના શ્રમને લીધે થયેલા પ્રસ્વેદથી પોતાનું શરીરનું મર્દન કરવું. આમ કરવાથી દેહ મજબૂત ને હલકો થાય છે અને જડતા દૂર થાય છે.

જે પ્રમાણે હાથી, શરભ — આઠ પગવાળું એક હિંસ્ર પ્રાણી જે સિંહને પણ મારી નાખે છે. વાઘ તથા સિંહ આદિ હિંસક પ્રાણીઓને ધીમે ધીમે વશ કરી શકાય છે. તે જ પ્રમાણે અભ્યાસથી પ્રાણને ધીમે ધીમે વશ કરવો. તેને માટે ઉતાવળ કરતાં વન્ય હિંસક પ્રાણીઓ તેમને વશ કરનારને મારી નાખે છે તેમ પ્રાણવાયુ અભ્યાસી સાધકને મારી નાખે છે. પ્રાણાયામના અભ્યાસ પછી ક્રમશઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. પ્રાણાયામ યોગ્ય કરવાથી બધી જાતના રોગો નાશ પામે છે.

પ્રાણાયામ કરવાથી ક્રમશઃ સાધકને શાન્તિ, પ્રશાંતિ દીપ્તિ તથા પ્રસન્નતા મળે છે. આગંતુક અને સહજ પાપોના નાશને 'શાન્તિ' કહેવાય છે. વાણીનો સંયમ પ્રશાન્તિ કહેવાય છે. તેના પ્રકાર ચાર છે. પહેલાં તો બોલવા કરતાં મૌનનું સેવન કરવું એ ઉત્તમ છે. બોલવું પડે તો સત્ય જ બોલવું, સત્ય પણ ધર્મોચિત અને પ્રિય બોલવું.

**'અવ્યાહૃતં વ્યાહ્યતાચ્છ્રેષ્ટમાહુઃ સત્યં વદેદ્ વ્યાહૃતં તદ્ દ્વિતીયમ્।**
**ધર્મં વદેદ્ વ્યાહૃતં તત્તૃતીયં પ્રિયં વદેદ્ વ્યાહૃતં તચ્ચતુર્થમ્॥''**

આમ મહાભારતમાં પણ કહ્યું છે.

દીપ્તિ એટલે પ્રકાશ. પ્રાણાયામ કરનાર યોગીને સર્વદા તેજસ્વિતા પ્રાપ્ત થાય છે, તેની બુદ્ધિ નિર્મળ થાય છે અને એના દેહમાં વ્યાપ્ત રહેલા દસ વાયુઓ પોતપોતાની રીતે યોગ્ય ગતિ કરતા રહે છે ને તેની બધી ઇન્દ્રિયો પ્રસન્ન રહે છે. અંતઃકરણની પ્રસન્નતા એ જ પ્રસાદ છે.

અપાન, સમાન, ઉદાન, પ્રાણ, વ્યાન, નાગ, કૂર્મ કૃકલ, દેવદત્ત ને ધનંજય – દેહમાં વ્યાપ્ત રહેલા એ દસ વાયુઓના યોગ્ય સંચરણને 'પ્રસાદ' કહે છે. દેહમાં એમને અનુકૂળ વ્યાપારથી પ્રસન્નતા રહે છે. પ્રસન્નતા એ જ પ્રસાદ છે. શરીરમાં વાયુ ગતિ કરે છે. તેથી તેને પ્રાણ કહે છે, તેનું સ્થાન હૃદય છે. ખોરાક ખાધેલાને નીચે પક્વાશયમાં જે વાયુ લાવે છે તેને અપાન વાયુ કહે છે, એનું સ્થળ ગુદા છે. વ્યાધિયોનો પ્રકોપક વ્યાન વાયુ સમસ્ત દેહમાં ફરે છે અને રસનું વહન કરવાને તત્પર રહે છે. વળી પ્રસ્વેદનું અને રુધિરનું વહન કરે છે અને ગતિ, આકુંચન, પ્રસારણ પાસે લાવવું, ઉત્ક્ષેપણ અર્થાત્ આઘે ફેંકી દેવું, આંખ મીંચવી, ઉઘાડવી આદિ શરીરધારીઓની સર્વ ક્રિયાઓ વિશેષ કરીને વ્યાન વાયુ પર આધાર રાખે છે. વળી ટપકવું, ઊંચે ખેંચવું, ભરવું કે પૂરવું, વિરેચન અર્થાત્ જુદા કરી વહેવડાવવું ને ધારણ અટકાવવું યા ધરી રાખવું – એ પાંચ ચેષ્ટાઓ આ વાયુની લગભગ નજીક છે. એ વાયુ કોપે છે, ત્યારે સમગ્ર દેહમાં રોગો પેદા કરે છે.

ઉદાન નામના વાયુ ઊર્ધ્વસ્થાન-કંઠમાં રહે છે, તેથી ગાયન, ભાષણ આદિ ક્રિયાઓ થાય છે, પરંતુ એ વાયુ કોપે છે, ત્યારે હાંસડીની ઉપલા ભાગના રોગો પેદા કરીને મર્મસ્થાનોને ઉદ્વિગ્ન કરે છે.

સમાન વાયુ આમાશય અને પક્વાશયમાં ફરે છે. તેનું સ્થાન નાભિ છે. એ વાયુ જઠરાગ્નિ સાથે મળીને અન્નનું પાચન કરે છે અને તેમાંથી પેદા થયેલા રસ વગેરે વિશેષ પદાર્થોનું પૃથક્કરણ કરે છે, એટલે મળ અને મૂત્ર આદિને નોખાં કરે છે. એ વાયુનો કોપ અગ્નિમાંદ્ય, ઝાડા ને ગોળો આદિ રોગોને પેદા કરે છે.

વર્ણનો ઉચ્ચાર કરાવનાર વાયુને નાગ કહે છે. નેત્રો મીંચાવાની ક્રિયા કૂર્મ નામે વાયુથી થાય છે. બગાસું અને છીંક ક્રમશઃ કૃકલ ને દેવદત્ત નામે વાયુઓની પ્રેરણાથી થાય છે. ગળામાંથી મહાઘોષ કરાવનાર વાયુ ધનંજય કહેવાય છે. સમસ્ત દેહમાં એની સર્વત્ર ગતિ છે. અવસાન થયા પછી પણ એ વાયુ દેહમાં રહે છે, જે મનુષ્ય આ દસ વાયુઓને પ્રાણાયામ દ્વારા સિદ્ધ કરે છે તે પ્રસાદરૂપ તુરીય અવસ્થાને પ્રાપ્ત થાય છે, અર્થાત્ શિવ સ્વરૂપમાં લય પામે છે.

મહત્તત્ત્વરૂપ બુદ્ધિના પ્રકાર હવે કહું છું. હે ઋષિશ્રેષ્ઠો! મહત્તત્ત્વરૂપ બુદ્ધિની વિસ્વર, મન, પ્રજ્ઞા, ચિતિ, સ્મૃતિ, ખ્યાતિ, સંવિત્, ઈશ્વર, મતિ, એ સર્વ સંજ્ઞાઓ છે. મતિની પ્રસન્નતા પ્રાણાયામથી સિદ્ધ થાય છે.

વિસ્વર એટલે કે ખિન્નતા જેનામાંથી નષ્ટ થઈ ગયો છે એટલે જેનો વિરુદ્ધ દ્વંદ્વરૂપ ઉપતાપ મટી ગયો છે અર્થાત્ ટાઢ-તાપ, સુખ-દુઃખ આદિ દ્વંદ્વોને સમાન ભાવે સહન કરવાં તેને વિસ્વરી ભાવ કહે છે. બધાં તત્ત્વોનો એ અગ્રજ છે અને પરિમાણથી એ મહાન છે. પ્રમાણની ગુહા અર્થાત્ અગાધ જ્ઞાનની જે ખાણ છે તે પ્રજ્ઞા, પ્રમાણનો સ્વીકાર કરે તે 'મન', મોટો છે ને ઘડપણને પામતો રહે છે માટે 'બ્રહ્મા', ભોગ માટે બધાં કર્મોનો સંગ્રહ કરે છે માટે 'ચિતિ', સ્મરણ કરાવે છે તેથી 'સ્મૃતિ', બધા પ્રકારનું જેનાથી જ્ઞાન છે તે 'સંવિત્', પ્રશંસા અપાવે છે માટે 'ખ્યાતિ' અર્થાત્ હિરણ્યગર્ભનું બુદ્ધિરૂપ મહત્તત્ત્વ, એ અનેક જાતના જ્ઞાનથી કીર્તિ આપે છે, સર્વ તત્ત્વોનો અધિપતિ તથા સર્વ કંઈ જાણે છે માટે પરમેશ્વર, બધા વિષયોને ગ્રહણ કરે છે અને માને છે તે 'બુદ્ધિ', જેનાથી વસ્તુનું જ્ઞાન થાય-અર્થનો જે બોધ કરાવે અર્થાત્ જેનાથી અર્થ જાણવામાં આવે તે 'મતિ' કહેવાય છે. એ બુદ્ધિના તત્ત્વાર્થનું જ્ઞાન પ્રાણાયામથી મળે છે. સાધકે બધા દોષોનો પ્રાણાયામ દ્વારા નાશ કરવો. ધારણાથી પાતકોનો નાશ કરવો. વિષયોને વિષ જેવું માનીને પ્રત્યાહાર દ્વારા તેમનો ત્યાગ કરવો, દુર્ગુણોનો ધ્યાન થકી નાશ કરવો, સમાધિ વડે પ્રજ્ઞાની વૃદ્ધિ કરવી.

યોગની સિદ્ધિ માટે આત્મજ્ઞાનીએ યોગ્ય સ્થળ મેળવી વિધિપૂર્વકનાં આસનો દ્વારા યોગનાં આઠ અંગો ક્રમશઃ કરવાં. કાળ અને દેશ પ્રતિકૂળ હોય તો યોગ સાધના તો દૂર રહી, પરંતુ યોગનાં દર્શન થતાં નથી. જ્યાં અત્યંત તાપ લાગતો તેવા સ્થાને,જળમાં, સૂકાં પાંદડાંનો ઢગલો પડેલો હોય ત્યાં, જંતુઓથી વ્યાપ્ત સ્થળમાં, સ્મશાનમાં, ગાયોની ભાંગી તૂટી કોઢમાં, ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં, અતિ ઘોંઘાટ થતો હોય તે સ્થાને, ભયજનક સ્થળમાં, યજ્ઞસ્થાન, દેવાલય, ગામ આદિમાં, મોટા ઝાડ તળે, કબર, સ્તૂપ જેવા ચૈત્ય સ્થળોમાં, મંકોડા-કીડીના રાફડા નજીક, અપવિત્ર સ્થળે, દુષ્ટ લોકો વસતા હોય યા આવ-જા કરતા હોય તેવા સ્થાને, મચ્છર વગેરેનો ઉપદ્રવ હોય તે સ્થળે તથા ચિત્ત વ્યાકુળ હોય, ત્યારે યોગસાધના નહીં કરવી.

અતિ ગુપ્ત, સુંદર સ્થાને યા પર્વતની ગુફામાં, ગુપ્ત શિવાલયમાં, શિવજીના ઉદ્યાનમાં, વન યા જંતુરહિત પવિત્ર પ્રદેશમાં યા ઘરમાં, સારી લીંપેલી ઘણી સ્વચ્છ અને રમણીય સ્થાનમાં, વિધવિધ જાતનાં પુષ્પ, ફળ યુક્ત લતા ને પાંદડાં વગેરેથી વેષ્ટિત મંડપમાં અનુકૂળ હોય તેવું આસન રાખીને યોગીએ પ્રસન્ન ચિત્તથી યોગનાં અંગોનો અભ્યાસ કરવો. યોગાભ્યાસ કરતાં પહેલાં સાધકે સર્વ પ્રથમ ગુરુજીને, પછી શંકર ભગવાનને, શક્તિને તથા વિનાયકને તથા યોગીશ્વરોના શિષ્યો સાથે બધા યોગીશ્વરોને પ્રણામ કરવા.

યોગાભ્યાસ વખતે સ્વસ્તિક આસન, પદ્માસન યા સિદ્ધાસને બેસવું. તેમાં પ્રથમ સ્વસ્તિકાસન કેમ કરવું તે જણાવે છે.

'જાનૂર્વરન્તરે સમ્યક્ કૃત્વા પાદતલે ઉભે।
ઋતુકાયઃ સમાસીનઃ સ્વસ્તિકં તત્પ્રચક્ષતે॥'

હવે પદ્માસન કહે છે :

**વામોપરિ દક્ષિણં ચ ચરણં સંસ્થાપ્ય વામં તથા દક્ષોરૂપરિ પશ્ચિમેન વિધિના ધૃત્વા કરાભ્યાં દૃઢમ્। અંગુષ્ઠૌ હૃદયે નિધાય ચિબુકં નાસાગ્રમાલોકયેદેતદ્વ્યાધિવિનાશકારિ યમિનાં પદ્માસનં પ્રોચ્યતે॥**

જમણો પગ ડાબી સાથળ પર રાખવો અને જમણી સાથળ પર ડાબા પગને રાખવો. પછી બન્ને હાથોને પીઠ પાછળ લઈ જઇને જમણા હાથની આંગળીઓ તથા અંગૂઠા વડે, ડાબા પગ પર મૂકેલા જમણા પગના અંગૂઠાને મજબૂતાઇથી પકડવો અને તે જ પ્રમાણે ડાબો હાથ પીઠ પાછળ લઇને જમણા પગ પર મૂકેલા ડાબા પગના અંગૂઠાને ડાબે હાથે દૃઢપણે પકડી રાખી ટટ્ટાર બેસવું. પછી હડપચીને હૃદય તરફ નીચી વાળીને, છાતીથી ચાર આંગળ ઊંચી રાખીને પોતાની નાસિકાના અગ્ર ભાગને જોતા રહેવું. દેહની આ પ્રકારની સ્થિતિને સિદ્ધોએ પદ્માસન કહ્યું છે. આ આસન યોગીઓના સર્વ વ્યાધિઓનો નાશ કરનાર કહેલું છે.

હવે સિદ્ધાસનની રીત કહે છે :

**યોનિસ્થાન કમંઘ્રિમૂલઘટિતં કૃત્વા દૃઢં વિન્યસેત્મેઢ્રે પાદમથૈકમેવ હૃદયે કૃત્વા હનું સુસ્થિરમ્। સ્થાણુઃ સંયમિતેન્દ્રિયોઽચલદૃશાયશ્યેદ્ ભ્રુવોરન્તરે હ્યેતન્મોક્ષકપાટભેદજનકં સિદ્ધાસનં પ્રોચ્યતે॥**

ગુદા અને વૃષણ મધ્યેનો પ્રદેશ યોનિ પ્રદેશ કહેવાય છે. એ સ્થાનને ડાબા પગની એડી અડાડવી અને જમણા પગની એડી લિંગના મૂળ ભાગ પર મજબૂત લગાડી રાખીને બેસવું. હડપચીને હૃદય ભણી નમાવી ચાર આંગળ ઊંચી રાખવી. દેહ લાકડાની પેઠે સ્થિર ને ટટ્ટાર રાખવું. હાલવું કે ચાલવું નહીં. ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી. અચળ દૃષ્ટિથી ભ્રૂકુટિના વચલા ભાગને જોતા રહેવું. મોક્ષના અવરોધનો નાશ કરનાર આ આસનને યોગીજનોએ સિદ્ધાસન કહેલું છે.

આ આસને બેસવાથી માથા વિના બાકીના દેહનો વચ્ચેનો ભાગ સીધો રહે છે અને શ્વાસોચ્છ્વાસ સીધો ચાલી તેની ગતિ ધીમી પડવા લાગે છે. દૃષ્ટિની સ્થિરતાથી તેજોદર્શન થાય છે. વીર્યધરા નાડી દબાતાં વીર્યનું રક્ષણ થાય છે. શરીરને કષ્ટ દીધા વિના આ આસને વધુ વખત સુધી બેસાય છે. વૃત્તિ અનાયાસે સ્થિર થવા લાગે છે. આ આસન પ્રાણવહા નાડીઓના બધા મળને દૂર કરનાર છે. યોગ્ય રીતે કરવાથી દેહ નીરોગી રહે છે ને જ્ઞાનનો અવરોધ કરનાર સંસ્કારો દૂર થવા લાગે છે.

આ આસનથી હૃદય તથા ફેફસાં મજબૂત થાય છે અને શ્વાસોચ્છ્વાસની ક્રિયા દીર્ઘ થાય છે, પાચનક્રિયા નિયમિત થાય છે, તથા ઉધરસ, શ્વાસ, શરદી, સળેખમ, બરોળ વધવાથી આવતો તાવ, ઘણું, અતિસાર, વીર્યની નિર્બળતા, સ્વપ્નદોષ, બહુમૂત્ર, મૂત્રકૃચ્છ આદિ રોગોનો નાશ થાય છે.

તમોગુણને રજોગુણથી અને રજોગુણને સત્ત્વગુણથી દબાવીને સત્ત્વગુણમાં રહી શંકર ભગવાનનું ધ્યાન ધરવું. આ મુજબ પુંડરીક ભગવાન અર્થાત્ શ્રીવિષ્ણુનું પણ ધ્યાન ધરવું. નાભિથી ત્રણ આંગળ નીચે અષ્ટકોણ, પંચકોણ યા ત્રિકોણ એવા કર્ણિકાયુક્ત શ્રેષ્ઠ કમળની કલ્પના કરીને તેમાં વિરાજેલ દીપશિખા સમાન તેજસ્વી પરબ્રહ્મરૂપ પુંડરીક ભગવાનનું ધ્યાન ધરવું. ધર્મ, વૈરાગ્ય, જ્ઞાન અને ઐશ્વર્યરૂપ પ્રભુ શિવજી, બ્રહ્માજી તથા શ્રીવિષ્ણુ એ ત્રિમૂર્તિ નાભિની તળે કમળમંડળ પર પોતપોતાની શક્તિઓથી યુક્ત હોવાની ભાવના કરવી. સ્વશક્તિ ઉમા સાથે રુદ્રનું નાભિમાં, ભ્રૂમધ્યમાં, લલાટમાં, ગળામાં અને મસ્તકમાં ધ્યાન ધરવું.

સુષુમ્ણા નાડીમાં ભ્રૂમધ્યે આવેલા 'હ' અને 'ક્ષ' વર્ણથી યુક્ત આજ્ઞાચક્ર નામે દ્વિદળ — બે પાંખડીવાળા સૂક્ષ્મ કમળમાં સોળ, બાર, દસ, છ યા ચાર પાંખડીવાળા કમળમાં શંકર ભગવાનનું ધ્યાન ધરવું. સુવર્ણ જેવી કાન્તિવાળા, અંગાર સમાન તેજવાળા અથવા અત્યંત પ્રકાશિત ૧ ૨ આદિત્યોના તેજ સમાન યા ચંદ્રબિંબ સમાન કે કોટિ કોટિ વીજળીઓના પ્રકાશ જેવું પરમાત્માનું હૃદયના સ્થાનમાં ચિંતન કરવું. અગ્નિ સમાન વર્ણવાળા, વિદ્યુત વર્તુળના તેજ સમાન, કરોડો હીરાઓના તથા પદ્મરાગ મણિના પ્રકાશ જેવા નીલલોહિત બિંબ અર્થાત્ સૂર્યબિંબ સમાન મહેશ્વરનું હૃદયકમળમાં યોગીએ ધ્યાન ધરવું. લલાટમાં ચંદ્રચૂડનું અને ભ્રૂના વચલા ભાગમાં સાક્ષાત્ ભગવાન શંકરનું ધરવું. દિવ્ય શાશ્વત સ્થળ અર્થાત્ શિરમાં શિવજીનું ધ્યાન કરવું. એ શિવ સઘળા દોષોથી રહિત હોઈ નિર્મળ છે, અવયવ રહિત પરબ્રહ્મ છે, અતિશય શાન્ત અને જ્ઞાનરૂપ છે, પરબ્રહ્મ હોઈ કોઈ પણ જાતનાં લક્ષણોથી રહિત, નિર્દેશ નહીં થાય તેવા છે. અણુથી યે સૂક્ષ્મ છે, પવિત્ર છે. આ લંબનરહિત હોઈ નિરાલંબ છે, અતર્ક્ય છે. ઉત્પત્તિ ને વિનાશ ધર્મથી રહિત છે. કૈવલ્ય, નિર્વાણ અને નિઃશ્રેયસ્, અર્થાત્ મુક્તિરૂપ છે. એમને કોઇની યે ઉપમા આપી શકાય તેમ નહીં હોઈ અનુપમ છે. અમૃતઅક્ષરરૂપ બ્રહ્મ અને જન્મ રહિત છે, અદ્ભુત છે. વિશુદ્ધ ને ઉત્કૃષ્ટ યોગના મહાઆનંદરૂપ છે. સૂક્ષ્મથી યે સૂક્ષ્મ છે. એ સ્વયંવેદ્ય છે અર્થાત્ આત્મામાં જ તેની અનુભૂતિ થાય છે અથવા સ્વઅનુભૂતિ રૂપે જ પ્રાપ્ત કરવાના હોય છે, અવેદ્ય અર્થાત્ વિષયની પેઠે જાણી નહીં શકાય તેવા છે, શિવ જ્ઞાનરૂપ છે, અતીન્દ્રિય છે, ઇન્દ્રિયોથી એનું જ્ઞાન થતું નથી. એ પરાત્પર પરમ તત્ત્વ અર્થાત્ પૂર્ણબ્રહ્મ છે ને ઉપાધિરહિત હોઈ અનાભાસ છે. માત્ર ધ્યાનથી એ ગમ્ય છે. શિવજી એ જીવાત્માથી અભિન્ન હોઈ અદ્વય છે. અજ્ઞાનરૂપ અંધકારથી પર હોઈ જ્ઞાનરૂપ પ્રકાશવાળા છે. એવા સકળ ગુણસંપન્ન મહાદેવજીનું મનમાં યા હૃદયકમળમાં ધ્યાન ધરવું. સઘળા દેવોના આત્મારૂપ સર્વવ્યાપક સદાશિવનું નાભિમાં ધ્યાન ધરવું. શુદ્ધ જ્ઞાનમય વ્યાપક સ્વરૂપ શંકર ભગવાનનું શરીરમાં ચિંતન કરવું. શિરમાંથી પસાર થઈ બ્રહ્મરંધ્રમાં જતી સુષુમ્ણા નાડીના માર્ગથી ઉદ્ઘાત અર્થાત્ ૧ ૨ માત્રાનો નિકૃષ્ટ કુંભક પ્રાણાયામ કરીને શિવજીનું ધ્યાન ધરવું. એ રીતે મધ્યમ અર્થાત્ ૨ ૪ માત્રાથી અને ઉત્તમ એટલે ૩ ૬ માત્રાથી ને ઉત્તમ એટલે ૩ ૬ માત્રાથી ક્રમિક કુંભક પ્રાણાયામ કરીને ભગવાન શંકરનું સ્મરણ અને ધ્યાન કરીને ૩ ૨ માત્રાથી રેચક પ્રાણાયામ કરવો. પછી રેચક અને પૂરક પ્રાણાયામને યે ત્યજીને 'કેવળ' નામે કુંભક પ્રાણાયામ કરવો. રેચક અને પૂરકને ત્યજીને કશા યે શ્રમ વિના વાયુનું ધારણ થાય તે 'કેવળ કુંભક' કહેવાય છે.

'કુંભક પ્રાણાયામનું એ લક્ષણ છે કે, પૂરક અર્થાત્ નાસિકા દ્વારથી દેહમાં પૂરેલા વાયુને ઘડો અર્થાત્ કુંભ કહેવાય છે. એ પૂરક અને કુંભક પ્રાણાયામ બન્ને એક જ છે. એ બન્નેમાં ફરક એટલો જ છે કે, એમાં પૂરક, રેચક કંઈ જ કરવાનું રહેતું નથી. પણ નસકોરાંમાં રહેલા વાયુને જ સ્થિર ધારણ કરી રાખવાનો છે. પ્રાણાયામના જાણકારો એને કુંભક કહે છે.

હવે અન્ય રીતથી પ્રાણાયામના વિભાગ કરાય છે. એક 'સહિત' અને બીજો 'કેવળ' અર્થાત્ રેચકપૂર્વક ને પૂરકપૂર્વક વાયુનું તદ્દન રેચન અર્થાત્ સંપૂર્ણ પૂરણ કરીને કરાય છે. તે સહિત કુંભક કહેવાય છે. રેચનપૂર્વક પ્રાણાયામ રેચક પ્રાણાયામથી જુદો નથી. કેવળ કુંભક પ્રાણાયામ કુંભકથી નોખો નથી.

સારાંશ છે કે, રેચક, પૂરક અને કુંભક ભેદોથી પ્રાણાયામ ત્રણ જાતનો છે ને સહિત તથા કેવળ આવા ભેદોથી, કુંભક પ્રાણાયામ બે પ્રકારનો છે.

હવે 'સહિત કુંભક'નો ક્યાં સુધી અભ્યાસ કરવો તેની મુદત કહેવામાં આવે છે. 'માત્ર કુંભક' પ્રાણાયામની સિદ્ધિ થતાં લગી અર્થાત્ સૂર્યભેદન આદિ થતાં સુધી 'સહિત કુંભક'નો અભ્યાસ કરવો. સૂર્યનાડી પિંગળાથી પ્રથમ પૂરક કરવો. એટલે કે જમણા નસકોરાથી શ્વાસ ચડાવીને પૂરી રાખવો. એ વખતે ચંદ્રનાડી અર્થાત્ ઇડા એટલે ડાબું નસકોરું, કનિષ્ઠિકા અને અનામિકા આંગળીઓથી દબાવી રાખીને જમણા નસકોરાથી શ્વાસ ચડાવવો.

પછી જમણા નસકોરાને પણ જમણા હાથના અંગૂઠાથી દબાવવું. એ વખતે ડાબું નસકોરું તો ઉપર કહ્યા પ્રમાણે કનિષ્ઠિકા અને અનામિકા આંગળીઓથી દબાયેલું હોવું જ જોઇએ. આમ શ્વાસ ચડાવીને પૂરી રાખવો. રોકેલા શ્વાસને કુંભક પ્રાણાયામ કહેવાય છે. આ મુજબ કુંભક કર્યા પછી ચંદ્રનાડી ઇડાથી જમણા નસકોરા વાટે ધીમે ધીમે શ્વાસનું રેચન કરીને શ્વાસ બહાર કાઢવો. આમ કરાયેલા સૂર્યભેદનને યોગીઓએ ઉત્કૃષ્ટ જાતનો પ્રાણાયામ કહેલો છે.

સુષુમ્ણા નાડીના મુખનું ભેદન થયા બાદ તેમાં પ્રાણનો 'ઘટ-ઘટ' એવો ધ્વનિ થાય, ત્યારે 'કેવળ કુંભક' સિદ્ધ થાય છે. વળી કહ્યું છે :

**'કુંભકે કેવલે સિદ્ધે રેચપૂરક વર્જિતે।**
**ન તસ્ય દુર્લભં કિંચિત્ ત્રિષુ લોકેષુ વિયતે॥'**

રેચક અને પૂરક પ્રાણાયામથી રહિત માત્ર કુંભક પ્રાણાયામ સિદ્ધ થયા બાદ પછી સાધકને ત્રૈલોક્યમાંની બધી વસ્તુઓ સરળતાથી મળે છે. વિધિસર પૂરક કર્યા બાદ માત્ર કુંભક પ્રાણાયામ કરતા રહીને દેહમાં શિવજીનું ધ્યાન ધરવું અને તેમની સાથે એકીભાવને પ્રાપ્ત થવું. કુંભક પ્રાણાયામમાં સ્થિત રહેલો યોગી બ્રહ્મ આનંદનો અનુભવ કરે છે.

હવે ધ્યાન ધારણા તથા સમાધિ વિશે કહે છે: ૧૨ માત્રાના પરિમાણવાળા કુંભક પ્રાણાયામ કરવાથી 'ધારણા' થાય છે.ધારણા કરવાને માટે કરાતા ૧૨ માત્રાવાળા પ્રાણાયામથી ધ્યાન થાય છે અને ધ્યાન કરવાને માટે કરવામાં આવતા ૧૨ માત્રાવાળા પ્રાણાયામથી સમાધિ થાય છે. એનો એ સારાંશ છે કે, ૧૨ માત્રાના કુંભક પ્રાણાયામને ધારણા, ૧૪૪ માત્રાના કુંભકને ધ્યાન અને ૧૭૨૮ માત્રાના કુંભકને સમાધિ કહે છે. હે વિપ્રો! યોગશાસ્ત્રના જ્ઞાતાઓનો સમાગમ થતાં જ એવો કુંભક પ્રાણાયામ સિદ્ધ થાય છે. અભ્યાસ અર્થાત્ પ્રયાસથી અલ્પ વખતમાં યા ઘણા વખતે કુંભક સિદ્ધ થાય છે. સારાંશ છે કે, પૂર્વજન્મના અભ્યાસીને લાંબા સમય બાદ કુંભક પ્રાણાયામ સિદ્ધ થાય છે. સાધકને યોગાભ્યાસ વેળા વિઘ્નો આવે છે, પણ ગુરુના સામીપ્યને લીધે તથા યોગાભ્યાસ કરતા રહેવાથી વિઘ્નો નાશ પામે છે.

**નશ્યન્ત્યભ્યાસતસ્તેઽપિ પ્રણિધાનેન વૈ ગુરોઃ ॥૧૧૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'શિવતત્ત્વના સાક્ષાત્કાર માટે યોગસ્થાનનું વર્ણન' નામનો ૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૯મો

# યોગસાધનામાં થતાં વિઘ્ન અને ઉપદ્રવ



**સૂત ઉવાચ॥**
**આલસ્યં પ્રથમં પશ્ચાદ્વ્યાધિપીડા પ્રજાયતે।**
**પ્રમાદઃ સંશયસ્થાને ચિત્તસ્યેહાનવસ્થિતિઃ॥૧॥**

સૂત બોલ્યા: યોગસાધના કરનારા યોગીને પોતાાન કાર્યમાં આળસ, વ્યાધિથી પીડા, પ્રમાદ, સ્થાન સંશય, ચિત્તમાં વ્યગ્રતા, અશ્રદ્ધા, ભ્રાંતિ, ત્રિવિધ દુઃખ, ચિત્તનો ક્ષોભ અને વિષયોમાં લોલુપતા એ દસ વિઘ્નો થાય છે:

દેહ અને ચિત્તની જડતા તે આળસ, આળસને કારણે યોગસાધનામાં મન નહીં લાગે. સાત ધાતુઓની વિષમતાને લીધે તથા સ્વ-કર્મથી અને દોષથી વ્યાધિઓ પેદા થાય, સમાધિમાં ઉપયોગી સાધનોનો અભાવ હોય તો આળસ પેદા થાય, સાધના માટે આ સ્થળ સારું છે કે, પેલું સ્થાન સારું? એવો પ્રશ્ન થાય તે સ્થળ-સંશય, ચિત્તની વ્યગ્રતા — આ તો યોગીને ઘણું નુકસાન કરનાર છે. સંસારના બંધનથી મુક્ત થવાને માટેની યોગભૂમિ તૈયાર થયા બાદ પણ અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પોથી ચિત્ત અશાંત થઇને વ્યગ્ર રહે, તે યોગસાધનામાં મોટું વિઘ્ન છે. સાધન ને સાધ્યમાં ચિત્તની ભાવરહિત વૃત્તિ તે અશ્રદ્ધા, 'ગુરુજીને યોગનું જ્ઞાન હશે કે નહીં, શિવજી વગેરેની હું આરાધના કરું છું તેથી શું મને યોગનું જ્ઞાન પ્રાપ્ત થશે?' આવી શંકાઓ સાધકને ઉત્પન્ન થઇને તેની વિપરીત સમજ થાય તે ભ્રાંતિ કહેવાય છે. આ વિઘ્ન ભારે દોષકારક ને નુકસાનકારક છે. પોતાને આત્મજ્ઞાન હવે થઈ ગયું છે — એમ અજ્ઞાનને કારણે સાધક માનવા લાગે તે 'ભ્રાંતિ' નામનું વિઘ્ન છે.

દુઃખ ત્રિવિધ પ્રકારનાં છે: દેહ અને મનનું દુઃખ આધ્યાત્મિક દુઃખ છે. બીજા પ્રાણી તરફથી મળતું આધિભૌતિક દુઃખ કહેવાય છે. ઠંડી-તડકો આદિથી થતું દુઃખ આધિદૈવિક દુઃખ કહેવાય છે. મનોરથ પૂરા નહીં થવાથી ચિત્તને ક્ષોભ થાય તે સહજ દુઃખ આધ્યાત્મિક જ છે. મનમાં પેદા થતા દુષ્ટ ભાવને તીવ્ર વૈરાગ્યથી જીતવો. રજોગુણ ને તમોગુણથી ઘેરાયેલું મન દુષ્ટ ભાવનાવાળું થાય. તે વખતે મનમાં થતો ભાવ દૌર્મનસ્ય કહેવાય. વિવિધ પ્રકારના વિષયો ભોગવવા માટે ચિત્ત તેમના ભણી ખેંચાય.

એ રીતે યોગીને યોગ-સાધનામાં આ ૧૦ જાતનાં વિઘ્નો થાય છે. અતિ ઉત્સાહપૂર્વક યોગસાધનામાં એકાગ્ર રહેનાર સાધકનાં વિઘ્નનો અવશ્ય નાશ થાય છે. હે ઋષિયો! યોગીનાં વિઘ્નનો નાશ થયા પછી ઉપદ્રવો થાય છે. તે સમાધિકાર્યમાં સિદ્ધિ ન થાય, એમ સૂચવે છે. એ ઉપદ્રવો સમાધિમાં અસિદ્ધિસૂચક હોય છે, પણ સમાધિ અંતે એ ઉપદ્રવો સિદ્ધિ આપનારા થાય છે. એ સિદ્ધિઓમાંની પહેલી સિદ્ધિને પ્રતિભા કહે છે. બીજી શ્રવણા, ત્રીજી વાર્તા, ચોથી દર્શના, પાંચમી આસ્વાદા ને છઠ્ઠી સિદ્ધિ વેદના છે. એ સિદ્ધિઓ ઘણી અલ્પ છે, એનો ત્યાગ કરવાથી અણિમા વગેરે સિદ્ધિઓ યોગીઓને મળે છે. યોગસૂત્રમાં કહેલું છે —

એ યોગી બાળકનો, યુવાનનો અને વૃદ્ધનો દેહ ધારણ કરે છે. હાથમાં પાત્ર વગર જળને પિંડ સમાન ધારણ કરવા સમર્થ થાય છે. દેહમાં એને વ્રણ થતો નથી. પાર્થિવ આઠ ઐશ્વર્ય ગુણો સહિત જળના આઠ ગુણો મળી આમ ૧ ૬ ગુણ જળતત્ત્વના અહીં સુધી કહેવામાં આવ્યા.

હવે આ ૧ ૬ ગુણો સહિત તેજસ્ તત્ત્વના આઠ ઐશ્વર્ય ગુણ કહે છે. જળતત્ત્વ અને પૃથ્વીના ૧ ૬ ગુણો સાથે આ તેજસ્ તત્ત્વના આઠ ગુણો જોડાતાં ૨ ૪ ગુણ તેજસ્ તત્ત્વના થાય છે. તેજસ્ તત્ત્વ સિદ્ધ થયા પછી યોગી પોતાના દેહમાંથી અગ્નિનું નિર્માણ કરી શકે છે. એનાથી બળવાનો એને ભય નથી હોતો અર્થાત્ એને અગ્નિનો તાપ લાગતો નથી. એ યોગી દગ્ધ થયેલા લોકને પણ પોતીકા યોગના ઐશ્વર્યથી દાહ વિનાના કરે છે. પ્રદીપ્ત અગ્નિને લઇને જળમાં પ્રવેશ કરે છે, અર્થાત્ જળમાં પણ અગ્નિ પ્રદીપ્ત જ રહે. અગ્નિને હાથમાં રાખી શકે છે. અગ્નિનું સ્મરણ કરવા માત્રથી યોગી પાસે અગ્નિ આવી રહે, ભસ્મીભૂત થયેલા શરીરને યોગી પોતાની ઇચ્છામાત્રથી પૂર્વવત્ અર્થાત્ એ દેહ પૂર્વે હતો તેવો જ બનાવી શકે છે. જળ, તેજ અને પૃથ્વી તત્ત્વ વિના યોગી માત્ર વાયુ ને આકાશ તત્ત્વથી જ પોતાના દેહનું નિર્માણ કરી શકે છે.

હે મુનિશ્રેષ્ઠો! પૃથ્વીના આઠ ગુણ, જળના આઠ ગુણ અને તેજના પોતાના આઠ ગુણ સહિત ઉપર્યુક્ત જણાવેલા પૃથ્વી, જળ અને તેજના ૨ ૪ ગુણ મળીને ૩ ૨ ગુણવાળા વાયુનું નિરૂપણ કરાય છે. યોગીજન માનવીઓના મનમાં ગતિ કરી શકે છે અર્થાત્ મનમાં થતા સંકલ્પ-વિકલ્પને જાણી શકે છે. પ્રાણીઓની અંદર નિવાસ કરી શકે છે. પર્વતાદિ જેવા ભારને પોતાના ખભા પર મૂકીને લઈ જઈ શકે અર્થાત્ ગમે તેટલા ભારે વજનની વસ્તુઓને ખભે વહન કરી શકે છે, ભારે વજનને હલકું અને હલકા વજનને ભારે બનાવી શકે છે. હાથ દ્વારા વાયુને ધારણ કરી શકે છે. આંગળીથી માત્ર ટકોરો મારવાથી સમગ્ર પૃથ્વી કંપવા લાગે છે. માત્ર વાયુથી જ યોગી પોતાના દેહ નિર્માણ કરી શકે છે. યોગીઓએ એવા વાયુના ગુણોનો ઐશ્વર્ય કહ્યો છે.

પોતાના શરીરનો પડછાયો જ નહીં પડે એવા દેહ યોગી બનાવી શકે છે. યોગીઓ બધાં પ્રાણીઓને ઇન્દ્રિયથી ગ્રહણ કરતા તેમના વિષયને જાણે છે.

પોતાની બધી ઇન્દ્રિયો સહિત યોગી આકાશગમન કરી શકે છે. બધા પ્રકારના શબ્દાર્થ યોગી સમજી શકે છે. દૂરના શબ્દને પણ સાંભળે છે. એ પાંચ પ્રકારના અર્થાત્ પૃથિવ્યાદિ પંચતત્ત્વોના ઐશ્વર્યને ઐન્દ્ર કહે છે.

સ્વ-ઇચ્છા પૂરી થવી, પોતાની ઇચ્છા પ્રમાણે ગમે ત્યાં જઈ શકાય. બધે સ્થળે પ્રત્યક્ષ થવું, ઇચ્છા મુજબ રૂપ ધારણ કરવું, સર્વ વસ્તુઓ પોતાના કાબૂમાં હોવી, પ્રિયનું દર્શન થવું ને સંસારની બધી વસ્તુઓનું જ્ઞાન હોવું — એ માનસ ગુણનાં લક્ષણ છે. મનનો અધિષ્ઠાતા ચન્દ્ર છે.

તાડન, છેદન, બંધન ને સંસારમાં પરિવર્તન કરવું, સર્વ પ્રાણીઓની પ્રસન્નતા મેળવવી, મૃત્યુ અર્થાત્ કાળ પર જય મેળવવો — એ દક્ષ વગેરે પ્રજાપતિ સંબંધી ઐશ્વર્યનાં લક્ષણ છે.

વિના કારણે જગતનું સર્જન કરવું, અનુગ્રહ કરવો, પ્રલયનું નિર્માણ કરવું, અધિકાર કરવો, તથા લૌકિક વ્યવહારમાં પ્રવૃત્તિ કરવી. આ વ્યક્ત વિશ્વમાં વૈષમ્યનું દર્શન કરાવવું, ભિન્ન ભિન્ન જાતનાં પ્રાણીઓનું સર્જન કરવું તથા સંસારનું કર્તૃત્વવિષયક જ્ઞાન મેળવવું. આ ગુણો પરની ઐશ્વર્ય પ્રાપ્તિને બાહ્ય

## અધ્યાય ૧૦મો

# સાધુપુરુષોનાં લક્ષણ તથા શિવસાક્ષાત્કારનો ઉપાય



સૂત ઉવાચ॥

સતાં જિતાત્મનાં સાક્ષાદ્દ્વિજાતીનાં દ્વિજોત્તમાઃ।
ધર્મજ્ઞાનાં ચ સાધુનામાચાર્યાણં શિવાત્મનામ્॥૧॥

સૂત બોલ્યાઃ હે દ્વિજોત્તમો! હવે શંકર ભગવાનની કૃપાને પાત્ર થતા મનુષ્યો વિશે કહું છું. યોગીઓ, સત્પુરુષો, દ્વિજાતિ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણના માનવીઓ, ધર્મના મર્મને જાણનારા સાધુઓ, સદાચારનું પાલન કરનારા આચાર્યો, શિવજીની પૂજા કરનાર, પ્રાણીમાત્ર પર દયા રાખનાર, શ્રેષ્ઠ બ્રાહ્મણો, તપસ્વીઓ, સંન્યાસીઓ, વિરક્તો અર્થાત્ બ્રહ્મજ્ઞાનીઓ, જિતેન્દ્રિયો, તપના ક્લેશને સહન કરનાર, દાની, શ્રૌત, સ્માર્ત અને વ્યવહારિક સત્ય વદનારા, વણલોભી મનુષ્યો, યોગસાધકો, શ્રુતિ-સ્મૃતિના જ્ઞાની બ્રાહ્મણો તથા શ્રૌત અને સ્માર્ત કર્મથી વિરુદ્ધ આચરણ ન કરનાર માનવીઓ પર મહેશ્વર પ્રસન્ન રહે છે.

'સત' શબ્દ બ્રહ્મનો વાચક છે. તેના તત્ત્વને જે પામે છે, તે બ્રહ્મની સાથે યોગ કરાવનાર તદાકાર વૃત્તિને પામે છે, તેથી સંત કહેવાય.

દસ ઇન્દ્રિયોના વિષયો તથા એની પહેલાંના અધ્યાયમાં જણાવેલા ઐશ્વર્યની પ્રાપ્તિથી જ આનંદ પામનારા નથી તથા તે નહીં મળવાથી જે દુઃખ પામતા નથી તે યોગીઓ યા જિતાત્માઓ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ પોતાના સામાન્ય અને વિશેષ કર્મમાં જોડાયેલા રહે છે, તેથી દ્વિજાતિ કહેવાય છે.

સ્વર્ગ પ્રાપ્ત કરવાના ઉદ્દેશરૂપ વર્ણાશ્રમ ધર્મોનું પાલન તથા વેદો ને ધર્મશાસ્ત્રોમાં કહેલા ધર્મના જાણકાર મનુષ્યો ધર્મજ્ઞ કહેવાય છે. ગુરુજી પાસેથી વિદ્યા મેળવનાર સુયોગ્ય બ્રહ્મચારી કહેવાય છે. તે જ પ્રમાણે ગૃહસ્થાશ્રમને ધર્મ પાળનાર સદ્ગૃહસ્થ છે. વાનપ્રસ્થાશ્રમમાં રહેલ જે મનુષ્ય અરણ્યમાં નિવાસ કરીને કાય-ક્લેશ વગેરે તપની સાધના કરે છે તે યોગ્ય વાનપ્રસ્થાશ્રમી છે. યોગસાધના દ્વારા મોક્ષ મેળવવાને પ્રયાસ કરનાર સુયોગ્ય સંન્યાસી છે.

ધર્મ ને અધર્મ એ બે શબ્દો અહીં આચરણના અર્થમાં કહ્યા છે. સુકર્મોના આચરણને ધર્મ તથા ખરાબ કર્મના આચરણને અધર્મ કહેલો છે. 'ધર્મ' આ મહાન શબ્દનો અર્થ છે ધારણ કરવું, અર્થાત્ સંરક્ષણ કરવું, વિચારવું યા ગ્રહણ કરવું, એનાથી વિરુદ્ધને અધર્મ કહેવાય છે. ઇષ્ટફળ-પરિણામ પ્રાપ્ત કરાવે તેને ધર્મ અને અનિષ્ટ ફળ પ્રાપ્ત કરાવે તેને આચાર્યો અધર્મ કહે છે.

આચાર્યનાં લક્ષણ તથા તેની વ્યાખ્યા હવે કહે છે. આચાર્ય જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ, લોભરહિત, દંભ વિનાનો, આત્મજ્ઞાની, અતિ નમ્ર અને સરળ સ્વભાવનો હોવો ઘટે. ઉત્તમ કર્મનું આચરણ કરીને તે તેને વ્યવહારમાં યે મૂકે છે. શાસ્ત્રાર્થને સુપેરે ગ્રહણ કરીને તેમનું સંશોધન કરતા હોઈ તે આચાર્ય કહેવાય છે.

**સ્વયમાચરતે યસ્માદાચારે સ્થાપયત્યપિ।**
**આચિનોતિ ચ શાસ્ત્રાર્થાનાચાર્યસ્તેન ચોચ્યતે॥**

ઋષિયોએ પરબ્રહ્મની વાણીરૂપ વેદોનું શ્રવણ કર્યું માટે વેદવાણી એ શ્રૌત કહેવાય છે, તથા તેનું સ્મરણ સ્માર્ત કહેવાય છે. વેદના આત્મારૂપ યજ્ઞકર્મને શ્રૌત ને વર્ણાશ્રમ ધર્મના આચરણરૂપ કર્મને સ્માર્ત કહેલા છે. મનુષ્યને કોઈ વાત પૂછવામાં આવતાં તેણે જોયું હોય તેવું જ તે કહી બતાવે તે 'સત્ય' કહેવાય.

મૌન, બ્રહ્મચર્ય, નિરાહાર, બધા પ્રકારની શાન્તિ તથા અહિંસા ધારણ કરવાના કર્મને 'તપ' કહેવાય. શત્રુ તથા મિત્ર પ્રતિ જે માનવી હંમેશાં સ્વ-આત્માની પેઠે લાગણીથી વર્તે છે તેને 'દયા' કહેવાય.

ન્યાયી માર્ગે મેળવેલું ધન જે માનવી સુપાત્ર વ્યક્તિને આપે તે જ સાચું દાન છે. જ્યેષ્ઠ, મધ્યમ તથા કનિષ્ઠ એ મુજબ દાનના ત્રણ પ્રકાર છે. બધાં પ્રાણીઓ પ્રતિ દયાભાવે અપાતું દાન શ્રેઠ દાન છે. 'અમુકને જ અપાય તથા અન્યને અપાય નહીં' એવી ભાવનાથી અપાતું દાન મધ્યમ છે અને કુપાત્ર મનુષ્યને અપાય છે તે કનિષ્ઠ દાન છે. એને જ ક્રમશઃ સાત્ત્વિક, રાજસ અને તામસ દાન કહેવાય છે. સુપાત્ર વ્યક્તિને તેની જરૂરિયાતને સમયે તથા સ્થળે બદલાની આશા વિના આપણું કર્તવ્ય સમજીને જે અપાય તેને સાત્ત્વિક દાન કહેલું છે. બદલાની આશાથી યા કચવાતા દિલે મહાકષ્ટથી આપેલ દાન રાજસ કહેવાય. તો જે દાન તોછડાઈ તથા અપમાનથી દેશ, કાળ તથા પાત્રને વિચાર્યા વિના ગમે ત્યાં ગમે ત્યારે અને ગમે તેને અપાય તે તામસ દાન છે.

સ્મૃતિ ને શ્રુતિ એ આશ્રમો અને વર્ણોના ધર્મનું વિધાન કર્યું છે. સંસ્કાર લોકોએ આચરેલા ધર્મથી વિરુદ્ધ નહીં જતાં તે ધર્મ સુપુરે પાળવામાં આવે તેને શ્રેષ્ઠ ધર્મ કહે છે. કર્મફળને ત્યજનાર માનવી સાક્ષાત્ શંકર છે. બધા પ્રકારની વાસનાઓને જેણે ત્યજી છે એવો મનુષ્ય યોગી કહેવાય છે. જન્મ ને મૃત્યુ વગેરેના ભયથી તથા સંસાર અનિત્ય છે એવા વિચારે જે મનુષ્ય વિષયાસક્તિ વગરનો અને વણલોભી હોય છે તેને સંયમી કહેલો છે. સ્વ-ના કે અન્યના હિતને અર્થે ઇન્દ્રિયો વિષયોમાં ખોટી રીતે પ્રવૃત્ત થાય નહીં તેને શમનું લક્ષણ જાણવું.

પ્રતિકૂળ પ્રસંગે જે ઉદ્વેગ કરતો નથી તથા અનુકૂળ પ્રસંગે જે હર્ષ પામે નહીં; સુખ, દુઃખ ને શોકથી જે પર થયો છે, તે મનુષ્યની એવી સ્થિતિને વૈરાગ્ય કહે છે. બધાં કર્મોના ફળને ત્યાગ કહેવાય. ફળની કામનાવાળા યજ્ઞયાગ આદિ કર્મના ત્યાગને સાચો ત્યાગ કહેવાય છે. ફળની ઇચ્છાવાળા યજ્ઞયાગ વગેરે કર્મના ત્યાગને સંન્યાસ કહે છે. એ બે શબ્દોથી ત્યાગનો જ નિર્દેશ થાય છે તે ખરું, પરંતુ અર્થમાં ભેદ છે કે, સર્વ રીતે કર્મના ત્યાગને 'સંન્યાસ' કહેવામાં આવે છે. કર્મના કર્તૃત્વનો અહમ્ અને ફળત્યાગને 'ફળ' કહેવાય છે.

અવ્યક્ત પ્રકૃતિથી માંડીને પરમાણુ સુધીના બધા ચેતન તથા અચેતન પદાર્થો બ્રહ્મરૂપ છે, એવા ચેતન એટલે કે જીવને અચેતન એટલે જડ પદાર્થના સ્વરૂપનું યોગ્ય જ્ઞાન તે જ નિશ્ચયાત્મક સાચું જ્ઞાન છે. શ્રુતિએ પણ **'સર્વં ખલ્વિદં બ્રહ્મ'** કહીને આ જ વાતનું પ્રતિપાદન કરેલું છે. એ પ્રકારના જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક મનુષ્ય પર શંકર ભગવાન પ્રસન્ન થાય છે. હે ઉત્તમ બ્રાહ્મણો! આ જ ધર્મ છે, તેમાં શંકા નથી.

એક અત્યંત ગુપ્ત વાત હવે કહું છું. પરમ ઈશ્વર એવા ભગવાન શિવજીમાં તથા સર્વ પ્રાણીઓમાં અનન્ય ભક્તિ રાખીને તેમની હંમેશાં સેવા કરનાર મનુષ્ય સંસારથી મુક્ત થાય છે, તેમાં કંઈ શંકા નથી. એ જ વાત કૈવલ્ય ઉપનિષદમાં કહેલી છે. પાતાને બધા ભૂતોમાં રહેલો તથા બધા ભૂતોને પોતાનામાં રહેલાં જોનારો મનુષ્ય પરમ સ્વરૂપને પામે છે. એ સિવાય બીજા કોઈ ઉપાયથી નહીં.

**'સર્વભૂતસ્થમાત્માનં સર્વભૂતાનિ ચાત્મનિ।**
**સંપશ્યન્પરમં યાતિ યાતિ નાન્યેન હેતુના।।'**

યોગસાધનામાં નહીં જોડાયેલા ભક્ત પર પણ શંકર ભગવાન પ્રસન્ન થાય છે, તેમાં શંકા લાવવી નહીં. અધ્યાપન, જ્ઞાન, હોમ, ધ્યાન, યજ્ઞ, તપ, અધ્યયન, શાસ્ત્રનું શ્રવણ અને દાન – એ બધી ક્રિયાઓ દ્વારા વિવિધ પ્રકારના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરીને શંકર ભગવાનની ભક્તિ કરવાથી મોક્ષ મળે છે, તેમાં શંકા નથી. સહસ્રો ચાંદ્રાયણ વ્રત કરવાથી, સેંકડો પ્રાજાપત્ય યજ્ઞ કરવાથી યા મહિનાઓ પર્યંત ઉપવાસ કરવાથી પણ પ્રાપ્ત નહીં થતી મુક્તિ શિવજીની આરાધનાથી મળે છે.

ભગવાન શંકરની ભક્તિ નહીં કરનાર કર્મઠ મનુષ્યો વેદવાણીરૂપ ખીણમાં પડવાના ઉદ્દેશથી – **'સ્વર્ગ કામોઽગ્નિષ્ટોમેન યજેત્'** સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છાવાળા માનવીએ અગ્નિષ્ટોમ યજ્ઞ કરવો – એવાં વેદ વચનોને અનુસરી ભોગ પ્રાપ્ત કરવાની આશાથી કર્મમાર્ગમાં પ્રવૃત્ત રહે છે. જ્યારે ભક્ત તો પોતાના દૃઢ નિશ્ચયથી ભગવાન શિવજીની ભક્તિ દ્વારા સંસારથી મુક્ત થાય છે.

હે ઋષિયો! શંકરના ભક્તોનાં દર્શન કરવાથી મનુષ્યોને સ્વર્ગ આદિની પ્રાપ્તિ સુલભ થાય છે, તો પછી જેઓ શિવજીના ભક્તો છે, તેમને વિશે તો શું કહેવું? બ્રહ્માજી, શ્રીવિષ્ણુ તથા ઇન્દ્ર વગેરે દેવોને તેમનું સ્થાન ભક્તિને લીધે જ મળેલું છે. તે જ રીતે મુનિયોનાં તપોબળ તથા સૌભાગ્ય પણ ભક્તિના પ્રભાવને કારણે જ છે. એ રીતે ભગવાન શંકરે ઉમા પ્રત્યે મધુર વાણીથી કહ્યું. હે વિપ્રો! એ વખતે રુદ્ર તથા ઉમા બન્ને અવિમુક્ત ક્ષેત્ર-વારાણસીપુરીને મળેલાં રુદ્રાણીએ પછી રુદ્રને પૂછ્યું.

શ્રીદેવી બોલ્યાં: હે મહાદેવજી! આપની શી રીતે આરાધના કરવાથી આપના ઐશ્વર્યયુક્ત સ્વરૂપનાં દર્શન થાય? કેવી રીતે આપની પૂજા કરવી? જ્ઞાનથી, તપથી યા યોગથી આપને શી રીતે પ્રસન્ન કરવા? હે પ્રભો! આપ મને તે કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા: ઉમાનાં વચન સૂણીને ભાલપ્રદેશમાં પ્રતિપદાના ચંદ્રને તિલકરૂપે ધારણ કરનાર શંકર ભગવાને પૂનમના ચંદ્ર સમાન મુખવાળાં પાર્વતીજીને, હસતાં-હસતાં હિમાલયનાં પત્ની મેનકાદેવી સાથે થયેલી વાતનું યાદ કરાવ્યું તથા કહ્યું કે, હું ઘણા વખત સુધી હિમાલય પર્વત પર રહ્યો હતો, ત્યારે તેમણે કાયમ રહેવાનું કહ્યું હતું. હે વિલાસિની! તમારાં માતાજીએ કહેલી આ વાત તમે આ નગરીમાં આવ્યા બાદ ભૂલી ગયાં છો? માટે જ હાલમાં તમે મને તે વિશે પૂછો છો?

એક વખત પૂર્વે હું શ્વેત કલ્પમાં શ્વેત વર્ણનો થઇને સદ્યોજાત, રક્ત કલ્પમાં રક્ત વર્ણનો થઇને વામદેવ, પીત કલ્પમાં પીત વર્ણથી તત્પુરુષ તથા કૃષ્ણ કલ્પમાં કૃષ્ણવર્ણનો થઇને અઘોર એવા નામવાળો હું પિતામહ બ્રહ્મનાં દર્શન કરવાને ગયેલો, ત્યારે તેમણે વિશ્વરૂપવાળા તમે મને પૂછ્યો છે તે જ પ્રશ્ન પૂછ્યો હતો.

મને પિતામહે પૂછ્યું: હે વામ! હે તત્પુરુષ! હે અઘોર! હે સદ્યોજાત! હે મહેશ્વર! દયા સાગર! દેવીની જોડે તમારી શી રીતે પૂજા કરવી? તમારું ક્યાં ધ્યાન કરવું, તમે શી રીતે વશ થાવ છો? આ સર્વ હે મહાદેવ! મને કહો.

શંકર ભગવાન બોલ્યા: કમળથી ઉત્પન્ન થયેલા હે બ્રહ્માજી! હું શ્રદ્ધાથી વશ થાઉં છું. લિંગાકાર મારા સ્વરૂપમાં તમારે મારું ધ્યાન કરવું તથા પાંચ પવિત્ર બ્રાહ્મણો દ્વારા સદ્યોજાત! તત્પુરુષ વામદેવ, ઇશાન તથા અઘોર એ મારા પંચમુખના સ્વરૂપની પૂજા કરવી. એ પવિત્ર બ્રાહ્મણોએ મારી પૂજા કરતી વેળા 'સદ્યોજાત૦' વગેરે મંત્રો ભણવા, હે બ્રહ્માજી! મારામાં ભક્તિને લીધે તમે આજે મારાં દર્શન પામેલા છો.

વળી પિતામહ બ્રહ્માજીએ મારી પાસે મારી ભક્તિની યાચના કરી તેથી તેમને તે મેં આપી. પછી તેમણે સ્વ-હૃદયમાં મારાં દર્શન કર્યાં. હે પાર્વતી! શ્રદ્ધાથી હું વશ થાઉં છું ને તેને કારણે જ હું દર્શન આપું છું. દ્વિજોએ હમેશાં શ્રદ્ધાથી મારા લિંગ સ્વરૂપની પૂજા કરવી તેથી હું અધીન થાઉં છું, તેમાં શંકા નથી. શ્રદ્ધા જ શ્રેષ્ઠ ને પવિત્ર ધર્મ છે. શ્રદ્ધા જ જ્ઞાન, હોમ ને તપ છે. શ્રદ્ધાથી જ મોક્ષ ને સ્વર્ગ મળે છે. શ્રદ્ધાથી જ હમેશાં મારાં દર્શન થાય છે. ૧-૫૩

**શ્રદ્ધા ધર્મઃ પરઃ સૂક્ષ્મ શ્રદ્ધા જ્ઞાનં હુતં તપઃ।**
**શ્રદ્ધા સ્વર્ગશ્ચ મોક્ષશ્ચ દશોઽહં શ્રદ્ધયા સદા।।૫૩।।**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'સાધુપુરુષોનાં લક્ષણ તથા શિવસાક્ષાત્કારનો ઉપાય' નામનો ૧૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૧મો

# સદ્યોજાત માહાત્મ્ય



**ઋષય ઊચુઃ।।**
**કથં વૈ દૃષ્ટવાન્બ્રહ્મા સદ્યોજાતં મહેશ્વરમ્।**
**વામદેવં મહાત્માનં પુરાણપુરુષોત્તમમ્।।૧।।**

ઋષિયો બોલ્યા: બ્રહ્માજીએ પુરાણ પુરુષોત્તમ મહેશ્વરનાં સદ્યોજાત, તત્પુરુષ, વામદેવ, અઘોર અને ઇશાન સ્વરૂપોનાં દર્શન શી રીતે કર્યાં? તે મને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા: ૨૯મા શ્વેત લોહિત કલ્પમાં પિતામહ બ્રહ્માજી ધ્યાનસ્થ હતા, ત્યારે જેના નેત્રના બે છેડા, હાથ, નખ તથા ચરણ રક્તવર્ણના છે એવો શ્વેત વર્ણવાળો શિખાયુક્ત એક કુમાર પેદા થયો. બધી બાજુએ મુખવાળા પૂજ્ય પિતામહ બ્રહ્માજીએ તે બ્રહ્મરૂપ મહાત્મા સદ્યોજાત પરમાત્માને જોઈ હૃદયપૂર્વક પ્રણામ કર્યા ને પુનઃ ધ્યાનયોગમાં પ્રવૃત્ત થયા. એ વેળા સદ્યોજાતના પડખામાંથી શ્વેતવર્ણના મહાયશસ્વી ચાર પુરુષો પ્રાદુર્ભાવ પામ્યા.

સુનંદ, નંદન, વિશ્વનંદ તથા ઉપનંદન નામના એ ચાર પુરુષો સદ્યોજાતના પવિત્ર શિષ્યો થયેલા હતા. એ શિષ્યો સદા તેમની સેવા કરતા હતા. સદ્યોજાતના અંશથી શ્વેતવર્ણના 'શ્વેત' નામના મહામુનિ ઉત્પન્ન થયા. એ મહાતેજસ્વી શ્વેત મુનિ 'હર' જ હતા. તેથી તે સર્વ મુનિયો સદ્યોજાત શિવજીને શરણે ગયા ને પરમ ભક્તિથી એ શાશ્વત બ્રહ્મની સ્તુતિ કરવા માંડ્યા. પ્રાણાયામ દ્વારા જે બ્રહ્મનિષ્ઠ દ્વિજો વિશ્વેશ્વરને શરણે જાય છે તે બ્રહ્મતેજ પ્રાપ્ત કરી પાપમુક્ત થઇને વિષ્ણુલોકથી પર રુદ્રલોકમાં જાય છે. ૧-૧૧

તે સર્વ પાપનિર્મુક્તા વિમલા બ્રહ્મવર્ચસાઃ।
વિષ્ણુલોક લોકમતિક્રમ્ય રુદ્રલોકં વ્રજન્તિ તે॥૧૧॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'સદ્યોજાત માહાત્મ્ય' નામનો ૧૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૨મો

## વામદેવ માહાત્મ્ય



સૂત ઉવાચ॥
તતસ્ત્રિ શત્તમઃ કલ્પો રક્તો નામ પ્રકીર્તિતઃ।
બ્રહ્મા યત્ર મહાતેજા રક્તવર્ણમધારયત્॥૧॥

સૂતજી વદ્યાઃ તે પછીના ૩૦મા કલ્પને રક્તકલ્પ કહ્યા છે. આ કલ્પમાં મહાતેજસ્વી બ્રહ્માજીએ રક્તવર્ણ ધારણ કર્યો હતો. પરમેષ્ઠી બ્રહ્માજીએ પુત્રની કામનાથી ધ્યાન કરવાથી રક્ત વર્ણના પરમ તેજસ્વી કુમાર ઉત્પન્ન થયો. રક્ત નેત્રવાળા એ પ્રતાપી કુમારે રક્તમાળા તથા રક્ત વસ્ત્ર ધારણ કર્યાં હતાં. રક્ત વસ્ત્રવાળા એ પવિત્ર તથા તેજસ્વી કુમારને જોઇને તે સાક્ષાત્ પરમાત્મા જ છે એમ ધ્યાન દ્વારા બ્રહ્માજીએ જાણ્યું. તેથી અતિ નમ્ર થયેલા સર્વ ઐશ્વર્યોથી યુક્ત બ્રહ્માજીએ શંકર ભગવાનને અધીન થઈ તે વામદેવ સ્વરૂપને પ્રણામ કરીને તે પરબ્રહ્મનું ચિંતન કરવા લાગ્યા. સ્વ-સ્વરૂપને બ્રહ્માજી યથાર્થ રીતે જાણી ચૂક્યા છે. એ મહાદેવને જણાયા બાદ તે પિતામહ બ્રહ્માજીને કહેવા લાગ્યા. હે બ્રહ્મદેવ! હે પિતામહ! તમે પુત્રની ઇચ્છાથી ધ્યાન કર્યું હતું તથા મારા વામદેવ સ્વરૂપની તમે ભક્તિથી સ્તુતિ કરેલી હોવાથી મેં તમને દર્શન દીધાં છે. તમે ધ્યાનના બળથી દરેક કલ્પમાં જ્ઞાનીઓએ સ્વીકારેલા લોકના આધારભૂત મારા પરમેશ્વરરૂપ શ્રેષ્ઠ તત્ત્વને જાણી શકશો.

ત્યારપછી એ મહાત્મા વામદેવના અંશમાંથી વિશ્વભાવન, વિશોક, વિબાહુ, વિરજસ્ નામે ચાર કુમારો થયા. તે વિશુદ્ધ, બ્રહ્મતેજસ્વી, તપોનિષ્ઠ, ઉત્સાહી અને બ્રહ્મરૂપ હોઈ વામદેવના જેવા જ હતા. રક્ત ભસ્મ ને કેસરથી લિપ્ત અંગના એ કુમારોએ રક્ત વસ્ત્ર ને રક્તમાળાઓ ધારણ કર્યાં હતાં. બ્રહ્મભાવમાં ધ્યાનસ્થ થયેલા એ મહાત્માઓ લોકો પર કૃપા કરવાને માટે તથા શિષ્યોના હિત માટે સર્વ ધર્મનો ઉપદેશ કરીને **'વામદેવાય નમઃ'** એ મંત્રનો જપ કરતા રહીને શિવજીના અવિનાશી રુદ્ર સ્વરૂપમાં એકાગ્ર થયા.

અન્ય પણ જે દ્વિજો સમાધિ દ્વારા પરમાત્માના એ સુંદર સ્વરૂપમાં પોતાના અંતઃકરણને જોડે છે. એ શિવભક્તો મહાદેવજીનો સાક્ષાત્કાર પામે છે. પાપથી મુક્ત થયેલા એ સર્વ બ્રહ્મનિષ્ઠ વિમલ ભક્તો આવાગમન રહિત દુર્લભ રુદ્રલોકને પામે છે. ૧-૧૫

તે સર્વે પાપનિર્મુક્તા વિમલા બ્રહ્મચારિણઃ।
રુદ્રલોકં ગમિષ્યન્તિ પુનરાવૃત્તિદુર્લભમ્॥૧૫॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'વામદેવ માહાત્મ્ય' નામનો ૧૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૩મો

# તત્પુરુષ માહાત્મ્ય



સૂત ઉવાચ॥
એકત્રિંશત્તમઃ કલ્પઃ પીતવાસા ઇતિ સ્મૃતઃ।
બ્રહ્મા યત્ર મહાભાગઃ પીતવાસા બભૂવ હ॥૧॥

સૂતજી બોલ્યાઃ ૩૧મા કલ્પને પીળાં વસ્ત્રવાળો કહેલો છે. મહાતેજસ્વી બ્રહ્માજી પણ એ કલ્પમાં પીળાં વસ્ત્ર ધારણ કરનારા થયા હતા. ચિદાકાશરૂપ બ્રહ્મપદમાં સ્થિત પરમેષ્ઠી બ્રહ્માજી પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી ધ્યાનમગ્ન થયા હતા. તે વખતે પીળાં વસ્ત્ર ધારણ કરેલા મહાતેજસ્વી 'તત્પુરુષ' નામે એક કુમારનો શિવજીના અંશમાંથી પ્રાદુર્ભાવ થયો. તેના દેહ પર પીળા સુગંધી દ્રવ્યનો લેપ હતો. યુવાવસ્થામાં પ્રવેશ પામતા એ કુમારે પીળા રંગની માળા અને પીળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેનું યજ્ઞોપવીત સુવર્ણનું હતું. શિર પર તેણે પીળા રંગનો મુકુટ પહેર્યો હતો ને તેની ભુજાઓ વિશાળ હતી.

પરબ્રહ્મના ચિંતનમાં તલ્લીન થયેલા બ્રહ્માજીએ સર્વ લોકના આધાર અને સર્વવ્યાપક મહાદેવજીને જોઇને તેમને પ્રણામ કર્યા ને અંતઃકરણથી તેમને શરણે ગયા. પછી ધ્યાનસ્થ બ્રહ્માજીએ મહાદેવજીના મુખમાંથી પ્રાદુર્ભાવ પામેલી વિશ્વરૂપ મહા ઐશ્વર્યશાળી એક ગાયને પોતાની સામે જોઈ. એ ગાયને ચાર મુખ, ચાર પગ, ચાર આંચળ, ચાર હાથ, ચાર નયનો, ચાર શિંગડાં ને ચાર દાઢ હતી. ચારે તરફ મુખવાળી, સઘળાં ઐશ્વર્યોથી યુક્ત એ ગાયમાં યોગ-ચિત્તની વૃત્તિનો નિરોધ, સાંખ્ય તત્ત્વજ્ઞાન, કૃચ્છ્ર વગેરે તપ, વિદ્યા, ક્રિયાઓ અને વિધિ, પ્રિય ભાષણ, સત્યભાષણ, દયા, અહિંસા, સન્મતિ, વેદો, ધ્યાન, ક્ષમા, ધ્યેય અર્થાત્ પરમાત્મા સાન્નિધ્ય, દમ એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ, ક્રોધરહિતપણું, શાન્તિ, અવિદ્યા અર્થાત્ માયા, જ્ઞાન, ધૈર્ય, મતિ, કાંતિ, ન્યાયયુક્ત વર્તાવ, મેધા અર્થાત્ વિષયને ધારણ કરનાર બુદ્ધિ, લજ્જા અર્થાત્ લોકાપવાદની બીક, દિવ્ય જ્ઞાન, બધાં લક્ષણોથી લક્ષિત વાણી, સંતોષ, પુષ્ટિ અર્થાત્ ઇન્દ્રિયોની પટુતા, વેદવિહિત કર્મ તથા પ્રસન્નતા વગેરે ૩૨ લક્ષણો હતાં. તેથી એ ગાયને વિશ્વરૂપા કહેલી છે.

અત્યંત દિવ્ય મહાતેજસ્વી અને ઐશ્વર્યશાલિની, બધા દેવતાઓએ વંદન કરવા યોગ્ય એ ગાયને જોઇને શિવજી 'અહા! આ ગાય મતિ, સ્મૃતિ થથા બુદ્ધિરૂપ છે!' 'આવ! મહાદેવી! આવ!' એમ વારંવાર કહી તેને બોલાવવા લાગ્યા. વળી તેમણે તે ગાયને કહ્યું છે કે, 'હે દેવી! તમે સર્વ જગતને પોતાને વશ કરો!' એ સાંભળીને એ ગાય મહાદેવરૂપ તત્પુરુષ સમક્ષ નમ્રતાથી આવીને બેઠી.

દેવોના ઈશ્વર શંકર ભગવાને ગાયને કહ્યું, 'તું રુદ્રાણી અર્થાત્ ઉમા થશે. બ્રાહ્મણોના હિત અર્થે મોક્ષરૂપ અર્થવાળી ગાયત્રી થશે.'

ત્યારબાદ શિવજીએ એ ગાય પુત્રની ઇચ્છા માટે ધ્યાનસ્થ બ્રહ્માજીને આપી. તેમણે ધ્યાનયોગ દ્વારા એ ગાયને પરમ ઐશ્વર્યવાળી જાણીને તે સ્વીકારી. બ્રહ્માજીએ રૌદ્રી ગાયત્રીનું ધ્યાન કર્યું. આ જ બ્રહ્મવિદ્યારૂપ રૌદ્રી ગાયત્રીનું ધ્યાન કર્યું.

આ જ બ્રહ્મવિદ્યારૂપ રૌદ્રી ગાયત્રી બધા લોકોને વંદનીય છે. વેદથી થયેલું બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપનાર રુદ્રરૂપ દેવતાવાળી **'તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્!'** આ અતિ દિવ્ય ગાયત્રી મંત્રનો ધ્યાનયુક્ત ચિત્તથી બ્રહ્માજીએ જપ કર્યો અને તેઓ શંકર ભગવાનને શરણે ગયા. મહાદેવજી બ્રહ્માજી પર પ્રસન્ન થયા. એ પ્રભુએ તેમને દિવ્ય યોગ, ઐશ્વર્ય, જ્ઞાનરૂપ સંપત્તિ અને વૈરાગ્ય આપ્યાં.

ત્યાર બાદ મહાદેવજીના અંશરૂપ એ 'તત્પુરુષ'ના પડખામાંથી દિવ્ય કુમારો જન્મ્યા. તેમણે પીળા વસ્ત્રો ને પીળા રંગની માળાઓ ધારણ કરી હતી. દેહ પર પીળાં સુગંધી દ્રવ્યોનું અનુલેપન કર્યું હતું. તેમનાં મોં અને શિર પરના વાળ પીળા હતા. મસ્તક પર તેમણે પીળા રંગનો મુકુટ પહેર્યો હતો. ધર્મ અને યોગબળથી યુક્ત બ્રાહ્મણોનું હિત ઇચ્છતા તપશ્ચરણમાં આનંદ માનનાર, યોગાત્મારૂપ વિશુદ્ધ ઓજસ્‌વાળા એ કુમારોને એક સહસ્ર વર્ષ પર્યંત ત્યાં નિવાસ કરીને દિવ્ય ને મહાન યજ્ઞો કરનાર મુનિયોને મહાયોગનો ઉપદેશ આપીને પછી તેઓ તત્પુરુષરૂપ મહાદેવજીના સ્વરૂપમાં એકાગ્ર થયા.

એ પ્રમાણે ધ્યાનયુક્ત, જિતેન્દ્રિય અને મનનો સંયમ કરનાર અન્ય સુદ્ધાં પણ જે મનુષ્યો શંકર ભગવાનના શરણે જાય છે, તે પાપમુક્ત થઈ નિર્મળ બ્રહ્મતેજના થઇને શિવજીના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. તેમનો પુનઃ સંસારમાં જન્મ થતો નથી, અર્થાત્ તેઓ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧-૨૧

**તે સર્વે પાપમુત્સૃજ્ય વિમલા બ્રહ્મવર્ચસઃ।**
**પ્રવિશન્તિ મહાદેવં રુદ્રં તે ત્વપુનર્ભવાઃ॥૨૧॥**

***ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'તત્પુરુષ માહાત્મ્ય' નામનો ૧૩મો અધ્યાય સંપૂર્ણ***



અધ્યાય ૧૪મો

# અઘોરની ઉત્પત્તિનું વર્ણન



સૂત ઉવાચ॥

તતસ્તસ્મિન્ગતે કલ્પે પીતવર્ણે સ્વયંભુવઃ।

પુનરન્યઃ પ્રવૃત્તસ્તુ કલ્પો નામ્નાઽસિતસ્તુ સઃ॥૧॥

સૂતજી બોલ્યા : સ્વયંભૂ બ્રહ્માજીનો તે પીળા વર્ણનો કલ્પ પૂરો થયા બાદ અસિત અર્થાત્ કૃષ્ણ નામે બીજો એક કલ્પ શરૂ થયો. એક સહસ્ર દિવ્ય વર્ષ પર્યંત એકર્ણવ અર્થાત્ અવ્યક્ત તત્ત્વમાં સ્થિતિ કરીને દેવતા બ્રહ્માજી પ્રજા ઉત્પન્ન કરવા માટેની ઇચ્છા કરવા લાગ્યા.

સૃષ્ટિ પેદા કરવાની ચિંતામાં પડેલા તે બ્રહ્માજી કૃષ્ણ વર્ણના હતા. તે સમયે તેમણે પોતાની સમક્ષ એક મહાતેજસ્વી, મહાપરાક્રમી તથા સ્વ-તેજથી પ્રકાશતા કૃષ્ણ વર્ણના કુમારને ઉત્પન્ન થયેલો દીઠો. તેણે શ્યામ વર્ણનાં વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. મસ્તકે શ્યામ વર્ણનો મુકુટ પહેરેલો હતો. તેનું યજ્ઞોપવીત શ્યામ વર્ણનું હતું અને જટાજૂટ સુદ્ધાં કૃષ્ણ વર્ણનો હતો. દેહ પર કૃષ્ણ વર્ણના સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો હતો. શ્યામ વર્ણની માળા પહેરી હતી. ભયંકર પરાક્રમવાળા કૃષ્ણ અને પિંગળ વર્ણના એ અદ્ભુત દેવાધિદેવ અઘોરને નિહાળીને બ્રહ્માજીએ તેમને પ્રણામ કર્યા. ધ્યાન અને પારાયણમાં જોડાયેલા બ્રહ્માજીએ હૃદયમાં શિવજીનું ધ્યાન ધર્યું તથા અંતઃકરણથી તે પરમેશ્વરના શરણે ગયા.

બ્રહ્મના અઘોર સ્વરૂપનું ધ્યાન કરતા બ્રહ્માજીને ભયંકર વિક્રમવાળા શંકર ભગવાનના અંશભૂત દેવ અઘોરે દર્શન દીધાં. પછી એ અઘોર દેવના પડખામાંથી શ્યામ વર્ણના સુગંધી દ્રવ્યનું લેપન કરેલા, કૃષ્ણ વર્ણની માળા પહેરનાર, કૃષ્ણ વર્ણના ચાર પવિત્ર કુમારો જન્મ્યા. કૃષ્ણ, કૃષ્ણશિખા, કૃષ્ણાસ્ય ને કૃષ્ણકંઠધૃક, નામના એ ચારે કુમારોએ યોગ થકી એક સહસ્ર વર્ષ પર્યંત પરમાત્માની ઉપાસના કરી અને ત્યાર પછી તેમણે પોતીકા શિષ્યોને પવિત્ર યોગવિદ્યા તથા સાધનાનો ઉપદેશ દીધો.

યોગવિદ્યા મારફત યોગયુક્ત થઇને અંતઃકરણપૂર્વક શંકરના સ્વરૂપમાં એ કુમારો તલ્લીન થયા. પછી વિશ્વેશ્વર મહાદેવજી નિર્મળ તથા નિર્ગુણ રુદ્રલોકને પામ્યા.

અન્ય પણ જે બ્રહ્મજ્ઞાની પુરુષો આ જાતના યોગ દ્વારા શંકર ભગવાનનું ધ્યાન કરે છે. તેઓ અવિનાશી રુદ્રલોકમાં ગમન કરે છે. ૧-૧૩

એવમેતેન યોગેન યેઽપિ ચાન્યે મનીષિણઃ।

ચિન્તયન્તિ મહાદેવં ગન્તારો રુદ્રમવ્યયમ્॥૧૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'અઘોરની ઉત્પત્તિનું વર્ણન' નામનો ૧૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૫મો

# અઘોરેશનો મહિમા



**સૂત ઉવાચ॥**
**તતસ્તસ્મિન્ ગતે કલ્પે કૃષ્ણવર્ણે ભયાનકે।**
**તુષ્ટાવ દેવદેવેશં બ્રહ્મા તં બ્રહ્મરુપિણમ્॥૧॥**

સૂતજી બોલ્યા: કૃષ્ણ વર્ણનો ભયંકર કલ્પ વ્યતીત થયા પછી બ્રહ્માજીએ તે બ્રહ્મરૂપ દેવેશ્વરની સ્તુતિ કરી.

પ્રસન્ન શંકર ભગવાન બ્રહ્માજી પર કૃપા કરીને કહેવા લાગ્યા: હે મહાભાગ્યશાળી બ્રહ્મન્! હું આ અઘોરરૂપથી જ બ્રહ્મહત્યા વગેરે ભયાનક પાપોનો અને બીજાં નાનાં મોટાં પાપોનો નાશ કરું છું.

હે પિતામહ! મન, વાણી તથા શરીરથી કરેલાં તીવ્ર પાપ, સંજોગવશાત્ તથા જાણીબૂજીને કરેલાં, સ્વાભાવિકપણે કરેલાં પાપ તથા આવી પડેલાં પાપ તથા માતાપિતા તરફથી પ્રાપ્ત થયેલાં પાપનો તથા તેમને લીધે થયેલા દુઃખનો હું નાશ કરું છું, તેમાં લેશમાત્ર શંકા નથી.

**'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો ઘોરઘોરતરેભ્યઃ।**
**સર્વેભ્યઃ સર્વશર્વેભ્યો નમસ્તેઽસ્તુ રુદ્રરુપેભ્યઃ॥'**

આ અઘોર મંત્રનો એક લાખ વાર જપ કરવાથી મનુષ્ય બ્રહ્મહત્યાના પાપથી યે મુક્ત થાય છે. એ પાપ વાણી દ્વારા કર્યું હોય તો અડધી ૫૦૦૦૦ વાર અને મનથી પાપ કર્યું હોય તો ૨૫૦૦૦ વાર અઘોર મંત્રનો જપ કરવાથી બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થઈ શકાય છે. જાણીબૂજીને કરેલા એ પાપ માટે ચાર લાખ અને ક્રોધને લીધે કરેલાં પાપના નિવારણ માટે આઠ લાખ અઘોર મંત્રનો જપ કરવો.

વીર પુરુષનો વધ કરવાથી લાગેલા પાપથી મુક્ત થવાને માટે અઘોર મંત્રનો એક લાખ વાર અને ગર્ભની હત્યા કરવાથી લાગેલા પાપના નિવારણને માટે એક કોટિવાર જપ કરવો. માતાનો વધ કરનાર માનવી ૧૦ લાખ મંત્ર જપથી શુદ્ધ થાય છે, તેમાં શંકા નથી. ગાયનો વધ કરનાર અને સ્ત્રીની હત્યા કરનાર તથા વિશ્વાસઘાત કરનાર પાપી માનવી અઘોર મંત્રનો પશ્ચાત્તાપપૂર્વક દસ લાખ વાર જપ કરનાર પાપથી મુક્ત થાય છે. જાણતાં-અજાણતાં સુરા યા ગૌડી, માધ્વી તથા પૈષ્ટીનું પાન કરનારે પાપમુક્ત થવાને માટે અઘોર મંત્રનો એક લાખવાર જપ કરવો. મદ્યપાન કરનારે ૫૦૦૦૦ વાર મંત્રનો જપ કરવો. સ્નાન કર્યા વિના ભોજન કરનાર તથા ગાયત્રી મંત્રનો જપ નહીં કરનાર તથા પંચયજ્ઞ કર્યા વગર ભોજન કરનાર દ્વિજ એક હજારવાર અઘોર મંત્રનો જપ કરવાથી પવિત્ર થાય છે. 'દેવ, અતિથિ તથા વિપ્રને અન્નદાન કર્યા વગર જે મનુષ્ય ભોજન કરે છે તે પાપી મનુષ્ય નરકથી મુક્ત થયા પછી કાગડારૂપે જન્મે છે.' આમ માર્કણ્ડેય પુરાણમાં કહ્યું છે.

**'દેવતાતિથિ વિપ્રાણામદત્વા યોઽન્નમશ્નતે।**
**પ્રભુક્તો નરકાત્સોઽપિ વાયસઃ સંપ્રજાયતે॥'**

દાન નહીં કરનાર પાપી મનુષ્ય અઘોર મંત્રનો ૧૦૦૦ વાર જપ કરવાથી પાપમુક્ત થઇને પવિત્ર થાય છે. બ્રાહ્મણનું ધન હરનાર, સોનાની ચોરી કરનાર પાપી મનુષ્ય દસ લાખ વાર મંત્રનો જપ કરીને પાપમુક્ત થાય છે. ગુરુપત્ની સાથે ગમન કરનાર, માતાને અને વિપ્રનો વધ કરનાર નરાધમ પાપી અઘોર મંત્રનો દસ લાખવાર મનમાં જપ કરનાર પવિત્ર થાય છે. પાપીઓ સાથે સંબંધ રાખનાર મનુષ્યને પણ તેટલું જ પાપ લાગે છે. છતાં તે મનુષ્ય દસ હજાર વાર મંત્રનો જપ કરવાથી તે પાપમુક્ત થાય છે. પાપકર્મમાં મદદ કરનાર મનુષ્યે સંસર્ગજન્ય પાપથી પવિત્ર થવાને માટે દસ હજાર વાર અઘોર મંત્રનો જપ કરવો. સમજપૂર્વક પાપમાં મદદ કરનાર પાપીએ મંત્રને એક લાખવાર માનસિક જપ કરવા. ઉપાંશુ જપ ચાર ગણો તથા વાચિક જપ માનસિક જપ કરતાં આઠ ગણો કરવો. ઉપપાતકીઓ માટે, મહાપાપીઓએ કરવાના જપ કરતાં અડધી સંખ્યામાં જપ કરવા. સામાન્ય પાપથી મુક્ત થવાને માટે ચતુર્થાંશ સંખ્યાનો જપ કરવો. આ મુજબ અઘોર મંત્રના જપ કરવાથી પાપથી અવશ્ય મુક્ત થઈ શકાય છે.

બ્રહ્મહત્યા, સુરાપાન, સોનાની ચોરી, ગુરુપત્ની સાથે ગમન વગેરે પાપ જો બ્રાહ્મણથી થયાં હોય તો તેણે રુદ્ર ગાયત્રી મંત્ર ભણીને હે ઋષિયો કપિલા ગાયનું મૂત્ર પીવું. **'ગંધ દ્વારા'** એ મંત્રથી છાણ લેવું. **'તેજોઽસ્ત શુક્રમસિ૦'** મંત્રથી ઘી લેવું. **'આપ્યાયસ્વ૦'** મંત્રથી દૂધ લેવું. **'દધિક્રાવણો૦'** એ મંત્રથી કપિલા ગાયનું તાજું દહીં લેવું. પીળા યા કાળા વર્ણની ગાયને કપિલા ગાય જાણવી. **'દેવસ્ય ત્વા૦'** મંત્રથી દર્ભ નાખેલું જળ લેવું. એ મુજબ બ્રહ્મકૂર્ચ તૈયાર કરવું. પછી **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો૦'** મંત્રથી આ બધી વસ્તુઓ સુવર્ણ, ચાંદી યા તાંબાના પાત્રમાં, કમળપત્રમાં કે ખાખરાના પડિયામાં એકઠી કરવી. તેમાં બધાં રત્નો સહિત સોનું નાખવું. ત્યાર બાદ અઘોર મંત્રનો એક લાખવાર જપ કરવા. તે પછી અગ્નિમાં ઉપર્યુક્ત જણાવેલા એકઠા કરેલા દ્રવ્યની, ઘી-ની, ઘૃતયુક્ત ચરુની, પલાશની સમિધાઓ, જવ, તલ તથા ડાંગરની એમ દરેક દ્રવ્યની જુદી જુદી સાત આહુતિઓ અઘોર મંત્ર ભણીને આપવી.

ઉપર્યુક્ત વસ્તુઓ મળી શકે નહીં તેના અભાવે ઘી-ની આહુતિઓ આપવી. પછી આઠ દ્રોણ ઘી-થી અઘોર સ્વરૂપ શંકર ભગવાનની સમીપે નિવાસ કરવો. પછી સ્નાન કરીને શંકરની આગળ બ્રહ્મકૂર્ચનું પાન કરવું. પછી વિધિસર આચમન કરીને ગાયત્રી મંત્રના જપ કરવા.

બધા પ્રકારનાં પ્રાયશ્ચિત્ત માટે આ વિધિને શ્રેષ્ઠ કહી છે. એ મુજબ પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત્ત કર્મ કરવાથી વિશ્વાસઘાતી, બ્રહ્મઘાતક અર્થાત્ બ્રાહ્મણનો વધ કરનાર, ગર્ભહત્યા કરનાર, વીર તથા પૂજ્ય ગુરુ વગેરેનો ઘાત કરનાર, મિત્રના વિશ્વાસનો ભંગ કરનાર, ગુરુપત્ની સાથે ગમન કરનાર, સુરાપાન કરનાર, વૃષલી એટલી શૂદ્ર જાતિની જ સ્ત્રી નહીં પણ ગમે તે વર્ણની સ્ત્રી કે જે સ્વ-પતિનો ત્યાગ કરીને બીજા પુરુષ સાથે મૈથુન કરાવે છે તેવી —

**'સ્વવૃષં યા પરિત્યજ્ય પરવૃષે વૃષાયતે।**
**વૃષલી સા હિ વિજ્ઞેયા ન શૂદ્રી વૃષલી ભવેત્॥**

— વ્યભિચારિણી જોડે મૈથુન કરનાર, પરસ્ત્રી પર બળાત્કાર કરનાર, બ્રાહ્મણના ધનનું હરણ કરનાર, ગાયની અને પોતાનાં માતાપિતાની હત્યા કરનાર, દેવાલયોને ખંડિત કરનાર, શિવલિંગનો વિનાશ કરનાર તથા બીજાં કાયિક, વાચિક તથા માનસિક સહસ્રો પાપ કરનાર યા બીજા સેંકડો જન્મોમાં કરેલાં પાપોથી યુક્ત પાપી મનુષ્ય તે બધા પ્રકારનાં પાપોથી તરત મુક્ત થાય છે.

અઘોરેશના વિષયના પ્રસંગે પ્રાયશ્ચિત્ત વિધાનનું આ રહસ્ય કહ્યું છે, એટલા ખાતર દ્વિજે બધાં પાપોથી શુદ્ધ થવાને માટે અઘોર મંત્રનો રોજ જપ કરવો. ૧-૩૨

એતદ્રહસ્યં કથિમઘોરેશ પ્રસંગતઃ।
તસ્માજ્જપે દ્વિજો નિત્યં સર્વપાપવિશુદ્ધયે॥૩૨॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'અઘોરેશનો મહિમા' નામનો૧૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૬મો



# મહાદેવના ઈશાન સ્વરૂપનું માહાત્મ્ય

સૂત ઉવાચ॥
અથાન્યો બ્રહ્મણઃ કલ્પો વર્તતે મુનિપુંગવાઃ।
વિશ્વરૂપ ઇતિ ખ્યાતો નામતઃ પરમાદ્ભુતઃ॥૧॥

સૂતજી બોલ્યાઃ હે મુનિશ્રેષ્ઠો! હવે અસિત કલ્પ પૂરો થયા બાદ બ્રહ્માજીના અદ્ભુત વિશ્વરૂપ નામે કલ્પનો પ્રારંભ થયો. પ્રાણીઓના સંહારનું કામ પૂર્ણ થયા પછી પુનઃ ચર અને અચર સૃષ્ટિના સર્જનકાળે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી બ્રહ્માજી ધ્યાનસ્થ થયા ત્યારે વેદવિદ્યારૂપ શબ્દબ્રહ્મનો સરસ્વતીરૂપે પ્રાદુર્ભાવ થયો.

એ દેવીએ વિશ્વરૂપ માળા, વસ્ત્ર, યજ્ઞોપવીત અને મુકુટ પહેર્યાં હતાં. સમસ્ત જગતની સુગંધીથી યુક્ત એ જગતમાતા ઉમા સ્વરૂપે હતાં. શુદ્ધ સ્ફટિક સમાન કાન્તિવાળાં એ દેવી સઘળા અલંકારોથી શોભાયમાન હતાં. પરમ ઐશ્વર્યયુક્ત ભગવાન ઇશાનના આ સ્વરૂપના સાક્ષાત્કારમાં લીન પિતામહ બ્રહ્માજીએ સર્વશક્તિવાળા, સર્વવ્યાપક, સર્વના શાસક ઇશાન દેવનું મનમાં ધ્યાન કરી તેમને વંદન કર્યાં. પછી તેઓ તેમની સ્તુતિ કરવા લાગ્યાંઃ

ઓમીશાન નમસ્તેઽસ્તુ મહાદેવ નમોઽસ્તુ તે।
નમોઽસ્તુ સર્વવિદ્યાનામીશાન પરમેશ્વર॥
નમોઽસ્તુ સર્વભૂતાનામીશાન વૃષવાહન।
બ્રહ્મણોઽધિપતે તુભ્યં બ્રહ્મણે બ્રહ્મરૂપિણે॥
નમો બ્રહ્માધિપતયે શિવમ્ મેઽસ્તુ સદાશિવ।
ૐકારમૂર્તે દેવેશ સદ્યોજાત નમો નમઃ॥

નમો વિકરણાયૈવ કાલવર્ણાય વર્ણિને।
બલાય બલિનાં નિત્યં સદા વિકરણાય તે।
બલપ્રમથનાયૈવ બલિને બ્રહ્મરૂપિણે॥
સર્વભૂતેશ્વરશાય ભૂતાનાં દમનાય ચ।
મનોન્મનાય દેવાય નમસ્તુભ્યં મહાદ્યુતે॥
વામદેવાય વામાય નમસ્તુભ્યં મહાત્મને।
જ્યેષ્ઠાય ચૈવ શ્રેષ્ઠાય રુદ્રાય વરદાય ચ।
કાલહંત્રે નમસ્તુભ્યં નમસ્તુભ્યં મહાત્મને।
ઇતિ સ્તવેન દેવેશં નનામ વૃષભધ્વજમ્॥
યઃ પઠેત્ સકૃદેવેહ બ્રહ્મલોકં ગમિષ્યતિ।
શ્રાવયેદ્વા દ્વિજાન્ શ્રાદ્ધ સ યાતિ પરમાં ગતિમ્॥

'પરબ્રહ્મરૂપ હે ઇશાન! આપને નમસ્કાર, હે શંકર ભગવાન આપને નમસ્કાર છે. સર્વ પ્રાણીઓના શાસક હે વૃષવાહન! આપને નમસ્કાર. બ્રહ્માજીના અધિપતિ પરબ્રહ્મરૂપ હે બ્રહ્મન્! હે સદાશિવ! આપના આશીર્વાદથી મારું કલ્યાણ થાય. હે જગતનાથ! આપને નમસ્કાર. દેવોના હે ઇશ! પરબ્રહ્મરૂપ હે સદ્યોજાત! આપને નમસ્કાર. હું આપને શરણે આવ્યો છું. પ્રભુ સદ્યોજાતને નમસ્કાર. અવિનાશી અને અજન્મા હે ભવ! આપને નમસ્કાર. વિશ્વના સર્જક અને શાસક હે ઇશાન! મહાતેજસ્વી હે પ્રભુ! મારો ઉપભોગ કરો. મને આપનો સેવક કરો. હે વામદેવ! આપને નમસ્કાર. જ્યેષ્ઠને નમસ્કાર. વરદને નમસ્કાર. રુદ્રને નમસ્કાર. કાળને નમસ્કાર. સર્વજ્ઞને નમસ્કાર, નમસ્કાર. વિકરણ અર્થાત્ વિશિષ્ટકરણ મનરૂપ દેવને, કાલાત્મા ભગવાનને, બ્રહ્મચારીને, બળવાનોના અક્ષય બળ સ્વરૂપ આપને સ્વસ્વરૂપ સિવાય બીજા કોઈ પણ સાધનથી રહિત સ્વસ્વરૂપ સિવાય બીજા કોઈ પણ સાધનથી રહિત આપને હંમેશ નમસ્કાર. પ્રમથાદિ બળવાન ગણોના બળરૂપ શંકર ભગવાનને, બ્રહ્મરૂપ સદાશિવને, સર્વ ભૂતોના પરમાત્માને, ઇશને, સઘળાં પ્રાણીઓનું દમન કરનારાને, મનોન્મન મહાતેજસ્વી દેવને નમસ્કાર. સુંદર સ્વરૂપના મહાત્મા વામદેવને નમસ્કાર. શ્રેષ્ઠ ને શ્રેષ્ઠ રુદ્રને, વરદને, કામના સંહારક મહાત્મા મહાદેવજીને નમસ્કાર, નમસ્કાર છે.

આ મુજબ બ્રહ્માજીએ દેવતાઓના શાસક વૃષભધ્વજ શંકર ભગવાનની સ્તુતિ કરીને તેમને પ્રણામ કર્યા. જે માનવી આ સ્તોત્રનો અત્રે એક વખત પણ પાઠ કરે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. શ્રાદ્ધ વેળા જે મનુષ્ય આ સ્તોત્ર બ્રાહ્મણોને સંભળાવે છે તે મોક્ષ પામે છે.

આ પ્રમાણે ભગવાન સદાશિવનું ધ્યાન કરીને તેમને પ્રણામ કરી રહેલા પિતામહ બ્રહ્માજીને જોઇને શંકર ભગવાન કહેવા લાગ્યા: 'હે બ્રહ્મન્! હું તમારા પર પ્રસન્ન થયો છું, બોલો! તમારે શું જોઇએ છે?'

પછી બ્રહ્માજીએ અત્યંત નમ્રભાવે પ્રેમથી પુનઃ પવિત્ર વાણીવાળા મહેશ્વરને પ્રણામ કર્યા તથા રુદ્ર પ્રતિ કહેવા લાગ્યા: હે પરમેશ્વર! આપનું સર્વદેવમય અને સર્વમય આ સ્વરૂપને વિભ્રુવશાલિની તથા કલ્યાણકારિણી દેવરૂપી ગાયને નિહાળીને હું આશ્ચર્ય પામ્યો છું. હું આપના એ સ્વરૂપ અને દૈવી ગાય વિશે

જાણવા માગું છું. ચાર પગ, ચાર મુખ, ચાર શિંગડાં, ચાર દાઢ, ચાર આંગળ, ચાર હાથ, ચાર નેત્રવાળી, સર્વ ઐશ્વર્યોથી યુક્ત આ દેવી કોણ છે? એને જગતરૂપા શાથી કહી છે? તેનાં નામ અને ગોત્ર ક્યાં છે? એ ગાય કોની છે? એની કર્મથી શી મહત્તા છે?

તેમનાં આ વચન સૂણીને દેવાધિદેવ વૃષધ્વજ મહાદેવ સ્વ-અંશમાંથી પ્રાદુર્ભાવ પામેલા સઘળા દેવતાઓમાં શ્રેષ્ઠ બ્રહ્માજીને હમેશાં ગુપ્ત રાખવા યોગ્ય અને આનંદની વૃદ્ધિ કરનારી પવિત્ર વાત કહેવા માંડ્યા: હે બ્રહ્મન્! આ ગુપ્ત વાત કહું છું તે સૂણો. સૃષ્ટિના આદિ કલ્પમાં હે પ્રભો! તમને બ્રહ્મપદ મળેલું છે. હે પરમાત્મા! તમારા પછી તે પરમ પવિત્ર પદ મારા જ્ઞાનરૂપ વિશુદ્ધ વામ અંગથી ઉત્પન્ન થયેલા શ્રીવિષ્ણુને મળેલ છે. ત્યારથી કલ્પો પછીનો હાલમાં ચાલતો આ ૩૩મો કલ્પ છે.

હે દેવેશ! તમારા પહેલાં સેંકડો અને સહસ્રો સ્વયંભૂ થઈ ચૂક્યા છે. હે મહામતે! તમારું માંડવ્ય ગોત્ર છે ને પોતાના તપના પ્રભાવથી તમે મારા પુત્ર બન્યા છો. તમે આનંદરૂપમાં રહેલા છો, માટે તમારે તે બ્રહ્મરૂપ આનંદ જાણવો જોઇએ. તમે બ્રહ્મરૂપ છો અને તમારામાં આ ૩૨ ગુણ છે. ચિત્તવૃત્તિઓનો નિરોધ, તત્ત્વજ્ઞાન, કૃચ્છ્ર વગેરે તપ, વિદ્યા, વિધિ, ઋત સત્ય-દયા, અનુકંપા, જ્ઞાન, અહિંસા અર્થાત્ પરપીડાનો ત્યાગ, સન્મતિ, ક્ષમા, ચિત્તની એકાગ્રતા, પરમેશ્વરની સમીપતા, ઇન્દ્રિયનો સંયમ, શાંતિ અથવા અક્રોધ, જ્ઞાન, માયા, મતિ, ધીરજ, કાન્તિ, ન્યાયી વર્તન, ખ્યાતિ, બુદ્ધિ, દિવ્ય જ્ઞાન, શરમ, વિવેકી વાણી, સંતોષ, ઇન્દ્રિયોની ચપળતા, વેદવિહિત કર્મ, પ્રસન્નતા, એ ૩૨ ગુણોવાળી વિશ્વરૂપા પ્રકૃતિ તમારાથી, શ્રીવિષ્ણુથી તથા મારાથી અર્થાત્ ત્રિમૂર્તિથી પેદા થઈ છે.

સંક્ષિપ્તમાં એમ જ કહોને કે, વિશ્વની યોનિરૂપ ચતુર્મુખી દેવી ભગવતી અર્થાત્ ગૌરૂપ પ્રકૃતિ મારાથી ઉત્પન્ન થયેલી છે. તત્ત્વચિંતકો તેને માયા, વિદ્યા, ગૌરી, હૈમવતી, કૃષ્ણા, પ્રકૃતિ અને પ્રધાન કહે છે. તત્ત્વચિંતક સાંખ્યવાદીઓએ એને ૨૪ તત્ત્વોની કહેલી છે. જગતની પ્રજાનું સર્જન કરનાર સત્ત્વ, રજ તથા તમોગુણરૂપ લોહિત, શુકલ અને શ્યામ વર્ણની એ પ્રકૃતિ મારાથી જ પેદા થયેલી છે. રજોરૂપ બ્રહ્માજી, સત્ત્વરૂપ શ્રીવિષ્ણુ એ મારાં જ સ્વરૂપો છે. હું પોતે જ તમરૂપ છું. જગત અર્થાત્ પ્રપંચરૂપ આ જગત મારું જ રૂપ છે. સ્વયંભૂ ઇશાન અર્થાત્ અજ હું છું. આ પહેલાં કહેવાયેલ વેદરૂપ બ્રહ્મવિદ્યા સરસ્વતીને વિશ્વરૂપા અજા અર્થાત્ ગાયત્રી જાણવી.

આ રીતે બ્રહ્માજીને કહ્યા પછી સૌના શાસક શંકર ભગવાને તે દેવીના પડખામાંથી સઘળા પ્રકારના રૂપવાળા જટી, શિખંડી, મુંડી તથા અધમુંડ નામે કુમારોને ઉત્પન્ન કર્યા. તેમણે એક સહસ્ર દિવ્ય વર્ષ પર્યંત યોગ પછી તેમણે શિષ્યોને દઢ યોગ ધર્મનો સંપૂર્ણ ઉપદેશ દીધો. પછી જિતેન્દ્રિય તથા આત્મજ્ઞાની એ કુમારો રુદ્ર ભગવાનના સ્વરૂપમાં પ્રવિષ્ટ થયા. ૧-૩૯

**ધર્મોપદેશમખિલં કૃત્વા યોગમયં દઢમ્।**
**શિષ્ટાશ્ચ નિયતાત્માનઃ પ્રવિષ્ટા રુદ્રમાશ્વરમ્॥૩૯॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'મહાદેવના ઇશાન સ્વરૂપનું માહાત્મ્ય' નામનો ૧૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૭મો

# સદ્યોજાત આદિ સ્વરૂપોનો મહિમા અને લિંગની ઉત્પત્તિ



સૂત ઉવાચ॥
એવં સંક્ષેપતઃ પ્રોક્તઃ સદ્યાદીનાં સમુદ્ભવઃ।
યઃ પઠેચ્છ્રુણુયાદ્વાપિ આવયેદ્વા દ્વિજોત્તમાન્॥
સ યાતિ બ્રહ્મસાયુજ્યં પ્રસાદાત્પરમેષ્ઠિતઃ॥૧॥

સૂતજી બોલ્યાઃ હે ઋષિયો! સદ્યોજાત, વામદેવ, તત્પુરુષ, અઘોર તથા ઇશાન વગેરે મહાદેવનાં સ્વરૂપોની ઉત્પત્તિ અને તેમનો મહિમા મેં તમને સંક્ષિપ્તમાં કહ્યું. જે મનુષ્ય એનો પાઠ કરે છે યા શ્રવણ કરે છે કે, શ્રેષ્ઠ બ્રાહ્મણોને તેનું શ્રવણ કરાવે છે તે મનુષ્ય ચિદાકાશ બ્રહ્મપદમાં સ્થિતિ કરનારા પરમેષ્ઠી ભગવાન મહાદેવજીના અનુગ્રહથી બ્રહ્મભાવને પામે છે.

પછી ઋષિયો વદ્યાઃ લિંગરૂપ અધિષ્ઠાનમાં લિંગની ઉત્પત્તિ શી રીતે થઈ? એ લિંગમાં શંકર ભગવાનની પૂજા શી રીતે કરવી? હે સૂતજી! લિંગ એટલે શું અને એ લિંગી કોણ છે તે અમને આપ કહો.

રોમહર્ષણ સૂતજી બોલ્યાઃ હે ઋષિયો! તમે મને પૂછો છો એ જ સવાલ પૂર્વે દેવતાઓએ તથા ઋષિયોએ બ્રહ્માજીને વંદન-પ્રણામ કરીને પૂછ્યો હતો કે, હે ભગવન્! હે પિતામહ! લિંગની ઉત્પત્તિ આપોઆપ શી રીતે થઈ તથા લિંગમાં મહેશ્વર રુદ્રની પૂજા કેવી રીતે કરવી? લિંગ એટલે શું તથા લિંગી કોણ કહેવાય છે? તે અમને આપ જણાવો. આથી પિતામહ બ્રહ્માજી તેમને કહેવા માંડ્યા.

પિતામહ બ્રહ્માજીએ કહ્યુંઃ પ્રકૃતિરૂપ પ્રધાનને લિંગ કહે છે અને પરમાત્મા સદાશિવ લિંગી છે. શ્રીવિષ્ણુની અને મારા રક્ષણાર્થે શંકર ભગવાને સાગરમાં નિવાસ કર્યો હતો. દેવસર્ગ કાળે મહર્ષિયો સાથે દેવો જનલોકમાં ગયા બાદ સ્થિતિકાળ સમાપ્ત કર્યો હતો. પછી એક હજાર ચતુર્યુગના અંતે દેવતાઓ અને મહર્ષિયો સત્યલોકમાં ગયા અને અંતે બ્રહ્મલોકમાં ગયા. તે વેળા અનાવૃષ્ટિને કારણે બધી ઔષધિયો તથા વૃક્ષો વગેરે સુકાઈ ગયાં. મનુષ્યો, વૃક્ષો, પશુઓ, પિશાચો, રાક્ષસો તથા ગંધર્વ આદિ સૌ પ્રાણીઓ સૂર્યનાં કિરણોથી દગ્ધ થયાં. મહાભયંકર પ્રલય કાળે બધે અંધકાર ફેલાયેલો હતો.

તે વખતે હજાર મસ્તકવાળા, સહસ્ર નેત્રો, સહસ્ર પાદ તથા હજાર બાહુઓવાળા, સર્વજ્ઞ, સઘળા દેવતાઓની ઉત્પત્તિના સ્થાનરૂપ, રજોગુણને કારણે હિરણ્યગર્ભ, તમોગુણને કારણે પોતે શંકર સત્વગુણને કારણે સર્વવ્યાપી શ્રીવિષ્ણુ ભગવાનને કાળના કેન્દ્રરૂપ કાલાત્મા અને સર્વના આત્મારૂપ શુક્લ વર્ણના યોગાત્મા શંકર સત્ ને અસતમય, મહાબાહુ, નિર્ગુણ નારાયણના સ્વરૂપમાં જળમાં સૂતેલા હતા. કમળના જેવી આંખોવાળા ભગવાનને એવા સ્વરૂપમાં શયન કરેલા નિહાળીને તેમની માયાથી હું મૂઢ થયો ને ગુસ્સે ભરાઇને તેમને હું કહેવા લાગ્યો, 'તમે કોણ છો? એ અવિનાશી દેવતાને મેં ઢંઢોળીને ઉઠાડ્યા ત્યારે શેષશૈયા પર સૂતેલા ભગવન્ જોરપૂર્વક હાથ પછાડીને બેઠા થયા. નિદ્રાથી ભીની થયેલી કમળ જેવી વિમળ નેત્રોથી દેદિપ્યમાન શ્રીહરિ ભગવાને મને તેમની સમક્ષ ઊભેલો દીઠો. તે ઊભા થયા

અને હસતાં હસતાં મીઠી વાણીથી મને આવકારતાં બોલ્યા: હે મહાતેજસ્વી પિતામહ! હે વત્સ! પધારો, હું આપનું સ્વાગત કરું છું.

રજોગુણથી હું ઘેરાયેલો હોવાથી જનાર્દનનાં હાસ્યયુક્ત એ વચન સૂણીને હું જગતનો વૈરવૃત્તિથી કર્તા છું, પ્રકૃતિનો સાક્ષાત્ પ્રવર્તક છું, અવિનાશી છું, સર્વવ્યાપક છું, અજન્મા છું, હું વિશ્વની રચના કરું છું માટે વિરંચિ છું, જગતનો સ્રષ્ટા છું, બધાનું પોષણ કરનારો છું, વિશ્વાત્મા છું, સર્વનો સંહારક છું, કમળ સમાન નયનોવાળો છું, એવા મને હે અનઘ! ગુરુ પોતાના શિષ્યને ઉદ્દેશીને બોલે તેમ મોં મલકાવીને મૂઢપણાથી 'વત્સ! વત્સ!' શાથી કહો છો? એનું કારણ મને ત્વરિત કહો.

તેઓ એનો જવાબ આપતાં કહેવા લાગ્યા: જગતનો હું કર્તા છું, પાલન કરનારો છું, સંહારક છું, તમે મારા અવિનાશી અંગથી જન્મેલા છો. હું જગન્નાથ છું, નિષ્પાપ છું, મારું આશ્રયસ્થાન જળ છે, માટે હું નારાયણ છું, એ તમે વીસરી ગયા છો. હું સઘળાં પ્રાણીઓના દેહમાં આત્મારૂપે રહેલો છું માટે પુરુષ છું, પરમેશ્વર છું. મારાં ઘણાં નામ હોઈ પુરુહૂત કહેવાઉં છું. સઘળા મનુષ્યો મારી સ્તુતિ કરે છે તેથી હું પુરુષ્ટુત છું, સર્વવ્યાપક છું તેથી વિષ્ણુ છું. મારો વિનાશ થતો નથી, તેથી હું અવિનાશી યા અચ્યુત છું, સૌનો શાસક છું માટે ઈશાન છું અને હું વારંવાર જગતનું સર્જન કર્યા કરું છું, એ વાત તમે વીસરી ગયા છો. પણ એમાં તમારો ગુનો નથી. એ બધું મારી માયાનું કાર્ય છે. મારી માયાને કારણે જ આવું થયું છે. ચતુર્મુખ હે બ્રહ્માજી! હવે મારી પાસેથી સાચી વાત સાંભળો. હું સઘળા દેવોનો ઈશ્વર છું, કર્તા છું, બધાને પ્રેરણા આપું છું માટે નેતા છું, બધાનો સંહાર કરું છું માટે હર્તા છું. મારા જેવો સર્વવ્યાપી અન્ય કોઈ પણ નથી.

હે પિતામહ! હું પરબ્રહ્મ છું, શ્રેષ્ઠ તત્ત્વ હું જ છું. હું સૌનો પ્રકાશક જ્યોતિરૂપ છું. સૌનો આત્મા હું છું, વિભુ છું. આ વિશ્વમાં જે સ્થાવર તથા જંગમ તત્ત્વ જોવામાં આવે છે યા જે કંઈ શ્રવણ કરવામાં આવે છે તે હે ચતુર્વક્ત્ર! ચતુર્મુખ હે બ્રહ્માજી! મારું સ્વરૂપ છે. મેં પૂર્વે ૨૪ તત્ત્વવાળા અવ્યક્તનું સર્જન કર્યું. અવિનાશી અણુ તત્ત્વનું મેં એકત્રિકરણ કર્યું. ક્રોધ અને ક્રોધને કારણે થતા વિકારોનું સર્જન પણ મેં જ કર્યું છે. મારી માયાથી મેં અનેક બ્રહ્માંડો ઉત્પન્ન કર્યાં છે. મારા અનુગ્રહથી જ તમે ઉત્પન્ન થયા છો. મેં મેધા, અહમ્, પંચતન્માત્રા, મન અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો આકાશ આદિ પંચમહાભૂત અને ભૌતિક પદાર્થો મારી લીલાથી ઉત્પન્ન કર્યા છે.

અમારી વચ્ચે આ પ્રમાણે વાદવિવાદ થયા બાદ પ્રલય કાળે અમારામાં રજોગુણને કારણે વૈર બંધાયેલ હોઈ રુવાંટાં ખડા થઈ જાય તેવું અત્યંત ભયંકર યુદ્ધ થયું.

એ વખતે અમારી વચ્ચેનો વિવાદ અને યુદ્ધ શાન્ત કરવા માટે તથા અમને સત્ય વસ્તુનું જ્ઞાન થવા કાજે અમારી સામે પ્રલયકાળમાં સેંકડો કાલાગ્નિ જેવા સહસ્રો જ્વાળાઓવાળા વૃદ્ધિથી રહિત અને ક્ષયથી તથા વૃદ્ધિથી રહિત, આદિ મધ્ય ને અંતથી રહિત, અનુપમ અવર્ણનીય, અવ્યક્ત, જગતની ઉત્પત્તિના કારણરૂપ તેજસ્વી લિંગનો પ્રાદુર્ભાવ થયો. અગ્નિની સહસ્રો જ્વાળાઓ જેવા દેદીપ્યમાન લિંગને નિહાળીને શ્રીહરિ ભગવાન દિંગ્મૂઢ થઈ મને કહેવા લાગ્યા કે, આપણે અગ્નિરૂપ એ લિંગની ખાતરી કરી તેના વિશેનો નિર્ણય કરીએ. અગ્નિના સ્તંભ જેવા દીપ્તિમાન અને અનુપમ એ લિંગને પારખવાને માટે

આ લિંગ કેવડું તથા કેવું છે તે ખાતરીપર્વક જાણવા અર્થે હું પાતાળમાં જાઉં અને તમે તેની તપાસ માટે કાર્યમાં સફળ થવાની શ્રદ્ધાથી તાત્કાલિક ઊર્ધ્વલોકમાં જાઓ!

અમારા બેઉ વચ્ચેની આ મુજબ વાત થયા પછી જગતના આત્મારૂપ નારાયણ ભગવાને તરત જ વરાહનું રૂપ ને મેં હંસનું રૂપ ધારણ કર્યું, ત્યારથી દેવતાઓએ મને વિરાટ હંસ કહેવા માંડ્યું. મને જે 'હંસ હંસ' કહેશે તે હંસ અર્થાત્ પરમેશ્વર રૂપ થશે. હું વિશાળ પાંખોવાળો, અગ્નિ જેવો તેજસ્વી નયનોવાળો, અતિ શ્વેત વર્ણવાળો હંસ થઇને પવન અને મનના જેટલી શીઘ્ર ગતિથી ઊર્ધ્વલોકમાં ગયો. જગતાત્મા નારાયણ પણ કાળા સુરમાના પર્વત જેવા, દસ યોજનવાળા પહોળા ને ૧૦૦ યોજન લાંબા, પ્રલયકાળના સૂર્ય જેવા તેજસ્વી, મોટાં નસકોરાંવાળા, ટૂંકા પગ ને વિચિત્ર અંગના, ગૌર વર્ણના, અગ્ર તીક્ષ્ણ દાંતવાળા તથા મેરુ પર્વત સમાન વિશાળ મજબૂત, કાળા રંગના શરીરવાળા વરાહનું સ્વરૂપ ધારણ કરીને પાતાળલોકમાં લિંગનું મૂળ શોધવા ગયા.

આમ પાતાળલોકમાં ગયેલા શ્રીવિષ્ણુજીએ એક સહસ્ર વર્ષ પર્યંત લિંગનું મૂળ શોધવાને અર્થે પ્રયાસ કર્યો. છતાં વરાહરૂપવાળા શ્રીવિષ્ણુજીને લિંગના મૂળનો અલ્પ ભાગ પણ જોવા મળ્યો નહીં. એ જ પ્રમાણે એ લિંગનો ઉપલો છેડો જોવાને માટે અહંકારથી હું ઘણી શ્રદ્ધાપૂર્વક એ વખત દરમિયાન ત્વરિત ઊર્ધ્વલોકમાં ગયો હતો, પણ તેનો પત્તો નહીં લાગતાં પછી થાકીને નીચે ઊતરી આવ્યો. તે જ પ્રમાણે શ્રીવિષ્ણુ ભગવાન પણ કંટાળી થાકીને ઉપર આવ્યા.

સર્વ દેવોના ઉત્પત્તિ સ્થાનરૂપ લિંગ તે વખતે ઉપર આવી ગયું, ત્યારે શંકર શંભુની માયાથી મૂઢ ને ઉદ્વિગ્ન ચિત્તવાળા શ્રી વિષ્ણુએ મારી જોડે આવીને એ પરમ ઐશ્વર્યશાળા લિંગને આગળ, પાછળ, બધી બાજુએ પ્રણામ કર્યા ને વિચારવા લાગ્યા કે, લિંગરૂપ આ શું હશે? તેવામાં ત્રિમાસિક પ્લુટ લક્ષણવાળો શબ્દ બ્રહ્મ – 'ઓમ્! ઓમ્!' એવો બોધ આપનાર અત્યંત સ્પષ્ટ ધ્વનિ સંભળાયો. 'અરે! આ મહાનાદનો શું અર્થ હશે!' એ વિચારથી હું લિંગની જમણી તરફ જઇને ઊભો, ત્યારે શ્રી વિષ્ણુ અને મેં અવિનાશી શંકર ભગવાનને દીઠા.

'ઓમ્ અર્થાત્ વર્ણમાળાના 'અ' 'ઉ' 'મ્' એ ત્રણ અક્ષરોમાં ક્રમશઃ બ્રહ્મા, મહેશ, શ્રીવિષ્ણુ એ ત્રિદેવોની શક્તિઓ રહેલી છે. પહેલો વર્ણ 'અ' જાગ્રતના સાક્ષી અર્થાત્ અહંકારી જગતનું રૂપ છે. 'ઉ' સ્વપ્નના સાક્ષી 'તેજસ્'નો વાચ્ય છે અને 'મ્' સુષુપ્તિના સાક્ષી 'પ્રાજ્ઞ'નું રૂપનું યા વચક છે.

અકાર, ઉકાર અને મકાર – એ વર્ણોના સંયક્ત ઉચ્ચારને અંતે અવ્યક્ત થતો ધ્વનિ 'ઓમ્' પરબ્રહ્મવાચક છે. પ્રણવરૂપ લિંગમાં અવિનાશી શંકર ભગવાન પ્રત્યક્ષ જોવામાં આવતાં એમની દક્ષિણે સૂર્યમંડળ જેવા તેજસ્વી 'અ' વર્ણ હતો. ડાબે અગ્નિરૂપ 'ઉ' વર્ણ અર્થાત્ શ્રીવિષ્ણુ તથા ચંદ્રમંડળ રૂપ 'મ' વર્ણ ને તેના ઉપર શુદ્ધ સ્ફટિક જેવા બિંદુરૂપ સદાશિવ ભગવાન હતા. ઓંકારરૂપ સદાશિવ અવિનાશી, ઉપાધિ રહિત, સુખ-દુઃખ, ઉષ્ણ-શીત વગેરે દ્વંદ્વ રહિત, બાહ્ય ને આભ્યંતર રૂપથી વર્જિત સાક્ષાત્ પરબ્રહ્મ છે.

એ આદિ, મધ્ય ને અંતથી રહિત છે, આનંદનું કારણ છે. સત્ત્વ, રજસ્ ને તમોગુણથી પર હોઈ તુરીય છે, અવિનાશી હોઈ અમૃત છે. એ અખંડ પરબ્રહ્મ કોઇનો અંશ નથી માટે નિષ્કલ છે. એની ઉપાસના કે સાધના વિના તરવાનો બીજો કોઈ ઉપાય નથી, માટે એ નિરુપપ્લવ છે. તેનામાં સુખ-દુ:ખાદિનો અભાવ હોઈ નિર્દ્વન્દ્વ છે. એકરૂપ હોઈ કેવળ છે. ભેદ રહિત હોઈ પૂર્ણ છે, માટે બાહ્યરૂપે શિવ સ્વરૂપ અને આભ્યંતરરૂપે પરબ્રહ્મ છે.

વસ્તુનો જેનાથી બોધ થાય છે તેને માત્રા કહેવાય છે. અકાર, ઉકાર ને મકાર ક્રમશ: જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિના અભિમાની જગત, તેજસ્ અને પ્રાજ્ઞ એ ત્રણે તત્ત્વોના બાધક છે, તેમની એકમાત્રા છે. માત્રાનો અડધો ભાગ તે અર્ધમાત્રા બિંદુ સહિત 'ૐકાર' બ્રહ્મવાચક છે. ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ એ ત્રણ વેદો, ઉપર્યુક્ત ત્રણ માત્રારૂપે શ્રીવિષ્ણુ છે.

શ્રીવિષ્ણુજીએ શ્રુતિનાં વચન મુજબ જ જગતના આત્મારૂપ શિવજીના સ્વરૂપનું નિદિધ્યાસન તથા મનન કરેલું, ત્યારથી વેદ ઉત્પન્ન થયા. ઇન્દ્રિયોથી અગ્રાહ્ય વસ્તુરૂપ વેદ જુએ છે માટે એ ઋષિ છે. એ જ વેદ દ્વારા શ્રીવિષ્ણુએ પરબ્રહ્મના પવિત્ર તત્ત્વરૂપ શંકર ભગવાનના સ્વરૂપનું જ્ઞાન શી રીતે મેળવ્યું તે બ્રહ્માજી કહે છે.

બ્રહ્માજી બોલ્યા: જેની પ્રાપ્તિ નહીં થવાથી મન સહિત વાણી પણ જ્યાંથી પાછી ફરે છે અને ધ્યાનમાં આવી નહીં શકે તે રુદ્રને પ્રણવરૂપ જાણવા ને એ પરબ્રહ્મ અવિનાશી રુદ્રની એ એકાક્ષર દ્વારા જ ઉપાસના કરવી. 'ૐ' એકાક્ષર પરંતુ સત્યરૂપ પરબ્રહ્મનો વાચક છે, એટલા જ માટે પ્રણવ તેનો વાચક છે — **તસ્ય વાચક: પ્રણવ:'** એ પતંજલિ રચિત યોગદર્શનનું સૂત્ર અત્રે યોગ્ય છે. અવિનાશી, આનંદ, સત્ય તથા સઘળા તત્ત્વોથી શ્રેષ્ઠ પરબ્રહ્મરૂપ 'ૐ'—કારમાં રહેલ અકાર વર્ણ હિરણ્યગર્ભ બ્રહ્માજી પ્રભુ છે. ઉકાર શ્રીહરિ અર્થાત્ શ્રીવિષ્ણુ છે. મકાર નીલલોહિત ભગવાન શિવજી છે. અકાર સંજ્ઞાવાળા બ્રહ્માજી સૃષ્ટિના કર્તા છે. ઉકાર વર્ણ શ્રીવિષ્ણુ ને મકારરૂપ મહેશ્વર એ બન્ને પર નિત્ય કૃપા કરનારા છે. મકર સંજ્ઞક પ્રભુ મહેશ્વર કારણરૂપ છે. અકાર એ કારણ છે ને પ્રધાન પુરુષેશ્વર ઉકાર સંજ્ઞાના શ્રીહરિ ઉત્પત્તિ સ્થાન યોનિ છે. યોનિ અને બીજરૂપ ત્રિમાત્રાવાળા ૐ-કારને નાદ કહે છે. નાદ સંજ્ઞાના ૐ-કાર એ મહેશ્વર શિવજી છે. તેમણે સ્વ-સ્વરૂપના સ્વૈચ્છિક વિભાગ કર્યા. બીજરૂપ ભગવાન શિવજીના લિંગમાંથી અકારરૂપ બ્રહ્માંડ થયું. એ લિંગ ઉકારરૂપ યોનિમાં નાખ્યા બાદ સર્વ બાજુથી વધવા લાગ્યું.

આદ્ય અક્ષર અકારને વીંટળાઇને સુવર્ણાંડ થયું. એ દિવ્ય અંડ ઘણાં વર્ષો લગી જળમાં રહ્યું. પછી જળમાંના બ્રહ્માજીના ઉત્પત્તિ સ્થાનરૂપ તે અંડનું એક સહસ્ર દિવ્ય વર્ષને અંતે અર્થાત્ પ્રલયકાળના અંતે આદિનાથ શંકર ભગવાને બે ભાગોમાં વિભાજન કર્યું. તે પવિત્ર સુવર્ણ અંડના ઉપલી બાજુના અડધા ભાગમાંથી 'દ્યુ' અર્થાત્ આકાશની ઉત્પત્તિ થઈ. બીજા ભાગમાંથી શબ્દ, રૂપ, સ્પર્શ, રસ ને ગંધ — એ પંચ ગુણવાળી પૃથ્વી થઈ. અંડનું વિભાજન થતાં તેમાંથી સૌ પ્રથમ અકાર સંજ્ઞક ચતુર્મુખ બ્રહ્માજી થયા. ત્રિમૂર્તિરૂપ ભગવાને સઘળા લોકોનું સર્જન કર્યું.

એ મુજબ ૐ-કારરૂપ બ્રહ્મને યજુર્વેદના ઉપનિષદ ભાગોએ ૐને પ્રણવ કહેલ છે. ઋગ્, યજુ તથા સામવેદે સાદરપૂર્વક ૐકારને 'હે હરે! હે બ્રહ્મન્!' એવું સંબોધન કર્યું છે. શ્રુતિ કહે છે કે, **'તસ્ય યજુરેવ શિરઃ'** અર્થાત્ યજુર્વેદ તેનું મૂર્ધા સ્થળ છે. એ વચનથી યજુર્વેદનું પ્રાધાન્ય સૂચવાયું છે.

દેવાધિપતિ શંકરને પરબ્રહ્મરૂપ જાણીને શ્રુતિ મંત્રોથી બ્રહ્માજી અને શ્રીવિષ્ણુએ જ્યોતિર્લિંગરૂપ મહેશ્વરની સ્તુતિ કરી. આથી એ દેવે પ્રસન્ન થઇને હસતાં-હસતાં દિવ્ય શબ્દમય ૐ-કારનું રૂપ લીધું.

વ્યંજન અને સ્વર વગેરે વર્ણો શિવજીનું જ રૂપ છે. અકાર વર્ણ શંકર ભગવાનનું મસ્તક છે, દીર્ઘ અકાર 'આ' લલાટ છે, ઇકાર જમણું નેત્ર છે, ઇકાર ડાબું નેત્ર છે. ઉ-કાર જમણો કર્ણ છે તથા ઉકાર ડાબો કાન છે. ઋકાર પરમેષ્ટીનો જમણો ગાલ છે, ઋકાર ડાબો ગાલ છે, લૃ અને લૃ ક્રમશઃ ડાબું તથા જમણું નસકોરું છે. એકાર વિભુનો ઉપરનો અને ઐકાર નીચલો હોઠ છે. ઓકાર અને ઔકાર ક્રમશઃ ઉપર અને નીચેની દંતહાર છે. અં તથા અઃ અર્થાત્ અનુસ્વાર અને વિસર્ગ દેવાધિદેવ જ્ઞાનેશ્વર મહાદેવના તાલુ છે. ક વર્ગ એટલે ક, ખ, ગ, ઘ તથા ઙ — એ પંચાક્ષરો તેમના પાંચ જમણા હાથ છે. ચ-વર્ગ ચકારથી ઞકાર લગીના પંચાક્ષરો એ પાંચ ડાબા હાથ છે. ટ વર્ગ - ટકારથી ણ-કાર સુધીના પાંચ વર્ણ જમણો પગ અને ત વર્ગ - ત કારથી નકાર લગીના વર્ણો ડાબો પગ છે. 'પ' વર્ણ તેમનું પેટ છે, ફ-કાર જમણુ પડખું તથા બ-કાર ડાબું પડખું છે.

ભ-કાર સ્કંધ છે ને મ-કાર યોગીશ્વર શંકર ભગવાનનું હૃદય છે. ય, ર, લ, વ, શ, ષ ને સ — એ સપ્ત વર્ણો સર્વવ્યાપક વિભુ શંકરની સાત ધાતુ છે. 'ય' રસધાતુ છે, ર વર્ણ રક્તધાતુ, લ-વર્ણ માંસ, વ-વર્ણ મેદ, શ-વર્ણ હાડકાં અર્થાત્ અસ્થિ, ષ વર્ણ મજ્જા તથા સ-કાર ભગવાનનું શુક્ર છે, હ-કાર આત્મારૂપ છે અને ક્ષ-કાર એમનો ક્રોધ છે.

શબ્દ બ્રહ્માત્મક શિવજીને અડધા ભાગમાં ઉમા સહિત અર્ધનારી રૂપમાં યા તો ષડ્ગુણવાળા, ઐશ્વર્યયુક્ત ભગવાન મહેશ્વર શિવજીને ઉમા સહિત ઉમાશંકર રૂપે નિહાળીને શ્રીવિષ્ણુ ભગવાને પ્રણામ કર્યા. અકાર વગેરે વર્ણો શંકર ભગવાનના અવયવો છે, તેથી નિત્ય છે એમ વૈયાકરણો-શાબ્દિકો કહે છે તે બરાબર છે.

પછી ૐ-કારથી ઉત્પન્ન થયેલા યા આદિમાં ૐ-કાર અને પાંચ અવયવો યુક્ત, પવિત્ર ૩૦ અક્ષરોના, શુદ્ધ સ્ફટિક સમાન અત્યંત શુભ્ર મંત્રરૂપ દેહવાળા જ્ઞાન તથા સિદ્ધિઓને દેનારા **'ઇશાનઃ સર્વ વિદ્યાનામ્.'** એ મંત્રરૂપ મહાદેવજીને શ્રી વિષ્ણુએ જોયા.

ઋગ્વેદના ગાયત્રી મંત્રના ૨૪ વર્ણોથી યુક્ત, **'સત્પુરુષાય વિદ્મહે૦'** એ રુદ્ર ગાયત્રી મંત્રરૂપ દેહમાં હાથી પર આરૂઢ થયેલા, હરિત્ વર્ણ તથા તત્પુરુષ મુખવાળા, શ્રેષ્ઠ ચાર કળાયુક્ત શંકર ભગવાનના ઈશ્વર રૂપનાં શ્રી વિષ્ણુએ દર્શન કર્યાં.

અથર્વવેદના ૩૩ અક્ષરના પવિત્ર અભિચાર કર્મમાં યોજાતા **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યઃ૦'** એ અઘોર મંત્રરૂપ શરીરમાં કૃષ્ણ વર્ણના અષ્ટ કળાઓથી યુક્ત ભગવાન શંકરના રુદ્ર રૂપનાં શ્રીવિષ્ણુએ દર્શન કર્યાં.

સામવેદના જગતી છંદના **'વામવેદાય નમો જ્યેષ્ઠાય૦'** શિવજીના આ મંત્રરૂપ શરીરમાં બાળાદિ ૧૩ કળાઓથી યુક્ત રક્તવર્ણના, વૃદ્ધિ તથા સંહારના કારણરૂપ વામદેવ સ્વરૂપનાં શ્રી વિષ્ણુને દર્શન થયાં. સામવેદોક્ત એ વામદેવ મંત્ર ૬૬ અક્ષરોનો છે. એ પાંચ મંત્રો શંકર ભગવાનના ઇશાન, તત્પુરુષ, અઘોર, સદ્યોજાત ને વામદેવ — આ પંચમુખનો મહિમા વર્ણવે છે. શંકર ભગવાનના ઉત્તર દિશા ભણીના મુખનું નામ વામદેવ, પશ્ચિમ દિશાના મુખનું નામ અઘોજાત, દક્ષિણનું અઘોર, પૂર્વનું તત્પુરુષ ને ઊર્ધ્વ દિશાના મુખનું નામ ઇશાન છે. શ્રી વિષ્ણુએ આ મંત્રો શંકર ભગવાન પાસેથી મેળવીને એમના જપ કરવા માંડ્યા. આથી સામવેદરૂપ રૂપના, ઇશાન મંત્રરૂપ અથવા ઐશ્વર્યયુક્ત મુકુટના ઇશાન યા શિવજી, તત્પુરુષ મંત્રરૂપ કરુણ હૃદયના, વામદેવ મંત્રરૂપ સુંદર ગુહ્યના, સદ્યોજાત મંત્રરૂપ શીઘ્ર ગતિવાળા પગના, મહા સર્પોના આભૂષણના, સર્વ દિશામાં પગ, મુખ તથા નેત્રોના, સમગ્ર બ્રહ્માંડના અધિપતિ, સર્જન-પાલન તથા સંહારના અધિપતિ, સર્જન-પાલન તથા સંહારના કારણરૂપ, કલ્યાણ કરનાર પ્રભુ સદાશિવ શ્રીવિષ્ણુએ ઇષ્ટ મંત્રોના જપરૂપ કરેલી સ્તુતિથી પ્રસન્ન થયા. ૧-૯૨

**વિશ્વતઃ પાદવદનં વિશ્વતોઽક્ષિકરં શિવમ્।**
**બ્રહ્મણોઽધિપતિં સર્ગ સ્થિતિસંહાર કારણમ્।**
**તુષ્ટાવ પુનરિષ્ટા ભિર્વાગ્ભિર્વરદમીશ્વરમ॥૯૨॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'સદ્યોજાત આદિ સ્વરૂપોનો મહિમા અને લિંગની ઉત્પત્તિ' નામનો ૧૭મો અધ્યાય સંપૂર્ણ***



**અધ્યાય ૧૮મો**

## વિષ્ણુકૃત મહેશ સૂત્ર



**વિષ્ણુરુવાચ॥**
**એકાક્ષરાય રુદ્રાય અકારાયાત્મરૂપિણે।**
**ઉકારાયાદિદેવાય વિદ્યાદેહાય વૈ નમઃ॥૧॥**

મહેશ્વર ભગવાનની સ્તુતિ કરતાં શ્રીવિષ્ણુ વદ્યાઃ એકાક્ષર અર્થાત્ એક અક્ષરવાળા પ્રણવરૂપ પરબ્રહ્મ ૐ-કાર સ્વરૂપના યા એક અર્થાત્ અદ્વિતીય, અક્ષર એટલે અવિનાશી રુદ્રને, અકારરૂપ આત્માને, ઉકારરૂપ વગેરે દેવને, વિદ્યારૂપ શરીરના અર્થાત્ જ્ઞાનસ્વરૂપ મહેશને નમસ્કાર. ૧

**તૃતીયાય મકારાય શિવાય પરમાત્મને।**
**સૂર્યાગ્નિ સોમવર્ણાય યજમાનાય વૈ નમઃ॥૨॥**

ૐ-કારની ત્રીજી માત્રા મકરરૂપ શંકરને, પરમાત્માને, સૂર્ય, ચન્દ્ર ને અગ્નિતત્ત્વવાળા યજમાનરૂપ ભગવાન શંકરને નમસ્કાર. ૨

**અગ્નયે રુદ્રરૂપાય રુદ્રાણાણામ્પતયે નમઃ।**
**શિવાય શિવમંત્રાય સદ્યોજાતાય વેધસે॥૩॥**
**વામાય વામદેવાય વરદાયામૃતાય તે।**
**અઘોરાયાતિ ઘોરાય સદ્યોજાતાય રહંસે॥૪॥**

તેજસ્વી રુદ્રરૂપને, ૧૧ રુદ્રો-વીરભદ્ર, શંકર, ગિરીશ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, પિનાકી, અપરાજિત, ભુવનાધીશ્વર, કપાલ, સ્થાણુ તથા ભગના સ્વામી મહેશ્વરને નમસ્કાર. યજ્ઞમાં આદેશ આપનાર યજમાનને અર્થાત્ શંકર ભગવાનને નમસ્કાર. શિવજીને, સદ્યોજાત શિવમંત્રને, સ્રષ્ટા અર્થાત્ સઘળા પ્રાણીઓના સર્જકને, વામને અર્થાત્ સુંદરને, વામદેવને, વરદને, અવિનાશીને, અઘોર અર્થાત્ સૌમ્યરૂપને, અત્યંત ઘોર અર્થાત્ અતિ ભયંકરને, સદ્યોજાતને, રંહસ અર્થાત્ વેગરૂપને, નમસ્કાર. ૩-૪

**ઇશાનાય શ્મશાનાય અતિવેગાય વેગિને।**
**નમોઽસ્તુ શ્રુતિપાદાય ઊર્ધ્વલિંગાય લિંગિને॥૫॥**
**હેમલિંગાય હેમાય વારિલિંગાય ચામ્ભસે।**
**શિવાય શિલલિંગાય વ્યાપિને વ્યોમવ્યાપિને॥૬॥**
**વાયવે વાયુવેગાય નમસ્તે વાયુવ્યાપિને।**
**તેજસે તેજસાં ભર્ત્રે નમસ્તેજોધિવ્યાપિને॥૭॥**
**જલાય જલભૂતાય નમસ્તે જલવ્યાપિને।**
**પૃથિવ્યૈ ચાન્તરિક્ષાય પૃથિવી વ્યાપિને નમઃ॥૮॥**
**શબ્દ સ્પર્શસ્વરૂપાય રસગંધાય ગંધિને।**
**ગણાધિપતયે તુભ્યં ગુહ્યાદ્ ગુહ્યતમાય તે॥૯॥**

ઇશાન અર્થાત્ સર્વના અધીશ્વરને, સ્મશાન અર્થાત્ સૌના અંતરૂપને, સૌનું પાલન-પોષણ કરનારને, અત્યંત વેગવાનને, વેગને નમસ્કાર. શ્રુતિ વેદો દ્વારા જેનું જ્ઞાન થાય છે તે શ્રુતિપાદ શંકરને, ઊર્ધ્વલિંગિને, લિંગરૂપને, હેમલિંગને, હેમને, વારિ અર્થાત્ જળ લિંગને, જળને, શિવજીને, શિવલિંગને, વ્યાપકને, વ્યાપીને, વ્યોમ વ્યાપીને, વાયુને, વાયુ જેવા વેગવાળાને, વાયુમાં વ્યાપીને રહેલને નમસ્કાર. તેજોના તેજને, ભર્તા અર્થાત્ ધારણપોષણ કરનારને, તેજમાં વ્યાપ્ત થઈ રહેલને નમસ્કાર. જળને, જળના સારભૂત તત્ત્વને, જળમાં વ્યાપ્ત રહેલા હે દેવતા! નમસ્કાર. પૃથિવી રૂપને, અંતરિક્ષને, પૃથ્વીમાં વ્યાપી રહેલને, સ્પર્શ અને શબ્દ સ્વરૂપને, રૂપ, રસ તથા ગંધ સ્વરૂપને, ગંધના અહંકારી દેવતાને, ગણોના અધિપતિને, ગુહ્યથી યે ગુહ્ય અર્થાત્ અત્યંત પવિત્ર હે મહાદેવ! નમસ્કાર. ૫-૯

**અનંતાય વિરૂપાય અનન્તાનામયાય ચ।**
**શાશ્વતાય વરિષ્ઠાય વારિગર્ભાય યોગિને॥૧૦॥**
**સંસ્થિતાયામ્ભસાં મધ્યે આવયોર્મધ્ય વર્ચસે।**
**ગોપ્ત્રે હર્ત્રે સદા કર્ત્રે નિધનાયેશ્વરાય ચ॥૧૧॥**

અનંત અર્થાત્ શેષ ભગવાનના સ્વરૂપને, વિરૂપ અર્થાત્ વૈનતેય રૂપ ગરુડ સ્વરૂપને, અનંત અર્થાત્ અંત રહિતને, અનામય અર્થાત્ પાપ-દોષ રહિત હે ભગવન્! આપને નમસ્કાર. શાશ્વત અર્થાત્ આપ નિત્ય સ્થિતિ કરો છો તેને, સર્વશ્રેષ્ઠ વરિષ્ઠને, વારિગર્ભ અર્થાત્ જળ જેમની અંદર છે તે દેવતાને, ચિત્તવૃત્તિનો નિરોધ કરનાર આપ યોગીને નમસ્કાર. જળમાં મારી તથા બ્રહ્માજી વચ્ચે પ્રકાશમય આપ મધ્યવર્ચાને નમસ્કાર. સંહારકને, રક્ષકને તથા સદા સૃષ્ટિકર્તા આપના સ્વરૂપને, મૃત્યુરૂપ અર્થાત્ કાળરૂપ નિધનને, ઈશ્વર અર્થાત્ ઐશ્વર્યશાળી આપના સ્વરૂપને નમસ્કાર. ૧૦-૧૧

અચેતનાય ચિન્ત્યાય ચેતનાય સહારિણે।
અરૂપાય સુરૂપાય અનંગાયાંગ હારિણે॥૧૨॥
ભસ્મદિગ્ધશરીરાય ભાનુસોમાગ્નિ હેતવે।
શ્વેતાય શ્વેતવર્ણાય તુહિનાદ્રિચરાય ચ॥૧૩॥

અચેતન અર્થાત્ ચિત્તજન્ય જ્ઞાનથી રહિત મન ને પ્રાણ વિનાના આપને પરબ્રહ્મ સ્વરૂપને, ચિંત્ય અર્થાત્ ચિંતન કરવા યોગ્ય આપને નમસ્કાર. ચેતના યા સહારી અર્થાત્ જીવોના જન્મ-મરણરૂપ કલેશ હરનારને, રૂપ રહિતને, સુરૂપને, અંગ વિનાના અર્થાત્ અનંગ મદન કામદેવ રૂપને, અનંગનો નાશ કરનારને, ભસ્મથી લિપ્ત દેહધારીને, સોમ, ભાનુ તથા અગ્નિના કારણરૂપ આપને, શ્વેતને, શ્વેત વર્ણને, હિમાલય પર્વત પર ભ્રમણ કરનાર આપને નમસ્કાર. ૧૨-૧૩

સુશ્વેતાય સુવક્ત્રાય નમઃ શ્વેતશિખાય ચ।
શ્વેતાસ્યાય મહાસ્યાય નમસ્તે શ્વેતલોહિત॥૧૪॥

અતિ શ્વેત વર્ણના આપના રૂપને, સુંદર મુખવાળા સુવક્ત્રને, શુભ્ર જ્યોતિરૂપને, શ્વેત મુખ અર્થાત્ તેજસ્વી મુખવાળાને, વિરાટ મુખવાળાને, શ્વેત રુધિરવાળા હે શ્વેત લોહિત આપને નમસ્કાર. ૧૪

સુતારાય વિશિષ્ટાય નમો દુન્દુભિને હર।
શતરુપવિરુપાય નમઃ કેતુમતે સદા॥૧૫॥
ઋદ્ધિશોક વિશોકાય પિનાકાય કપર્દિને।
વિપાશાય સુપાશાય નમસ્તે પાપવિનાશિને॥૧૬॥
સુહોત્રાય હવિષ્યાય સુબ્રહ્મણ્યાય સૂરિણે।
સુમુખાય સુવક્ત્રાય દુર્દમાય દમાય ચ॥૧૭॥
કંકાય કંકરૂપાય કંકણીકૃતપન્નગ।
સનકાય નમસ્તુભ્યં સનાતન સનન્દન॥૧૮॥
સનત્કુમાર સારંગમારણાય મહાત્મને।
લોકોક્ષિણે ત્રિધામાય નમો વિરજસે સદા॥૧૯॥

આપનો આશ્રય લેનાર અર્થાત્ સુતાર આપના ભક્તજનોને ભવસાગરથી તારનાર આપના ઉદ્ધારક સ્વરૂપને, વિશિષ્ટને અર્થાત્ આપના વરુણરૂપને હે હર! પાપોનું હરણ કરનાર હે પ્રભુ! આપને નમસ્કાર.

સેંકડો વિકૃત ને વિચિત્રરૂપના દીપ્તિમાન હે દેવ! આપને હમેશાં નમસ્કાર. ઐશ્વર્યરૂપને શોક ને વિશોક રૂપને પિનાકનામે ધનુષને અને મસ્તક પર જટાજૂટને ધારણ કરનાર કપર્દીને, વિપાશ અર્થાત્ બંધન રહિતને, સુપાશ અર્થાત્ પાશ ધારણ કરનારને, પાશનાશિન અર્થાત્ કર્મનાં બંધનોનો નાશ કરનારને, પવિત્ર હવન અને હોમદ્રવ્યરૂપ આપને નમસ્કાર, તપ, વેદ, બ્રાહ્મણ તથા જ્ઞાન - બ્રહ્મરૂપ આ તત્ત્વોનું આપ હિત કરનાર હોઇ બ્રહ્મણ્ય છો, તે આપના પાવક બ્રહ્મણ્યરૂપને, આપના તત્ત્વદર્શી સ્વરૂપને અર્થાત્ સૂરીને, સર્વશ્રેષ્ઠ અર્થાત્ સુમુખ, સૌથી અગ્ર આપના ગણેશરૂપને, સુંદર મુખના અર્થાત્ સુવક્ત્ર આપના સ્વરૂપને નમસ્કાર. દુષ્ટોનું દમન કરનારને, સંયમીને, કંકને અર્થાત્ કપટથી દ્વિજરૂપ ધારણ કરનારને. યમસ્વરૂપને અર્થાત્ કંકરૂપને, સર્પરૂપ કંકણને ધારણ કરનાર હે શંભુ! આપને નમસ્કાર. સનકને નમસ્કાર, હે સનાતન! હે સનંદન! હે સનત્કુમાર! આપને નમસ્કાર, કિરાત વગેરેના રૂપથી સારંગરૂપ પશુ-પક્ષીઓને મારનાર સારંગમારણ શંકર ભગવાનને નમસ્કાર. લોકોના નેત્રરૂપ સૂર્યને, ત્રિધામમાં નિવાસ કરનાર ત્રિધામને, પાપ રહિત અર્થાત્ વિરજસ્ આપના નિષ્પાપ સ્વરૂપને સદા નમસ્કાર. ૧૫ -૧૯

**શંખપાલાય શંકાય રજસે તમસે નમઃ।**
**સારસ્વતાય મેઘાય મેઘવાહન તે નમઃ॥૨૦॥**
**સુવાહાય વિવાહાય વિવાદવરદાય ચ।**
**નમઃ શિવાય રુદ્રાય પ્રધાનાય નમો નમઃ॥૨૧॥**

શંખપાલને અર્થાત્ શંખ નામે નાગના રક્ષકને, તમસને નમસ્કાર. સારસ્વતને અર્થાત્ જ્ઞાનસ્વરૂપ આપને નમસ્કાર. મેઘને નમસ્કાર, મેઘવાહન અર્થાત્ મેઘના વાહનવાળા આપના ઇન્દ્રરૂપને નમસ્કાર. સરળતાથી પ્રાપ્ત કરવા યોગ્ય આપને અર્થાત્ સુવાહને, વિવાહ અર્થાત્ વિશેષ રૂપથી પ્રાપ્ત કરવા યોગ્ય આપના પાવક સ્વરૂપને નમસ્કાર. વિવાદ અર્થાત્ દાવામાં સફળતા આપનાર વિવાદ વરદને, શંકરને, રુદ્રને, પ્રધાનને નમસ્કાર, નમસ્કાર. ૨૦-૨૧

**ત્રિગુણાય નમસ્તુભ્યં ચતુર્વ્યૂહાત્મને નમઃ।**
**સંસારાય નમસ્તુભ્યં નમઃ સંસાર હેતવે॥૨૨॥**
**મોક્ષાય મોક્ષરૂપાય મોક્ષકર્ત્રે નમો નમઃ।**
**આત્મને ઋષયે તુભ્યં સ્વામિને વિષ્ણવે નમઃ॥**
**નમો ભગવતે તુભ્યં નાગાનામ્પતયે નમઃ।**
**ૐ કારાય નમસ્તુભ્યં સર્વજ્ઞાય નમો નમઃ॥૨૪॥**

સત્ત્વગુણરૂપ અપાપના વિષ્ણુ સ્વરૂપને અર્થાત્ ત્રિગુણને, રજોગુણરૂપ આપના બ્રહ્મા સ્વરૂપને તથા તમોગુણરૂપ આપના રુદ્ર સ્વરૂપને નમસ્કાર, ચતુર્વ્યૂહાત્માને અર્થાત્ હેય-તજવા યોગ્ય કર્મ, ત્યાગ અર્થાત્ હાન, હેય હેતુ એ ચાર વ્યૂહવાળું મોક્ષશાસ્ત્ર તથા રોગ, આરોગ્ય, રોગનું નિદાન અને ભેષજ્ય- એ ચતુર્વ્યૂહવાળા ચિકિત્સા શાસ્ત્રરૂપ આપના ચતુર્વ્યૂહ સ્વરૂપને નમસ્કાર.

સંસારને અર્થાત્ સદા ગતિશીલને અને સંસારના કારણરૂપ આપના સ્વરૂપને નમસ્કાર. મોક્ષને, મોક્ષરૂપને, મોક્ષકર્તાને નમસ્કાર, નમસ્કાર. ઋષિને અર્થાત્ બ્રહ્મજ્ઞાન દ્વારા સંસાર પાર જનાર આપના ઋષિસ્વરૂપને, વિશ્વના સ્વામીને, શ્રીવિષ્ણુને અર્થાત્ આપના સર્વવ્યાપક સ્વરૂપને નમસ્કાર. ભગવાનને અર્થાત્ સમસ્ત ઐશ્વર્ય, યશ, લક્ષ્મી, વીર્ય વૈરાગ્ય અને જ્ઞાન યુક્ત આપના ભાગવત સ્વરૂપને નમસ્કાર. નાગોના પતિને અર્થાત્ સર્પોના સ્વામીને, ૐ કાર રૂપ આપના પરબ્રહ્મ સ્વરૂપને, સર્વજ્ઞને નમસ્કાર, નમસ્કાર. ૨૨-૨૪

સર્વાય ચ નમસ્તુભ્યં નમો નારાયણાય ચ।
નમો હિરણ્યગર્ભાય આદિ દેવાય તે નમઃ॥૨૫॥
નમોસ્ત્વજાય પતયે પ્રજાનાં વ્યૂહહેતવે।
મહાદેવાય દેવાનામીશ્વરાય નમો નમઃ॥૨૬॥

ગતિશીલ આપને અર્થાત્ સર્વને નમસ્કાર. નારાયણને અર્થાત્ જળમાં નિવાસ કરનારને નમસ્કાર. સુવર્ણમય અંડ અર્થાત્ હિરણ્યગર્ભ જેનું ઉત્પત્તિ સ્થાન છે એવા બ્રહ્માજીને, આદિદેવને નમસ્કાર. સ્વયંભૂ અર્થાત્ અજને નમસ્કાર. રક્ષકને અર્થાત્ પતિને, પ્રજાઓના રક્ષકને, મહાદેવજીને, દેવોના ઈશ્વરને નમસ્કાર. નમસ્કાર. ૨૫-૨૬

શર્વાય ચ નમસ્તુભ્યં સત્યાય શમનાય ચ।
બ્રહ્મણે ચૈવ ભૂતાનાં સર્વજ્ઞાય નમો નમઃ॥૨૭॥
મહાત્મને નમસ્તુભ્યં પ્રજ્ઞારૂપાય વૈ નમઃ।
ચિતયે ચિતિરૂપાય સ્મૃતિરૂપાય વૈ નમઃ॥૨૮॥

આપના સંહારક સ્વરૂપને અર્થાત્ સર્વને નમસ્કાર. સત્યને નમસ્કાર. આપના યમદેવરૂપને અર્થાત્ શમનને નમસ્કાર. બ્રહ્માને અર્થાત્ બ્રહ્મને, સઘળાં પ્રાણીઓના અંતઃકરણની વૃત્તિઓના જાણકાર સર્વજ્ઞને નમસ્કાર, નમસ્કાર. મહાત્માને અર્થાત્ આપના પૂજ્ય સ્વરૂપને નમસ્કાર. આપના પ્રજ્ઞારૂપને નમસ્કાર. ચિતિને અર્થાત્ ચૈતન્યને, ચૈતન્યરૂપને તથા સ્મૃતિરૂપ આપને નમસ્કાર. ૨૭-૨૮

જ્ઞાનાય જ્ઞાનગમ્યાય નમસ્તે સંવિદે સદા।
શિખરાય નમસ્તુભ્યં નીલકંઠાય વૈ નમઃ॥૨૯॥
અર્ધનારીશરીરાય અવ્યકતાય નમો નમઃ।
એકાદશવિભેદાય સ્થાણવે તે નમઃ સદા॥૩૦॥

જ્ઞાનને, જ્ઞાન દ્વારા જાણી શકાય એવા આપના જ્ઞાનગમ્ય સ્વરૂપને નમસ્કાર. ચિત્તની જ્ઞાનરૂપ વૃત્તિને અર્થાત્ સંવિદને સદા નમસ્કાર. મૂર્ધન્યરૂપ દેવ મહાદેવને અર્થાત્ સર્વ દેવોના શિખરને નમસ્કાર. નીલકંઠને નમસ્કાર. ઉમા સહિત આપના અર્ધનારી દેહને નમસ્કાર, આપના અવ્યકત સ્વરૂપને નમસ્કાર. ૧૧ રુદ્રોમાં વિભકત થયેલ આપને નમસ્કાર. સ્તંભરૂપ આપના સ્વરૂપને અર્થાત્ સ્થાણુને નમસ્કાર.

**નમઃ સોમાય સૂર્યાય ભવાય ભવહારિણે।**
**યશસ્કરાય દેવાય શંકરાયેશ્વરાય ચ॥૩૧॥**
**નમોઽમ્બિકાધિપતયે ઉમાયાઃ પતયે નમઃ।**
**હિરણ્યબાહવે તુભ્યં નમસ્તે હેમરેતસે॥૩૨॥**

સોમને નમસ્કાર. લોકોને કર્મશીલ કરનાર સૂર્યને નમસ્કાર. ભવને નમસ્કાર. જન્મ-મરણનું હરણ કરનાર દેવને, યશ કરનાર શંકરને, અંબિકાના સ્વામીને, ઉમાપતિને નમસ્કાર. હિરણ્યબાહુ અર્થાત્ સુવર્ણથી વિભૂષિત બાહુવાળા હિરણ્યબાહુ દેવતાને, હેમ એટલે સુવર્ણરૂપ હેતસ્ અર્થાત્ વીર્યવાળા હિરણ્યહેતને નમસ્કાર. ૩૧ - ૩૨

**નીલકેશાય વિત્તાય શિતિકંઠાય વૈ નમઃ।**
**કપર્દિને નમસ્તુભ્યં નાગાંકાભરણાય ચ॥૩૩॥**
**વૃષારૂઢાય સર્વસ્ય હર્ત્રે કર્ત્રે નમો નમઃ।**
**વીરરામાતિરામાય રામનાથાય તે વિભો॥૩૪॥**

નીલ વર્ણના વાળવાળાને, વિત્ત અર્થાત્ સુપેરે સર્વના જાણવામાં આવેલ પ્રખ્યાત દેવને, શિતિકંઠને અર્થાત્ મયૂર જેવા કંઠવાળાને નમસ્કાર. જટાના જૂટને ધારણ કરનાર કપર્દીને, નાગોના આભરણ અલંકારવાળા દેવતાને, બળદ અર્થાત્ વૃષ પર આરૂઢ થયેલ - વૃષારૂઢને, સઘળાં પ્રાણીઓના સંહારક તથા સૌના સર્જક દેવતાને વારંવાર નમસ્કાર. વીરને નમસ્કાર. સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં વિહરનારા રામને, અતિરામને, રામના નાથને સર્વવ્યાપી વિભુને નમસ્કાર.

**નમો રાજાધિરાજાય રાજ્ઞામધિગતાય તે।**
**નમઃ પાલાધિપતયે પાલાશાકૃન્તને નમઃ॥૩૫॥**

રાજાઓના રાજાને, રાજાઓના ચિત્તમાં પ્રવેશેલા દેવને નમસ્કાર. સઘળા રક્ષકોને અધીશ્વરને નમસ્કાર, પાલાશાકૃંતત્ દેવતાને નમસ્કાર. ૩૫

**નમઃ કેયૂરભૂષાય ગોપતે તે નમો નમઃ।**
**નમઃ શ્રીકંઠનાથાય નમો લિકુચપાણયે॥૩૬॥**
**ભુવનેશાય દેવાય વેદશાસ્ત્ર નમોઽસ્તુ તે।**
**સારંગાય નમસ્તુભ્યં રાજહંસાય તે નમઃ॥૩૭॥**

રુદ્રાક્ષના અર્થાત્ કેયૂર બાજુબંધથી વિભૂષિત દેવતાને, ઇન્દ્રિયોના સ્વામીને નમસ્કાર, નમસ્કાર. વિષને કંઠમાં ધારણ કરવાથી શોભાયુક્ત શ્રીકંઠનાથને, લાચી -લિકુચ વૃક્ષને, હાથમાં ધારણ કરનાર લિકુચપાણિ દેવને, ભુવનોના ઈશ્વર અર્થાત્ શાસકને, વેદ અર્થાત્ શ્રુતિથી શાસન કરનારા હે વેદશાસ્ત્રરૂપ મહાદેવ, નમસ્કાર. સારંગને અર્થાત્ પશુ - પક્ષીઓના સ્વરૂપમાં રહેલા દેવને નમસ્કાર. રાજહંસને નમસ્કાર. ૩૬ - ૩૭

કનકાંગદહારાય સર્વોપવીતિને।
સર્પકુંડળમાલાય કટિ સૂત્રીકૃતાહિને॥૩૮॥
વેદગર્ભાય ગર્ભાય વિશ્વગર્ભાય તે શિવ।

બાજુબંધ તથા સુવર્ણનો હાર ધારણ કરનાર કનકાંગદ હારવાળા દેવતાને નમસ્કાર. સર્પોનું યજ્ઞોપવીત,સર્પોનાં કુંડળ, સર્પોની માળા, સર્પોની મેખલાને ધારણ કરનાર મહાદેવને નમસ્કાર. વેદોને ગર્ભરૂપે ધારણ કરીને તેમને ઉત્પન્ન કરનાર વેદગર્ભને, ગર્ભને, જગતનું સર્જન કરનાર વિશ્વગર્ભ હે શિવજી! નમસ્કાર.

બ્રહ્મોવાચ॥
વિરરામેતિ સંસ્તુત્વા બ્રહ્મણા સહિતો હરિઃ॥૩૯॥

પિતામહ બ્રહ્માજી વદ્યા: શ્રીવિષ્ણુએ અર્થાત્ શ્રીહરિએ બ્રહ્માજીની જોડે રહીને શંકરની આ મુજબ સ્તુતિ કરી ને તે પછી તે શાન્તિ અનુભવવા લાગ્યા. ૩૯

એતત્સ્તોત્રવરં પુણ્યં સર્વપાપપ્રણાશનમ્।
યઃ પઠેચ્છ્રાવયેદ્વાપિ બ્રાહ્મણાન્ વેદપારગાન્॥૪૦॥
સ યાતિ બ્રહ્મણો લોકે પાપકર્મરતોઽપિ વૈ।
તસ્માત્પઠેજ્જપેન્નિત્યં શ્રાવયેદ્ બ્રાહ્મણાચ્છુભાન્।
સર્વ પાપવિશુદ્ધ્યર્થં વિષ્ણુના પરિભાષિતમ્॥૪૨॥

શ્રેષ્ઠ અને પવિત્ર આ સ્તોત્ર સઘળાં પાપોનો નાશ કરનારું છે. જે મનુષ્ય વેદોનો પાર પામેલા શ્રોત્રિય, વિદ્વાન વિપ્રોને આ સ્તોત્ર શ્રવણ કરાવે છે યા સ્વયં એનો પાઠ કરે છે તે અતિ પાપી હોય તો પણ બ્રહ્મલોકને પામે છે. તેથી સઘળાં પાપોની શુદ્ધિ થવા માટે શ્રીવિષ્ણુ ભગવાને કહેલા આ સ્તોત્રનો માનવોએ દરરોજ પાઠ કરવો ને પવિત્ર બ્રાહ્મણોને આ સ્તોત્ર શ્રવણ કરાવવું. ૪૦-૪૨

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'વિષ્ણુકૃત મહેશ સૂત્ર' નામનો ૧૮મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૯મો

# બ્રહ્માજી તથા શ્રીવિષ્ણુને મહાદેવનું વરદાન



સૂત ઉવાચ॥
અથોવાચ મહાદેવઃ પ્રીતોઽહં સુસત્તમૌ।
પશ્યતાં માં મહાદેવં ભયં સર્વં વિમુચ્યતામ્॥૧॥

સૂતજી બોલ્યા: હે ઋષિયો! શ્રીવિષ્ણુની સ્તુતિથી પ્રસન્ન થયેલા મહાદેવે શ્રીવિષ્ણુને તથા બ્રહ્માજીને કહ્યું: 'હે શ્રેષ્ઠ દેવો! તમે મારી સ્તુતિ કરી તેથી હું તમારા બન્ને પર પ્રસન્ન થયો છું. તમે મહાદેવરૂપ મારા સ્વરૂપનાં દર્શન કરો તથા બધા ભયને ત્યજો. તમે મહાશક્તિશાળી બન્ને દેવો

મારા દેહથી ઉત્પન્ન થયેલા છો, મારી જમણી તરફ ઊભેલા બ્રહ્માજી અને ડાબી તરફ ઊભેલા સકળ જગતના આત્મા શ્રીવિષ્ણુ મારા હૃદયથી ઉત્પન્ન થયેલા છો. તમારી સ્તુતિથી હું પ્રસન્ન થયો હોવાથી તમને ઇષ્ટ વરદાન આપું છું.'

આમ કહીને કૃપાસાગર પરમાત્મા મહાદેવજીએ શ્રીવિષ્ણુ પર અનુગ્રહ કરીને પોતાના બન્ને પવિત્ર હાથોથી તેમને સ્પર્શ કર્યો. ભગવાન નારાયણ હર્ષિત અંતઃકરણથી, લિંગ સ્વરૂપમાં અખંડ તથા સર્વવ્યાપી નિર્ગુણ સ્વરૂપે રહેલા, પણ હાલમાં પ્રત્યક્ષ થયેલા મહાદેવજીને પ્રણામ કર્યા. પછી તેમને કહ્યું: 'હે પ્રભુ! અમારા બેઉ પર જો આપ પ્રસન્ન થયા હો અને અમને જો વરદાન આપવું હોય તો અમારી ઇચ્છા છે કે, આપના સ્વરૂપમાં અમારી વિશુદ્ધ ભક્તિ સર્વદા રહે, આપનામાં અમારી વિશુદ્ધ અવિનાશી ભક્તિ થાય.'

શ્રીબ્રહ્માજી અને શ્રીવિષ્ણુની પ્રાર્થનાનો સ્વીકાર કરીને ચંદ્રથી વિભૂષિત મહાદેવ ભગવાને તેમને પોતાના સ્વરૂપમાં નિર્મળ ભક્તિ પ્રાપ્ત થવાનું વરદાન આપ્યું. અભીષ્ટ વર મેળવીને નારાયણ રૂપ શ્રીવિષ્ણુએ પૃથ્વી પર ઘૂંટણ ટેકવીને પુનઃ જગતના ઈશ્વર શંકર ભગવાનને પ્રણામ કર્યા અને મંદ સ્વરથી નમ્રતાથી પોતાના મનોભાવ કહેવા લાગ્યાઃ દેવાધિદેવ હે પ્રભુ! અમે બન્ને સરખી શક્તિવાળા છીએ એવો વિવાદ અમારી વચ્ચે ચાલુ હતો, તેવામાં જ તેને શાન્ત પાડવા માટે આપ અત્રે પધાર્યા ને અમને આપનાં પ્રત્યક્ષ દર્શન થયાં.

શ્રીવિષ્ણુનું મૂઢત્વ જોઇને આશ્ચર્ય પામતા મહાદેવજી શિર પર અંજલિ ધરીને શ્રીહરિને પ્રણામ કરતાં કહેવા લાગ્યાઃ

મહાદેવજી બોલ્યાઃ 'હે ધરણીપતે! આપ સર્જન, સ્થિતિ અને પ્રલયના કર્તા છો. હે વત્સ! હે વિષ્ણુરૂપ! હે હરિ! આ સ્થાવર જંગમ વિશ્વનું તમે પાલન કરો. હે વિષ્ણુ! હું ત્રણ સ્વરૂપોમાં વિભકત છું, માટે બ્રહ્માજી, શ્રીવિષ્ણુ અને ભવ કહેવાઉં છું. એ રૂપોથી ક્રમશઃ સર્જન, પાલન ને સૃષ્ટિનો લય કરું છું. વળી હું અવયવ રહિત છું તેમ સંપૂર્ણ પણ છું, તેથી નિષ્કલ છું, પરમાત્મા છું. હે વિષ્ણુ! તમે વ્યાપક છો તેથી તમારા અંતઃકરણમાં નાના-મોટાનો ભાવ પેદા થાય તે યોગ્ય નથી, તેથી અજ્ઞાન ત્યજો. આ પિતામહનું પાલન અને રક્ષણ કરો. પદ્મકલ્પમાં પિતામહ તમારા પુત્ર થશે. એ વેળા બ્રહ્માને તથા તમને મારાં દર્શન થશે.' આ પ્રમાણે કહીને મહાદેવ પ્રભુ ત્યાં જ અંતર્ધાન થયા.

ત્યારથી લિંગમાં શિવજીનો પ્રાદુર્ભાવ થવાથી લોકોમાં લિંગનું પૂજન થવા લાગ્યું. લિંગની પીઠિકા છે તે મહાદેવી ઉમાજી છે અને લિંગ એ સાક્ષાત્ શિવજી છે. લિંગમાં જ સઘળા દેવો લય પામે છે, માટે મહાદેવના બાણને લિંગ કહેવાય છે. આ પુરાણ લિંગનો મહિમા જણાવતાં કહે છે, જે બ્રાહ્મણ લિંગનું સદા આખ્યાન લિંગની પાસે વાંચે છે તે શિવભાવને પામે છે, તેમાં કંઈ શંકા નથી.

યસ્તુ લૈંગં પઠેન્નિત્યમાખ્યાનં લિંગસન્નિધૌ।
સ યાતિ શિવતાં વિપ્રો નાત્ર કાર્યા વિચારણા॥૧૭॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'બ્રહ્માજી તથા શ્રીવિષ્ણુને મહાદેવનું વરદાન' નામનો ૧૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૦મો

# વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્માજીની ઉત્પત્તિ



**ઋષય ઊચુઃ ॥**
**કથં પાદ્મે પુરા કલ્પે બ્રહ્મા પદ્મોદ્ભવોભવત્।**
**ભવં ચ દૃષ્ટવાંસ્તેન બ્રહ્મણા પુરુષોત્તમઃ ॥૧॥**

હવે ઋષિયોએ સૂતપુરાણીજીને પૂછ્યું, હે મહાત્મન્! પૂર્વે પદ્મકલ્પમાં પદ્મમાંથી બ્રહ્માજીની શી રીતે ઉત્પત્તિ થઈ? બ્રહ્માજી સાથે પુરુષોત્તમને મહાદેવનાં કેવી રીતે દર્શન થયાં? એ બધું વિસ્તારપૂર્વક હવે અમને આપ કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યાઃ ગાઢ તિમિરમાં ભયંકર પ્રલયકાળે શંખ, ચક્ર ને ગદાને ધારણ કરનાર, કમળના જેવાં નેત્રોવાળા, મુકુટને ધારણ કરનાર, લક્ષ્મીજીની પતિ, સઘળાં પાપોને હરનારા શ્રીહરિ, સઘળા વેદો જેના મુખ દ્વારા ઉત્પન્ન થયા છે એ નારાયણ, બધા પુરુષોમાં ઉત્તમ, આઠ બાહુઓવાળા, વિશાળ વક્ષઃસ્થળવાળા, સૌ લોકોના ઉત્પત્તિ સ્થાનરૂપ, ચિંતન કરવાને માટે કિલષ્ટ એવા પરબ્રહ્મરૂપ, સ્વાભાવિક રીતે ધ્યાન યોગમાં રહેલ પરબ્રહ્મ અર્થાત્ યોગાત્મા, બ્રહ્મજ્ઞ, અત્યંત સમર્થ ઈશ શ્રીવિષ્ણુ સહસ્રો ફણાઓથી શોભતા, અતિ તેજસ્વી, મહાદેવના ઉપભોગ માટે આભૂષણરૂપ વિશાળ શેષનાગરૂપી પલંગ પર પ્રલયરૂપ અનંત જળરાશિમાં શયન કરતા હતા.

આ પ્રમાણે સ્વ-સ્વરૂપમાં આનંદથી રમમાણ થયેલા, પ્રભાવિત, સર્વવ્યાપક શ્રીવિષ્ણુએ ક્રીડા કરવાની ઇચ્છાથી સ્વ-સહજ લીલામાત્રથી, ૧૦૦ યોજનના વિસ્તારવાળો, ખૂબ ઊંચો, કમળના નાળરૂપ વજ્ર સમાન કઠણ દંડ પોતાની નાભિમાંથી ઉત્પન્ન કરીને તેમાં કમળનું સર્જન કર્યું. દેવોના રાજા ઇન્દ્રપર્જન્યની વૃષ્ટિ કરે છે તેથી 'મીઢુષ' સંજ્ઞાના છે. તે ઇન્દ્ર સમાન વૈભવી ભગવાન શ્રીવિષ્ણુ શોભાયુક્ત, દિવ્ય અને પવિત્ર સુગંધિત કમળ સહિત ક્રીડા કરતા હતા. એટલામાં સુવર્ણમય અંડમાંથી ઉત્પન્ન થયેલા, સુવર્ણ સમાન વર્ણના, ઇન્દ્રિયો દ્વારા બોધ થઈ શકે નહીં તેવા સ્વરૂપના અર્થાત્ અતીન્દ્રિય, ચતુર્મુખ તથા વિશાળ નેત્રોવાળા બ્રહ્મા સહજ ભાવે તેમની પાસે આવ્યા. સુંદર નયનવાળા ભગવાન શ્રીવિષ્ણુને કમળ સહિત ક્રીડા કરતા જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા અને શાન્ત તથા નમ્ર વાણીમાં બોલ્યાઃ 'જળનો આશ્રય લઇને એમાં શયન કરનાર આપ કોણ છો?'

બ્રહ્માજીની મીઠી વાણી સૂણીને શ્રીવિષ્ણુ ભગવાનનાં નેત્રો ખીલ્યાં. તેઓ આશ્ચર્ય પામીને શેષનાગરૂપ પલંગ પર બેઠા થયા. પ્રત્યુત્તર આપતાં વદ્યાઃ દરેક કલ્પમાં હું મારું આશ્રયસ્થાન નક્કી કરીને વિશ્વમાં મારું કર્તવ્ય કર્મ કરતો રહું છું. ભૂતકાળમાં પણ લોકોનું સર્જન કરવારૂપ મેં મારા કર્તવ્યનું પાલન કર્યું છે. હે દ્યુલોક, ભૂર્લોકનું અને અંતરિક્ષનું નિર્માણ કરું છું. ભૂર્લોક મારું શ્રેષ્ઠ સ્થળ છે.

ત્યાર પછી શ્રીવિષ્ણુ ભગવાને બ્રહ્માજીને પૂછ્યુંઃ એ તો કહો ભલા, કે આપ કોણ છો ને ક્યાંથી પધાર્યા છો? હવે અત્રેથી આપ ક્યાં જવાના છો? આપનું આશ્રયસ્થાન ક્યાં છે? દેહધારી આપ કોણ છો? મારે આપની શું સેવા કરવાની છે?

શ્રીવિષ્ણુએ બ્રહ્માજીને પૂછ્યું ત્યારે પિતામહ બ્રહ્માજી શંકર ભગવાનની માયાથી મૂઢ થયેલા હોઈ અજ્ઞાનવશ, શ્રીવિષ્ણુ ભગવાનના સ્વરૂપને જાણી શક્યા નહીં માટે જવાબ આપતાં બોલ્યા: 'આપ પ્રજાનું અને લોક-લોકાન્તરોનું સર્જન કરો છો તે જ પ્રમાણે હું પણ સૃષ્ટિનું સર્જન કરું છું. હું વિશ્વનો આદિ કર્તા છું. હું પ્રજાપતિ છું.' શંકર ભગવાનની માયાથી મૂઢ થયેલા શ્રીવિષ્ણુ પણ પિતામહ બ્રહ્માજીને પિછાણી શક્યા નહીં.

પોતાની સામે ઊભા રહેલા લોકસમૂહના આશ્રયરૂપ બ્રહ્મા-પ્રજાપતિ સૃષ્ટિના સ્વયંકર્તા છે. આવું તેમને મુખેથી સૂણીને શ્રીવિષ્ણુજીને વિસ્મય થયું. એ બાબતની ખાતરી કરવાને માટે બ્રહ્માજીની આજ્ઞાથી જગતના કારણરૂપ મહાયોગી શ્રીવિષ્ણુ ભગવાન કુતૂહલથી બ્રહ્માજીના મુખમાં પ્રવિષ્ટ થયા.

મહાતેજસ્વી શ્રીવિષ્ણુએ બ્રહ્માજીના પેટમાં પ્રવેશ્યા બાદ ત્યાં તેમણે સાગરો, પર્વતો તથા ૧૮ દ્વીપો સહિત ઉદ્ભિજ્જ, અંડજ, સ્વેદજ, તથા જરાયુજ એ ચાર જાતનાં પ્રાણીઓથી વ્યાપ્ત સમગ્ર સૃષ્ટિ નિહાળી. બ્રહ્માજીથી માંડીને વૃક્ષનાં મૂળિયાં સુધી અવિનાશી સપ્ત લોકોને બ્રહ્માજીના ઉદર-પેટમાં જોઇને મહાબળવાન શ્રીવિષ્ણુ વિસ્મય પામીને વારંવાર મનમાં કહેવા લાગ્યા: 'અરે! આ તપસ્વીનું કેવું પરાક્રમ છે! આના તપનો આ તે કેવો પ્રભાવ છે!'

શ્રીવિષ્ણુ એક સહસ્ર વર્ષ પર્યંત બ્રહ્માજીના પેટમાં ભ્રમણ કરવા લાગ્યા તથા વિવિધ પ્રકારના લોકોને ને તેમાં આવેલાં અનેક આશ્રયસ્થાનો નિહાળ્યા પછી તેમનો અંત જણાયો નહીં, ત્યારે વિશ્વનું ધારણ અને પોષણ કરનારા શેષશાયી નારાયણ વિષ્ણુ બ્રહ્માજીના મુખેથી બહાર આવીને બ્રહ્માજીને કહેવા લાગ્યા:

'આપ જ સમસ્ત સૃષ્ટિના આદિ, મધ્ય અને અંત છો. આપ જ ભગવાન છો. આપ જ સર્વ દિશાઓ છો. આપ પ્રકાશ છો. હે અનઘ! હે નિષ્પાપ બ્રહ્મન્! આપના બ્રહ્માંડરૂપ ઉદરનો હું અંત નિહાળી શકતો નથી. એનો પાર પામવાને માટે હું સમર્થ નથી.'

બ્રહ્માજીને આ પ્રમાણે કહીને પુનઃ શ્રીવિષ્ણુ તેમને કહેવા માંડ્યા: હે સુરોત્તમ! દેવતાઓમાં સર્વશ્રેષ્ઠ હે પિતામહ! આપ જેવા છો તેવો જ હું પણ સૃષ્ટિનો કર્તા છું. આપ પણ મારા અવિનાશી બ્રહ્માંડરૂપ ઉદર-પેટમાં પ્રવેશી અદ્વિતીય લોકલોકાન્તરો તથા સકળ સૃષ્ટિને નિહાળો.

શ્રીવિષ્ણુ ભગવાનની આનંદ દેનારી વાણી સૂણીને પિતામહ બ્રહ્માજીએ અભિનંદન આપતાં તેમના ઉદરમાં પ્રવેશ્યા. ત્યાં તેમણે સ્વ-ઉદરમાંના લોકોને જ દીઠા. શ્રીવિષ્ણુના બ્રહ્માંડરૂપ ઉદરમાં ભ્રમણ કરતા બ્રહ્માજીને તેનો અંત જણાયો નહીં, એટલે તેમાંથી બહાર નીકળવાનાં બધાં દ્વારો બંધ કર્યાં અને સુખપૂર્વક ત્વરિત સૂઈ જવાની ઇચ્છા કરી.

ત્યાર પછી બ્રહ્માજીએ શ્રીવિષ્ણુજીના ઉદરમાંથી બહાર જવાનો માર્ગ શોધવા લાગ્યા, પણ બધાં દ્વારો બંધ જોઇને સૂક્ષ્મ રૂપ ધારણ કરીને જોયું તો તેમને નાભિમાં એક દ્વાર દેખાયું. કમળનાળ દ્વારા મળેલા માર્ગને જોઇને તેમાંથી શ્રીવિષ્ણુના દેહમાંથી બહાર આવીને ચતુરાનન બ્રહ્માજી પોતાના સૂક્ષ્મ રૂપને ત્યજીને ચતુર્મુખવાળા થઇને કમળમાંથી પ્રકટ થયા અને મરકત મણિ જેવી કાંતિવાળા, જગતના ઉત્પત્તિ સ્થાનરૂપ તે સ્વયંભૂ પિતામહ ભગવાન બ્રહ્માજીના કમળમાં વિરાજીને શોભવા લાગ્યા.

એટલામાં એ અનંત જળરાશિમાં ઉત્પન્ન થયેલા કમળનાળદંડના પાન બ્રહ્માજીના ભારથી દબાવાથી કમળપત્રોમાં અવાજ થવા લાગ્યો. તે બંધ કરવાને અસીમ શક્તિવાળા, સઘળાં પ્રાણીઓના પરમેશ્વર, સુવર્ણમય દેદીપ્યમાન વસ્ત્રોવાળા, નાગોરૂપી અલંકારવાળા, ત્રિશૂળને ધારણ કરનાર મહાદેવજી શ્રીહરિ શેષશૈયામાં સૂતેલા હતા, ત્યાં ક્યાંકથી અદૃશ્યરૂપે આવ્યા. મહાદેવ પ્રભુ કમળનાં પાંદડાં પર થઇને શીઘ્ર ગતિથી ચાલતા હતા તેથી તેમના પગ તળે ચંપાવાને લીધે કમળનાં પાન હાલવા માંડ્યાં અને અતિ ઉષ્ણ અને અત્યંત શીતળ જળનાં મોટાં મોટાં બિંદુને આકાશમાંથી ત્વરિત ઉત્પન્ન થયાં અને પવન-વાયુ વહેવા લાગ્યો.

આ મહાન વિસ્મય નિહાળીને બ્રહ્માજી શ્રીવિષ્ણુને કહેવા લાગ્યા: 'હે વિષ્ણો! જુઓ, આ શું થાય છે? આકાશમાંથી પડતાં જળનાં અતિશય ગરમ તથા અત્યંત શીતળ મોટાં બિંદુઓ કમળને ભારે હિલોળે ચડાવે છે! આ કમળ આટલું બધું કેમ ધ્રૂજે છે? શું તમે વળી કંઈ અન્ય કાર્ય કરવાને ઇચ્છો છો? આમ થવાનું કારણ શું છે? આ મારા મનમાં શંકા થઈ છે તેનું નિવારણ કરો.

પિતામહ બ્રહ્માજીનું વચન સાંભળી અસુરોના વિનાશક, અતુલ કર્મ કરનાર શ્રીવિષ્ણુ વિચારવા લાગ્યા: 'શું મારી નાભિમાં કોઇએ નિવાસ કર્યો છે, કે જે આવી અત્યંત પ્રિય વાણી બોલે છે! વળી એની વાણીમાં રોષ પણ જણાય છે, તો શું મેં એનો કોઈ અપરાધ કર્યો છે? જેથી એ મારા પર ગુસ્સે થયા હોય!'

આ પ્રમાણે મનમાં વિચારીને બ્રહ્માજીના પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીવિષ્ણુ બોલ્યા: 'કમળમાં રહીને આવી ઉદ્વેગભરી વાણી બોલનાર આપ કોણ છો ભલા? હે પ્રભુ! મેં એવું તે શું કર્યું છે કે, જેથી આપ પ્રિય તથા અપ્રિય એવી મિશ્ર વાણીમાં બોલો છો? હે પુરુષશ્રેષ્ઠ! યથાર્થ રીતે મને કહો.'

આવી વ્યવહારને અનુસરતી વાત કરનાર દેવોના ઈશ કમળના જેવાં તેજસ્વી નયનોવાળા શ્રીવિષ્ણુને પ્રત્યુત્તર આપતાં વેદોના નિધિ, ઐશ્વર્યવાળા બ્રહ્માજી બોલ્યા: પૂર્વે આપની ઇચ્છાથી આપના જ ઉદરમાં પ્રવેશ્યો હતો તે જ હું બ્રહ્મા છું. હે પ્રભો! આપે મારા ઉદરમાં પ્રવેશીને જેમ બધા લોક-લોકાન્તરો નિહાળ્યાં હતાં તેમ જ મેં પણ આપના પેટમાં તે બધાં સંપૂર્ણ જોયાં છે. હે અનઘ! હે નિષ્પાપ શ્રીવિષ્ણુ હું ત્યાંથી એક હજાર વર્ષે બહાર આવ્યો છું. ઇર્ષ્યાને કારણે આપે મને વશ કરવા ધાર્યું હતું, માટે દેહમાંથી બહાર નીકળવાનાં સઘળાં દ્વારો બધી તરફથી બંધ કર્યાં હતાં, તો યે મેં બહાર નીકળવાને માટે વિચારીને પ્રયાસ કર્યો તો મને આપના નાભિપ્રદેશ દ્વારા કમળનાળમાંથી બહાર નીકળવાનો માર્ગ મળી આવતાં હું બહાર નીકળ્યો. તેથી કોઈ પણ પ્રકારે આપના મનને લેશમાત્ર પણ આઘાત થવો જોઇએ નહીં. હે વિષ્ણુ! આપના ધ્યેયને અનુરૂપ કાર્ય સિદ્ધ કરવાનો આ જ અનુકૂળ માર્ગ છે. હવે મારે બીજું જે કંઈ કાર્ય કરવાનું હોય તે કહો.

પિતામહ બ્રહ્માજીનાં નિર્દોષ, ઇષ્ટ અને મંગળ વચન સૂણીને હિરણ્યકશિપુના શત્રુ, જાણવા યોગ્ય શ્રેષ્ઠ સ્વરૂપના ભગવાન શ્રીવિષ્ણુએ મત્સર દોષથી રહિત થઇને સૌમ્યભાવથી તેમને કહ્યું: 'હે ભગવન્! આપ માનો છો તેવું કંઈ જ કરવાનો મારો વિચાર નહોતો. આપને આત્મબોધ કરાવવાની ઇચ્છાથી જ સહેજ ક્રીડા કરવાને માટે મેં મારા દેહનાં સઘળાં દ્વાર બંધ કર્યાં હતાં. તેથી એ બાબતમાં મારી વિરુદ્ધનો કોઈ પણ વિચાર આપે મનમાં નહીં લાવવો જોઇએ.

આપ મારા પૂજ્ય છો. હે કલ્યાણ કરનાર દેવ! મારાથી કંઈ અપરાધ થયો હોય તો તે સર્વ આપ ક્ષમા આપો. હે ભગવન્! મેં આપને કમળ પર ધારણ કરેલા છે. આપ તો તેજસ્વી દેવતા છો. આપનો ભાર ઝીલી શકવા માટે હું સમર્થ નથી. તેથી કૃપા કરીને હવે આપ આ કમળ પરથી નીચે ઊતરો.'

આ સૂણીને પિતામહ બ્રહ્માજી પ્રસન્ન થયા અને શ્રીવિષ્ણુને કહેવા લાગ્યા: 'હે પ્રભુ! મને કમળ પરથી હેઠે ઉતારો. હું આપના પર પ્રસન્ન થયો છું. આપની જે ઇચ્છા હોય તે વરદાન મારી પાસે માગો.'

બ્રહ્માજીની કૃપાળુ વાણી સાંભળીને શ્રીવિષ્ણુ પ્રાર્થના કરતાં બોલ્યા: 'શત્રુઓનો સંહાર કરનાર હે બ્રહ્મન્ આપ મારા પુત્ર થાઓ. આપને અત્યંત હર્ષ થશે. આપ અમારા પ્રત્યે સદ્ભાવપૂર્ણ વચન કહો. હે પ્રભો! કમળ પરથી હવે આપ નીચે ઊતરી આવો. હે બ્રહ્મન્! આપ તો મહાયોગી છો. આપ પ્રણવરૂપ છો, તેથી મારે આપની સ્તુતિ કરવી જોઇએ. સૌના શાસક આજથી શ્વેત મુકુટ ધારણ કરશો તથા 'પદ્મયોનિ' નામે પ્રખ્યાતિ પામશો. સપ્તલોકના સ્વામી! હે પ્રભુ! હે બ્રહ્મન્! આપ મારા પુત્ર બનો.'

દ્વેષભાવ રહિત તથા પ્રસન્ન થયેલા બ્રહ્માજીએ શ્રીવિષ્ણુને વર આપતાં કહ્યું, 'ભલે તમારી ઇચ્છા પૂરી થાઓ. હું તમારો પુત્ર થઇશ.'

શ્રીવિષ્ણુ અને બ્રહ્માજી વચ્ચે આ મુજબ વાર્તાલાપ થતો હતો, એટલામાં વરાહના સમાન દાંતવાળા, વિખરાયેલા વાળવાળા, દસ હાથવાળા, સર્વ તરફ નેત્રવાળા, મુંજ નામે ઘાસની મેખલાને ધારણ કરનાર, અતિ સ્થૂળ તથા મોટા ઘેટાના જેવો અવાજ કરનારા, વિશાળ મુખના, પ્રાતઃકાળના સૂર્ય સમાન કાન્તિવાળા, તેજસ્વી, સઘળા લોકોના સ્વામી, ભયંકર સ્વરૂપના શંકર ભગવાન તેમની પાસે આવ્યા.

આવા અદ્ભુત સ્વરૂપના વ્યક્તિને જોઇને બ્રહ્માજી નારાયણને પૂછવા લાગ્યા, 'હે વિષ્ણુ! આકાશમાં અને સઘળી દિશાઓમાં વ્યાપ્ત થઇને અત્રે આપણી સમક્ષ અતિ કાન્તિવાળા તથા તેજપુંજ સમા આવીને ઊભેલા આ મહાપુરુષ કોણ છો?'

બ્રહ્માજીએ આ પ્રશ્ન પૂછતાં શ્રીવિષ્ણુએ કહ્યું: પ્રલયકાળના અનંત જળરાશિમાંના કમળપત્ર પર ચાલવાથી જેમનાં ચરણ નીચે ચંપાયાને કારણે નાભમાંથી અતિ ઉષ્ણ, મોટાં અને અત્યંત શીતળ જળબિન્દુઓ મારા નાભિકમળ પર પડ્યાં હતાં તથા જળાશયો અત્યંત વેગથી ઊછળીને આકાશને આંબતાં હતાં, તે જ વખતે જેમના નિઃશ્વાસથી સુગંધી વાયુ નાસિકામાંથી નીકળવાને કારણે તમારા સહિત એ કમળ હિલોળાં લેતું હતું. મારી નાભિમાંથી ઉત્પન્ન થયેલું એ મહાપદ્મ ધ્રૂજી ઊઠ્યું હતું. એ સઘળાં પ્રાણીઓનો સંહાર કરનાર અનાદિ તથા સૌના શાસનકર્તા શંકર ભગવાન, અત્રે આપણી સામે પ્રત્યક્ષ થયા છે. આપણે બેઉ જણા એ વૃષભ વાહનની સ્તુતિ દ્વારા ઉપાસના કરીએ છીએ.

આ સાંભળીને પિતામહ બ્રહ્માજી ગુસ્સે થા ને કમળ જેવાં નેત્રોવાળા કેશવ ભગવાનને કહ્યું: 'સાચે જ મારે કહેવું ઘટે કે, આપ આપના સ્વરૂપને જાણતા નથી. વળી લોકસ્વામી, સૃષ્ટિકર્તા સર્વવ્યાપક અવિનાશી મને — બ્રહ્માજીને પણ આપ જાણતા નથી! આપણામાં ભેદ પડાવનાર તથા આપણાથી ભિન્ન વળી એ શંકર કોણ છે?'

બ્રહ્માજીની આવી રોષભરી વાણી સૂણીને શ્રીવિષ્ણુએ તેમને કહ્યું: 'હે મંગળરૂપ બ્રહ્મન્! આવું ના બોલશો. અરર! એ મહાત્મા વિશે આવું નિંદાજનક વચન બોલશો નહીં. મહાયોગરૂપ ઇંધણ એમનો પ્રકાશ છે, માટે એ મહાયોગેંધન છે. અર્થાત્ મહાયોગરૂપ તેજના અંબાર છે, તેઓ સ્વયં જ સાક્ષાત્ ધર્મ છે, અતિ પરાક્રમી છે, વર આપનારા છે, વળી વિશ્વના કારણરૂપ છે, પુરાણ પુરુષ છે, અવિનાશી અર્થાત્ અવ્યય છે. તેઓ સઘળાં બીજોના બીજ છે, અર્થાત્ બધાં કારણોના મુખ્ય કારણ છે. વિશ્વના એક માત્ર જ્યોતિરૂપે પ્રકાશિત છે. દેહધારી અજ્ઞાની જીવ રૂપ રમકડાં સાથે ભગવાન શંકર સ્વયં ક્રીડા કરી રહ્યા છે. અર્થાત્ સર્વ જીવોમાં સ્વયં નિવાસ કરીને રહેલા છે.

વળી બીજું પણ સૂણો. મુખ્ય અવ્યય યોનિ. અવ્યક્ત પ્રકૃતિ અને તમ વગેરે મારાં જે નામ છે તે સર્વ પ્રસવધર્મી, અર્થાત્ સૃષ્ટિના સર્જનના ધર્મવાળા શંકરનાં જ નામો છે. હે બ્રહ્મન્! આપે જે મહાપુરુષ વિશે પૂછ્યું છે કે, આ છે કોણ? તેનો ઉત્તર એ છે કે, એ મહાપુરુષ શંકર છે. જન્મ મરણરૂપી દુઃખ જોઇને વૈરાગ્યશીલ યતિઓ આત્મજ્ઞાનના અભ્યાસમાં એકાગ્ર રહીને તેમના સ્વરૂપનું દર્શન કરે છે અને તે શિવ સ્વરૂપનું જ્ઞાન મેળવે છે. આ શંકર બીજને ધારણ કરનારા છે. આપ બીજ છો અને હું અવિનાશી ઉત્પત્તિ સ્થાન છું.

જગતના આત્મા બ્રહ્માજીને શ્રીવિષ્ણુએ આ કહ્યું, એટલે તેઓએ શ્રીવિષ્ણુને પૂછ્યું, 'આપ શું કહો છો? આપ યોનિ છો, હું બીજ છું તથા મહેશ્વર, અર્થાત્ શંકર બીજ ધારણ કરનાર છે. આ ગૂંચવાડાભરી અસ્પષ્ટ વાત મને સમજાતી નથી. આપની આ વાત સૂણીને તો વળી હું શંકામાં પડ્યો છું. મારા મનમાં આ બાબતમાં શંકા ઉત્પન્ન થઈ છે કે, આ સર્વ બની જ કેમ શકે? તેથી આપ આ વિષયમાં મને સ્પષ્ટ સમજાય એવી વાત કરીને મારા મનનો સંદેહ દૂર કરો.'

વિશ્વના સંચાલક બ્રહ્માજીના વિવિધ પ્રકારના પ્રાદુર્ભાવના શ્રીવિષ્ણુના જાણકાર હોઈ આ અસામાન્ય પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું: 'હે બ્રહ્મન્! શંકર જેવું પવિત્ર અને એમના કરતાં મહાન કોઈ બીજું તત્ત્વ નથી. મહાન તત્ત્વનું એ સર્વોત્કૃષ્ટ સ્થાન છે. કલ્યાણરૂપ એ સ્થળ જ્ઞાનીઓએ પ્રાપ્ત કરવા યોગ્ય છો. સ્વસ્વરૂપને સગુણ અને નિર્ગુણ એ બે રૂપોમાં એમણે વિભક્ત કર્યું છે. આ બેમાં નિર્ગુણ સ્વરૂપે અવ્યક્ત, નિષ્કલ અને અગોચર પરબ્રહ્મ છે તથા સગુણ સ્વરૂપે સકલ, અર્થાત્ કળાવાન મહેશ્વર સાક્ષાત્ શિવજી છે.

માયાને વશમાં રાખનાર તથા જેમની ક્રિયા જાણી શકાય નહીં તેવી ને ઊંડી છે તે લિંગમાંથી પ્રકટેલા શંકરનું બીજ સૃષ્ટિનું આદિ કારણ હોઇને મારા યોનિરૂપ સ્વરૂપ યુક્ત થયું. કાળના વહન સહિત એ બીજ હિરણ્મય સાગરરૂપ યોનિમાં અંડરૂપે ઉત્પન્ન થયું. ૧૦૦૦ દિવ્ય વર્ષો પર્યંત એ ઈંડું જળમાં રહ્યું. ૧૦૦૦ વર્ષ બાદ વાયુએ તે ઈંડાના બે ભાગ કર્યા. એ ઈંડાના ઉપરના કપાલ ખંડમાંથી આકાશ ઉત્પન્ન થયું. નીચેના કપાલમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ. એ વિશાળ બીજા કપાલને વીંટળાયેલી ઓર મેરુ પર્વતરૂપ હતી. એ ભાંગેલા સુવર્ણમય ચંડમાંથી આપ સર્વ દેવોમાં શ્રેષ્ઠ હિરણ્યગર્ભ ભગવાન ચતુર્મુખ બ્રહ્માજી પ્રકટ્યા. સૂર્ય, ચન્દ્ર, તારા તથા નક્ષત્રોથી યુક્ત જગતને જોઇને આપે 'હું કોણ છું?' એવો વિચારકર્યો.

તેથી વળી ૧૦૦૦ વર્ષ બાદ બ્રહ્મજ્ઞાનીઓના પૂર્વજો, બ્રહ્મના ચિંતનમાં સદા પ્રયત્નશીલ તથા કુમાર અવસ્થાવાળા, કમળપત્ર સમાન વિશાળ નેત્રોવાળા, અગ્નિ સમાન તેજસ્વી, સઘળા લોકોને જોવા ગમે એવા પ્રિય દર્શનવાળા, ઊર્ધ્વરેતા, અર્થાત્ નૈષ્ઠિક બ્રહ્મચારી, ભાગ્યશાળી સનતકુમાર, સનક, ઋભુ, સનાતન ને સનંદન નામના આપના પુત્રોનો પ્રાદુર્ભાવ થયો. બુદ્ધિ અને ઇન્દ્રિયોથી ગ્રહણ નહીં કરી શકાય એવા પરબ્રહ્મ સ્વરૂપના, પ્રતિભાશાળી, જગતની સ્થિતિના કારણરૂપ તથા આધ્યાત્મિક, આધિ દૈવિક તથા આધિભૌતિક એ ત્રણે દુઃખોથી રહિત આપના તે પુત્રો એક જ વખતે ઉત્પન્ન થયા હતા ને તેઓ કર્મોની ઇચ્છાથી કામના રહિત હતા. સંસારમાં સુખ ઓછું છે ને દુઃખ ઘણું છે. દેહને ઘડપણ આવે છે. જીવન શોકથી ઘેરાય છે. જન્મ અને મૃત્યુ વારંવાર થયા કરે છે અને જીવન તથા મૃત્યુ વારંવાર થયા કરે છે ને જીવન અને મરણની ઘટમાળ એકસરખી ચાલતી રહે છે. એની પરંપરાનો છેડો જ આવતો નથી. જન્મ પામ્યા પછી મનુષ્ય સંસારમાં સત્કર્મ કરે છે તો તેને સ્વર્ગ પ્રાપ્ત થયા પછી ત્યાંનું સુખ પણ અલ્પ સમય માટે જ ભોગવવાનું થાય છે, અર્થાત્ સત્કર્મના ફળરૂપે મળેલાં પુણ્ય ક્ષીણ થવાની સાથે સ્વર્ગના સુખનો યે અંત આવે છે. દુષ્કર્મ કરવાથી નરક મળે છે અને ત્યાં દુઃખ ભોગવવાં પડે છે.

એ દુઃખોની કોઈ સીમા નથી. આ પ્રમાણે આવનારા ભવિષ્યકાળના પ્રવાહને જાણીને ઋભુ અને સનતકુમાર નામના પુત્રો આપને વશ રહ્યા. સનાતન,સનક તથા સનતકુમાર એ ત્રણે પુત્રોએ સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણનો ત્યાગ કર્યો અને એ મહા તપસ્વી મુનિયો અધ્યાત્મજ્ઞાનમાં પ્રવૃત્ત થયા. તે જોઇને શંકર ભગવાનની માયાના પ્રભાવથી આપ અજ્ઞાનથી ઘેરાઇને મૂઢતાને પામશો.

હે અનઘ! નિષ્પાપ હે બ્રહ્મન્! કલ્પના શરૂઆત થતાં આપનું જ્ઞાન નાશ પામશે. કલ્પની આખરે પ્રલયકાળે અન્ય જે સ્થૂળ અને સૂક્ષ્મ પ્રાણીઓ બાકી રહેશે તે સર્વ જાગૃતિ નામે ઇશ્વરી માયાને વશ થશે. વળી આ મેરુ પર્વતને દેવલોક કહેલો છે તથા એ મહાદેવનું જાણીતું માહાત્મ્ય છે. હું પણ મહાદેવના સદ્ભાવથી જ ઉત્પન્ન થયો છું એટલા માટે સઘળા ભૂતોના સ્વામી, જગદ્ગુરુ શિવજીને પ્રણવ મંત્ર ૐકાર સહિત સામવેદ દ્વારા સ્તુતિ કરીને આપણે બન્ને પ્રણામ કરીએ. આપણે જો આ દેવની સ્તુતિ નહીં કરીએ તો એ દેવ ક્રોધિત થઇને મને તથા આપને એમના નિઃશ્વાસ દ્વારા બાળીને ભસ્મ કરશે. મહોયોગરૂપ શંકર અત્યંત શક્તિશાળી દેવ છે, એ વાત હું જાણું છું, માટે હે બ્રહ્મન્! આપને મારા અગ્રણી કરીને અગ્નિ સમાન કાન્તિવાળા મહાદેવની સ્તુતિ હું કરીશ.

આમ શ્રી વિષ્ણુએ બ્રહ્માજીને કહ્યા પછી ભગવાન શંકર સમક્ષ ઊભા રહીને તે બન્નેએ તેમની સ્તુતિ કરી. ૧-૯૭

**એવં જ્ઞાત્વા મહાયોગમભ્યુત્તિષ્ઠન્મહાબલમ્।**
**અહં ત્વામગ્રતઃ કૃત્વા સ્તોષ્યામ્યનલસપ્રભમ્॥૯૭॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્માજીની ઉત્પત્તિ' નામનો ૨૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૧મો

# બ્રહ્મા અને વિષ્ણુએ કરેલી મહેશ્વરની સ્તુતિ



સૂત ઉવાચ॥

બ્રહ્માણ મગ્રતઃ કૃત્વા તતઃ સ ગરુડધ્વજઃ।
અભતૈશ્ચ ભવિષ્યૈશ્ચ વર્તમાનૈસ્ત ચૈવ ચ॥૧॥
નામભિચ્છાન્દસૈશ્ચૈવ ઇદં સ્તોત્રમુદારયત્।

સૂતજી બોલ્યા : બ્રહ્માજીને આગળ કરીને શ્રીવિષ્ણુએ શંકર ભગવાનનાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન કલ્પોનાં પૌરાણિક તથા વૈદિક નામો દ્વારા આ સ્તોત્રનો અત્રે દર્શાવ્યા મુજબ પાઠ કર્યો. ૧

વિષ્ણુ રુવાચ॥

નમસ્તુભ્યં ભગવતે સુવ્રતાનન્ત તેજસે॥૨॥
નમઃ ક્ષેત્રાધિપતયે બીજિને શૂલિને નમઃ।
સુમેણ્ડ્રાયાર્ચ્ય મેં ઢ્રાય દંડિતે સીક્ષતૈજસે॥૩॥
નમો જ્યેષ્ઠાય શ્રેષ્ઠાય પૂર્વાય ગ્રયમાય ચ।
નમો માન્યાય પૂજ્યાય સદ્યો જાતાય વૈ નમઃ॥૪॥
ગહ્વરાય ઘટેશાય વ્યોમચીરામ્બરાય ચ।
નમસ્તે હ્યસ્મદાદીનાં પ્રભવે નમઃ॥૫॥

શ્રીવિષ્ણુ બોલ્યા : હે ભગવાન્! અનંત તેજરૂપ હે સૂવ્રત! હે શંકર! આપને નમસ્કાર. સઘળાં પ્રાણીઓનાં શરીરના રક્ષક, કારણોના કારણરૂપ, પરબ્રહ્મ સ્વરૂપ, ત્રિશૂળને ધારણ કરનાર શંકરને નમસ્કાર. પવિત્ર મેંઢ્રને, પૂજ્ય મેંઢ્રને, દંડને ધારણ કરનારને, રુક્ષરેત અર્થાત્ પારદરૂપ વીર્યને ધારણ કરનારા શંકરને નમસ્કાર.જ્યેષ્ઠને, શ્રેષ્ઠને, પૂર્વને, પ્રથમ અર્થાત્ સૌના આદિ પુરુષને નમસ્કાર. માન્યને, પૂજ્યને, સદ્યોજાતને નમસ્કાર. વિશાળ અને ઊંડા જળમાં નિવાસ કરનારા ગહ્વરેષ્ઠને, આકાશતત્ત્વના સ્વામી ઘટેશને નમસ્કાર. આકાશરૂપ અંબરને ધારણ કરાનાર નગ્ન શરીરના, વૃક્ષની છાલને ધારણ કરનાર મહાદેવજીને નમસ્કાર. આપણા જેવા દેવતાઓ અને પ્રાણીઓને ઉત્પન્ન કરનાર મહેશને નમસ્કાર. ૨-૫

વેદાનાં પ્રભવે ચૈવ સ્મૃતીનાં પ્રભવે નમઃ।
પ્રભવે કર્મદાનાનાં દ્રવ્યાણાં પ્રભવે નમઃ॥ ૬॥
નમો યોગસ્ય પ્રભવે સાંખ્યસ્ય પ્રભવે નમઃ।
નમો ધ્રુવનિબદ્ધામૂષીણાં પ્રભવે નમઃ॥ ૭॥
ઋક્ષાણાં પ્રભવે તુભ્યં ગ્રહાણાં પ્રભવે નમઃ।
વૈધુ તાશનિમેઘાનાં ગર્જિત પ્રભવે નમઃ॥ ૮॥

મહાદેવીનાં પ્રભવે દ્વીપાનાં પ્રભવે નમઃ।
અદ્રીણાં પ્રભવે ચૈવ વર્ષાણાં પ્રભવે નમઃ॥ ૯॥
નમો નદીનાં પ્રભવે નદાનાં પ્રભવે નમઃ।
મહોષધીનાં પ્રભવે વૃક્ષાણાં પ્રભવે નમઃ॥૧૦॥
ધર્મવૃક્ષાય ધર્માય સ્થિતીનાં પ્રભવે નમઃ।
પ્રભવે ચ પરાર્ધસ્ય પરસ્ય પ્રભવે નમઃ॥૧૧॥
નમો રસાનાં પ્રભવે રત્નાનાં પ્રભવે નમઃ।
ક્ષણાનાં પ્રભવે ચૈવ લવાનાં પ્રભવે નમઃ॥૧૨॥
અહોરાત્રાર્ધમાસાનાં માસાનાં પ્રભવે નમઃ।
ઋતૂનાં પ્રભાવે તુભ્યં સંખ્યાયાઃ પ્રભવે નમઃ॥૧૩॥

સ્મૃતિઓ તથા વેદોના સર્જકને, યજ્ઞાદિ કર્મોમાં દાન આપવાનાં દ્રવ્યોના પેદા કરનારને નમસ્કાર. યોગ અને સાંખ્યના કર્તાને નમસ્કાર. સપ્તર્ષિઓ તથા ધ્રુવના સ્વરૂપને ધારણ કરનાર દેવને નમસ્કાર. અશ્વિની વગેરે નક્ષત્રો તથા સૂર્યાદિ ગ્રહોના સર્જકને નમસ્કાર. વજ્ર વીજળી અને મેઘોની ગર્જનાને પેદા કરનાર મહાદેવજીને નમસ્કાર. મહા વનસ્પતિને અને મહાસાગરો, દ્વીપોના, વૃક્ષોના ઉત્પાદક દેવને નમસ્કાર. હિમાલય વગેરે પર્વતો અને ભારત વગેરે દેશોના સર્જકને નમસ્કાર. સરોવરો અને નદીઓ, શોણાદિ નદોને, વૃક્ષોને તથા દિવ્ય ઔષધિ ઉત્પન્ન કરનાર મહેશ્વરને નમસ્કાર. લવ, ક્ષણ, મુહૂર્ત, પ્રહર, કાષ્ઠા, ઘડી, અહોરાત્ર, પક્ષ, માસ તથા ઋતુઓનું નિર્માણ કરનારને, કાળ-પરિમાણના નિર્માતા કાલાત્મા પ્રભુને નમસ્કાર. વિવિધ ધર્મના કારણને, સઘળાં પ્રાણીઓના પાલકને, ધર્મને નમસ્કાર. પોતાના ઉત્તમ અર્ધદેહ તથા દેવીરૂપ બીજા અડધા નારીશ્વર દેવના સર્જક દેવને નમસ્કાર, શૃંગારાદિ રસોના સર્જક, રત્નો તથા મેઘાને પેદા કરનાર શંકરને નમસ્કાર. ૬-૧૩

પ્રભવે ચાપરાર્ધસ્ય પરાર્ધપ્રભવે નમઃ।
નમઃ પુરાણપ્રભવે સર્ગાણાં પ્રભવે નમઃ॥૧૪॥
મન્વન્તરાણાં પ્રભવે યોગસ્ય પ્રભવે નમઃ।
ચતુર્વિધસ્ય સર્ગસ્ય પ્રભવેऽનન્તચક્ષુષે॥૧૫॥

મનુષ્ય વર્ષોની પરાર્ધ તથા અપરાર્ધરૂપ સંખ્યાવાળા બ્રહ્માજીના દિવસના સર્જકને નમસ્કાર. સૌના આદિમાં થયેલા સ્વયંભૂને, સૃષ્ટિના સર્જકને નમસ્કાર. મન્વંતરો ચને યોગના કર્તાને તથા ઉદ્‌ભિજ્જ વગેરે ચાર જાતનાં પ્રાણીઓને ઉત્પન્ન કરનાર અનંત આંખોવાળા દેવને નમસ્કાર. ૧૪-૧૫

કલ્પોદયનિબન્ધાનાં વાતાનાં પ્રભવે નમઃ।
નમો વિશ્વસ્ય પ્રભવે બ્રહ્માધિપતયે નમઃ॥૧૬॥
વિદ્યાનાં પ્રભવે ચૈવ વિદ્યાધિપતયે નમઃ।
નમો વ્રતાધિપતયે વ્રતાનાં પ્રભવે નમઃ॥૧૭॥

મંત્રાણાં પ્રભવે તુભ્યં મંત્રાધિપતયે નમઃ।
પિતૃણાં પતયે ચૈવ પશૂનાં પતયે નમઃ॥૧૮॥
વાગ્વૃષાય નમસ્તુભ્યં પુરાણ વૃષભાય ચ।
નમઃ પશૂનાં પતયે ગોવૃષેન્દ્રધ્વજાય ચ॥૧૯॥
પ્રજાપતીનાં પતયે સિદ્ધિનાં પતયે નમઃ।
દૈત્યદાનવસંઘાનાં રક્ષસાં પતયે નમઃ॥૨૦॥
ગન્ધર્વાણાં ચ પતયે યક્ષાણાં પતયે નમઃ।
ગરુડોરગસર્પાણાં પક્ષિણાં પતયે નમઃ॥૨૧॥
સર્વગુહ્યપિશાચાનાં ગુહ્યાધિપતયે નમઃ।
ગોકર્ણાય ચ ગોપ્ત્રે ચ શંકુ કર્ણાય વૈ નમઃ॥૨૨॥
વરાહાયાપ્રમેયાય ઋક્ષાય વિરજાય ચ।
નમો સુરાણાં પતયે ગણાનાં પતયે નમઃ॥૨૩॥
અંભસાં પતયે ચૈવ ઓજસાં પતયે નમઃ।
નમોઽસ્તુ લક્ષ્મીપતયે શ્રીપાય ક્ષિતિપાય ચ॥૨૪॥
બલાબલસમૂહાય અક્ષોભ્ય ક્ષોભણાય ચ।
દીતશૃંગૈકશૃંગાય વૃષભાય કકુદ્મિને॥૨૫॥
નમઃ સ્થૈર્યાય વપુષે તેજસાનુવ્રતાય ચ।
અતીતાય ભવિષ્યાય વર્તમાનાય વૈ નમઃ॥૨૬॥

કલ્પોદય વગેરે ધર્મશાસ્ત્રો તથા તેમની વૃત્તિઓના કર્તાને નમસ્કાર. જગતના સર્જકને તથા બ્રહ્માજીના સ્વામીને નમસ્કાર, જ્ઞાનને ઉત્પન્ન કરનાર તથા બ્રહ્મવિદ્યાના પાલકને નમસ્કાર. વ્રતોના કર્તા તથા નિયમોના પાલકને નમસ્કાર. મંત્રોના સ્રષ્ટા અને તેમના અભિમાની દેવતાને નમસ્કાર. પિતૃઓના અને પશુઓના પતિને નમસ્કાર. શ્રેષ્ઠ વાણીરૂપ ધર્મના પુરાણ અર્થાત્ પ્રાચીન તત્ત્વોમાં સર્વશ્રેષ્ઠ દેવને નમસ્કાર. સંસારરૂપ પાશથી બંધાયેલા સઘળા જીવોના પાલક તથા શ્રેષ્ઠ વૃષભ પર આરૂઢ થનારા પશુપતિના વૃષભધ્વજને નમસ્કાર. પ્રજાપતિઓના સ્વામીને અને સિદ્ધિઓના નાથને નમસ્કાર.

દાનવો, દૈત્યો તથા રાક્ષસોના સંઘના પતિને નમસ્કાર. યક્ષો, ગંધર્વ, ગરુડ, ઉરગ પ્રાણીઓ અને સર્પો તથા પક્ષીઓના પાલકને નમસ્કાર. બધા ગુહ્ય પિશાચો અને ગુહ્યકોના સ્વામીને નમસ્કાર. બધાના રક્ષક ગોપ્તાને, ગોકર્ણને, સંકુકર્ણને, જેને માટે કોઈ પ્રમાણ આપી શકાય નહીં એવા પ્રમાણથી અતીત અપ્રમેય વરાહને, નિર્મળ નક્ષત્રને, દેવતાઓના અને ગણોના પતિને નમસ્કાર. જળપતિ વરુણને નમસ્કાર. ઓજસના અહંકારી અગ્નિદેવને નમસ્કાર. લક્ષ્મીજીના પતિને, શ્રી ને પૃથ્વીના રક્ષકને, બળ તથા અબળના સમૂહને, ક્ષુબ્ધ નહીં થનારને, ક્ષોભ પમાડનારને, દીપ્તિશૃંગારને, એકશૃંગને, ખંધવાળા

વૃષભને, સુશોભિત દેહવાળાને, તેજ દ્વારા અનુકૂળ કર્મવાળા દેવતાને નમસ્કાર. ભૂતકાળમાં થઈ ગયેલાને નમસ્કાર. ભવિષ્યમાં થનારને નમસ્કાર. વર્તમાન કાળમાં વિદ્યમાનને નમસ્કાર. ૧૬-૨૬

**સુવર્ચસે ચ વીર્યાય શુરાય હ્યજિતાય ચ।**
**વરદાય વરેણ્યાય પુરુષાય મહાત્મને॥૨૭॥**
**નમો ભૂતાય મધ્યાય મહતે પ્રભવાય ચ।**
**જનાય ચ નમસ્તુભ્યં તપસે વરદાય ચ॥૨૮॥**
**અણવે મહતે ચૈવ નમઃ સર્વગતાય ચ।**
**નમો બંધાય મોક્ષાય સ્વર્ગાય નરકાય ચ॥૨૯॥**
**નમો ભવાય દેવાય ઇજ્યાય યાજકાય ચ।**
**પ્રત્યુદીર્ણાય દીપ્તાય તત્ત્વાયાતિગુણાય ચ॥૩૦॥**

અત્યંત તેજસ્વીને નમસ્કાર. પરાક્રમીને નમસ્કાર. શૂરને તથા અજિતને નમસ્કાર. વરદને અને શ્રેષ્ઠને નમસ્કાર. અંતર્યામી પુરુષને નમસ્કાર. ઉદાર ચરિતને તથા ભૂતને નમસ્કાર. ભવ્યને અને મહત્તત્ત્વને નમસ્કાર. સૃષ્ટિના સર્જકને અને જનને નમસ્કાર. તપસ્વીને તથા વરદાન આપનારને નમસ્કાર. અણુને તથા મહાનને નમસ્કાર. આત્માને નમસ્કાર. બંધનને નમસ્કાર. મોક્ષને તથા સ્વર્ગને નમસ્કાર. નરકને નમસ્કાર. ભવને તથા દેવને નમસ્કાર. યજ્ઞને અને યજ્ઞ કરાવનારને નમસ્કાર. ઉચ્ચારણ કરનારને નમસ્કાર. દીપ્તિને તથા તત્ત્વને નમસ્કાર. ગુણોથી પરને તથા ગુણવાનને નમસ્કાર. ઉત્તમ ગુણવાળા દેવતાને નમસ્કાર. ૨૭-૩૦

**નમઃ પાશાય શસ્ત્રાય નમસ્ત્વાભરણાય ચ।**
**હુતાય ઉપહૂતાય પ્રહુત પ્રાશિતાય ચ॥૩૧॥**
**નમોઽસ્ત્વિષ્ટાય પૂર્તાય અગ્નિષ્ટોમદ્વિજાય ચ।**
**સદસ્યાય નમશ્ચૈવ દક્ષિણાવભૃથાય ચ॥૩૨॥**
**અહિંસાયાપ્રલોભાય પશુમન્ત્રૌષધાય ચ।**
**નમઃ પુષ્ટિપ્રદાનાય સુશીલાય સુશીલિને॥૩૩॥**
**અતીતાય ભવિષ્યાય વર્તમાનાય તે નમઃ।**
**સુર્વચસે ચ વીર્યાય શૂરાય હ્યજિતાય ચ॥૩૪॥**
**વરદાય વરેણ્યાય પુરુષાય મહાત્મને।**
**નમો ભૂતાય ભવ્યાય મહતે ચાભયાય ચ॥૩૫॥**
**જરાસિદ્ધ! નમસ્તુભ્યમયસે વરદાય ચ।**
**અધરે મહતે ચૈવ નમઃ સંસુપ્તવાય ચ॥૩૬॥**

પાશને અને શસ્ત્રને નમસ્કાર. સર્પાદિ અલંકારો ધારણ કરનારા મહાદેવજીને નમસ્કાર. હવિર્દ્રવ્યને નમસ્કાર. યજ્ઞના આદિમાં આવાહન થનાર ઉપહૂતને નમસ્કાર. ભક્તિથી અપાયેલ આહુતિનું ભોજન

કરનારને નમસ્કાર. ઇષ્ટને નમસ્કાર. કૂપ તડાગાદિ પૂર્તકર્મ કરનારને નમસ્કાર. અગ્નિષ્ટોમ આદિ યજ્ઞ કરનાર દ્વિજને નમસ્કાર. યજ્ઞના સદસ્યને નમસ્કાર. ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળને નમસ્કાર. દક્ષિણાને નમસ્કાર. યજ્ઞાન્તે કરાતા અવભૃથસ્નાનને નમસ્કાર. અહિંસાને તથા લોભરહિત વૃત્તિ ધરાવનારને નમસ્કાર. પશુઓના મંત્ર અને પશુઓની ઔષધિઓને નમસ્કાર. પુષ્ટિ આપનારને તથા સુશીલને નમસ્કાર. સદાચરણીને નમસ્કાર. શ્રેષ્ઠ તેજને અને પરાક્રમને નમસ્કાર. વીરને અને જીતી શકાય નહીં એવા દેવને નમસ્કાર. પ્રાર્થના કરવા યોગ્ય દેવને નમસ્કાર. પુરુષને અને મહાત્માને નમસ્કાર. પંચ મહાન તત્ત્વોને નમસ્કાર. ઐશ્વર્યશાળી અને મહાન આત્માને નમસ્કાર. અભયને નમસ્કાર. વૃદ્ધત્વ પ્રાપ્ત થતું નથી એવા સદા તરુણ અવસ્થાવાળા દેવને નમસ્કાર. સુવર્ણરૂપને નમસ્કાર. વરદાન આપનાર દેવને નમસ્કાર. મહત્‌ને નમસ્કાર. નિદ્રાધીન થયેલાનું રક્ષણ કરનાર દેવતાને નમસ્કાર. ૩૧-૩૬

**નમશ્ચેન્દ્રિયપાત્રાણં લેલિહાનાય સ્રગ્વિણે।**
**વિશ્વાય વિશ્વરૂપાય વિશ્વતઃ શિરસે નમઃ॥૩૭॥**
**સર્વતઃ પાણિપાદાય રુદ્રાયાપ્રતિમાય ચ।**
**નમો હવ્યાય કવ્યયાય હવ્યવાહાય વૈ નમઃ॥૩૮॥**
**નમઃ સિદ્ધાય મેધ્યાય ઇષ્ટાયેજ્યાપરાય ચ।**
**સુવીરાય સુઘોરાય અક્ષાભ્યક્ષોભણાય ચ॥૩૯॥**
**સુપ્રજાય સુમેધાય દીપ્તાય ભાસ્કરાય ચ।**
**નમો બુદ્ધાય શુદ્ધાય વિસ્તૃતાય મતાય ચ॥૪૦॥**
**નમઃ સ્થૂલાય સુક્ષ્માય દૃશ્યાદૃશ્યાય સર્વશઃ।**
**વર્ષતે જ્વલતે ચૈવ વાયવે શિશિરાય ચ॥૪૧॥**
**નમસ્તે વક્રકેશાય ઊરુવક્ષઃ શિખાય ચ।**
**નમો નમઃ સુવર્ણાય તપનીયનિભાય ચ॥૪૨॥**
**વિરૂપાક્ષાય લિંગાય 'પિંગલાય મહૌજસે।**
**વૃષ્ટિઘ્નાય નમશ્ચૈવ નમઃ સૌમ્યેક્ષણાય ચ॥૪૩॥**

ઇન્દ્રિયોના વાહનવાળા શંકરને નમસ્કાર. જીવરૂપે રહેલા અતિશય આસ્વાદનશીલ શિવજીને નમસ્કાર. વિશ્વને તથા વિશ્વ જેનું રૂપ છે એ દેવને સઘળી બાજુએ નમસ્કાર. સઘળા દેવોમાં મુખ્ય એવા મહાદેવજીને નમસ્કાર. સઘળી દિશાઓમાં હાથ-પગવાળા અપ્રતિમ રુદ્રને નમસ્કાર. યજ્ઞમાં દેવતાઓને અપાતા ભાગ એવા હવ્યને નમસ્કાર. શ્રાદ્ધમાં પિતૃઓને અપાતા પિંડભાગ એવા કવ્યને નમસ્કાર. દેવો માટે હવ્ય હવન કરનાર અગ્નિદેવને નમસ્કાર.

સિદ્ધને નમસ્કાર. મેધ્યને પવિત્ર દેવને નમસ્કાર. ઇષ્ટને નમસ્કાર. યજ્ઞકાર્યમાં તત્પર રહેનારને નમસ્કાર. સુવીરને નમસ્કાર. સુઘોર અર્થાત્ અતિ ભયંકરને નમસ્કાર. અવિચળને ક્ષોભ પમાડનારને નમસ્કાર. સારા શાસકને નમસ્કાર. જ્ઞાનીને નમસ્કાર. તેજને અને પ્રકાશ આપનાર ભાસ્કરને નમસ્કાર.

જાગ્રત એવા બુદ્ધને અને શુદ્ધને નમસ્કાર. વિસ્તૃતને નમસ્કાર. પૂજ્ય અર્થાત્ મતને નમસ્કાર. સ્થૂળને નમસ્કાર. સૂક્ષ્મ તત્ત્વને અર્થાત્ સૂક્ષ્મ અને સ્થૂળ એવા પરબ્રહ્મરૂપ શિવજીને નમસ્કાર. સર્વ બાજુએ દૃશ્ય અને અદૃશ્ય દેવને નમસ્કાર. વર્ષનારા દેવને અને જ્વાળાયુક્ત દેવને નમસ્કાર. શિશિર ઋતુના વાયુને નમસ્કાર. વાંકા કેશવાળા દેવને નમસ્કાર. વિશાળ સાથળવાળા અને ઉન્નત છાતીવાળા દેવને નમસ્કાર. સુંદર વર્ણના દેવને નમસ્કાર. સુવર્ણના સમાન કાંતિવાળા દેવને નમસ્કાર. વિકૃત રૂપવાળા, વિરૂપ નેત્રવાળા એવા નગ્ન, મુંડ તથા જટાધારી વિધવિધ રૂપવાળા શિવજીને નમસ્કાર. લિંગને નમસ્કાર. કૃષ્ણ અને પીતવર્ણયુક્ત પિંગલ વર્ણના અત્યંત તેજસ્વી દેવને નમસ્કાર. વૃષ્ટિનો નાશ કરનાર વૃષ્ટિઘ્નને નમસ્કાર. સૌમ્ય દૃષ્ટિવાળા દેવતાને નમસ્કાર. ૩૭-૪૩

નમો ધૂમ્રાય શ્વેતાય કૃષ્ણાય લોહિતાય ચ।
પિશિતાય પેશંગાય પીતાય ચ નિષન્ગણે॥૪૪॥
નમસ્તે સવિશેષાય નિર્વિશેષાય વૈ નમઃ।
નમ ઈજ્યાય પૂજ્યાય ઉપજીવ્યાય વૈ નમઃ॥૪૫॥
નમઃ ક્ષેમ્યાય વૃદ્ધાય વત્સલાય નમો નમઃ।
નમો ભૂતાય સત્યાય સત્યાસત્યાય વૈ નમઃ॥૪૬॥
નમો વૈ પદ્મવર્ણાય મૃત્યુઘ્નાય ચ મૃત્યવે।
નમો ગૌરાય શ્યામાય કદ્રવે લોહિતાય ચ॥૪૭॥
મહાસંધ્યાભ્રવર્ણાય ચારુદીપ્તાય દીક્ષિણે।
નમઃ કમલહસ્તાય દિગ્વાસાય કપર્દિને॥૪૮॥
અપ્રમાણાય સર્વાય અવ્યયાયામરાય ચ।
નમોરૂપાય ગંધાય શાશ્વતાયાક્ષતાય ચ॥૪૯॥
પુરસ્તાદ્ બૃંહતે ચૈવ વિભ્રાન્તાય કૃતાય ચ।
દુર્ગમાય મહેશાય ક્રોધાય કપિલાય ચ॥૫૦॥
તર્કયાતક્યેશરીરાય બલિને રંહસાય ચ।
સિકત્યાય પ્રવાહ્યાય સ્થિતાય પ્રસૃતાય ચ॥૫૧॥
સુમેધાય કુલાલાય નમસ્તે શશિખંડિને।
ચિત્રાય ચિત્રવેશાય ચિત્રવર્ણાય મેધસે॥૫૨॥
ચેકિતાનાય તુષ્ટાય નમસ્તે નિહિતાય ચ।
નમઃ ક્ષાન્તાય દાન્તાય વજ્રસંહનનાય ચ॥૫૩।
રક્ષોઘ્નાય વિષઘ્નાય શિતિકંઠોર્ધ્વમન્યવે।
લેલિહાય કૃતાન્તાય તિગ્માયુધધરાય ચ॥૫૪॥

સંમોદાય પ્રમોદાય યતિવેદ્યાય તે નમઃ।
અનામયાય સર્વાય મહાકાલાય વૈ નમઃ॥૫૫॥
પ્રણવપ્રણવેશાય ભગનેત્રાન્તકાય ચ।
મૃગવ્યાધાય દક્ષાય દક્ષયજ્ઞાન્તકાય ચ॥૫૬॥
સર્વભૂતાત્મભૂતાય સર્વેશાતિશયાય ચ।
પુરઘ્નાય સુશસ્ત્રાય ધન્વિનેઽથ પરશ્વધે॥૫૭॥

ધૂમ્રવર્ણ, શ્વેતવર્ણ, કૃષ્ણવર્ણ અને રક્તવર્ણવાળા દેવને નમસ્કાર. શરીરમાં માંસ ધાતુરૂપે રહેલા દેવને નમસ્કાર. કાળા તથા પીળા એવા પિશંગ વર્ણના દેવને નમસ્કાર. પીત વર્ણના દેવને તથા ખડ્ગ ધારણ કરનાર મહાદેવજીને નમસ્કાર. વિશિષ્ટતા યુક્ત અને વિશિષ્ટતા રહિત દેવને નમસ્કાર. સર્વસ્વ દાન કરવા યોગ્ય ઈજ્યને, પૂજ્યને, આજીવિકા માટે આશ્રય કરવાને યોગ્ય ઉપજીવ્યને નમસ્કાર. કલ્યાણ પ્રાપ્ત કરવા માટે શરણે જવા યોગ્ય ક્ષેમ્યને નમસ્કાર. વિનય અને વિદ્યાદિ ગુણોથી વૃદ્ધિ પામેલા વૃદ્ધ એવા દેવને નમસ્કાર. પ્રિય અર્થાત્ વત્સલને વારંવાર નમસ્કાર. યથાર્થ અર્થાત્ ભૂતને નમસ્કાર. સત્યને તથા સત્યાસત્યને નમસ્કાર. પદ્મવર્ણને નમસ્કાર. મૃત્યુનો નાશ કરનારા મૃત્યુઘ્નને તથા મૃત્યુને નમસ્કાર. ગૌરવર્ણના દેવને નમસ્કાર. શ્યામ વર્ણવાળાને તથા કાબરચિતરા વર્ણવાળા દેવને નમસ્કાર.

લોહિત વર્ણવાળાને તથા સંયમી દેવને નમસ્કાર. જેમના હાથમાં છે એવા કમળહસ્તને નમસ્કાર. દિશારૂપી વસ્ત્રવાળા અર્થાત્ નગ્ન સ્વરૂપના શંકર ભગવાનને નમસ્કાર. જટાજૂટ ધારણ કરનાર કપર્દીને નમસ્કાર. જેને માટે પ્રમાણની જરૂરિયાત નથી એવા અપ્રમાણને, જે સંપૂર્ણ છે એવા શિવજીને નમસ્કાર. વિનાશ રહિત અવિનાશી અને મૃત્યુ રહિત એવા અમરને નમસ્કાર. રૂપને, ગંધને, સદાકાળ રહેનાર શાશ્વતને, ક્ષતિ રહિત એવા અક્ષત અર્થાત્ અભંગને નમસ્કાર. અગ્રાદિ કાળથી વૃદ્ધિ પામનારને, વિશેષરૂપે ભ્રમણ કરનાર વિભ્રાન્તને, કૃતને, દુર્ગમને, મહેશને, ક્રોધને, કપિલને નમસ્કાર. તર્ક યોગ્ય અને તર્ક ન કરવા યોગ્ય દેહ ધારણ કરનારને, બળવાનને, અત્યંત વેગવાનને રેતીમાંથી ઉત્પન્ન થયેલી સિકત્યને, પ્રવાહમાંથી ઉત્પન્ન થયેલા પ્રવાહ્યને, સ્થિતને, પ્રસૃત અર્થાત્ વિનયીને, તીવ્ર જ્ઞાનવાળાને, પૃથ્વીને તૃપ્ત કરનાર કુલાલને, શિર પર શશિખંડ અર્થાત્ ચન્દ્રની કળાને ધારણ કરનાર શંકર ભગવાનને નમસ્કાર. ચિત્ર અર્થાત્ યમને નમસ્કાર. ચિત્રવેશ ધારણ કરનાર દેવને નમસ્કાર. સ્વાયંભુવ મનુના પુત્ર મેધસને નમસ્કાર. ચેકિતાન અર્થાત્ અતિ જ્ઞાની, જ્ઞાનરૂપ મહેશ્વરને નમસ્કાર. પ્રસન્ન ચિત્તવાળાને, અત્યંત હિત કરનારને નમસ્કાર છે. ક્ષમાવાન એવા ક્ષાંતને, દમનશીલ દાન્તને, વજ્ર સમાન દેહવાળા વજ્રસંહનનને નમસ્કાર.

રાક્ષસોનો નાશ કરનાર રક્ષોઘ્નને, વિષનો નાશ કરનાર વિષઘ્નને, શુભ્ર ગ્રીવાવાળા ક્ષિતિકંઠને, માત્ર દેખાવ પૂરતા ઉપર ઉપરના ક્રોધવાળા ઊર્ધ્વમન્યુને પણ અંતઃકરણમાં ક્રોધ રહિત દેવતાને, લેલિહ અર્થાત્ સર્પરૂપને, કૃતાન્તયમને, તીક્ષ્ણ ને તીવ્ર આયુધોને ધારણ કરનારને, અતિ હર્ષવાળાને, પ્રમોદને, સંમોહને, યતિયોના ધર્મના જાણકારને, દોષ રહિતને, સંપૂર્ણને, મહાકાળને નમસ્તે.

ૐકારની અ, ઉ, મ, નાદ તથા બિંદુ — એ પાંચ માત્રાયુક્ત પ્રણવના ઈશ પરબ્રહ્મરૂપ સદાશિવને નમસ્કાર. દક્ષના યજ્ઞમાં ભગનાં નેત્રો ફોડનાર યા ભગનેત્ર નામે દૈત્યના અંતક એવા ભગનેત્રાન્તક દેવતાને નમસ્કાર. અજ્ઞાનનો નાશ કરનારને, ચતુર અર્થાત્ દક્ષને, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર દક્ષયજ્ઞાન્તકને, સઘળાં પ્રાણીઓમાં આત્મારૂપ નિવાસ કરનારને, અત્યંત વેગવાન સર્વેશને, ત્રિપુરાસુરનો વધ કરનાર મહાદેવજીને નમસ્કાર. ભયંકર શસ્ત્રો ધારણ કરનારને, પિનાક ધનુષ્ય ને ફરસી ધારણ કરનાર શંકર ભગવાનને નમસ્કાર. ૪૪-૫૭

પૂષદન્તવિનાશાય ભગનેત્રાન્તકાય ચ।
કામદાય વરિષ્ઠાંય કામાંગદહનાય ચ॥૫૮॥
રંગે કરાલવક્ત્રાય નાગેન્દ્રવદનાય ચ।
દૈત્યાનામન્તકેશાય દૈત્યાક્રન્દકરાય ચ॥૫૯॥
હિમઘ્નાય ચ તીક્ષ્ણાય આર્દ્રચર્મધરાય ચ।
સ્મશાનરતિનિત્યાય નમોઽસ્તૂલ્મુકધારિણે॥૬૦॥
નમસ્તે પ્રાણપાલાય મુંડમાલાધરાય ચ।
પ્રહીણશોકૈર્વિવિધૈર્ભૂતૈઃ પરિવૃતાય ચ॥૬૧॥
નરનારીશરીરાય દેવ્યાઃ પ્રિયકરાય ચ।
જટિને મુંડિને ચૈવ વ્યાલયજ્ઞોપવીતિને॥૬૨॥
નમોઽસ્તુ નૃત્યશીલાય ઉપનૃત્યપ્રિયાય ચ।
મન્યવે ગીતશીલાય મુનિભિર્ગાયતે નમઃ॥૬૩॥

પૂષાના દાંતને તોડનારા દેવને નમસ્કાર. ઇષ્ટને આપનારને નમસ્કાર. વરિષ્ઠને નમસ્કાર. કામદેવના અંગનું દહન કરનારને નમસ્કાર. રંગ અર્થાત્ સમરભૂમિમાં ભયંકર મુખવાળા દેવને નમસ્કાર. શેષનાગના મુખ સમા યા ગજાનન રૂપવાળા નાગેન્દ્રવદનને નમસ્કાર. દૈત્યોનો સંહાર કરનાર ઈશને નમસ્કાર. દૈત્યોને આક્રંદ કરાવનારા દેવને નમસ્કાર. હિમનો નાશ કરનાર હિમઘ્નને નમસ્કાર. તીક્ષ્ણને, ભીનું ગજચર્મ ધારણ કરનારને, સ્મશાનમાં નિત્ય નિવાસ કરનારને, ઉંબાડિયું ધારણ કરનાર દેવને નમસ્કાર. પ્રાણોના રક્ષકને નમસ્કાર. મુંડમાળા ધારણ કરનારને, શોકરહિતનો, વિવિધ ભૂતોથી ઘેરાયેલાને, નર-નારીનું શરીર ધારણ કરનારને, ઉમા દેવીનું પ્રિય કરનારને, જટાધારીને, મુંડીને, સર્પનું યજ્ઞોપવીત ધારણ કરનાર દેવને નમસ્કાર. નૃત્યશીલ, જેને ઉપનૃત્ય પ્રિય છે એવા દેવને નમસ્કાર. મન્યુને તથા ગીતશીલને નમસ્કાર. મુનિયો જેની સ્તુતિ કરે છે તે દેવને નમસ્કાર. ૫૮-૬૩

કટંકટાય તિગ્માય અપ્રિયાય પ્રિયાય ચ।
વિભીષણાય ભીષ્માય ભગપ્રમથનાય ચ॥૬૪॥
સિદ્ધ સંઘાનુગીતાય મહાભાગાય વૈ નમઃ।
નમોમુક્તાટ્ટહાસાય ક્ષ્વેડિતાસ્ફોટિતાય ચ॥૬૫॥

નર્દતે કૂર્દતે ચૈવ નમઃ પ્રમુદિતાત્મને।
નમો મૃડાય શ્વસતે ધાવતેઽધિષ્ઠિતે નમઃ॥૬૬॥

હાથીઓના મસ્તકનું ભેદન કરનાર સિંહરૂપ કટંકટને નમસ્કાર. તિગ્મને નમસ્કાર. અપ્રિયને નમસ્કાર. પ્રિયને નમસ્કાર. વિભીષણને નમસ્કાર. ભીષ્મને નમસ્કાર. ભગ નામે અસુરને હચમચાવી નાખનાર ભગપ્રમથ દેવને નમસ્કાર. સિદ્ધોના સંઘો જેમની પ્રશંસા કરે છે, તે સિદ્ધ સઘાનુગીતને નમસ્કાર. સદાચારી મહાભાગ્યવાન દેવને નમસ્કાર. મુક્ત અટ્ટહાસ્ય કરનાર તથા ઝેરને છિન્નભિન્ન કરનાર મહાદેવજીને નમસ્કાર. ક્રીડા કરનારને, નૃત્ય કરનારને તથા હર્ષયુક્ત આત્માના દેવને નમસ્કાર. સુખ ને સંતોષ દેનારા અતિ મૃદુ હૃદયવાળા મૃડને નમસ્કાર. શ્વાસોચ્છ્વાસ ક્રિયાના પ્રેરક દેવને નમસ્કાર. બધા પ્રકારનાં લાભ આપવાને માટે હમેશાં પ્રયત્નશીલ તથા સૌની સમીપમાં રહેલા દેવને નમસ્કાર. સૌના શાસક તથા નિરીક્ષક જેવા અધિષ્ઠાતાને નમસ્કાર. ૬૪-૬૬

ધ્યાયતે જુમ્ભતે ચૈવ સદતે દ્રવતે નમઃ।
વલ્ગતે ક્રીડતે ચૈવ લંબોદરશરીરિણે॥૬૭॥
નમોઽકૃત્યાય કૃત્યાય મુંડાય કીકટાય ચ।
નમ ઉન્મત્તદેહાય કિંકિણીકાય વૈ નમઃ॥૬૮॥
નમો વિકૃતવેષાય ક્રૂરાયામર્ષણાય ચ।
અપ્રમેયાય ગોપ્ત્રે ચ દીપ્તાયાનિર્ગુણાય ચ॥૬૯॥
વામપ્રિયાય વામાય ચૂડામણિધરાય ચ।
નમસ્તોકાય તનવે ગુણૈરપ્રમિતાય ચ॥૭૦॥
નમોગુણ્યાય ગુહ્યાય અગમ્યગમનાય ચ।
લોકધાત્રી ત્વિયં ભૂમિઃ પાદૌ સજ્જનસેવિતૌ॥૭૧॥
સર્વેષાં સિદ્ધિયોગાનામધિષ્ઠાનં તવોદરમ્।
મધ્યેઽન્તરિક્ષં વિસ્તીર્ણં તારાગણવિભૂષિતમ્॥૭૨॥
ખાતેઃ પથ ઇવાભાતિ શ્રીમાન્ હારસ્તવોરસિ।
દિશો દશભુજાસ્તુભ્યં કેયૂરાંગદભૂષિતાઃ॥૭૩॥
વિસ્તીર્ણ પરિણાહશ્ચ નીલાંજનચયોપમઃ।
કંઠસ્તે શોભતે શ્રીમાન્ હેમસૂત્ર વિભૂષિતઃ॥૭૪॥
દંષ્ટ્રાકરાલં દુર્ધર્ષમનૌપમ્યં મુખં તથા।
પદ્મમાલાકૃતોષ્ણીષં શિરો દ્યૌઃ શોભતેઽધિકમ્॥૭૫॥

સઘળાં પ્રાણીઓની કાળજી રાખનારને, સૌનો વિકાસ કરનારને, રડાવનારને તથા સર્વને મૃદુ બનાવનાર દેવતાને નમસ્કાર. લીલા કરનાર દેવને નમસ્કાર. લંબોદર દેહવાળાને નમસ્કાર. જેને કંઈ જ કરવાપણું નથી એવા અકૃત્યને નમસ્કાર. કૃત્યને નમસ્કાર. મુંડને નમસ્કાર. નગ્નને નમસ્કાર. ઉન્મત્ત

દેહધારીને નમસ્કાર. ઘંટડીઓ ધારણ કરનારને નમસ્કાર. વિકૃત વેષવાળાને, ક્રૂરને, ક્રૂદ્ધને જેને માટે કોઇનું પ્રમાણ આપી ન શકાય તેવા અપ્રમેયને, સૌના રક્ષકને, દીપ્તને, નિર્ગુણને, જેના વામ ભાગમાં ગૌરી રહેલાં છે તે વામપ્રિયદેવને, વામ અર્થાત્ સુંદરને, શિર પર ચૂડામણિરૂપે ચન્દ્રને ધારણ કરનાર દેવને નમસ્કાર. નાના શરીરનાને તથા અમાપ ગુણના શિવજીને નમસ્કાર. શ્રેષ્ઠ ગુણના ગુણ્યને, ગુહ્યને, અગમ્ય સ્થળે ગમન કરનાર દેવને નમસ્કાર. આપનું શરીર ભૂમિ છે તે લોકોનું ધારણ અને પોષણ કરે છે, આપનાં ચરણોનું સજ્જનો પૂજન અને સેવન કરે છે, આપનું ઉદર બધી સિદ્ધિઓ તથા યોગોનું અધિષ્ઠાન છે, આપના વિરાટ દેહના મધ્ય ભાગમાં તારાગણથી વિભૂષિત અમાપ વિસ્તારનું અંતરિક્ષ છે, આપની છાતી પરનો કાંતિમાન હાર ચન્દ્ર તથા સૂર્ય સમાન પ્રકાશે છે. બાજુબંધથી શોભતી આપની દસ ભુજાઓ એ દસ દિશાઓ છે. કાળા સુરમાના ઢગ સમાન વિશાળ વિસ્તારવાળો આપનો કંઠ સુવર્ણના યજ્ઞોપવીતથી શોભે છે. કોઇની પણ ઉપમા કરી નહીં શકાય તથા કદી પણ કોઇથી પણ આપનો પરાભવ થઈ શકે નહીં તેથી ક્યારેય ઝાંખું નહીં પડનાર કે મલિન નહીં થનારું આપનું મુખ ભયંકર દાંત દાઢવાળું છે. પદ્મની માળાઓથી બનાવેલા મુકુટને ધારણ કરનાર આકાશરૂપ આપનું મસ્તક અત્યંત શોભા પામી રહ્યું છે. ૬૭-૭૫

દીપ્તિઃ સૂર્યે વપુશ્ચન્દ્રે સ્થૈર્યં શૈલેઽનિલે બલમ્।
ઓષ્ણ્યમગ્નૌ તથા શૈત્યમપ્સુ શબ્દોઽમ્બરે તથા॥૭૬॥
અક્ષરાન્તરનિષ્પન્દાદ ગુણાનેતાન્વિદુર્બુધાઃ।
જપોજપ્યો મહાદેવો મહાયોગો મહેશ્વરઃ॥૭૭॥
પુરેશયો ગુહાવાસી ખેચરો રજનીચરઃ।
તપોનિધિર્ગુહ ગુરુર્નન્દનો નન્દવર્ધનઃ॥૭૮॥
હયશીર્ષા પયોધાતા વિધાતા ભૂતભાવનઃ।
બોધવ્યો બોધિતા નેતા દુર્ધર્ષોદુષ્પ્રકમ્પનઃ॥૭૯॥
બૃહદ્રથો ભીમકર્મા બહુત્કીર્તિર્ધનંજયઃ।
ઘંટાપ્રિયો ધ્વજી છત્રી પિનાકીધ્વજિનીપતિઃ॥૮૦॥
કવચી પટ્ટિશી ખડ્ગી ધનુર્હસ્તઃ પરશ્વધી।
અઘસ્મરોઽનઘઃ શૂરો દેવરાજોઽરિમર્દનઃ॥૮૧॥
ત્વાં પ્રસાદ્ય પુરાસ્માભિર્દ્વિષન્તો નિહતા યુધિ।
અગ્નિઃ સદાર્ણવામ્ભસ્ત્વં પિબન્નપિન તૃપ્યસે॥૮૨॥

સૂર્યમાં રહેલો પ્રકાશ, ચંદ્રનું સૌમ્ય શરીર, પર્વતની સ્થિરતા, પવનમાં રહેલું બળ, અગ્નિની ઉષ્ણતા, જળમાં રહેલી શીતળતા ને આકાશમાં રહેલો શબ્દ આદિ સર્વ ગુણો વિનાશ રહિત આપના દેહના જ અંશરૂપ છે, આમ જ્ઞાનીજનો જાણે છે. જપ, જપ્ય, મહાદેવ, મહાયોગ, મહેશ્વર, પુરેશય, ગુહાવાસી, ખેચર, રજનીચર, તપોનિધિ, ગુહગુરુ, નંદન, નંદવર્ધન, હયશીર્ષા (ઘોડાના જેવા મસ્તકવાળા) પયોધાતા અર્થાત્ મેઘ, વિધાતા, ભૂતભાવન, બોધવ્ય – જાણવા યોગ્ય, બોધિતા, નેતા

દુર્ધર્ષ અર્થાત્ પરાજય આપી નહીં શકાય તેવા અજેય, દુષ્પ્રકંપન અર્થાત્ ધ્રુજાવી શકાય નહીં એવા, બૃહદ્રથ અર્થાત્ વિશાળ વાહનવાળા, ભયંકર કર્મ કરનાર ભીમકર્મા, નિઃસીમ કીર્તિવાળા, ધનંજય, ઘંટાપ્રિય, ધ્વજાવાન, છત્રવાન, પિનાક ધનુષ્યને ધારણ કરનાર પિનાકી, ધ્વજિનીપતિ અર્થાત્ સેનાપતિ, કવચને ધારણ કરનાર કવચી, પટ્ટિશ આયુધને ધારણ કરનાર પટ્ટિશી, ખડ્ગને ધારણ કરનાર ખડ્ગી, હાથમાં ધનુષવાળા ધનુર્હસ્ત, પરશુ અર્થાત્ કુહાડાને ધારણ કરનાર પરશ્વધી, પાપનું સ્મરણ કરનાર અઘસ્મર, અનઘ અર્થાત્ પાપ રહિત, શૂર, દેવોના રાજા દેવરાજ, અરિ અર્થાત્ દુશ્મનનું મર્દન કરનાર અરિમર્દન, આ વિશેષ ગુણોવાળાં આપનાં નામો દ્વારા અમે આપનું પૂજન કર્યું છે, જેના પરિણામે આપ અમારા પર પ્રસન્ન થયા છો. આપના પૂજન દ્વારા અમને પ્રાપ્ત થયેલી આપની પ્રસન્નતાના પ્રભાવથી અમારા દુશ્મનોનો અમે પૂર્વે યુદ્ધમાં સંહાર કર્યો છે. આપ સાગરના પેટાળમાં રહેલા વાડવા નામના અગ્નિરૂપ છો, હમેશાં જળપાન કરવા છતાં આપ કદાપિ તૃપ્તિ આપતા નથી. ૭૬-૮૨

**ક્રોધાકારઃ પ્રસન્નાત્મા કામદઃ કામગઃ પ્રિયઃ।**
**બ્રહ્મચારી ચાગાધશ્ચ બ્રહ્મણ્યઃ શિષ્ટપૂજિતઃ॥૮૩॥**
**દેવાનામક્ષયઃ કોશસ્ત્વયા યજ્ઞઃ પ્રકલ્પિતઃ।**
**હવ્યં તવેદં વહતિ વેદોક્તં હવ્યવાહનઃ॥૮૪॥**
**ભવાનીશોઽનાદિમાંસ્ત્વં ચ સર્વલોકાનાં ત્વં બ્રહ્મકર્તા દિસર્ગઃ।**
**સાંખ્યાઃ પ્રકૃતેઃ પરમં ત્વાં વિદિત્વા ક્ષીણધ્યાનાસ્ત્વામમૃત્યું વિશન્તિ॥૮૫॥**
**યોગાશ્ચ ત્વાં ધ્યાયિનો નિત્યસિદ્ધં જ્ઞાત્વા યોગાન્ સન્ત્યજન્તે પુનસ્તાન્!**
**યે ચાપ્યન્યે ત્વાં પ્રસન્ના વિશુદ્ધાઃ સ્વકર્મભિસ્તે દિવ્ય ભોગા ભવન્તિ॥૮૬॥**

આપ ક્રોધાકાર છો અર્થાત્ ક્રોધનું મૂર્તિમંત રૂપ છો. વળી પ્રસન્ન સ્વરૂપ છો, ઇષ્ટ આપનાર છો. આપ સ્વેચ્છા પ્રમાણે ગતિ કરનારા છો, સૌના પ્રિય છો. વેદાધ્યયન કરનાર બ્રહ્મચારી છો, અગાધ છો, આપના માહાત્મ્યનો તાગ માપી શકાય તેમ નથી. તપોનિષ્ઠ અર્થાત્ બ્રહ્મણ્ય છો, શિષ્ટો દ્વારા પૂજાયેલા છો. દેવોના અક્ષય કોશ છો. આપે શ્રીવિષ્ણુનું સર્જન કર્યું છે. વળી આપે યજ્ઞનું નિર્માણ કર્યું છે. હવ્યવાહન અગ્નિ શાસ્ત્રોક્ત વિધાન મુજબ આપના હવ્યનું વહન કરીને આપને પહોંચાડે છે.

હે મહાદેવ! આપ પ્રસન્ન થાવ છો, ત્યારે અમે પણ પ્રસન્ન થઇએ છીએ, અર્થાત્ આપની પ્રસન્નતા એ જ અમારી પ્રસન્નતા છે. આપ તો શાસક છો, અનાદિ છો, બધા લોકોના અને બ્રહ્માજીના આદિ સર્જક છો. આપ પ્રકૃતિ કરતાં યે મહાન છો, તેનાથી પણ આદિ કાળમાં અર્થાત્ સૌ પ્રથમ સ્વયં પ્રાદુર્ભાવ પામેલા છો એમ જાણીને સાંખ્યવાદીઓનું પ્રકૃતિ વિશેનું ચિંતન ક્ષીણ થઈ ગયું ને તેઓ આપના અવિનાશી સ્વરૂપમાં આત્મભાવને પામ્યા. યોગની સાધના કરનાર સાધકોએ આપને નિત્ય સિદ્ધ જાણ્યા બાદ યોગની સાધના કરવાનું જ છોડી દીધું. બીજા દર્શનશાસ્ત્રોના અનુયાયીઓએ પણ આપનાં નોખાં નોખાં સ્વરૂપોની ઉપસાના કરી ને તેઓ નિર્મળ અને પ્રસન્ન અંતઃકરણવાળા થઇને સ્વ-કર્મોના પ્રભાવથી દિવ્ય

ભોગોનો અનુભવ કરનાર થયા. વેદાન્તીઓ બ્રહ્મ રૂપે આપની ઉપાસના કરે છે. નૈયાયિકો કર્તા તરીકે, મીમાંસકો કર્મરૂપે, વૈશેષિકો અણુ તથા પરમાણુરૂપ વિશેષ પદાર્થમાં આપના સ્વરૂપની ઉપાસના કરે છે. ૮૩-૮૬

અપ્રસંખ્યેયતત્ત્વસ્ય યથા વિદ્મઃ સ્વશક્તિતઃ।
કીર્તિતં તવ માહાત્મ્યમપારસ્ય મહાત્મનઃ॥૮૭॥
શિવોનો ભવ સર્વત્ર યોઽસિ સોઽસિ નમોસ્તુતે।
સૂત ઉવાચ॥
ય ઇદં કીર્તયેદ્ ભક્ત્યા બ્રહ્મનારાયતસ્તવમ્॥૮૮॥
આવયેદ્વા દ્વિજાન્વિદ્વાઞ્છૃણુયાદ્વા સમાહિતઃ।
અશ્વમેધાયુતં કૃત્વા યત્ફલં તદવાપ્નુયાત્॥૮૯॥

અગણિત ગુણોના આપના સ્વરૂપને અમારી શક્તિ મુજબ અમે જેટલું જાણીએ છીએ તેટલા પ્રમાણમાં આપના અસીમ સ્વરૂપના મહિમાનું અમે ગુણગાન કર્યું. આપ સર્વત્ર અમારું કલ્યાણ કરનાર થાઓ, આપનું જે સ્વરૂપ હોય તેને નમસ્કાર છે.

સૂત બોલ્યા: બ્રહ્માજી તથા નારાયણે ભગવાન શંકરની કરેલી આ સ્તુતિ અર્થાત્ બ્રહ્મનારાયણ સ્તોત્રનો જે માનવી શ્રદ્ધા ને ભક્તિપૂર્વક પાઠ કરે છે યા વિદ્વાન દ્વિજોને આ સ્તોત્ર સંભળાવે છે, યા તો બીજા કોઈ મનુષ્ય દ્વારા થતો આ સ્તોત્રનો એકાગ્રતાથી પાઠ શ્રવણ કરે છે તેને દસ હજાર અશ્વમેધ કરવાથી થતું ફળ મળે છે. ૮૭-૮૯

પાપાચારોઽપિ યો મર્ત્યઃ શૃણુયાચ્છિવૌસિન્નિધૌ।
જપેદ્વાપિ વિનિમુક્તો બ્રહ્મલોકં સ ગચ્છતિ॥૯૦॥

ઘણાં પાપકર્મ કરનાર માનવી પણ ભગવાન પણ શંકર ભગવાનની મૂર્તિ સમીપે આ સ્તોત્રનો પાઠ કરે યા આ સ્તોત્રનું શ્રવણ કરે તો તે સંસારથી મુક્ત થઇને બ્રહ્મલોકને પામે છે.

શ્રાદ્ધે વા દૈવિકે કાર્યે યજ્ઞેવાવભૃથાન્તિકે।
કીર્તયેદ્વા સતાં મધ્યે સ યાતિ બ્રહ્મણોઽન્તિકમ્॥૯૧॥

શ્રાદ્ધમાં યા દેવકાર્યમાં, યજ્ઞમાં કે યજ્ઞ કર્યા બાદ કરાતા અવભૃથ સ્નાનને અંતે અથવા સજ્જનોના સમાજમાં જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે તે પોતાના ઇષ્ટદેવ સાથે એમના લોકમાં નિવાસ પામે છે. ૯૧

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'બ્રહ્મા અને વિષ્ણુએ કરેલી મહેશ્વરની સ્તુતિ' નામનો ૨૧મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૨મો

# બ્રહ્મા અને વિષ્ણુને મહેશ્વરનું વરદાન



સૂત ઉવાચ॥
અત્યન્તાવનતૌ દૃષ્ટ્વા મધુપિંગાયતેક્ષણઃ।
પદ્મષ્ટવદનોઽત્યર્થમભવત્સત્ય કીર્તનાત્॥૧॥

સૂતજી બોલ્યાઃ મધ સમાન પિંગળા અને વિશાળ નેત્રોવાળા શંકર ભગવાને શ્રીવિષ્ણુ અને બ્રહ્માજીને અત્યંત નમ્ર બનેલા નિહાળીને તેમણે કરેલી યોગ્ય સ્તુતિથી અત્યંત પ્રસન્ન થયા.

વિરૂપાક્ષ, ઉમાપતિ, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર, પિનાક ધનુષ્યને ધારણ કરનાર પિનાકી, ખંડપરશુ, ત્રિનેત્રવાળા ત્રિલોચન મહાદેવ ભગવન્ સ્તોત્રરૂપે બોલાયેલી અમૃત સમાન વાણી સૂણીને બ્રહ્માજી તથા શ્રીવિષ્ણુના સ્વરૂપને જાણવા છતાં માત્ર ગંમતને માટે તે બન્નેને પૂછવા લાગ્યા.

'અરે! આ ભયંકર પ્રલય વખતે એકબીજાનું હિત ઇચ્છનાર કમળની કાંતિ સમાન નેત્રોવાળા, પરસ્પરની સાથે અત્રે આવેલા આપ બેઉ મહાનુભાવો કોણ છો?'

શંકર ભગવાનનાં આ વચન સૂણીને બ્રહ્માજી તથા વિષ્ણુ પરસ્પરની સામે જોયા પછી શંકરને ઉદ્દેશીને કહેવા લાગ્યાઃ સર્વ વ્યાપક હે વિભો! હે ભગવન્! આજે આપનાથી અજાણ્યું છે શું! જે કંઈ જાણવા લાયક છે, તે બધું આપ જાણો જ છો! હે રુદ્ર! માયાના સ્વામી હે મહામાય! આપની ઇચ્છાથી જ આપે અમને બન્નેને ઉત્પન્ન કર્યા છે!

તેમનું આ કથન સૂણીને હર્ષથી તેમનો આદર કરતા કરતા કોમળ અને મધુર વાણીથી સદાશિવ ભગવાન વદ્યાઃ 'હે હિરણ્યગર્ભ! હે વિષ્ણુ! હું તમને બન્નેને ઉદ્દેશીને કહું છું કે, અવિનાશી પરબ્રહ્મમાં શાશ્વત યોજેલી શાશ્વત અક્ષરયુક્ત સ્તોત્રરૂપ વાણી સૂણીને હું તમારા બન્ને પર પ્રસન્ન થયો છું. તમે આ સ્તોત્રના હૃદયરૂપ છો ને તમે બન્ને જણ મને અતિ પ્રિય છો. બોલો! તમને બન્નેને કયું ઇષ્ટ વરદાન હું આજે તમને આપું?'

આ સાંભળીને મહાભાગ્યવાન શ્રીવિષ્ણુ મહાદેવજીને કહેવા લાગ્યાઃ 'મારી સેવાથી આપ પ્રસન્ન થયા હો તો હે શંકર! આપના સ્વરૂપમાં મારી દૃઢ ભક્તિ થાય!'

શ્રીવિષ્ણુની ઇચ્છા જાણીને મહાદેવજીએ તેમનું બહુમાન કર્યું. તેમને પોતાનાં ચરણકમળમાં સ્થિર ભક્તિ થવાનું વરદાન આપતાં કહ્યું કે, 'તમે સઘળા લોકોના અધિષ્ઠાતા અને કર્તા દેવ છો! કમળ જેવાં નેત્રવાળા હે વત્સ! તમારું કલ્યાણ થાવ! હવે હું જાઉં છું.'

શંકર ભગવાને બ્રહ્માજીને પણ આ મુજબ કહ્યું અને બ્રહ્માજીના દેહને સ્પર્શ કરીને કહ્યું — હે વત્સ! તમે મારા સમાન પદના છો તેમાં શંકા નથી. તમે મારા ભક્ત છો! તમારું કલ્યાણ થાવ. હું જાઉં છું — હે સુવ્રત! તમને યથાર્થ જ્ઞાન મળો!' આમ કહીને મહેશ્વર ભગવાન અંતર્ધાન થયા.

પ્રજાના સમુદાયનું પાલન કરનાર મહાદેવજીના ચાલ્યા ગયા પછી કમળમાંથી ઉત્પન્ન થયેલા પદ્મયોનિ પિતામહ બ્રહ્માજીએ ગોવિંદ પાસેથી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને પ્રજાનું સર્જન કરવાની ઇચ્છાથી ઉગ્ર તપનું આચરણ કર્યું. લાંબા કાળપર્યંત તપ કરવા છતાં તેનું કંઈ જ ફળ નહીં મળવાથી બ્રહ્માજીને દુ:ખ થયું ને તેના પરિણામે તેમને ક્રોધ ઉત્પન્ન થયો. ક્રોધે ભરાયેલા બ્રહ્માજીની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તે અશ્રુમાંથી મોટી મૂછોવાળા, વિખરાયેલા વાળવાળા, ફણા પર સ્વસ્તિક ચિહ્નવાળા, વાત, પિત્ત, કફ, પ્રકૃતિવાળા, પ્રાણહારક તીવ્ર વિષને ધારણ કરનાર, મહાભાગ્યવાન, મહા બળવાન ભયંકર સર્પો ઉત્પન્ન થયા.

સર્વ પ્રથમ સર્પોને ઉત્પન્ન થયેલા જોઇને બ્રહ્માજી પોતાની નિંદા કરવા લાગ્યા અને બોલ્યા — 'મારા તપને ધિક્કાર છે. અરે! જે તપના ફળરૂપે પ્રારંભમાં જ લોકોનો નાશ કરનાર મારી પ્રજા ઉત્પન્ન થઈ એ તપને ધિક્કાર છે!' દુ:ખ અને ક્રોધથી આમ બોલતાં તેમને તીવ્ર મૂર્ચ્છા આવી ને મૂર્ચ્છાને લીધે પ્રજાપતિએ પ્રાણોનો ત્યાગ કર્યો.

અતુલ પરાક્રમવાળા બ્રહ્માજીના દેહમાંથી ૧૧ રુદ્રો દીનતાપૂર્વક રુદન કરતા કરતા બહાર પડ્યા અને રડવાને કારણે જ તેમનામાં રુદ્રત્વ આવ્યું.

૧૧ રુદ્ર એ જ દસ ઇન્દ્રિયો તથા મન સહિત ૧૧ પ્રાણ છે. પ્રાણ રુદ્રાત્મક અર્થાત્ શિવરૂપ છે. સર્વ પ્રાણીઓમાં રહેતા પ્રાણોને શિવરૂપ જાણવા. આથી જીવ ને શિવના અભેદનું પ્રતિપાદન થાય છે.

**'યે રુદ્રાસ્તે ખલુ પ્રાણાયે પ્રાણાસ્તે તદાત્મકાઃ।**
**પ્રાણાઃ પ્રાણવતાં જ્ઞેયાઃ સર્વભૂતેષ્વવસ્થિતાઃ ॥'**

શુદ્ધ આચરણના, પવિત્ર અને તેજસ્વી બ્રહ્માજીએ પ્રાણને ત્યજી દીધા પછી નીલલોહિત ભગવન્ ત્રિશૂલી મહાદેવજીએ પોતાના અંશરૂપ અગિયાર રુદ્ર અર્થાત્ અગિયાર પ્રાણ પુનઃ બ્રહ્માજીને આપ્યા, અર્થાત્ અગિયાર પ્રાણરૂપ સ્વ-અંશવાળા અગિયાર રુદ્રોના સ્વરૂપમાં શંકર ભગવાને બ્રહ્માજીના દેહમાં પ્રવેશ કર્યો — શિવ અને જીવની એકતા થઈ.

બ્રહ્માજીને પ્રાણ મળ્યા પછી તેમણે ગાયત્રી સહિત દેવના દેવ ઉમાપતિ શંકર ભગવાનને પોતાની સમક્ષ પ્રકટ થયેલા દીઠા. તેથી તેઓ આશ્ચર્ય પામ્યા. સર્વલોકમય વિશ્વરૂપ દેવેશને વારંવાર પ્રણામ કર્યા. ત્યાર પછી પિતામહ બ્રહ્માજીએ તેમની સ્તુતિ કરી અને તેઓ શર્વ, અર્થાત્ સૌના સંકારક દેવાધિદેવ શંકરને પૂછવા લાગ્યાઃ હે પ્રભુ! આપનાં સદ્યોજાત વામદેવ વગેરે સ્વરૂપોનો પાદુર્ભાવ શી રીતે અને શાને માટે થયો છે? ૧-૨૮

**તતો વિસ્મયમાપન્નઃ પ્રાણપત્ય મુહુર્મુહુઃ।**
**ઉવાચ વચનં શર્વં સદ્યાદિત્વં કથં વિભો॥૨૮॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'બ્રહ્મા અને વિષ્ણુને મહેશ્વરનું વરદાન' નામનો ૨૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૩મો

# સદ્યોજાત આદિની ઉત્પત્તિ અને ગાયત્રીનો મહિમા



સૂત ઉવાચ॥
તસ્ય તદ્વચનં શ્રુત્વા બ્રહ્મણો ભગવાન ભવઃ।
બ્રહ્મરૂપી પ્રબોધાર્થં બ્રહ્માણં પ્રાહ સસ્મિતમ્॥૧॥

સૂતજી વદ્યા: 'સદ્યોજાત વગેરેની ઉત્પત્તિ શી રીતે થઈ?'

બ્રહ્માજીનું આ વચન સૂણીને શંકર ભગવાન બ્રહ્માજીને યથાર્થ જ્ઞાન થાય તે માટે હસતાં હસતાં પ્રશ્નનો ઉત્તર આપતા કહેવા લાગ્યા:

શ્વેત કલ્પ ચાલતો હતો, ત્યારે શ્વેત અસ્થિ, શ્વેત રોમ, શ્વેત નવા રૂપવાળો હું શ્વેત વસ્ત્ર, શ્વેત માળા ને શ્વેત મુકુટ પહેરનારો, શ્વેત વર્ણવાળો થયો હતો. એટલા ખાતર એ વખતે ચાલતો કલ્પ પણ શ્વેતકલ્પ નામે વિખ્યાત થયેલો હતો. મારા વડે જ ઉત્પત્તિ પામેલી દેવોની ઈશ્વરી બ્રહ્મ સંજ્ઞાવાળી ગાયત્રી તે વખતે શ્વેત અંગવાળી, શ્વેત નવાં રૂપ ને વર્ણની થયેલી હતી.

હે દેવેશ! તે વખતે હું સદ્યોજાત સ્વરૂપને પામ્યો હતો એ તમે તમારા પવિત્ર તપના પ્રભાવથી જાણી શક્યા હતા. પવિત્ર બ્રહ્મરૂપી ગાયત્રી એ સદ્યોજાતા નામે પ્રખ્યાતિ પામેલી હતી, અર્થાત્ ગાયત્રીને સદ્યોજાતા એવું નામ પ્રાપ્ત થયું હતું. જે પવિત્ર દ્વિજાતનાં માનવીઓ તથા ઋષિયોએ જ્ઞાન ધરાવતા હશે તેઓ આવાગમનથી રહિત મારા લોકને પામીને મારું સામીપ્ય પામશે.

ત્યાર બાદ હું લોહિત રક્ત વર્ણનો થયો. એ વખતે ચાલતો કલ્પ મારા જ વર્ણાનુસાર લોહિત કલ્પ કહેવાતો હતો. તે વખતે લોહિત માંસ, લોહિત અસ્થિવાળો ને લોહિત જળથી ઉત્પન્ન થયેલી લોહિત નયનોવાળી અને સ્તનવાળી ગાયત્રીને ગાય કહેવાઈ. શ્વેતકલ્પમાં બ્રહ્મરૂપ ગાયત્રી સફેદ વર્ણની હતી, પણ લોહિત કલ્પમાં તેનો વર્ણ બદલાયાથી એ લોહિત વર્ણની ગાય થઈ. એ કલ્પના દેવ 'વામ' અર્થાત્ સુંદર હતો, તેથી હું વામદેવ સ્વરૂપને પ્રાપ્ત થયો. મારા લોહિત વર્ણના એ સ્વરૂપને પણ તમે આત્મસંયમના હોઈ જાણી ગયા. એ વખતે હું વામદેવ નામે વિખ્યાત થયો. મારા વામદેવ સ્વરૂપને જાણનારા દ્વિજાતિ મનુષ્યો જન્મ-મૃત્યુથી રહિત મારા રુદ્રલોકને પામશે.

ત્યાર પછી હું પીત વર્ણનો થયો. એ વખતે ચાલતો કલ્પ મારા જ વર્ણ મુજબ 'પીતકલ્પ' સંજ્ઞાને પામ્યો. મેં જ ઉત્પન્ન કરેલી બ્રહ્મ સંજ્ઞાની દેવેશ્વરી ગાયત્રી એ વખતે પીત અંગ અને પીત વર્ણની થઈ હતી. તે વખતે યોગયુક્ત અંતઃકરણના યોગીઓએ, હે નિઃસીમ શક્તિવાળા બ્રહ્મા! પોતાના યોગના પ્રભાવથી મુજ સ્વરૂપને જાણ્યું. તે વખતે તમને મારા તત્પુરુષ સ્વરૂપનું જ્ઞાન થયું. હે કનકાણ્ડજ! એ તત્પુરુષ હું જ છું. શુદ્ધ અંતઃકરણના જે તપોનિષ્ઠ ને બ્રહ્મનિષ્ઠ માનવો વેદમાતા ગાયત્રીને રુદ્રાણી અને મને રુદ્રરૂપે જાણશે. તે મારા રુદ્રલોકને પામશે.

ત્યાર બાદ હું શ્યામ વર્ણનો થયો. તે વેળા ચાલતો કલ્પ મારા વર્ણ પરથી કૃષ્ણકલ્પ ગણાયો, ત્યારે પ્રજાનો વિનાશ તથા સંહાર કરનાર મૃત્યુના અધિષ્ઠાતા દેવ યમરાજ સમાન કાંતિના અને ભયંકર પરાક્રમ કર્મ કરનાર મારા ભયંકર સ્વરૂપને યે હે બ્રહ્મન્! તમે જાણ્યું છે. હે દેવેશ! મારા એ કૃષ્ણકલ્પમાં મેં ઉત્પન્ન કરેલી બ્રહ્મ સંજ્ઞાની ગાયત્રી કૃષ્ણ રૂપની ને કૃષ્ણ અંગની થઈ. પૃથ્વી પર જે મનુષ્યો મારા ઘોર સ્વરૂપનું જ્ઞાન મેળવીને તેની ઉપાસના કરશે તેમને માટે હું 'અઘોર' અર્થાત્ શાન્ત સ્વરૂપનો અને અવિનાશી થઇને તેમનું રક્ષણ કરીશ.

પછી હે બ્રહ્મન્! હું જ્યારે વિશ્વરૂપ, અર્થાત્ ઘણા રૂપનો થયો, ત્યારે પણ તમને ઉત્કૃષ્ટ સમાધિ દ્વારા મારા એ સ્વરૂપનું જ્ઞાન થયેલું. લોકોને ધારણ કરનાર ગાયત્રી પણ ત્યારે વિશ્વરૂપની થઈ હતી. પૃથ્વી પર મારા વિશ્વ સ્વરૂપનું જ્ઞાનવાળા મનુષ્યો માટે હું શિવજી અર્થાત્ સદા સૌમ્ય ને કલ્યાણકારી રૂપનો થઇશ. એ કલ્પને વિશ્વકલ્પ કહેવાય છે અને ગાયત્રીને વિશ્વરૂપા કહેલી છે.

સર્વરૂપા ગાયત્રીની માફક જ મારા સ્વરૂપના તથા લોકોએ સ્વીકારેલા સદ્યોજાત, વામદેવ, તત્પુરુષ તથા અઘોર — એ મારા ચાર પુત્રો થયા. એમનાથી લોકોના ચાર વર્ણની પ્રજા થશે. ચતુર્વર્ણની એ પ્રજા પોતપોતાના વર્ણ મુજબ યજ્ઞમાં ઉપયોગી પવિત્ર-મેધ્ય વસ્તુઓ તથા અયોગ્ય ચીજોનું ભક્ષણ કરનાર થશે. મનુષ્યો વર્ણ મુજબ જ ધર્મ, અર્થ, મોક્ષ ને કામ — એ ચાર પુરુષાર્થો સિદ્ધ કરશે. એમનાથી જ ચાર વેદો થશે.

જીવ સમુદાય પણ — અંડજ, જરાયુજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ — એ ચાર જાતનો થશે. તે જ પ્રમાણે ચાર આશ્રમો થશે. એ ચાર મારા પુત્રો ધર્મના ચાર પાયા — તપ, દાન, સત્ય ને દયા થશે. એમનાથી સ્થાવર-જંગમાત્મક વિશ્વ કાળના પરિણામરૂપ ચાર યુગોની અવસ્થાનું થશે. ચાર પ્રકારની જીવ સૃષ્ટિના લોકજગતના ચાર પાયા થશે. ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક અને મહર્લોક — એ ચાર લોકનાં ચાર ચરણ છે. પ્રથમ ચરણ ભૂર્લોક છે, બીજું.ભુવર્લોક, ત્રીજું સ્વર્લોક અને ચોથું ચરણ મહર્લોક છે.

પછી ક્રમશઃ પ્રાણીએ સત્કર્મ વડે સદ્ગતિ પામવાનો પાંચમો લોક જનલોક છે. પછી છઠ્ઠો લોક તપલોક છે. પછી જે લોકને પ્રાપ્ત થયા બાદ પુનર્જન્મ લેવો પડતો નથી એવો સાતમો લોક સત્યલોક છે.

વિષ્ણુલોકને પુનઃ આવાગમન રહિત એવો દુર્લભલોક કહેલો છે. સ્કંદલોક અને ઉમાલોક સઘળી સિદ્ધિઓથી યુક્ત સ્થાનો છે. રુદ્રલોક એ યોગીઓનું પવિત્ર સ્થળ છે. વાસના તથા અહંકારથી રહિત અને કામ, ક્રોધથી ત્યજાયેલા તથા મારું ચિંતન કરવામાં તત્પર અંતઃકરણના શ્રેષ્ઠ યોગીઓ રુદ્રલોક પામે છે.

તમે વિષ્ણુલોકને, સ્કંદના શાન્ત તથા ઉત્તમ લોકને તથા ઉમા તથા મહેશ્વર લોકને પામ્યા છો, તેથી જ તમને ગાયના રૂપની ચતુષ્પદા સરસ્વતી અર્થાત્ ગાયત્રીનાં દર્શન પામેલા છો. બધાં પશુઓ હવે પછી ચતુષ્પાદનાં થશે. ગાયો ચાર આંચળની થશે. મંત્ર વડે અગ્નિમાં હોમાયેલું તથા મારા મુખેથી બહાર પડેલું સોમ અર્થાત્ પ્રાણવાળા જીવનરૂપ દૂધ ગાયોનાં આંચળમાંથી નીકળ્યા બાદ જ પીવાતું હોઈ ગાયોને પીતસ્તના કહેવાય છે. સફેદ રંગનું દૂધ હોય છે, માટે તેને સોમમય અર્થાત્ સોમરૂપ કહેલું છે, તેને જીવન તથા અમૃત પણ કહેવાય છે.

એ સરસ્વતી રૂપ ચાર પગની ગાયને દ્વિપદા ગાયત્રી તથા મહેશ્વરીના રૂપે પુનઃ તમે જોઈ. લોકોને પ્રકાશિત કરનાર એ સાવિત્રી છે. તેનાથી જ બે પગ તથા બે સ્તનવાળાં માનવીઓ ઉત્પન્ન થશે. આ જ સર્વ વર્ણની મહેશ્વરી સઘળા ભૂતોને ધારણ કરનાર અત્યંત બળવાન અજા પ્રકૃતિ યા માયા થશે. તેમાંથી અનેક રૂપની પ્રજા પેદા થશે. અગિયાર રુદ્રોના 'અજ' નામે અમોઘ વીર્યના અત્યંત તેજસ્વી પહેલા રુદ્ર પોતાનાં અનેક રૂપ ધારણ કરશે. હોમાયેલા દ્રવ્યનું ભક્ષણ કરનાર હુતાશન એટલે અગ્નિ એના મુખમાં હશે. પશુરૂપ અજ્ઞાનની આહુતિનું અશન કરનાર હુતાશન સર્વવ્યાપી ને પવિત્ર છે.

તપ થકી પવિત્ર-પાવક થયેલા જે તપસ્વી દ્વિજો ઇશિત્વ અને વશિત્વ સિદ્ધિઓમાં તમામ શાસક ને સર્વ સમર્થરૂપે સર્વત્ર રહેલા ને સર્વવ્યાપી મારા સ્વરૂપને જુએ છે તે રજોગુણ અને તમોગુણથી રહિત થઇને દેહનો ત્યાગ કરી મારા લોકને પામે છે.

હે ઋષિયો! રુદ્ર ભગવાને બ્રહ્માજીને આમ કહ્યું, ત્યારે તેમણે મહેશ્વર ભગવાનને નમ્રભાવે પ્રણામ કર્યા, પછી પિતામહ બ્રહ્માજીએ શિવજીને કહ્યુંઃ હે પ્રભુ! હે મહેશ્વર! વિશ્વનો આત્મારૂપ આપના સ્વરૂપને ગાયત્રી સહિત જે માનવી જાણે છે તથા તેની ઉપાસના કરે છે, તેને આપના લોકમાં રાખો.

'તથાસ્તુ!' 'ભલે તેમ થાવ.' મહાદેવજી વદ્યા.

જે માનવી મહેશ્વર અને ગાયત્રીની વ્યાપકતા જાણે છે તે સર્વસમર્થ શિવજીના વચનથી બ્રહ્મલોકમાં બ્રહ્મના સાયુજ્યને પામે છે. ૧-૫૧

**તસ્માદ્વિદ્વાન્ હિ વિશ્વત્વમસ્યાશ્વાસ્ય મહાત્મનઃ।**
**સ યાતિ બ્રહ્મ સાયુજ્યં વચનાદ્ બ્રહ્મણઃ પ્રભોઃ॥૫૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'સદ્યોજાત આદિની ઉત્પત્તિ અને ગાયત્રીનો મહિમા' નામનો ૨૩મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૪મો

# મહેશ્વરના યોગાવતાર



**સૂત ઉવાચ॥**
**શ્રુત્વૈવખિલં બ્રહ્મા રુદ્રેણ પરિભાષિતમ્।**
**પુનઃ પ્રણમ્ય દેવેશં રુદ્રમાહ પ્રજાપતિઃ॥૧॥**

સૂતપુરાણી બ્રહ્માજી અને શિવજી વચ્ચે થયેલો સંવાદ હવે કહે છે.

સૂતજી બોલ્યાઃ રુદ્રે કહેલી સદ્યોજાત વગેરેની ઉત્પત્તિ તથા ગાયત્રીનો મહિમા શ્રવણ કર્યા પછી પ્રજાપતિ બ્રહ્માજીએ રુદ્રને પુનઃ પ્રણામ કર્યા ને તેઓએ મહાદેવજીને કહ્યુંઃ

હે દેવાધિદેવ મહાદેવ! હે ઈશ! હે વિશ્વરૂપ! હે મહેશ્વર! હે ઉમાપતિ! બધા લોકના વંદન પામેલા મહાભાગ્યવાન હે મહેશ્વર! દ્વિજાતિ મનુષ્યો યા ઋષિયો કયા પ્રકારનું ધ્યાન કરવાથી યા કેવું તપ કરવાથી કયા યુગોમાં આપનાં સ્વરૂપોનાં દર્શન પામશે? હે મહાદેવ! આપને નમસ્કાર.

બ્રહ્માજીનું વચન શ્રવણ કરીને ઋગ્વેદાદિના સર્જક પરબ્રહ્મરૂપ તથા સૌના સંહારક મહાદેવ મર્માળુ હસતાં હસતાં બોલ્યાઃ

સદાશિવ ભગવાન બ્રહ્માજીને કહે છેઃ હે બ્રહ્મન્! દાન, શિલથી, તપથી યા ધર્મ આચરણથી, તીર્થયાત્રા કરવાથી, ઘણી દક્ષિણા જે યજ્ઞોમાં બ્રાહ્મણોને આપવામાં આવે છે તેવા યજ્ઞો કરવાથી, વેદાધ્યયનથી, ધનથી, શાસ્ત્રોના જ્ઞાનથી, આ મનુષ્યલોકમાં ધ્યાન વગર મનુષ્યોને મારા સ્વરૂપનાં દર્શન થતાં નથી. મારા સ્વરૂપનું ચિંતન કરવાથી જ મારાં દર્શન થાય છે. હે પિતામહ બ્રહ્માજી! સાતમા વારાહ કલ્પમાં બધા લોકોને પ્રકાશિત કરનાર સર્વ ઐશ્વર્યથી યુક્ત કલ્પના શાસક વૈવસ્વત ભગવાન મનુ તમારા પુત્ર થશે. એક હજાર મહાયુગ પૂરા થયા પછી તે વખતે ચાલતા કલ્પમાંના દ્વાપર યુગની આખરે લોકો પર કૃપા કરવાને માટે તથા બ્રાહ્મણોના હિત માટે હે બ્રહ્મન્! યુગક્રમ મુજબ પ્રથમ યુગમાં હું જન્મ લઇશ. સત્ય, ત્રેતા, દ્વાપર તથા કળિ — એ ચાર યુગોની ચોકડીને મહાયુગ કહેવાય છે.

એક હજાર મહાયુગોનો એક 'કલ્પ' થાય, એને બ્રહ્માજીનો એક દિવસ કહેવાય છે. એક કલ્પમાં દરેક યુગ એક હજાર વખત આવે છે. એવા એક હજાર દ્વાપર યુગોમાંના પહેલા દ્વાપર યુગની આખરે તથા કળિયુગના સંધિકાળમાં હું જ્યારે સ્વયં સર્વસમર્થ વ્યાસ હોઇશ તે વખતે બ્રાહ્મણોનું હિત કરવાને માટે પર્વતોમાં શ્રેષ્ઠ રમણીય છાગલ નામે પર્વતના હિમવાન શિખર પર રહેનારો, શિખા ધારણ કરનાર, શ્વેત નામનો હું મહામુનિ હોઇશ. ત્યારે શ્વેત, શ્વેતશિખ, શ્વેતાસ્ય અને શ્વેત લોહિત નામવાળા મારા ચાર શિષ્યો શિખાવાળા હશે, એ ચારે મહાત્મા બ્રાહ્મણો વેદના પારગામી હશે. બ્રહ્મનિષ્ઠ તથા શ્રેષ્ઠ બ્રહ્મગતિને પામેલા ધ્યાનયોગમાં પરાયણ મારા શિષ્યો મારા લોકમાં જશે ને તમારા સ્વરૂપને પામશે.

હે બ્રહ્મન્! પછી બીજા દ્વાપર યુગમાં સદ્ય નામે પ્રજાપતિ વ્યાસ હશે, ત્યારે તેની આખરે અને કળિયુગના સંધિકાળમાં શિષ્યો પર કૃપા કરવાની ઇચ્છાથી તથા લોકોનું હિત કરવાને માટે હું 'સુતાર' નામે રુદ્રરૂપે પ્રાદુર્ભાવ પામીશ. ત્યારે શતરૂપ, કેતુમાન, ઋચીક અને દુંદુભિ નામના મારા શિષ્યો હશે. તેઓ પૃથ્વી પર યોગબ્રહ્મમાં ધ્યાનસ્થ થઇને પછી રુદ્રલોકને પામશે તથા મારું સાન્નિધ્ય પામશે.

૩જા દ્વાપર યુગની આખરે તથા કળિયુગના સંધિકાળમાં જ્યારે ભાર્ગવ નામે વ્યાસ હશે, ત્યારે હું 'દમન' નામે યોગાવતાર થઇશ. ત્યારે શિષ્યરૂપ મારા ચાર પુત્રો હશે. તેમનાં નામ વિપાશ, વિકેશ, શાપનાશન અને વિકોશ હશે. તેઓ યોગશાસ્ત્રમાં કહેલા ધ્યાનયોગનું અવલંબન કરી, અર્થાત્ મારા સ્વરૂપનું ધ્યાન કરી રુદ્રલોકમાં જશે.

૪થા દ્વાપરમાં અંગિરા નામે વ્યાસ થશે, ત્યારે હું 'સુહોત્ર' નામે યોગી થઇશ. તે વખતે યોગમાં દૃઢ વ્રતના દ્વિજશ્રેષ્ઠ તથા તપસ્વી દુર્દુર, દુર્મુખ, સુમુખ અને દુરતિક્રમ નામના મારા ચાર પુત્રો હશે. યોગનિષ્ઠ, નિષ્પાપ, મહાતપસ્વી એ મારા પુત્રો નિર્મળ અને પાવક — પવિત્ર યોગગતિ દ્વારા રુદ્રલોકને પામશે.

૫મા દ્વાપર યુગમાં સવિતા નામે વ્યાસ થશે. તે વખતે હું મહાતપસ્વી કંઠ નામે યોગી હોઇશ. યોગમાં દૃઢ નિષ્ઠાવાળા સનંદન, સનક, સર્વસમર્થ સનાતન અને સર્વવ્યાપી સનત્કુમાર નામના અહંકાર અને

આસક્તિ વિનાના, શુદ્ધ જન્મના, પાપ રહિત તથા મહાભાગ્યવાન મારા ચાર શિષ્યો હશે, તે જન્મ-મૃત્યુ વિનાના મારા લોકને પામીને મારું સામીપ્ય પામશે.

૬ઠ્ઠા દ્વાપર યુગમાં સર્વવ્યાપી 'મૃત્યુ' વ્યાસ હશે, ત્યારે હું 'લોગાક્ષિ' નામે યોગીનો અવતાર લઇશ. ત્યારે પણ યોગના આત્મારૂપ દૃઢ વ્રતના, લોકપ્રિય ને મહાભાગ્યવાન શંખપાદ, વિરાજ, સુધામા અને રજ નામે મારા ચાર શિષ્યો હશે. તે સર્વ નિષ્પાપ મહાત્માઓ હશે. ધ્યાનયોગ દ્વારા તેઓ મારા ધામને પામશે.

૭મો દ્વાપર યુગ ચાલતો હશે, ત્યારે પૂર્વજન્મમાં વિભુને નામે વિખ્યાત શતક્રતુ ઇન્દ્ર વ્યાસ હશે. તે વખતે એ યુગાન્તે કળિયુગની શરૂઆત વખતે બધા યોગીઓમાં સર્વવ્યાપી શ્રેષ્ઠ જૈગીષવ્ય નામનો યોગી હું હોઇશ. ત્યારે મેઘવાહ, મેઘ, સારસ્વત ને સુવાહન નામે મારા શિષ્યરૂપ પુત્રો હશે. મારા સ્વરૂપના ધ્યાનમાં મગ્ન થયેલા તે સર્વ મહાત્માઓ દોષ રહિત થઇને મારા રુદ્રલોકને પામશે.

૮મા દ્વાપર યુગમાં 'વસિષ્ઠ' નામે વ્યાસના શાસન કાળમાં હું 'દધિવાહન'ને નામે યોગ અવતારી હોઇશ. તે વખતે યોગમાં દૃઢ નિષ્ઠાવાન કપિલ, મુનિ પંચશિખ, આસુરી ને મહાયોગી બાષ્કલ નામના અત્યંત તેજસ્વી તથા ધર્માત્મા મારા દીકરા હશે. ભૂતળ પર તેમના સમાન અન્ય કોઈ યોગી નહીં હશે. માહેશ્વર યોગને મેળવ્યા પછી, અર્થાત્ મારા સ્વરૂપના ધ્યાનમાં નિમગ્ન થયા બાદ તે નિષ્પાપ મહાત્માઓ મારા દુર્લભ લોકમાં જશે.

૯મા દ્વાપર યુગમાં 'સારસ્વત' વ્યાસનું શાસન હશે, ત્યારે હું 'ઋષભ' નામે યોગી હોઇશ. ત્યારે ભાર્ગવ, ગર્ગ, પરાશર, આંગિરસ નામે મહાતેજસ્વી મારા પુત્રો હશે. તે બ્રાહ્મણ મહાત્માઓ વેદનો પાર પામેલા હશે. શાપનો અનુગ્રહ કરવામાં કુશળ, તપના ઉત્કૃષ્ટ બળના મારા પુત્રો ધ્યાનમાર્ગનું અવલંબન કરીને યોગમાં દર્શાવેલા માર્ગથી રુદ્રલોકને પામશે.

૧૦મા દ્વાપર યુગમાં 'ત્રિપાદ' નામના વ્યાસ હશે, ત્યારે હું 'વિપ્રમુનિ' નામે યોગીરૂપ પ્રાદુર્ભાવ પામીશ ને પર્વતશ્રેષ્ઠ ભૃગુતુંગના, દેવોથી પૂજીત, વિખ્યાત ભૃગુ નામના હિમાચ્છાદિત શિખર પર હું નિવાસ કરીશ. ત્યારે પણ દૃઢ ચિત્તના બલબંધુ, કેતુશૃંગ, નિરામિત્ર ને તપોધન નામે મારા દીકરાઓ હશે. યોગ સ્વરૂપ તે નિષ્પાપ મહાત્માઓ ધ્યાનરૂપ તપયોગથી યુક્ત થઇને તપના પ્રભાવથી રુદ્રલોકમાં જશે.

૧૨મા દ્વાપર યુગ તથા કળિયુગના સંધિકાળમાં જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી શતતેજા મુનિ જ્યારે વ્યાસરૂપે શાસન કરતા હશે, તે વખતે હું યે અત્રિ નામે વિખ્યાત યોગીરૂપે હૈતુક વન નિવાસી હોઇશ. ત્યાં ધ્યાનયોગમાં પરાયણ મહાયોગી તથા ભસ્મ ચોળેલા સર્વજ્ઞ, સાધ્ય, સમબુદ્ધિ તથા સર્વ નામે મારા દીકરા હશે. ધ્યાનયોગના અર્થાત્ માહેશ્વર યોગના અવલંબન દ્વારા તે રુદ્રલોકને પામશે.

૧૩મા દ્વાપર યુગમાં જ્યારે ધર્મ અર્થાત્ નારાયણ નામના વ્યાસનો શાસનકાળ હશે, ત્યારે હું વાલિ નામે મહામુનિ હોઇશ. ગંધમાદન પર્વતમાં વાલખિલ્ય આશ્રમમાં રહેતો હોઇશ. તપરૂપ ધનવાળા મારા વિરાજા, વાસિષ્ઠ, કાશ્યપ, સુધામા નામે મારા પુત્રો હશે. મહાયોગબળ યુક્ત, પાપ રહિત, ઊર્ધ્વરેતા એ મુનિઓ મહેશ્વરના ધ્યાનયોગ થકી રુદ્રલોકને પામશે.

૧૪મા દ્વાપર યુગમાં જ્યારે તરક્ષુ નામના વ્યાસ હશે, ત્યારે તેની આખરમાં અંગિરાઓના શ્રેષ્ઠ કુળમાં હું ગૌતમ નામે યોગી હોઇશ અને પવિત્ર ગૌતમ વનમાં રહીશ. ત્યારે પણ કળિયુગના આદિ ભાગમાં અત્રિ, દેવસદ, શ્રવિષ્ઠક અને શ્રવણ નામે મારા પુત્રો હશે. તે યોગરૂપ સર્વ મહાત્માઓ યોગવિદ્યાવાળા હશે. માહેશ્વર યોગને પામીને તે રુદ્રલોકમાં જશે.

પછી ૧૭મા દ્વાપર યુગમાં જય નામે વ્યાસ થશે, ત્યારે હું ગુહાવાસી નામે યોગી હોઇશ. હિમવાન પર્વતના ઉચ્ચ શિખર પર મારું પવિત્ર સિદ્ધક્ષેત્ર નામે નિવાસસ્થાન હશે. ત્યાં યે આસક્તિ અને અહંકારથી રહિત, યોગના જ્ઞાતા મહાબલ, મહાયોગ, વામદેવ અને ઉતથ્ય નામે મહાત્માઓ મારા પુત્રો હશે. ત્યારે તે તેમના દસ હજાર ધ્યાનયોગી શિષ્યો સાથે યોગ અભ્યાસમાં એકાગ્ર થઇને હૃદયમાં મહેશ્વરનું ચિંતન કરતા રહીને સિદ્ધક્ષેત્ર નામે મારા સ્થાનમાં મારાં દર્શન પામીને રુદ્રના ધામને પામશે. દ્વાપર યુગના આખરમાં કળિયુગના સંધિકાળમાં અન્ય પણ શુદ્ધ બુદ્ધિના નિષ્પાપ મહાત્માઓ મારા સ્વરૂપનું ધ્યાન કરશે, મારી કૃપાથી તેઓ ત્રિતાપથી મુક્ત થઇને રુદ્રલોકમાં પ્રયાણ કરશે. તે મારા મહેશ્વર ધામને પામેલો માનવી ભવસાગરથી તરી જાય છે અને પોતાની અગાઉ થયેલા દસ પુરુષો તથા પોતાના પછી થનાર અન્ય દસ પુરુષો એમ પોતાના સહિત ૨૧ પેઢીઓનો ઉદ્ધાર કરે છે. પછી તે રુદ્રલોક પામે છે.

હે બ્રહ્મન્! હે વિભો! હવે અઢારમા દ્વાપર યુગમાં જ્યારે ઋતંજય નામના વ્યાસનું શાસન હશે, ત્યારે હું શિખંડી નામે પર્વતના હિમાચ્છાદિત રમણીય શિખર પર આવેલા ને દેવતાઓ તથા દાનવોથી પૂજીત મહાપવિત્ર સિદ્ધક્ષેત્ર સ્થાનમાં શિખંડી નામે યોગીને સ્વરૂપે હોઇશ. ત્યાં સિદ્ધોથી સેવિત શિખંડી નામે વન હશે, ત્યારે પણ વાચશ્રવા, ઋચીક, શ્યાવાશ્વ તથા યતીશ્વર નામના વેદમાં પારંગત એ સર્વ મહાત્માઓ યોગી મારા પુત્રો હશે. તેઓ માહેશ્વર યોગ અર્થાત્ મારા સ્વરૂપના ધ્યાનયોગ દ્વારા રુદ્રલોકને પામશે.

૧૯મા દ્વાપર યુગની આખરે મહામુનિ ભરદ્વાજ નામે વ્યાસ હશે. ત્યારે જટાયુ નામના પર્વતના હિમવાન શિખર ઉપર હું જટામાલી નામના યોગી સ્વરૂપે પ્રાદુર્ભાવ પામીશ. તે વખતે પણ હિરણ્યનાભ, કુથુમિ, લોકાક્ષી, કૌશલ્ય નામના મારા અત્યંત તેજસ્વી પુત્રો હશે. તપરૂપ ઐશ્વર્યવાળા, યોગધર્મા, ઊર્ધ્વરેતા તે સર્વ મારા પુત્રો માહેશ્વર યોગ દ્વારા રુદ્રલોકમાં સ્થાન પામશે.

યુગચક્રના વીસમા દ્વાપર યુગની આખરે કળિયુગના પ્રારંભમાં મહામુનિ ગૌતમ વ્યાસ હશે, ત્યારે હું અટ્ટહાસ્ય નામનો યોગી હોઇશ. તે વખતે મનુષ્યોને અટ્ટહાસ્ય કરવું ગમશે. હિમવાન પર્વતની પાછળ દેવતાઓ, દાનવો, ઇન્દ્ર, સિદ્ધ યક્ષો તથા ચારણોથી સેવાયેલા અટ્ટહાસ નામનો મહાન પર્વત આવેલો છે. ત્યાં વ્રતનિષ્ઠ, વેદાધ્યાયન કરનાર, અત્યંત તેજસ્વી, યોગરૂપ મારા સુમંતુ, કબંધ, બર્બરી, કુશિકંધર નામના મારા પુત્રો હશે. માહેશ્વર યોગને પામીને તેઓ રુદ્રલોકમાં જશે.

યુગક્રમે ૨૧મા દ્વાપર યુગના અંતકાળે જ્યારે ઋષિશ્રેષ્ઠ વાચશ્રવા નામે વ્યાસનો શાસનકાળ હશે, ત્યારે હું દારુક નામે યોગીરૂપે પ્રકટીશ અને દેવદારુ નામના પાવક વનમાં હું નિવાસ કરીશ. તે વખતે કેતુમાન, દાર્ભાયણિ, પ્લક્ષ તથા ગૌતમ નામે ઊર્ધ્વરેતા મહાત્મા યોગીઓ મારા પુત્રો હશે. નૈષ્ઠિક વ્રત કરનારા ને જિતેન્દ્રિય મારા તે પુત્રો રુદ્રલોકને પામશે.

૨૨મા દ્વાપર યુગમાં શુષ્માયણ નામના વ્યાસના વખતમાં વારાણસીમાં લાંગલી નામે મહામુનિ હું થઇશ. તે વખતે કળિયુગની શરૂઆતમાં ઇન્દ્ર સહિત બધા દેવતાઓ હલના આયુધને ધારણ કરેલા મારા ભયાનક સ્વરૂપનાં દર્શન પામશે, ત્યારે કુશ, શ્વેતકેતુ, મધુપિંગ અને ભલ્લવી નામના મારા અત્યંત ધર્મનિષ્ઠ પુત્રો હશે, શુદ્ધ હૃદય-અંતઃકરણના ધર્મનિષ્ઠ ધર્મપરાયણ એ મારા પુત્રો રુદ્રલોકમાં નિવાસ કરશે.

૨૩મા દ્વાપર યુગમાં જ્યારે તૃણબિન્દુ નામે ઋષિ વ્યાસરૂપે હશે, ત્યારે હે બ્રહ્મન્! હું પુનઃ શ્વેત નામે મહા કાયાવાળો ધર્મનિષ્ઠ મુનિનો પુત્ર હોઇશ. તે વખતે હું એક શ્રેષ્ઠ પર્વત પર કાળ વ્યતીત કરતો હોઇશ તેથી તે પર્વતનું નામ કાલંજર થશે. ત્યાં દેવલ, બૃહદશ્વ, ઉશિક તથા કવિ નામના મારા તપસ્વી શિષ્યો હશે. માહેશ્વર યોગને પ્રાપ્ત કરીને તેઓ રુદ્રલોકમાં જશે.

૨૪મા દ્વાપર યુગ આખરે વિભો! જ્યારે ઋક્ષ નામે વ્યાસ હશે, ત્યારે તે યુગાન્તે અને કળિયુગના પ્રારંભે દેવતાઓથી વન્દન કરાયેલા નૈમિષ અરણ્યમાં હું શૂલી નામે મહાન યોગીના અવતારરૂપે પ્રકટ થઇશ. તે વખતે પણ શાલિહોત્ર, અગ્નિવેશ, શરદ્વસુ અને યુવનાશ્વ નામે મારા તપસ્વી શિષ્યો હશે. તેઓ પણ તે જ ધ્યાનમાર્ગથી રુદ્રલોકને પામશે.

યુગના ક્રમ પ્રમાણે કાળ પ્રાપ્ત થતાં ૨૫મા દ્વાપર યુગાન્તે વસિષ્ઠનો પુત્ર વાસિષ્ઠ અર્થાત્ શક્તિ નામે વ્યાસ થશે, ત્યારે હું મુંડીઓનો પરમાત્મા સમર્થ દંડી નામે યોગ અવતાર ધારણ કરીશ. તે વખતે પણ છગલ, કુંડકર્ણ, કુભાંડ તથા પ્રવારક નામના મારા તપસ્વી પુત્રો થશે. તે બધા માહેશ્વર યોગ દ્વારા મોક્ષ પામશે.

૨૬મા દ્વાપર યુગની આખરે ને કળિયુગના પ્રારંભમાં જ્યારે પરાશર નામે વ્યાસ હશે, ત્યારે હું સહિષ્ણુ નામે વ્યાસ હશે, ત્યારે હું સહિષ્ણુ નામે યોગી હોઇશ ને ભદ્રવટ નગરમાં રહેતો હોઇશ ત્યારે આશ્વલાયન, શંબૂક, વિદ્યુત અને ઉલૂક નામના મારા ધર્મિષ્ઠ પુત્રો હશે. માહેશ્વર યોગને પ્રાપ્ત કરીને તે બધા રુદ્રલોકમાં જશે.

૨૭મા દ્વાપર યુગમાં જ્યારે તપના ધનના જાતૂકણ્ર્ય નામે વ્યાસ થશે, ત્યારે પ્રભાસતીર્થમાં યોગમાં નિષ્ણાત તથા યોગ સ્વરૂપ દ્વિજોમાં ઉત્તમ સોમશર્મા નામના બ્રાહ્મણરૂપે હું અવતાર લઇશ. ત્યારે મારા વત્સ, ઉવૂક, કુમાર, અક્ષપાદ મારા તપસ્વી પુત્રો થશે. યોગ સ્વરૂપ ને પવિત્ર બુદ્ધિના તે નિષ્પાપ મહાત્માઓ માહેશ્વર યોગ મેળવીને રુદ્રલોકમાં જશે.

પછી યુગક્રમથી ૨૮મા દ્વાપર યુગની આખરે તથા કળિયુગની શરૂઆતમાં પરાશરના પુત્ર ને બ્રહ્માજી અને સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ દ્વૈપાયન નામે વ્યાસ થશે. યદુવંશીઓમાં શ્રેષ્ઠ વસુદેવથી શ્રીવિષ્ણુના અંશરૂપે વાસુદેવ નામના પુરુષોમાં ઉત્તમ, યોગમાયા દ્વારા યોગ સ્વરૂપ-શ્રીકૃષ્ણનો અવતાર થશે. ત્યારે લોકોને આશ્ચર્યચકિત કરવા સ્મશાનમાં ત્યજોયલા અનાથ બ્રહ્મચારીના મુડદાના શરીરમાં બ્રાહ્મણોના હિત માટે યોગમાયાથી હું પ્રવેશ કરીશ. ત્યારે હે બ્રહ્મન્! શ્રીવિષ્ણુ તથા તમારી સાથે હું મેરુ પર્વતની પાવક ગુફામાં રહીને લકુલી નામે યોગીનો અવતાર લઇશ. પૃથ્વીના અસ્તિત્વ સુધી મારું તે સિદ્ધક્ષેત્ર કાયાવરોહણ નામે

પ્રખ્યાત થશે. ત્યારે કૌરુષ્ય, મિત્ર, ગર્ગ અને કુશિક નામે મારા તપસ્વી પુત્રો હશે. યોગ સ્વરૂપ તે સૌ બ્રાહ્મણ મહાત્માઓ વેદના પારંગત થશે. ઊર્ધ્વરિતા અને નિષ્પાપ, અર્થાત્ નૈષ્ઠિક બ્રહ્મચારીએ મહાત્માઓ મહેશ્વર યોગ મેળવીને પુનરાગમનથી રહિત રુદ્રલોકમાં જશે. એમનાથી પાશુપાત સંપ્રદાયનો ઉદ્ભવ થશે. એ સિદ્ધ પાશુપતો ભસ્મનું લેપન કરેલા સ્વરૂપવાળા હોય છે. તે હમેશાં લિંગનું પૂજન કરે છે, તથા ધ્યાનનિષ્ઠ, જિતેન્દ્રિય એ લકુલીશો ભક્તિયોગ દ્વારા મારા બાહ્ય અને આભ્યંતર સ્વરૂપમાં રહેલા હોય છે. એ મહાન પાશુપત યોગ જ્ઞાનમાર્ગનો પ્રકાશક છે. સંસારના બંધને કાપનાર છે તથા આત્મજ્ઞાન મેળવવા માટે તેનું અનુષ્ઠાન કરાય છે.

જ્ઞાનના અને યોગના અનેક માર્ગ છે, પણ પંચાક્ષર શિવમંત્ર – **'ૐ નમઃ શિવાય'**ના જપ વિના માનવીને ક્યારે ય પણ મોક્ષ મળતો નથી. સુખ-દુઃખ વગેરે બધા દ્વંદ્વોથી રહિત થઇને શિવ પંચાક્ષર જપરૂપ તપનું આચરણ કરવાથી પાકું ફળ વૃક્ષથી મુક્ત થાય છે તેમ આ મંત્રના પ્રભાવથી કર્મરૂપી ફળ પાકવાને લીધે મનુષ્ય મોક્ષ પામે છે.

માત્ર એક દિવસ પણ જે મનુષ્ય પાશુપત વ્રતનું વિધિસર આચરણ કરે છે તેને પંચરાત્ર, સાંખ્ય તથા બીજા આગમોએ દર્શાવેલાં વ્રત કરવાથી યે જે ફળ પ્રાપ્ત થતું નથી તે ફળ મળે છે.

જપ, ઉપહાર, ભસ્મશૈયા, ભસ્મસ્નાન અને પ્રદક્ષિણા – પાશુપત વ્રતનાં પાંચ અંગ છે. એ વ્રત શંકર ભગવાનને ઉદ્દેશીને કરવામાં આવે છે. પ્રારબ્ધાનુસાર મળી આવતા ભોગરૂપ ચારો ચરતા જીવોને પશુ કહેલા છે. ભોગ ઇચ્છાનો અંકુર રહેલો હોય ત્યાં લગ્ન ઇચ્છારૂપ પાશ વડે બાંધીને ભોગરૂપ ચારો નીરનાર અને પૂરું તૃપ્ત થતાં નિષ્કામ થયેલાને તે પાશ છોડવારૂપ મુક્તિને આપનાર એ જીવરૂપ પશુઓના પતિ, એટલે તેમને સંયમમાં રાખીને પાળનાર મહેશ્વરને પશુપતિ કહેલા છે. આ વ્રતમાં લોભ અને ક્રોધને ત્યજવા જોઇએ. ક્ષમાનો ગુણ કેળવવો જોઇએ અને સંસારની ક્ષણિકતા દર્શાવવા માટે છૂટથી ભસ્મનો ઉપયોગ કરવો જોઇએ. **'અગ્નિરિતિ ભસ્મ૦'** મંત્ર સાથે ભસ્મ લઇને તેને ભીની કરીને સમગ્ર શરીર પર પ્રેમથી લગાડવી જોઇએ. આ વ્રત કરવાથી સંચિત કર્મોનો ક્ષય થાય છે ને પાપોના પરિણામે દુઃખોનો નાશ થાય છે.

હે બ્રહ્મન્! આ મુજબ વારાહ કલ્પમાંના ૨૮ મહાયુગોના ક્રમે દરેક દ્વાપર યુગાન્તે તથા કળિયુગના સંધિકાળમાં થયેલા મનુથી માંડીને શ્રીકૃષ્ણ પર્યંતની પરમેશ્વરની વિભૂતિઓના વખતમાં થયેલા વ્યાસોના શાસન કાળમાં મારા અવતારોનું લક્ષણ મેં તમને શ્રવણ કરાવ્યું. કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના શાસન વખતે વારાહ કલ્પમાં સ્મૃતિ, શ્રુતિ, બ્રાહ્મણ અને સૂત્ર ગ્રંથો ધર્મની આચાર સંહિતારૂપે માન પામશે, અર્થાત્ તેમાં જણાવેલાં વિધિ-વિધાનોને ધર્મરૂપે સ્વીકારાશે.

સૂતજી બોલ્યા: મહાપ્રતાપી શંકરની આ વાત સાંભળ્યા બાદ બ્રહ્માજી તેમને પ્રણામ તથા સ્તુતિ કરીને મંગળ વાણીથી પુનઃ કહેવા લાગ્યા.

પિતામહ બોલ્યા: સઘળા દેવો તથા ગુણો વિષ્ણુ સ્વરૂપ છે. શરણે જવા લાયક વિષ્ણુ જેવા બીજા કોઈ દેવ નથી. સંસારથી મુક્ત થવાને માટે એમના વગર અન્ય કોઈ ગતિ નથી. આ નિરંતર વેદો કહે છે.

દેવાધિદેવ વિષ્ણુ ભગવાન આપના લિંગ સ્વરૂપનું પૂજન કરવામાં એકાગ્ર રહે છે. આપને પ્રણામ કરવામાં રત્ રહે છે, એ દેવ સર્વસમર્થ શી રીતે થયા?

સૂતજીએ કહ્યું: પરમેષ્ઠી બ્રહ્માજીનાં વચન સૂણીને તે વચનોની સુંદરતાનું પોતાનાં નેત્રોથી જાણે પાન કરતા હોય તેમ ભગવાન શંકર પ્રસન્ન થઇને બ્રહ્માજીને લિંગ પૂજાનો વિધ કહેવા લાગ્યા. 'હે બ્રહ્મન્ તમે, દેવશ્રેષ્ઠ સાક્ષાત્ ઇન્દ્ર નારાયણ અને બધા મુનિયો વિધિસર લિંગની પૂજા કરવાથી જ પોતપોતાના અધિકારને પ્રાપ્ત થયા છો ને એટલા જ માટે તેનું પૂજન કરો છો. લિંગની પૂજા કર્યા વગર કાર્યસિદ્ધિ થતી નથી, તેથી જનાર્દન ભગવાન શ્રદ્ધાથી દરરોજ તેનું પૂજન કરે છે.'

આમ કહ્યા પછી મહેશ્વર બ્રહ્માજી પર કૃપા કરીને તે જ સ્થળે અંતર્ધાન થયા, એટલે તેમને નમસ્કાર કરીને બ્રહ્માજીએ શિવજીની આજ્ઞાથી સકળ સૃષ્ટિનું સર્જન કરવાનો પ્રારંભ કર્યો. ૧-૧૫૦

**તમુદ્દિશ્ય તદા બ્રહ્મા નમસ્કૃત્ય કૃતાંજલિઃ।**
**સ્રષ્ટું ત્વશેષં ભગવાંસલ્લધસંજ્ઞસ્તુ શંકરાત્॥૧૫૦॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'મહેશ્વરના યોગાવતાર' નામનો ૨૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૫મો

# લિંગ સ્વરૂપના પૂજનમાં સ્નાન અને આચમન કરવાનો વિધિ



**ઋષયઃ ઊચુઃ॥**
**કથં પૂજ્યો મહાદેવો લિંગમૂર્તિમહેશ્વરઃ।**
**વક્તુમર્હસિ ચાસ્માકં રોમહર્ષણ સાંપ્રતમ્॥૧॥**

સૂત પુરાણીજીને ઋષિઓ પૂછે છે – હે રોમહર્ષણ! લિંગ સ્વરૂપ શંકર ભગવાનની પૂજા શી રીતે કરવી, તે આપ કૃપા કરીને અમને કહો.

સૂત પુરાણીજી બોલ્યા: એકવાર કૈલાસમાં બિરાજેલા શિવજીને-મહાદેવને ઉમાદેવીએ લિંગપૂજાનો વિધિ પૂછ્યો ત્યારે દેવતાઓના ઈશ મહાદેવના ખોળામાં બેઠેલાં હિમાલયાનાં પુત્રી ઉમાદેવી પાર્વતીજીને મહાદેવજીએ લિંગ પૂજાનો વિધિ યોગ્ય રીતે કહ્યો હતો. તે વખતે શાલંકાયન મુનિના પુત્ર નંદી પાસે બેઠેલા હતા, તેમણે સાંભળ્યો હતો. હે તપસ્વી મુનિઓ! નંદીએ પણ તે પાવક પવિત્ર ને ઉત્તમ લિંગ પૂજનનો વિધિ સાંભળ્યા બાદ બ્રહ્માજીના પુત્ર સનતકુમારને સંપૂર્ણ રીતે કહ્યો હતો. સનત્કુમાર પાસેથી લિંગ પૂજનનો શ્રુતિમાન્ય વિધિ અત્યંત તેજસ્વી વ્યાસે સાંભળ્યો હતો તેમ જ સ્નાન યોગનો વિધિ મેં શૈલ આદિના મુખેથી સાંભળેલો તે તમને હું કહું છું શૈલ વગેરેએ મને જે વિધિ કહ્યો તે સાંભળો.

શૈલાદિ કહે છે- સઘળાં પાપોને નષ્ટ કરનાર સ્નાનવિધિ પૂર્વે સાક્ષાત્ શિવજીએ જે પ્રમાણે કહેલો તે બ્રાહ્મણોના હિત માટે હું કહું છું. બ્રહ્મકૂર્ચ વિધિ પ્રમાણે તૈયાર કરેલું પંચગવ્ય એકવાર પીને વિધિસર સ્નાન કરીને શંકર ભગવાનનું પૂજન કરવાથી મનુષ્ય સઘળાં પાપોથી મુક્ત થાય છે.

દેવાધિદેવ શંભુ-શંકર ભગવાને બ્રાહ્મણોના કલ્યાણ અર્થે ત્રણ પ્રકારનું સ્નાન કરવા કહેલું છે. પહેલું માત્ર જળથી સ્નાન કરવું. પછી પાવક આગ્નેય સ્નાન ભસ્મસ્નાન કરવું, એટલે કે શરીરે ભસ્મ ચોળવી, પછી મંત્ર સ્નાન મંત્રથી માર્જન કરીને પરમાત્મા મહાદેવજીની પૂજા કરવી.

જે મનુષ્યનું અંતઃકરણ મલિન હોય અને મન દૂષિત હોય એવો દુષ્ટભાવનો મનુષ્ય જળમાં સ્નાન કર્યા પછી ભસ્મ સ્નાન કરવાથી યે શુદ્ધ થતો નથી. શુદ્ધ અંતઃકરણવાળા થઇને જ ભસ્મ ચોળવાની પવિત્ર ક્રિયા કરવી, ભાવશુદ્ધિ વિના સ્નાન કરવું નકામું છે. નદી, તળાવ અને સરોવર વગેરે સઘળાં જળાશયોમાં ડૂબકી મારીને સ્નાન કરવા છતાં યે મલિન હૃદયનો મનુષ્ય પવિત્ર થતો નથી. એ માટે કોઈ શંકા નથી. માનવીઓનું અજ્ઞાનથી ઘેરાયેલું હૃદયકમળ જ્ઞાનરૂપ સૂર્ય પ્રકાશથી વિકસિત થાય ત્યારે જ તે પાવક-પવિત્ર થાય છે.

સ્નાન કરવાને માટે જળાશય પર માટી, ગાયનું છાણ, પુષ્પ, ભસ્મ, તલ ને દર્ભ લઈને જવું, તેમને જળાશયને કાંઠે મૂકવાં, પછી આચમન કરીને પગ ધોવા. પછી શરીર પરનો મળ દૂર કરવાને માટે કિનારે મૂકેલાં દ્રવ્ય લગાવીને દેહશુદ્ધિ કરવી. જળમાં સ્નાન કરવું. સ્નાન માટે સંકલ્પ કરવો.સ્નાનનો ક્રમ આ મુજબ છે – પ્રથમ **'ઉદ્ધતાસિ વરાહેણ૦'** નો મંત્ર ભણીને દેહ પર માટી ચોળવી અને દેહ – શુદ્ધિ કરવી. પછી **'ગંધદ્વારાં દુરાધર્ષાં૦'** મંત્ર બોલીને શરીર પર ગાયનું છાણ લગાડવું. પછી **'પ્રસદ્ય ભસ્મના૦'** મંત્રથી ભસ્મ ચોળવી. પછી પૂર્વ દિશામાં મોં રાખીને પાણીમાં ડૂબકી મારીને દેહ ચોળીને સ્નાન કરવું, પછી જમણા હાથમાં પુષ્પ, દર્ભ અને તલ લઇને **'આપોહિષ્ઠા મયો ભુવઃ૦'** મંત્ર બોલીને શરીર પર જળ છાંટવું. સ્નાન કર્યા પછી ધોયેલું સ્વચ્છ વસ્ત્ર ધારણ કરવું. પછી **'આ કૃષ્ણેન રજસાં૦'** મંત્ર બોલીને ગાયત્રી મંત્ર ભણીને સૂર્યનારાયણને ત્રણ અર્ઘ્ય આપવા.

અર્ઘ્ય આપવાના જળમાં ચંદન અને પુષ્પ નાખવાં. પછી **'સુમિત્રિયા ન આપ ઓષધયઃ૦'** મંત્ર બોલીને સૂર્યનારાયણને ત્રણ અંજલિ જળની આપવી. સ્નાન પહેલાં જે જળાશયમાં સ્નાન કરવાનું હોય તેમાં પ્રથમ **'વરુણસ્યોત્તમ્ભનસિ૦** મંત્ર બોલીને સઘળાં પાપોથી પવિત્ર થવાને માટે જળમાં વરુણનું આવાહન કરવું.

પછી શંકર ભગવાનનું ધ્યાન કરવું અને તેમનું સ્મરણ કરીને પાણીમાં પ્રવેશ કરવો. જળાશયના જળને અભિમંત્રિત કરીને ત્રણ વખત આચમન કરવું. ડૂબકી મારીને સ્નાન કરવું અને **'ઋતં ચ સત્યં ચ૦'** એ અઘમર્ષણ મંત્રના જપ કરવા. સ્નાન કરતી વેળા ચન્દ્ર, સૂર્ય તથા અગ્નિમંડળનું સંયમપૂર્વક સ્મરણ કરવું. પછી આચમન કરીને પાણીમાંથી બહાર નીકળીને શંકર ભગવાનના મંદિરમાં જવું અને પુણ્યમાં વૃદ્ધિ થવા માટે ગાયનાં શિંગડામાં યા ખાખરાના ધાયેલા પડિયામાં જળ ભરીને ફૂલ અને દર્ભ સહિત **પવડાંન રુદ્રમંત્ર**થી તથા ત્વરિતાખ્ય, અર્થાત્ **' યો રુદ્રઃ।'** અને **'શંનો મિત્રઃ૦'** વગેરે બે મંત્રોથી તથા **'શંનો દેવી૦'** મંત્રથી અને **'સદ્યોજાતં૦'** એ પાંચ મંત્રોથી લિંગ પર જળનો અભિષેક કરવો. તે વખતે તે તે મંત્રોના અધિદેવોનું તથા ઋષિયોનું સ્મરણ કરવું. હે દ્વિજર્ષિઓ! પછી મસ્તક પર

જળ છાંટવું. પંચમુખવાળા અને ત્રિનેત્રવાળા મહેશ્વરનું પોતાના હૃદયમાં ધ્યાન તથા પૂજન કરવું. ત્યાર પછી પોતાના ગોત્રના ઋષિપ્રણીત ગૃહ્યસૂત્રમાં દર્શાવેલા વૈદિક, શૈવ, શાક્ત તથા વૈષ્ણવ આચમન કરવું.

આચમન કર્યા પછી હાથ ધોઈ વિધિસર દર્ભથી પૃથ્વી પર જળ છાંટીને પોતાને બેસવાની જગ્યાને પવિત્ર કરવી. પછી પુનઃ ત્રણ વખત આચમન કરવું અને હિંસા વગેરે પાપોનો નાશ થવા અર્થે મહેશ્વરની પ્રદક્ષિણા કરવી.

હે દ્વિજશ્રેષ્ઠો! સઘળા બ્રાહ્મણોના હિત અર્થે અત્રે સંક્ષિપ્તથી સ્નાનપૂજન તથા આચમનનો શ્રેષ્ઠ વિધિ આ મુજબ કહેવાયો છે. ૧-૨૯

**એવં સંક્ષેપતઃ પ્રોક્તં સ્નાનાર્ચનમનુત્તમમ્।**
**સર્વેષાં બ્રાહ્મણાનાં તુ હિતાર્થે દ્વિજસત્તમાઃ॥૨૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'લિંગ સ્વરૂપના પૂજનમાં સ્નાન અને આચમન કરવાનો વિધિ' નામનો ૨૫મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૬મો

# ગાયત્રી જપવિધાન



**નન્દ્યુવાચ॥**
**આવાહયેત્તતો દેવીં ગાયત્રીં વેદમાતરમ્।**
**આયાતુ વરદા દેવીત્ય નેનૈવ મહેશ્વરીમ્॥૧॥**

નંદિકેશ્વર સંધ્યા વગેરે નિત્ય કર્મનો વિધિ કહે છે. આ પહેલાં કહેવાયેલાં સ્નાન-આચમન વગેરે કર્યા પછી **'આયાતુ વરદા દેવી૦'** એ મંત્રથી વેદોનાં માતારૂપ મહેશ્વરી દેવી ગાયત્રીનું આવાહન કરવું. આચમન, પાદ્ય માટે જળ આપ્યા બાદ તેને અર્ઘ્ય આપવો. પદ્માસન વાળીને બેસવું. પ્રાણાયામ ત્રણ કરવા. પછી પોતાના વેદની શાખ્યા મુજબ ઊભા રહીને યા બેસીને પ્રણવ સહિત ગાયત્રી મંત્રનો સહસ્ર, અર્ધ સહસ્ર યા ૧૦૮ વખત જપ કરવો. ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠરૂપ આ ત્રણ પ્રકારના જપ પૈકી ગમે તે એક સંખ્યાના જપ કરવાનો નિર્ણય કરીને નિયમસર ગાયત્રી મંત્રના જપ કરવા.

ગાયત્રી મંત્ર પહેલાં પ્રણવ અર્થાત્ 'ૐ' સહિત મંત્રના જપ કરવા. પહેલાં સૂર્યનારાયણને અર્ઘ્ય આપવો, સૂર્યનારાયણની પૂજા કરવી અને મસ્તક નમાવીને સૂર્યને પ્રણામ કરવા. પછી જપ-કર્મનો પ્રારંભ કરવો. જપ પૂરા થયા બાદ પૂર્વ દિશા ભણી જોઇને સઘળા વૈભવો યુક્ત અને સર્વના શાસક વેદમાતારૂપ ગાયત્રીને વંદન કરવાં. **'ઉત્તમે શિખરે જાતા૦'** મંત્રથી વિસર્જન કરવું. ચિત્ર, ઉદુત્ય, જાતવેદા પરબ્રહ્મરૂપ સૂર્યને વિધિપૂર્વક પ્રણામ કરવા. ઋગ્વેદ તથા સામવેદમાંનાં સૂર્યસૂક્તો તથા સૂર્યની સ્તુતિનાં વચનો બોલીને સૂર્યની પ્રાર્થના કરવી. પછી પરમાત્મા અને આત્મારૂપ પરબ્રહ્મ સ્વરૂપ સૂર્યનારાયણને પ્રણામ કરીને ત્રણ પ્રદક્ષિણા કરવી.

સંધ્યાની ઉપાસના થયા બાદ નિત્ય કર્મના અંગરૂપે તર્પણ કરવું. તર્પણ કરવા માટે દેવો, ઋષિઓ તથા પિતૃઓનું '**સર્વાન્ આવાહયામિ૦**' સર્વનું આ તર્પણ કર્મમાં બધી દિશાઓમાંથી આવાહન કરવું. પછી ઉત્તરાભિમુખ યા પૂર્વાભિમુખ થઇને તર્પણ કરવાને માટે બેસવું. ત્યાર પછી તેમના મુખ્ય રૂપનું ધ્યાન ધરવું અને વંદન કરવું.

દેવતાઓને જળ, ફૂલથી, ઋષિઓનું દર્ભ તથા જળથી અને પિતૃઓનું ગંધયુક્ત જળમાં તલ નાખીને તેનાથી તર્પણ કરવું. દેવતાઓનું તર્પણ યજ્ઞોપવીતી — જનોઈ, એટલે ડાબે ખભે યજ્ઞોપવીત રાખીને કરવું. ઋષિઓનું તર્પણ જનોઈ, એટલે નિવીતીને માળાની જેમ રાખી કરવું. પિતૃઓનું તર્પણ અપસવ્ય-પ્રાચીનાવીતી થઇને એટલે જમણે ખભે જનોઈ રાખીને કરવું. દેવોનું તર્પણ દેવતીર્થ અર્થાત્ અંગૂલીઓના અગ્રભાગથી, ઋષિઓનું કનિષ્ઠિકાના એટલે કાયતીર્થના મૂળ ભાગથી તથા પિતૃઓનું તર્પણ જમણા હસ્તની તર્જની એટલે પહેલી આંગળીના મૂળ તથા અંગૂઠો એ બેની વચલા ભાગથી કરવું. જમણા હસ્તની હથેળીનો વચ્ચેનો ભાગ અગ્નિતીર્થ તથા અંગૂઠાના મૂળ પ્રદેશ બ્રાહ્મતીર્થ કહેવાય છે.*

જમણા હસ્તના અંગૂઠાના મૂળ તળે બ્રાહ્મતીર્થ, ટચલી આંગળીના મૂળે પ્રજાપત્ય તીર્થ અથવા કાયતીર્થ, અંગૂલીઓના ટેરવે દેવતીર્થ તથા અંગૂઠો અને તેની પાસેની તર્જની એટલે પ્રથમ આંગળીની મધ્યમાં પિતૃતીર્થ કહે છે.

હવે તર્પણનો વિધિ કહેવામાં આવે છે :

દેવતાઓનું, ઋષિઓ અર્થાત્ મનુષ્યોનું તથા પિતૃઓનું તર્પણ કરવામાં આવે છે. દેવતાઓનું તર્પણ કરતી વખતે પૂર્વાભિમુખ રાખીને બેસવું. ખભે ઉપવસ્ત્ર રાખવું. પહેલાં આચમન કરવું. બે દર્ભની વીંટી— પવિત્રી જમણા હસ્તની અનામિકા આંગળીના મૂળમાં તથા ત્રણ દર્ભની પવિત્રી ડાબા હસ્તની અનામિકાના મૂળમાં ધારણ કરવી. ત્રણ દર્ભની ગાંઠ વાળીને દર્ભનો અગ્રભાગ પૂર્વમાં રહે તે રીતે પૃથ્વી પર દર્ભ મૂકવા. જમણા હસ્તમાં જળ લઇને તર્પણનો સંકલ્પ કરવો. પછી આવાહન કરવું.

**બ્રહ્માદયઃ સુરાઃ સર્વે ઋષયઃ સનકાદયઃ।**
**આગચ્છન્તુ મહાભાગા બ્રહ્માંડોદરવર્તિનઃ।**

આવાહન વખતે આ મંત્ર બોલવો.

આંગળીઓના અગ્રભાગથી બ્રહ્માજી વગેરે દેવતાઓને એક-એક અંજલિ આપવી. જળમાં અક્ષત, ચંદન તથા પુષ્પ નાખવાં. દેવતાઓનું તર્પણ કરતી વેળા દર્ભ હસ્તમાં લઇને તેમનો અગ્રભાગ આંગળીઓના ટેરવા તરફ રાખવો. '**ૐ બ્રહ્મા તૃપ્યતામ્**'થી શરૂ કરીને '**ૐ નારદસ્તૃપ્યતામ્**' સુધી સર્વ દેવોને એક અંજલિ આપીને તર્પણ કરવું. એ વખતે યજ્ઞોપવીત સવ્ય—ડાબે ખભે રાખવું.

પછી ઋષિ યા મનુષ્યનું તર્પણ કરવું, તે સમયે જનોઈ-નિવીતી કરીને, અર્થાત્ માળાકારે ગળામાં બેઉ હસ્ત મધ્યે છાતી પર રાખીને ઉત્તરાભિમુખ થઇને બન્ને હસ્તો ભેગા કરીને કનિષ્ઠિકાઓના મૂળ ભાગમાં દર્ભનો અગ્રભાગ ડાબી તરફ અને મૂળ ભાગ જમણી તરફ રાખી કાયતીર્થથી અને દર્ભના વચ્ચેના ભાગથી '**ૐ સનકસ્તૃપ્યતામ્**'થી પ્રારંભ કરીને '**ૐ પંચશિખસ્તૃપ્યતામ્**' સુધી બબ્બે વખત મંત્ર

* અંગૂષ્ઠ મૂલસ્ય તલે બ્રાહ્મં તીર્થં પ્રચક્ષતે કાયમંગુલિમૂલેઽગ્રે દૈવં તયોરધઃ ॥

બોલીને બબ્બે અંજલિ આપીને તર્પણ કરવું. ત્યારે જળમાં જવ નાખવા. ઉપવસ્ત્ર પણ માળાકારે બન્ને ખભાઓની વચમાં રાખવું.

ત્યાર બાદ પિતૃઓનું તર્પણ કરવું તથા અપસવ્ય થઇને યજ્ઞોપવીત જમણા ખભા પર લેવું. દક્ષિણાભિમુખ રાખીને ડાબું ઢીંચણ વાંકું વાળીને બેસવું. દર્ભનાં મૂળ અને અગ્રભાગ જમણી તરફ પિતૃતીર્થમાં રાખીને તલ મિશ્રિત જળ વડે પિતૃતીર્થ અર્થાત્ જમણા હસ્તની પ્રથમ તર્જની આંગળીનું મૂળ તથા અંગૂઠાની મધ્યેથી **ૐ કવ્યવાટ્ તૃપ્યતામ્ ઇદં તિલોદકં તસ્મૈ સ્વધા** કરીને **ૐ બર્હિષદસ્તૃપ્યન્તામ્ ઇદં તિલોદકં તેભ્યઃ સ્વધા**' સુધી બોલીને ત્રણ-ત્રણ અંજલિ આપીને પિતૃઓનું તર્પણ કરવું. ૧૪ યમોને પણ એ જ પ્રમાણે ત્રણ-ત્રણ અંજલિ આપવી.

પોતાના પિતા વગેરે પિતૃઓના આવાહન માટે એક અંજલિ અહીં લખેલો મંત્ર ભણીને આપવી: '**ૐ આગચ્છન્તુમે પિતર ઇમં ગૃહ્ણન્ત્વ પાઞ્જલિમ્**। પછી – **ૐ ઉદીરતામવર ઉત્પરાસ૦**' મંત્ર બોલીને પિતૃઓની પ્રાર્થના કરવી અને '**ૐ અદ્ય (અમુક) ગોત્રઃ અસ્મત્પિતા (અમુક) વસુરૂપસ્તૃપ્યતામિદં તિલોદકં તસ્મૈ સ્વધા**' – બોલીને પિતાના ગોત્ર તથા નામનું ઉચ્ચારણ કરીને પહેલાં પિતાને એક અંજલિ આપવી. પછી – **ૐ અંગિરસો નઃ પિતર૦** મંત્ર બોલીને પિતાના ગોત્ર અને નામોચ્ચારણ કરીને દ્વિતીય અંજલિ આપવી. પછી – '**ૐ આયન્તુ નઃ પિતરઃ૦**' મંત્ર બોલી ઉપર જણાવ્યા મુજબ પિતાના ગોત્ર તથા નામોચ્ચારણ કરી ત્રીજી અંજલિ આપવી.

તે જ પ્રમાણે તર્પણ ગ્રંથના પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે વૈદિક મંત્ર બોલીને પિતામહ, પ્રપિતામહ વગેરેને ત્રણ અંજલિ આપીને તેમનું તર્પણ કરવું. પછી – '**ૐ તૃપ્યધ્વમ્, ૐ તૃપ્યધ્વમ્, ૐ તૃપ્યધ્વમ્**' બોલી એકેક અંજલિ આપવી.

એ જ પ્રમાણે પોતાનાં માતા, પિતાના માતા તથા પિતાની દાદી, માતાના પિતાના દાદા, માતાની માતા, માતાના દાદી, માતાના દાદીના માતા વગેરેનાં નામ અને ગોત્રોનું ઉચ્ચારણ કરીને તેમને ત્રણ-ત્રણ અંજલિ આપીને તેમનું તર્પણ કરવું.

પછી અત્રે આપેલા મંત્રોથી તલ મિશ્ર જળથી જ પૃથ્વી પર જળધારા કરવી:

**'ૐ દેવાઙસુરસ્તથા યક્ષા નાગા ગંધર્વરાક્ષસાઃ।**
**પિશાચા ગુહ્યકાઃ સિદ્ધાઃ કૂષ્માણ્ડાસ્તરવઃ ખગાઃ॥**
**જલેચરા ભૂનિલયા વાટવાધારાશ્ચ જન્તવઃ।**
**તૃપ્તિમે તે પ્રયાન્ત્વાશુ મદ્દત્તેનામ્બુનાઙખિલાઃ॥**

દેવતાઓ, યક્ષો, અસુરો, નાગો, ગંધર્વો, પિશાચો, રાક્ષસો, ગુહ્યકો, સિદ્ધો, કુષ્માંડો, વૃક્ષો, પક્ષીઓ, જળચર, પૃથ્વીની બહાર તથા અંદર તેની ઉપર રહેલાં પ્રાણીઓની યોનિને પ્રાપ્ત થયેલાં પ્રાણીઓ, વાયુને આધારે રહેલાં બધાં બધાં જંતુઓ મેં આપેલા જળથી સર્વ તરત જ તૃપ્ત થાય.

**ૐ નરકેષુ સમસ્તેષુ યાતનાસુ ચ યે સ્થિતાઃ।**
**તેષામાપ્યાયનાયતદ્દીયતે સલિલં મયા॥**

બધી જાતનાં નરકોમાં મારા જે પિતૃઓ યાતના-દુઃખ ભોગવતા હોય તેના ઉદ્ધાર અને તૃપ્તિ માટે હું આ જળ અર્પણ કરું છું.

**ૐ યે બાન્ધવાઙબાન્ધવાશ્ચ યે અન્યજન્મનિ બાંધવાઃ।**

**તે તૃપ્તિમખિલા યાન્તુ યશ્ચાસ્મત્તોઙભિવાંછતિ॥**

જે અમારા બાંધવો હોય, જેઓ બાંધવ નહીં હોય તેવા તેમ જ બીજા ગમે તે જન્મમાં જેઓ અમારા બાંધવો રહ્યા હોય અને બીજા જે કોઈ અમારી પાસેથી તર્પણની ઇચ્છા રાખતા હોય તે બધાં આ મેં આપેલા જળથી સંપૂર્ણ રીતે તૃપ્ત થાય.

**યે મે કુલે લુપ્તપિણ્ડાઃ પુત્રદારવિયર્જિતાઃ।**

**તેષાં હિ દત્તમક્ષય્યમિદમસ્તુ તિલોદકમ્॥**

મારા કુળમાં ઉત્પન્ન થયેલા જે મનુષ્યો સ્ત્રી તથા પુત્રાદિ વગરના રહીને પિંડોદક દાન પામ્યા નહીં હોય તેમને હું તલ સહિત જળનું દાન કરું છું, તે તેમને હમેશાં તૃપ્તિ આપનારું થાય.

**આબ્રહ્મસ્તમ્બપર્યંતં દેવર્ષિપિતૃમાનવાઃ।**

**તૃપ્યન્તુ પિતરઃ સર્વે માતૃમાતામહાદયઃ॥**

બ્રહ્માજીથી માંડીને વૃક્ષનાં મૂળ સુધી થઈ ગયેલા દેવો, ઋષિઓ, પિતૃઓ, મનુષ્યો અને માતા, માતાની માતા અને માતાના પિતા વગેરે સર્વ પિતૃઓ મેં તેમને માટે કરેલા તર્પણથી તૃપ્તિ પામે.

**ૐ અતીતકુલકોટિનાં સપ્તદ્વીપનિવાસિનામ્।**

**આબ્રહ્મભુવનાંલ્લોકાનિદમસ્તુ તિલોકદમ્॥**

પૃથ્વીપટ પરના સાતે દ્વીપોમાં નિવાસ કરનારા તેમજ બ્રહ્મલોકથી માંડીને પાતાળલોક પર્યંત રહેલા મારા ભૂતકાળમાં થઈ ચૂકેલા કરોડો કુળોમાંના તમામ માનવીઓને માટે આ તિલોદકથી કરાતું તર્પણ તેમને તૃપ્તિ આપનાર થાઓ.

પછી પોતાના જમણા ખભા ઉપર રાખેલા ઉપવસ્ત્રની ચાર ઘડી કરીને તેમાં તલ મૂકીને તે વસ્ત્રને જળમાં બોળીને અહીં આપેલો મંત્ર બોલીને તર્પણ કરનાર મનુષ્યે જળની બહાર ડાબી બાજુ તે વસ્ત્ર નિચોવવું.

**યે કે ચાસ્મત્કુલે જાતા અપુત્રા ગોત્રિણો મૃતાઃ।**

**તે તૃપ્યન્તુ મયા દત્તં વસ્ત્રનિષ્પીડનોદકમ્॥**

અમારા કુળમાં અને અમારા ગોત્રમાં ઉત્પન્ન થયેલાં જે મનુષ્યો અપુત્ર મૃત્યુ પામ્યા હોય તેમનું આ નિચોવેલા વસ્ત્રના જળથી હું તર્પણ કરું છું. આનાથી તેઓ તૃપ્ત થાય.

આ મુજબ પિતૃઓનું તર્પણ કર્યા પછી હસ્તમાં રાખેલા દર્ભનો ત્યાગ કરવો, પણ પવિત્રી-દર્ભની વીંટી પહેરી રાખવી. પછી પૂર્વાભિમુખ બેસવું. યજ્ઞોપવીત સવ્ય કરીને આચમન કરીને અહીં લખેલા મંત્રથી ભીષ્મ પિતામહને ફૂલ અને ચંદન નાખીને એક અંજલિ જળની આપવી.

**ભીષ્મઃ શાન્તનયો વીરઃ સત્યવાદી જિતેન્દ્રિયઃ।**
**અદ્‌ભિરદ્‌ભિરવાપ્નોતુ પુત્રપૌત્રોચિતાં ક્રિયામ્॥**

હસ્તિનાપુરના શાન્તનુ રાજાના સત્યવાદી, વીર અને જિતેન્દ્રિય પુત્ર ભીષ્મ, પુત્ર અને પૌત્રોને યોગ્ય આ તર્પણ ક્રિયાના જળથી તૃપ્ત થાય.

પછી અહીં આપેલા દરેક નામે એક-એક અંજલિ આપવી.

**ૐ બ્રહ્મણે નમઃ। ૐ વિષ્ણવે નમઃ। ૐ રુદ્રાય નમઃ। ૐ સૂર્યાય નમઃ। ૐ દિગ્ભ્યો નમઃ। ૐ દિગ્દેવતાભ્યો નમઃ। ૐ અગ્નયે નમઃ। ૐ પૃથિવ્યૈ નમઃ। ૐ ઓષધિભ્યો નમઃ। ૐ વાચે નમઃ। ૐ વાચસ્પતયે નમઃ। ૐ મિત્રાય નમઃ। ૐ મહદ્‌ભયો નમઃ। ૐ અપાં પતયે નમઃ। ૐ વરુણાય નમઃ।**

પછી અત્રે આપેલા મંત્રથી સૂર્યનારાયણને અર્ઘ્ય આપવો અને નેત્રે જળ લગાડવું.

**ૐ નમો વિવસ્યતે બ્રહ્મન્ ભાસ્વતે વિષ્ણુતેજસે।**
**જગત્સવિત્રે શુચયે નમસ્તે કર્મદાયિને॥**

વિશ્વના સર્જક, સત્કર્મ કરવાને માટે પ્રેરણા આપનારા, વિષ્ણુસ્વરૂપ, તેજસ્વી ભગવન્ વિવસ્વાન એવા પાવક સૂર્યદેવને નમસ્કાર. હે બ્રહ્મન્! આપને નમસ્કાર.

પછી અત્રે આપેલા મંત્રથી વિસર્જન કરવું.

**ૐ દેવાગાતુ વિદોગાતું વિત્વાગાતુમિત્ર।**
**મનસસ્પત ઇમં દેવયજ્ઞં સ્વાહા વાતેધાઃ॥**
**કૃતેનાનેન તર્પણેન પિતૃસ્વરૂપી ભગવન્ જનાર્દનઃ પ્રિયતામ્॥**

આ તર્પણથી મેં કરેલા પિતૃ સ્વરૂપ ભગવાન જનાર્દન તૃપ્ત થાઓ.

પછી અત્રે આપેલા મંત્રથી ક્ષમા-પ્રાર્થના કરવી.

**પ્રમાદાત્ કુર્વતાં કર્મ પ્રચ્યવેતાધ્વરેષુ યત્।**
**સ્મરણાદેવ તદ્‌વિષ્ણોઃ સંપૂર્ણસ્યાદિતિ શ્રુતિઃ॥**

યજ્ઞનું કર્મ કરનારાઓના આળસથી રહી ગયેલી ત્રુટિને દૂર કરીને તે કર્મને પૂર્ણ કરનાર શ્રીવિષ્ણુનું માત્ર સ્મરણ કરવાથી જ કર્મ સંપૂર્ણ થાય છે, એવું શ્રુતિનું વચન છે તેથી આ તર્પણ-કર્મરૂપી યજ્ઞમાં મારા પ્રમાદને કારણે જો કંઈ ત્રુટિ રહી ગઈ હોય તો ભગવાન વિષ્ણુ તેને દૂર કરીને કાર્યને સંપૂર્ણ કરે. મારી આ પ્રાર્થનાનો શ્રીવિષ્ણુ સ્વીકાર કરે અને મારાથી થયેલી આળસ માટે મને ક્ષમા આપે.

આ પ્રમાણે તર્પણ-કર્મ કર્યા પછી હે મુનિ-શાર્દૂલ્! દ્વિજે બ્રહ્મયજ્ઞનો પ્રારંભ કરવો, અર્થાત્ પંચયજ્ઞોમાંના પહેલા દેવયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ તથા પિતૃયજ્ઞ કરવા અને ત્યાર પછી બ્રહ્મયજ્ઞ કરવો. યજ્ઞકર્મમાં પરાયણ પવિત્ર બ્રાહ્મણ પોતાના વેદની શાખાનું જે અધ્યયન કરે છે તેને 'બ્રહ્મયજ્ઞ' કહેવાય છે.

દેવોનું પૂજન અને તેમને ઉદ્દેશીને તેમની પ્રસન્નતા અર્થે કરાતો હવન **'દેવયજ્ઞ'** કહેવાય.

વેદમાં પારંગત, બ્રહ્મજ્ઞ અને સઘળાં તત્ત્વોના સ્વરૂપના જ્ઞાતા બ્રાહ્મણોને તેમનાં પત્નીઓ સહિત આમંત્રણ આપીને પ્રણામપૂર્વક તેને અન્ન આપીને કરાતો અતિથિ સત્કાર **'મનુષ્ય યજ્ઞ'** છે.

શ્વાન અને ગાય વગેરે પશુ તથા કાગડા આદિ પક્ષીઓને બલિરૂપે અર્પણ થતું અન્ન **'ભૂતયજ્ઞ'** છે. પિતૃઓના નિમિત્તે કરાતા તર્પણ અને શ્રાદ્ધ વગેરે કર્મને **'પિતૃયજ્ઞ'** કહેલા છે.

વેદ, વેદાંગ અને પુરાણ વગેરે ભણવા ને ભણાવવાના કર્મને **'બ્રહ્મયજ્ઞ'** કહે છે. બધા મનોરથોની સિદ્ધિ અર્થે આ પંચયજ્ઞો દરરોજ અચૂક કરવા. બધા યજ્ઞોમાં **બ્રહ્મયજ્ઞ** શ્રેષ્ઠ યજ્ઞ છે. **બ્રહ્મયજ્ઞ** કરવાથી ઇન્દ્ર સહિત બધા દેવો, બ્રહ્માજી શ્રીવિષ્ણુ ભગવાન, વેદો, પિતૃઓ તથા નીલલોહિત શંકર ભગવાન પ્રસન્ન થાય છે, તેમાં શંકા નથી. **બ્રહ્મયજ્ઞ** કરનાર મનુષ્ય બ્રહ્મલોકમાં સાદર સહિત પૂજાય છે.

ગામનાં છાપરાં કે કોઈ માનવી દેખાય નહીં તેટલે દૂર પૂર્વ દિશામાં ઉત્તર દિશા કે ઈશાન કોણમાં **બ્રહ્મયજ્ઞ** કરવા બ્રાહ્મણે જવું. તે વખતે તેણે પોતાની પાસે દર્ભ રાખવી.

પ્રથમ ઋગ્વેદની પ્રીતિ અર્થે દર્ભને ત્રણ વાર જળમાં પલાળવી. તેની પવિત્રી-વીંટી બનાવીને અનામિકા આંગળીમાં પહેરવી. ત્રણ વખત આચમન કરવું.

પછી યજુર્વેદની પ્રીતિ અર્થે દર્ભથી દેહ પર માર્જન કરવું. બે વખત દર્ભને ધોવી. પછી સામવેદની પ્રીતિ અર્થે મસ્તકે દર્ભનો સ્પર્શ કરાવવો. અથર્વ વેદ અને તેમાંના આંગિરસ સૂક્તની પ્રીતિ અર્થે નેત્રો પર દર્ભનો સ્પર્શ કરવો. દર્ભને પુનઃ ધોઇને વેદોનાં અંગોની પ્રીતિ અર્થે નાસિકાને દર્ભથી સ્પર્શ કરવો. બ્રહ્મ વગેરે ૧૮ પુરાણો, સૌર આદિ ઉપપુરાણ અને શિવ પુરાણ આદિ પાવક શૈવ ઇતિહાસની પ્રીતિ માટે બેઉ કાનને સ્પર્શ કરવો. કલ્પસૂત્રોના, અર્થાત્ આચાર ગ્રંથોના તજજ્ઞોએ વૈતાન, આંગિરસ, વિધિ, સંહિતા અને શાન્તિકલ્પ — એ પાંચ કલ્પોની પ્રીતિ અર્થે હૃદયને સ્પર્શ કરવો. પછી આચમન કરવું. દર્ભનું આસન પાથરવું. આસનની ગાંઠો ઉત્તર તથા દક્ષિણ દિશા તરફ રહે તે પ્રમાણે આસન પાથરીને તેના પર પૂર્વાભિમુખે બેસવું. જમણા હસ્તની અનામિકા આંગળીમાં દર્ભની પવિત્રી-વીંટી ધારણ કરવી. જનોઇને સવ્ય કરીને એકાગ્ર ચિત્તથી વિધિ પ્રમાણે સ્વસ્થતાથી **બ્રહ્મયજ્ઞ** કરવો, અર્થાત્ મંડળ બ્રાહ્મણ, યા અહીં જણાવ્યા પ્રમાણે પુરુષસૂક્ત, મંડળ બ્રાહ્મણ, શિવ સંકલ્પ, અનુવાક અને ચારે વેદોના મંત્રોનો સ્વાધ્યાય કરવો. **'અનુવાકમ્' — 'ૐ બિભ્રાડબૃહત્પિબતૃ૦।।' પુરુષ સૂક્તમ્ — 'ૐ સહસ્રશીર્ષા૦।।' શિવસંકલ્પ — 'ૐ યજ્જાગ્રતો દૂરમુદૈતિ૦।।' 'મણ્ડલબ્રાહ્મણમ્' — ૐ 'યદેતમણ્ડલમ્ તપતિ તન્મહદુકથંતાઃ ઋચઃ સ ઋચાં લોકેડથ યદેતદર્ચિર્દીપ્યતે તન્મહાવ્રતં તાનિ સામાનિ સ સામ્નાં લોકોથ ય એષ એતસ્મિન્મણ્ડલે પુરુષઃ સોડગ્નિસ્તાનિ યજૂ ષિ સ યજુષાં લોકઃ।।**

**'યજુર્વેદઃ' — 'ૐ ઇષેત્વોર્જેત્વા૦।।**

**'ઋગ્વેદઃ' — ૐ અગ્નિમીલે પુરોહિતં૦।।'**

**'સામવેદઃ' — 'ૐ અગ્ન આયાહિ વીતયે૦।।'**

**'અથર્વવેદઃ' — 'ૐ શન્નો દેવીરભિષ્ટય આપો૦।।'**

પછી — **અનેન બ્રહ્મયજ્ઞાખ્યેન કર્મણા શ્રીભગવન્ પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ।।** આ પ્રમાણે બોલીને **બ્રહ્મયજ્ઞ**નું ફળ પરમાત્માને અર્પણ કરીને એક આચમની ભરીને જળ તરભાણામાં નાખવું અને

પવિત્રીનો-વીંટીનો ત્યાગ કરવો. જે તત્ત્વચિંતક દ્વિજ પંચમહાયજ્ઞ કર્યા વગર ભોજન કરે છે, તે ભૂંડ થાય છે. એટલા જ માટે કલ્યાણ ઇચ્છનાર દ્વિજે શ્રદ્ધાથી પંચમહાયજ્ઞ દરરોજ કરવા.

**બ્રહ્મયજ્ઞ** કર્યા બાદ જળાશયમાં ડૂબકી મારીને સ્નાન કરવું. પછી જળ પાત્રમાં ભરીને ઘેર આવવું. ગૃહપ્રવેશ કરતા પહેલાં તે જળથી હાથપગ ધોવા. પછી દેહશુદ્ધિ માટે વિધિસર ભસ્મસ્નાન કરવું. એ ભસ્મ અગ્નિહોત્રમાંની હોવી જોઇએ. પ્રણવ મંત્રથી ભસ્મને શુદ્ધ કરવી.

ભસ્મ અગ્નિહોત્રની ગ્રહણ કરવી તેથી સૂર્યોદય થતો હોય તે વખતે હવિષ્ય દ્રવ્યથી અગ્નિમાં હોમ કરવો, કેમ કે સૂર્યનારાયણ એ દિવસમાં જ્યોતિરૂપ છે. અ જ પ્રમાણે સાયંકાળે પણ હોમ કરવો, કેમ કે રાત્રે અગ્નિ જ્યોતિરૂપ છે. સૂર્યોદય નહીં થયો હોય તે વખતે હોમ કરવો વ્યર્થ છે, કારણ કે તે વખતે સૂર્યનો જ્યોતિરૂપથી અભાવ હોય છે. એટલા માટે ઉદય વખતે કરાયેલ હોમની ભસ્મને પવિત્ર ને કલ્યાણકારી કહી છે. સત્ય સમાન કોઈ પુણ્ય નથી ને અસત્ય જેવું કોઈ પાપ નથી, તેથી અગ્નિહોત્રની પવિત્ર ભસ્મ જ લેવી. મસ્તકે **'ઇશાન સર્વભૂતાનાં૦'** મંત્રથી ભસ્મ લગાડવી. **'તત્પુરુષાય વિદ્મહે૦'**થી મોં પર **'અઘોરેભ્યો અથ ઘોરેભ્યઃ૦'**થી છાતી પર **'વામદેવાય૦'**થી ગુહ્ય પ્રદેશમાં અને **'સદ્યોજાતં પ્રપદ્યે૦'**થી બેઉ પગ પર અને **ૐકાર**ના ઉચ્ચારણ સાથે પ્રણવપૂર્વક આખા શરીરે ભસ્મ કરવી.

પછી **બ્રહ્મયજ્ઞો**માં શ્રેષ્ઠ એ દ્વિજે હાથ-પગ ધોવા તથા દેહ પર લગાડેલી ભસ્મ દૂર કરવી અને પાર્વતી સહિત શંકર ભગવાનનું સ્મરણ કરીને કુશ ગ્રહણ કરવો. ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોથી તથા **'આપોહિષ્ઠામયો ભુવઃ૦'** મંત્રથી મંત્રસ્નાન કરવું. દર્ભથી માર્જન કરવું. દ્વિજોના હિત અર્થે આ પ્રમાણે સંક્ષેપથી સ્નાનવિધિ તમને કહ્યો. એ પ્રમાણે જે મનુષ્ય એકવાર પણ સ્નાન કરે છે તે શંકર ભગવાનના સ્થાનરૂપ શ્રેષ્ઠ ગતિને પામે છે. ૧-૪૧

**દ્વિજાનાં તુ હિતાયૈવં કથિતં સ્નાનમદ્ય તે।**
**સંક્ષિપ્ય યઃ સકૃત્કુર્યાત્ યાતિ પરમં પદમ્॥૪૧॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં ''ગાયત્રી જપવિધાન' નામનો ૨૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૭મો

# શિવલિંગનો પૂજન વિધિ



**શૈલાદિરુવાચ॥**
**વક્ષ્યામિ શૃણુ સંક્ષેપાલ્લિંગાર્ચનવિધિક્રમમ્।**
**વક્તું વર્ષશાતેનાપિ ન શક્યં વિસ્તરેણ યત્॥૧॥**

શૈલ આદિ કહે છેઃ હવે શિવલિંગ પૂજનનો વિધિ સંક્ષેપમાં કહું છું, તે તમે શ્રવણ કરો. સેંકડો વર્ષ પર્યંત તેનું વર્ણન કરવામાં આવે તો યે તે સંપૂર્ણ રીતે કહી શકાય તેમ નથી.

ઉપર્યુક્ત જણાવ્યા પ્રમાણે વિધિપૂર્વક ત્રણ જાતનાં સ્નાન કર્યા બાદ શિવલિંગની પૂજાર્થે જવું. પ્રાણાયામ ત્રણ કરવા. ત્રિનેત્રવાળા શિવજીના અત્રે જણાવેલા સ્વરૂપનું ધ્યાન ધરવું. તેમનાં પાંચ મુખ અને દસ ભુજાઓ છે. તેમનો દેહ શુદ્ધ સ્ફટિક જેવો કાન્તિમાન છે. સર્વ આભૂષણો યુક્ત છે. વિચિત્ર વસ્ત્રોથી શોભે છે.

આમ ધ્યાન કર્યા બાદ પરમાત્માનું પૂજન કરવું. દેહશુદ્ધિ કરવી ને પ્રણવ યુક્ત **'ૐ નમઃ શિવાયઃ'** એ મૂળ મંત્રથી છ અંગોમાં ન્યાસ કરવો. જેમ કે **ૐ હૃદયાય નમઃ, ન શિરસે સ્વાહા, મઃ શિખાયૈ વષટ્ શિવ કવચાય હુમ્, વા નેત્રાભ્યાં વૌષટ્, ય અસ્ત્રાય ફટ્, ૐ નમઃ શિવાય** એ પરમ પવિત્ર મંત્રમાં સઘળા વેદો અને તેમના મંત્રો સૂક્ષ્મરૂપે રહેલા છે. વડના બી-માં જે પ્રમાણે સૂક્ષ્મરૂપે રહેલા છે.

ચંદનથી મિશ્ર સુગંધી જળનો પૂજાના સ્થળ પર છંટકાવ કરવો. પછી પૂજન માટે લાવેલા દ્રવ્યો પર પણ તે જળ છાંટવું. આમ કરતી વેળા 'ૐ'કાર મંત્ર બોલતા જવું. મંત્રથી સંસ્કારયુક્ત કરેલું પ્રોક્ષણી પાત્ર, અર્ધ્ય પાત્ર, પાદ્ય પાત્ર તથા આચમન પાત્ર આદિ વ્યવસ્થિત ગોઠવીને તૈયાર કરવાં. તેના પર જળ છાંટીને પ્રણવ મંત્ર ભણવો અને તે પાત્રોમાં ઠંડું જળ પૂરવું અને તેમના પર દર્ભ મૂકવી.

'પાદ્યપાત્રમાં 'ૐ' બોલીને સુગંધી વાળો તથા ચંદન નાખવાં. આચમન માટેના પાત્રમાં જાવંત્રી, કંકોલ, કપૂર, જાયફળ, બહુમૂલ, અર્થાત્ શતાવરી ને તમાલપત્રનું ચૂર્ણ સગવડ મુજબ નાખવું. ત્યાર પછી એ સર્વ પાત્રો પર કપૂર સહિતનું ચંદન લગાડવું ને તેમના પર વિધવિધ પ્રકારનાં પુષ્પ મૂકવાં. અર્ધ્યના પાત્રમાં અગ્રભાગ સહિત કુશ, ડાંગર, જવ, તલ, અક્ષત, સરસવ, ફૂલ આજ્યયુક્ત ભસ્મ — એ નાખવાં.

પ્રોક્ષણી પાત્રમાં ફૂલ, દર્ભ, શતાવરી, ડાંગર, જવ, તમાલપત્ર તથા ભસ્મ — પ્રણવ મંત્ર બોલીને નાખવાં. પંચાક્ષર મંત્રથી તથા છંદ દેવતા ગાયત્રી અથવા તો વેદના સારરૂપ એવા કેવળ પ્રણવ મંત્રથી બધાં જ પાત્રોમાંનાં દ્રવ્યોને અભિમંત્રિત કરવાં. પછી પ્રોક્ષણી પાત્રમાંનાં દ્રવ્યો અને જળ પૂજાનાં દ્રવ્યો પર છાંટવાં. પછી શંકર ભગવાનની જમણી તરફ નંદીરૂપ **ઈશાનઃ સર્વવિદ્યાતામ્**થી શરૂ કરીને **રુદ્રાય નમોઽસ્તુ** સુધીના પાંચ યજુર્વેદ મંત્રોથી નંદીરૂપ મારા સ્વરૂપનું પૂજન કરવું. સહસ્રો પ્રજ્વલિત અગ્નિ જેવા તેજસ્વી ત્રિનેત્રવાળા તથા દેવોના પ્રભુ, બાળચન્દ્રને મસ્તક પર ધારણ કરેલા, વાનર જેવા મોંવાળા તથા ચાર ભુજાઓવાળા, ફૂલમાળાને પહેરનારા, બધાં આભરણોથી વિભૂષિત મારું સૌમ્ય સ્વરૂપ છે, તેની પૂજા કરવી. મારી ડાબી બાજુ પગના અલંકારને રમાડનારાં, અર્થાત્ તેમાં જ તત્પર મારાં પાવક, યશસ્વી, સદાચારશીલ, સુંદર પત્ની અંબા અર્થાત્ પાર્વતીજીનું પૂજન કરવું. પૂજનનો આ ક્રમ ધ્યાને રાખીને શિવાલયના ગભારામાં ભગવાન શંકરનું પૂજન કરવાને માટે પ્રવેશવું. મહાદેવજીનાં પાંચ શિરો પર 'સદ્યોજાત' આદિ પાંચ મંત્રોથી ભક્તિથી પુષ્પાંજલિ અર્પણ કરવી. ફૂલ, ગંધ અને વિવિધ જાતના ધૂપોથી શિવજીની પૂજા કરવી. સ્કંદ, વિનાયક તથા પાર્વતી દેવીની પૂજા કર્યા પછી શિવલિંગ પરનું નિર્માલ્ય દૂર કરીને તેની શુદ્ધિ કરવી. તે વખતે **'ૐ નિધનપતયે૦'**થી પ્રારંભ કરીને **'પરમલિંગાય નમઃ૦'** સુધી, અર્થાત્ પ્રણવથી આરંભ કરીને નમઃ પદના અંત પર્યંત મંત્રો બોલવા. પછી યોગશાસ્ત્રમાં કહેલા પદ્માસનની પ્રણવ સહિત રચના કરવી.

એના પૂર્વ દળમાં સાક્ષાત્ અણિમા સિદ્ધિરૂપ અવિનાશી–અક્ષરની કલ્પના કરવી. દક્ષિણ દિશાના દળમાં લઘિમા, પશ્ચિમ દળમાં મહિમા, ઉત્તર દિશાના દળમાં પ્રાપ્તિ, અગ્નિ ખૂણામાં પ્રાકામ્ય. નૈર્ઋત્યમાં ઇશિત્વની, વાયવ્યમાં વશિત્વ તથા કમળદળના ઈશાન ખૂણામાં સર્વજ્ઞત્વની કલ્પના કરવી. કમળની કર્ણિકાને — મધ્ય ભાગને ચંદ્ર અથવા સોમની નીચે સૂર્ય અને તેની નીચે અગ્નિની કલ્પના કરવી. વૈરાગ્ય, જ્ઞાન, ધર્મ તથા ઐશ્વર્યની ક્રમશઃ અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય તથા ઈશાન ખૂણામાં અને અવ્યક્ત, મહત્તત્ત્વ અભિમાન તથા ચિત્તની એ કમળદળની પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર દિશામાં ક્રમશઃ કલ્પના કરવી. ચન્દ્રથી ઉપલા ભાગમાં સત્ત્વ, રજ અને તમોગુણની રચના કરવી — એ ત્રણ ગુણની ઉપર જગત, તૈજસ અને પ્રાજ્ઞરૂપ આત્મસ્વરૂપ 'ૐ'ની રચના કરવી. તેના પર શિવપીઠિકાની રચના કરવી.

ત્યાર પછી **'સદ્યોજાતં પ્રપદ્યામિ૦'** મંત્રથી પરમાત્મા શંકરનું આવાહન કરવું. **'વામદેવાય નમઃ૦'** મંત્રથી આસન પર દેવતાની સ્થાપન કરવી. રુદ્રગાયત્રી, અર્થાત્ **'તત્પુરુષાય૦'**થી તેમનું સાન્નિધ્યમાં પ્રાપ્ત કરવું. **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યઃ૦'** દેવને સ્થિર કરીને **'ઈશાનઃ સર્વવિદ્યાનામ્૦'** એ મંત્રથી દેવતાની પૂજા કરવી. પછી શંકરને આચમન, પાદ્ય અને અર્ધ્ય આપવાં.

પછી રુદ્રને ચંદન અને સુગંધી દ્રવ્યથી યુક્ત જળથી વિધિસર સ્નાન કરાવવું. પહેલા પંચગવ્યથી સ્નાન કરાવવું. તેને માટે એક પાત્રમાં પંચગવ્ય લઇને તેને પ્રણવ મંત્રથી અભિમંત્રિત કરીને એ પંચગવ્યથી દેવતાને સ્નાન કરાવવું. પછી મધ, ઘી તથા શેરડીના રસથી તથા પવિત્ર દ્રવ્યોથી શિવજીને સ્નાન કરાવવું. તે વખતે પ્રણવ મંત્ર ભણવો.

આ પ્રમાણે સ્નાન કરાવ્યા બાદ મહાદેવજી પર પવિત્ર અને શુદ્ધ જળથી અભિષેક કરવો. પ્રથમ જળને શ્વેત વસ્ત્રથી ગાળીને શુદ્ધ કરવું. અભિષેક કરવાના જળમાં અઘેડો, કપૂર, દર્ભ, ચમેલીનાં પુષ્પો, ચંપાનાં પુષ્પો, સફેદ કરેણનાં ફૂલ, મોગરાનાં ફૂલો, નીલકમળ તથા શ્વેત કમળ નાખવાં. તેમાં ચંદન નાખવું.'

**'સદ્યોજાતં૦'** વગેરે મંત્રોથી અભિષેક માટેનું જળ અભિમંત્રિત કરવું. સોનાના, રૂપાના કે તાંબાના કળશથી યા કમળપત્રથી, ખાખરાનાં પાનથી, શંખથી યા તો માટીના શુદ્ધ ને પવિત્ર ઘડાથી પુષ્પ તથા કુશ આદિ નાખેલા જળથી મંત્રોચ્ચાર સહિત મહાદેવ પર અભિષેક કરવો. આ પ્રમાણે સ્નાન કરાવવાથી યા અભિષેક કરવાથી માનવી સંસારના બંધનથી મુક્ત થાય છે. તે સર્વ કામનાઓને સિદ્ધ કરનારા મંત્રો તમને કહું છું. સાધકે પવમાન યા વામસૂક્તથી યા પોતાના વેદની શાખાઓમાં કહેલા મંત્રોથી અથવા શ્રીરુદ્રાધ્યાયથી, શ્રીસૂક્તથી, રાત્રિસૂક્તથી યા **'વાજશ્ચે મે૦'** આદિ પાવક ચમક મંત્રોથી, હોતાર મંત્રોથી, અથર્વશીર્ષથી, શાન્તિસૂક્તથી, સામવેદોક્ત ભારુંડ યા અરુણ સૂક્તથી, **'વરુણભ્યોઽમ્ભનમસિં'** યા **'જ્યેષ્ઠાય નમઃ'**થી કે વેદવ્રતથી યા **'અન્તરા વરુણ૦'** કે પુરુષસૂક્તથી **'નમઃ કપર્દિને૦'**થી સામવેદના **'આવોજસા૦ થી બૃહચ્ચન્દ્ર૦'** આ વિષ્ણુસૂક્તથી, સ્કન્દના **'વિરુપાક્ષ૦'** મંત્રથી, શિવજીની ૧૦૦ ઋચાઓથી, પાંચ બ્રહ્મસૂત્રોથી અથવા માત્ર પ્રણવ મંત્રથી સઘળા દેવોના ઈશ–મહેશ્વરને પાપોનો નાશ થવા માટે સ્નાન કરાવવું. જળથી તેના પર અભિષેક

કરવો. પછી દેવતાને વસ્ત્ર અને જનોઈ આપવાં. આચમન કરવાને માટે જળ આપવું. પુષ્પ, ગંધ, દીપ, ધૂપ તથા નૈવેદ્ય અર્પણ કરવાં. પુનઃ આચમન કરવાને માટે સુગંધી જળ આપવું. પ્રણવ મંત્ર ભણીને શંકર ભગવાનને મુખવાસને માટે એલચી, લવિંગ અને બીજાં સુગંધી દ્રવ્યોથી યુક્ત તાંબૂલ અર્પણ કરવાં. મુખવાસને અંતે દેવને મુકુટ તથા રત્નજડિત સુંદર છત્ર ને આભૂષણોથી આપવાં.

ત્યાર પછી લિંગમાં સ્ફટિક જેવા શુભ્ર વર્ણના, સઘળા દેવોના કારણ, અવિનાશી, સર્વલોકમય, સઘળા દેવોમાં દેવાધિદેવ મહાદેવજી, મધ્ય અને અંતથી રહિત છે. સંસારનાં દુઃખોથી પીડિત ભવ રોગીઓને ભેષજરૂપ દેવતાને શિવતત્ત્વ કહ્યા છે. તે સ્વરૂપ શિવલિંગમાં રહેલું છે. પ્રણવ મહામંત્રથી લિંગનું પૂજન કરીને તેમની સ્તુતિ કરવી. તેમને નમસ્કાર કરવા. પ્રદક્ષિણા ફરવી. પછી અર્ઘ્ય આપીને તેમાં ચરણોમાં ફૂલો ચડાવવાં. વંદન કરીને અંતઃકરણમાં શિવજીનું સ્થાપન કરીને ચિંતન કરવું. લિંગપૂજાના શ્રેષ્ઠ વિધિપૂર્વક આ મુજબ તમને સંક્ષિપ્તમાં કહ્યા બાદ આજે હું હવે તમને હૃદયકમળમાં રહેલા શિવજીની આભ્યંકર પૂજનનો વિધિ કહું છું. ૧-૫૪

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શિવલિંગનો પૂજન વિધિ' નામનો ૨૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૮મો

# હૃદયમાં શિવપૂજનનો મહિમા



**શલાદિરુવાચ॥**

**આગ્નેયં સૌરભમૃતં બિમ્બં ભાવ્યં તતોપરિ।**
**ગુણત્રયં ચ હૃદયે તથા ચાત્મત્રયં ક્રમાત્॥૧॥**

હવે શૈલ આદિ આભ્યંતર, અર્થાત્ હૃદયકમળમાં રહેલા શંકર ભગવાનની પૂજાનો વિધિ કહે છે.

હૃદયમાં કલ્પેલા અષ્ટદળ કમળની વચ્ચે રહેલી કર્ણિકા વચ્ચે ચંદ્રની ભાવના કરવી. તેની નીચે સૂર્ય તથા અગ્નિમંડ, અર્થાત્ સૂર્યબિંબ તથા અગ્નિબિંબની ભાવના કરવી. કર્ણિકાના વચ્ચેના ભાગમાં રહેલ અમૃત, અર્થાત્ ચન્દ્રની ઉપર સત્ત્વાદિ ત્રિગુણ ને તેમની ઉપર ક્રમશઃ જગત, તૈજસ અને પ્રાજ્ઞ – એ આત્મત્રયરૂપ **'ૐ-કાર'**ની ભાવના કરીને તેના પર નિષ્કલ, અર્થાત્ શુદ્ધ સકલાકૃતિ સંપૂર્ણ દેહના, એટલે કાન્તારૂપ અડધા દેહથી યુક્ત અર્ધનારીશ્વર ભગવન્ સદાશિવ સ્વરૂપની ભાવના કરીને અંતઃકરણમાં સ્થાપના કરવી. ધ્યાનયોગથી તેમના સ્વરૂપનું ચિંતન કરવું. સાધકને માટે શંકરનું એ ચિન્ત્ય સ્વરૂપ અસંખ્ય પ્રકારનું છે. માટે એમાં ભેદબુદ્ધિનો અભાવ રહેતો હોય છે. કયા સ્વરૂપનું ચિંતન કરવું તે વિશે ચિંતકને કોઈ પણ પ્રકારની ચિંતા પેદા થતી નથી, અર્થાત્ સદાશિવ બ્રહ્મરૂપ હોવાથી તે જ ધ્યાન કરવાને યોગ્ય છે. યજમાન, અર્થાત્ ધ્યાતાએ એના પરબ્રહ્મરૂપ પરમાત્મા શંકરનું-શિવજીનું જ ધ્યાન કરવું, નહીં તો દેહમાં રહેલા જીવરૂપ પુરુષને સાંબ અર્થાત્ પાર્વતી સહિત શિવરૂપ બ્રહ્મજ્ઞાન કદી પણ થતું નથી.

જીવરૂપ પુરુષ દેહરૂપ પુરમાં રહેલો હોવાથી જીવ એ જ પુરુષ છે ને એ જ યજમાન છે. ત્યાજ્ય, અર્થાત્ પૂજ્યને પૂજનરૂપ યજ્ઞથી પૂજનાર સાધક યજમાન કહેવાય છે. જે માનવી ધ્યેય એવા મહેશ્વરનું ચિંતન યા ધ્યાન કરે છે તેને પ્રધાનપુરુષ ઈશાન વાસ્તવ સ્વરૂપથી પ્રાપ્ત થાય છે અને એની પૂજાના ફળરૂપે તે સંસારના બંધનથી મુક્ત થઇને મોક્ષ પામે છે. શિવ ધ્યેય ૨૬ તત્ત્વવાળા છે. આ લિંગ દેહમાં ૨૬ તત્ત્વના શિવજી ધ્યાન કરવાને યોગ્ય છે. ધ્યાતાને ૨૫ યા ૨૪ તત્ત્વવાળો કહેલો છે. મહત્તત્ત્વ, અવ્યક્ત, શબ્દ આદિ ગુણપંચક, અર્થાત્ પાંચ તન્માત્રાઓ, પૃથિવ્યય આદિ પંચ મહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, બુદ્ધિ, મન, ચિત્ત ને અહંકાર — એ ૨૬ તત્ત્વવાળા શિવજી ધ્યેય છે.

એ સદાશિવ મહેશ્વર જ બ્રહ્માજીના અર્થાત્ વેદના યે ભર્તા તથા કર્તા છે. બ્રહ્માજીનું સર્જન રુદ્રે જ કર્યું છે. એ જગતના કારણરૂપ હોઈ અસાધારણ છે. એ જગતાત્મા છે અને વિશ્વરૂપ છે. માતાપિતા વગર સંતાનની શક્યતા નથી તેમ ચન્દ્ર વિના ત્રણે વિશ્વ સંભવિત નથી.

સનત્કુમાર બોલ્યા: મહેશ્વરમાં કર્તાપણાનો આક્ષેપ કરવામાં આવે તો સઘળા જીવો પરધીતાને પામે તેથી ભગવાનમાં વિષમતા, ક્રૂરતા ને વિયોગપણાનો દોષ આવે, તેથી બંધ અને મોક્ષની વ્યવસ્થા નહીં રહેવાને કારણે મહેશ્વરમાં મુક્તિદાતાપણું શક્ય નથી. જ્યારે તમે તો પરમાત્માને વિશુદ્ધ, બુદ્ધ, નિષ્કલ, નિત્ય તથા મોક્ષ આપનાર હોવાનું કહો છો.

હવે મહેશ્વરને જો નિષ્ક્રિય ગણવામાં આવે તો તેનું કર્તાપણું શક્ય નથી. જે નિષ્ક્રિય છે તે કર્તા શી રીતે હોઈ શકે? હવે શૈલ આદિ, આ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, ભલે! મહેશ્વર સ્વયં નિષ્ક્રિય હોય તો પણ કાળ વગેરે દ્વારા તેમના કર્તાપણાને કશી અડચણ આવતી નથી.

જે રીતે સુવર્ણની વીંટીમાં વીંટી બનાવનારની પ્રતીતિ થતી નથી, પણ અલંકારરૂપે વીંટીપણાથી તેનો વ્યવહાર થાય છે, અર્થાત્ એ આભૂષણ સુવર્ણ છે, પરંતુ વીંટી શી રીતે બની અને કોણે બનાવી એવું નહીં પુછાતાં વ્યવહારમાં એ વીંટી છે એવું બોલાય છે — મનાય છે. તે જ રીતે અખિલ જગતનું સર્જન કાળ કરે છે ને પરમાત્મા કાળને પ્રેરણા આપે છે તો પણ તેનો પોતાનો કર્તાપણાનો અભાવ હોવાથી, તેથી તેના મુક્તિદાતાપણામાં કોઈ પણ પ્રકારની ક્ષતિ આવતી નથી. તે જ પ્રમાણે મન પણ નિષ્ક્રિય-નિષ્કલ છે તે સર્વરૂપ શિવજીનો સાક્ષાત્કાર કરે છે, એ શંકર પણ નિષ્ક્રિય છે. મન નિષ્ક્રિય-નિષ્કલ છે તે સર્વરૂપ શંકરનો સાક્ષાત્કાર કરે છે. એ શિવજી પણ નિષ્કલ છે. મન નિષ્ક્રિય-નિષ્કલ છે અને તે વિશે કહેવામાં આવ્યું છે કે,

'મન એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ।
બંધનં વિષયાસક્તં મુક્ત્યૈ નિર્વિષયં સ્મૃતમ્॥'

મન એ જ મનુષ્યોને બંધન ને મોક્ષનું કારણ છે. મન વિષયોમાં આસક્ત હોય તો સંસારનું બંધન થાય છે ને આસક્તિ રહિત હોય તો મુક્તિ મળે છે. ખરું જોતાં તો બંધન અને મોક્ષ એ અજ્ઞાનમૂલક કલ્પના છે, તેથી પરમેશ્વરમાં મોક્ષ આપવાપણાનો અભાવ હોવાથી એનામાં ક્ષતિ આવતી નથી, ને એટલા ખાતર સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં કહ્યું છે કે, તેના પરબ્રહ્મરૂપથી જ સકળ વિશ્વ સ્થિતિ કરીને રહેલું છે.

આ વિશ્વ એ દેવના આઠ સ્વરૂપનું છે. પૃથ્વી, વાયુ, જળ, તેજ, આકાશ, સાધક યજમાન, ચન્દ્ર અને સૂર્ય – આ મહેશ્વરની અષ્ટ મૂર્તિ છે. એના વગર જગત નહીં હોઈ શકે. પ્રભુનાં માત્ર આઠ સંતાન છે. એનાં જ સ્વરૂપ છે. આ અષ્ટમૂર્તિઓનું, નવ દ્રવ્યો – આકાશ, પૃથ્વી, જળ, વાયુ, તેજ, કાળ, દિશા, આત્મા ને મન – થી પ્રતિપાદિત કરાયું છે કે, વિચાર કરીને જોવામાં આવે તો આ ચર અને અચર વિશ્વ રુદ્રનું સ્થૂળ, અર્થાત્ માયામયરૂપ છે. એના સૂક્ષ્મ રૂપનું વર્ણન કરી શકાય તેમ નથી, એવું ઋષિયો કહે છે.

એ સૂક્ષ્મ રૂપનું વર્ણન કરવા જતાં મન સહિત વાણી આદિ ઇન્દ્રિયો તે નહીં કરી શકવાથી જ્યાંથી પાછી વળે છે, તે બ્રહ્મ, અર્થાત્ રુદ્રના આનંદને જાણનાર પુરુષ ક્યારે ય ભય પામતો નથી. રુદ્રના આનંદનું જ્ઞાન થયા પછી કશો ભય રહેતો નથી. તત્ત્વદ્રષ્ટા મુનિઓએ એકાગ્ર ચિત્તથી રુદ્રની વિભૂતિયોનું ચિંતન કર્યા પછી આ બધું ચરાચર વિશ્વ પરબ્રહ્મનું જ સ્વરૂપ છે એવું નિશ્ચયરૂપ દૃઢતાથી કહ્યું. પરમેષ્ઠી રુદ્રના ગૌરવને કારણે એમણે સતત એને નમસ્કાર કર્યા. રુદ્ર એ જ પરમાત્મા છે અને એ જ બ્રહ્મ છે એવું પ્રતિપાદિત કર્યું છે.

મહેશાન, મહાદેવજી, પુરુષ, શિવજી – એ વિભૂતિઓથી એ દેવ સર્વવ્યાપી છે એનું જ ધ્યાન ને ચિંતન હમેશાં કરવું. સ્થૂળરૂપ એવા અન્નમય કોશને ત્યજીને મન, પ્રાણ, વિજ્ઞાન અને આનંદમય યા ચતુર્વ્યૂહ માર્ગ, અર્થાત્ ધ્યેય, ધ્યાન, યજમાન ને પ્રયોજન – એ રૂપો દ્વારા એનું ચિંતન કરવાથી સાધક સંસારના બંધનથી મુક્ત થાય છે. સંસાર એ બંધનનો હેતુ છે અને વૈરાગ્ય મોક્ષનો હેતુ છે, અર્થાત્ વૈરાગ્ય જ સંસારથી મુક્ત થવાનું કારણ છે. ચિંતક, અર્થાત્ યોગી માટે પરમેષ્ઠી બ્રહ્માજીએ રુદ્રનાં વિવિધ સ્વરૂપોનું ચિંતન કરવા કહેલું છે.

જન્મ-મૃત્યુનું નિવારણ કરનારું એ ચિંતન સૌભાગ્ય આપનાર છે. શંકર ભગવાનના રુદ્ર સ્વરૂપમાં રૌદ્રી શક્તિનું, ઇન્દ્ર સ્વરૂપમાં ઐન્દ્રીનું, સોમમાં સૌમ્યાનું, નારાયણમાં નારાયણીનું, સૂર્યમાં સૌરશક્તિનું તથા વહ્નિમાં તૈજસી શક્તિનું ચિંતન કરવું. આ સર્વ દેવો પરબ્રહ્મરૂપ રુદ્રનાં સ્વરૂપ છે ને એમની શક્તિ બ્રાહ્મીશક્તિ છે. **'આ શક્તિ હું જ છું, હું જ પરબ્રહ્મ છું'** – આવી ભાવનાથી સાધકે રુદ્રના સ્વરૂપનું ચિંતન કરવું.

શિવ ગીતામાં પણ કહેલું છે: સત્, ચિત્, તથા આનંદ સ્વરૂપ એવો હું જ સૌનો આકાર છું. દેવતાઓના સઘળા દેહો મારા અંશથી ઉત્પન્ન થયા છે. બીજા દેવોના જે ભક્તો તેમનું શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે તે યે મારું જ પૂજન છે.

આવી ભાવનાથી ઈશ્વરના સ્વરૂપનું ચિંતન કરનાર ભક્ત એ ઈશ્વરથી જુદા નથી. એનું ચિંતન એ જ પરબ્રહ્મનું ચિંતન છે, એમ માનીને ઉપર્યુક્ત પ્રકારથી અષ્ટમૂર્તિરૂપ શંકર ભગવાનનું ધ્યાન ધરવું. આમ કરવાથી સાધક પરબ્રહ્મ કરતાં બીજું કોઈ તત્ત્વ જોતો નથી, એવી પરાર્થરૂપ છઠ્ઠી ભૂમિકામાં સ્થિર થયેલા પુરુષ પોતાને માન્ય બ્રહ્માત્મક શિવ સ્વરૂપનું સ્મરણ કરતો રહીને ચરાચર વિભાગરૂપ સંસારનું ધ્યાન તથા એના વિશેનું ચિંતન કરવાનું યે છોડી દે છે. એને જ તુર્યગામિની નામે જ્ઞાનરૂપ સાતમી ભૂમિકા કહેલી છે. આ અવસ્થાને પામેલો સાધક વ્યુત્થાન પામતો નથી, અર્થાત્ પરબ્રહ્મની ધ્યાનરૂપ અવસ્થાથી ચ્યુત થતો

નથી. એ સાતમી તુર્યગા સ્થિતિને પામેલા સાધક માટે કંઈ પણ ત્યાજ્ય નથી, ગ્રાહ્ય, અલભ્ય નથી, કશું જ કરવા જેવું નથી, ન કરવા જેવું પણ કંઈ જ નથી. અત્યંત પ્રસન્ન અંતઃકરણવાળા સાધકની એ બ્રાહ્મી સ્થિતિ છે. એ સ્થિતિને પામેલો સાધક સઘળી ઇચ્છાઓનો ત્યાગ કરવાથી સ્પૃહા રહિત, મમતા અને અહમ્ રહિત થઇને શાન્તિ પામે છે.

યોગની સપ્ત ભૂમિકાઓમાંની પહેલી ભૂમિકા શુભેચ્છા નામે જ્ઞાનભૂમિ છે. દ્વિતીય ભૂમિકા વિચારણા, ત્રીજી તનુમાનસા, ચતુર્થ ભૂમિકા સત્ત્વાપતિ ને પાંચમી ભૂમિકાઓનું નામ સંસક્તિ છે. છઠ્ઠી – પરાર્થાભાવિની અને સપ્ત ભૂમિકાને તુર્યગા કહેલી છે.

આમ લિંગના આભ્યંતર પૂજાનો વિધિ ક્રમશઃ કહ્યો છે. લિંગના આભ્યંતર પૂજનારાને નમસ્કારાદિ કરીને તેમનો આદર કરવો. તેઓ કુરૂપ હોય, શરીરે ખોડખાંપણવાળા હોય તો યે તે બ્રહ્મવાદીઓની કદી પણ નિંદા કરવી નહીં. જ્ઞાનીજને તેમની કસોટી કરવી નહીં. તેમની નિંદા કરનાર અલ્પ-ટૂંકી બુદ્ધિના મૂર્ખ મનુષ્યો દુઃખી થાય છે. વર્ણાશ્રમ ધર્મપરાયણ અને વર્ણાશ્રમ ધર્મયુક્ત સંન્યાસીઓએ લિંગની આભ્યંતર પૂજા કરનાર બ્રહ્મજ્ઞાનીઓને નમસ્કાર કરીને તેમને ને તેમને હમેશાં માન આપવું. પૂર્વે દારુવનમાં રુદ્રની નિંદા કરતાં મુનિઓ દુઃખી થયેલા હતા, તેથી લિંગનું આભ્યંતર પૂજન કરનાર બ્રહ્મજ્ઞાની એવા સાધકની કદી યે કોઇએ પણ નિંદા નહીં કરવી. ૧-૩૩

તસ્માત્સેવ્યા નમસ્કાર્યાઃ સદા બ્રહ્મવિદસ્તથા।
વર્ણાશ્રમવિનિર્મુક્તા વર્ણાશ્રમરપાયણૈઃ ॥૩૩॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'હૃદયમાં શિવપૂજનનો મહિમા' નામનો ૨૮મો અધ્યાય સંપૂર્ણ***



**અધ્યાય ૨૯મો**

# દારુવનના દુઃખી મુનિઓને મળેલું મૃત્યુંજયત્વ



**સનત્કુમાર ઉવાચ॥**
**ઇદાનીં શ્રોતુમિચ્છામિ પુરા દારુવને વિભો।**
**પ્રવૃત્ત તદ્વનસ્થાનાં તપસા ભાવિતાત્મનામ્॥૧॥**

સનત્કુમાર દારુવનમાં વસતા ઋષિયોનો વૃત્તાંન્ત પૂછે છે – હે વિભો! પૂર્વે દારુવનમાં નિવાસ કરનારા અને તપ દ્વારા પવિત્ર થયેલા ઋષિયોએ રુદ્રથી કઈ નિંદા કરેલી અને તેનું તેમને શું ફળ મળ્યું તે બધું હવે શ્રવણ કરવા ઇચ્છું છું. ઊર્ધ્વરેતા દિગંબર ભગવાન નીલ લોહિત વિકૃત રૂપ ધારણ કરીને દારુવનમાં શા માટે ને શી રીતે ગયા અને પછી પરમાત્મા રુદ્રનું તે વનમાં શું થયું આદિ દેવાધિદેવ મહાદેવજીના કાર્ય વિશે આપ મને સવિસ્તર કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા : શ્રુતિઓના તત્ત્વને જાણનાર સનત્કુમારનાં વચન સૂણીને શિલાદના પુત્ર શૈલાદિ મહાદેવનું સ્મરણ કરીને મલકાતાં મલકાતાં કહે છેઃ

શૈલાદિ બોલ્યા : એકવાર મુનિયો પોતાનાં સ્ત્રી – પુત્રાદિ તથા હોમ માટેના કલ્યાણકારી અગ્નિઓ સહિત દારુ નામે ગાઢ વનમાં દેવાધિદેવ મહાદેવજીને પ્રસન્ન કરવાને માટે ઉગ્ર તપ કરતા હતા. આથી વૃષના વાહનવાળા એકિતાન અર્થાત્ રોગોનો નાશ કરનારા યા પોતાની માયાને કારણે અત્યંત શંકા ઉત્પન્ન કરનાર, જગત સ્વામી ભગવાન રુદ્ર પ્રસન્ન થયા. આત્મજ્ઞાનમાં જ હંમેશાં પ્રવૃત્તિ ધરાવનાર, દેવદાસ વનમાં વસનારા મુનિયોનું પૂર્વ મીમાંસામાં જણાવ્યા મુજબ કર્મ વિષયક પ્રવૃત્તિ લક્ષણજ્ઞાન શ્રદ્ધાવાળું છે કે નહીં તે જાણવા અને તેમની કસોટી કરવા માટે નીલ લોહિત, ભગવાન ધૂર્જટિએ વિચિત્ર તથા વિકૃતરૂપ ધારણ કર્યું.

અદ્વૈતની સ્થાપના કરવાને માટે દિશારૂપી વસ્ત્રવાળા ત્રિનેત્ર શંકર, કૃષ્ણના જેવું મોહ ઉપજાવે તેવું સુંદર રૂપ ધારણ કરીને બે હાથવાળા તે દેવ દિવ્ય દારુવનમાં સુપેરે ક્રીડા કરતાં કરતાં ઋષિયો પાસે ગયા. ઋષિઓની પત્નીઓમાં કામભાવના જાગ્રત થાય તેવા પ્રકારનું તેમણે મંદ મંદ સ્મિત કર્યું અને નેત્ર કટાક્ષ કરીને સુંદર ગાન કરવાનું શરૂ કર્યું. કામદેવનો નાશ કરનાર છતાં મોહક આકૃતિવાળા શંકર ભગવાને ઋષિઓના સમૂહને જોઇને વારંવાર કામજનક ચેષ્ટાઓ કરીને તેમનામાં કામવાસનાની વૃદ્ધિ કરી.

વિકૃત સ્વરૂપના નીલલોહિત તે પુરુષને વનમાં જોઈને ઋષિઓની પતિવ્રતા સ્ત્રીઓ પણ શંકર ભગવાન શિવજીપ્રતિ આસક્ત થઇને તેમની પાછળ જવા લાગી. શંકર ભગવાનનો મલકાટ જોઇને વનની પર્ણકુટિઓમાં રહેતી સ્ત્રીઓ ભાન ભૂલી તેમના શરીર પરનાં વસ્ત્રો અને આભરણો સરી પડ્યાં. વૃક્ષો તળે રહેનારી બીજી સ્ત્રીઓ પણ આવી જ દશાને પામીને તેમની પાછળ જવા લાગી. મહાદેવજીને જોઈને કેટલીક સ્ત્રીઓનાં નેત્રો મદથી ઘેરાવા લાગ્યાં. જેમનો કામ શાન્ત થયો છે એવી ઘરડી ડોસીઓ પણ કામદેવનો સંચાર થતાં કટાક્ષ ફેંકવા લાગી, તો કેટલીક હસવા લાગી, કેટલીક સ્ત્રીઓનાં વસ્ત્રો સરી પડ્યાં અને કેટલીકની કાંચળીઓનાં બંધ છૂટી ગયાં.

નવું વસ્ત્ર દેહ પરથી સરી જાય તેવી રીતે શરીર પરથી સરી ગયેલા વસ્ત્રવાળા મહાદેવને જોઇને મદથી ઘેરાયેલી કેટલીક ઋષિપત્નીઓ પોતાનાં વિચિત્ર વર્તુળોને ભેદીને પોતાના બંધુ વર્ગની પાછળ ચાલવા માંડી.

એક સ્ત્રીને શરીર પરની સાડી ક્યારે સરી પડી તેની યે ખબર નહીં રહી. એ જ પ્રમાણે કામવશ થવાથી બંધુવર્ગને તથા વૃક્ષોને યે તે વીસરી ગઈ. તો કેટલીક સ્ત્રીઓ ભગવાન શંકર આગળ આવીને નાચગાન કરતી, ભૂમિ પર ઢળી પડી. કેટલીક સ્ત્રીઓ તો હાથીની જેમ ફસડાઈ પડી. તે સ્ત્રીઓ હસી હસીને એક બીજીને જોતી તથા બાથ ભરીને ભેટવા લાગી અને મહાદેવજીનો રસ્તો રોકીને તેમની આગળ લટકા અને નખરાં કરતી પૂછવા લાગી . 'આપ છો કોણ? આવો, અહીં બેસોને! કયાં જવું છે? અમારા પર કૃપા કરીને અમને કૃતાર્થ કરો.'

આમ બોલીને પ્રસન્ન ચિત્તવાળી એ સ્ત્રીઓ તેમની સાથે વાતો કરવા માંડી. શિવજીની માયાને કારણે તેમની પતિવ્રતા સ્ત્રીઓ પૃથ્વી પર પડી. તેમના અંબોડા પણ છૂટી ગયા તથા દેહ પરનાં વસ્ત્રો સરી પડ્યાં.

તે સ્ત્રીઓની ચેષ્ટાઓ જોવા અને વચનો સાંભળવા છતાં એ પરમેશ્વર ખરું-ખોટું કંઈ જ બોલ્યા નહીં. ઋષિઓએ શંકર ભગવાનને વિચિત્ર સ્વરૂપમાં જોયા અને પોતાના નારી સમૂહના વિપરીત આચરણને પણ જોયું. આથી તે મુનીશ્વરો શંકરને અત્યંત કઠોર વચન કહેવા લાગ્યા, પણ જેમ આકાશના તારાઓ તથા નક્ષત્રો સૂર્યના પ્રકાશથી તેજોહીન થાય છે તેમ શંકરના પ્રભાવથી તે બધા ઋષિયોનાં કઠોર વચનોની કંઈ જ અસર થઈ નહીં. તો વળી એવું સંભળાય છે કે, ઋષિઓએ આપેલા શાપને કારણે પરમ પવિત્ર બ્રહ્માજીના અતિ કલ્યાણકારિણી સૃષ્ટિરૂપ યજ્ઞનો પણ નાશ થયો.

ભૃગુ ઋષિના શાપથી અત્યંત પરાક્રમી શ્રી વિષ્ણુજીને પણ દસ અવતાર લેવા પડ્યા ને તેઓ દુઃખી થયા.

હે ધર્મજ્ઞ! પૂર્વે ક્રોધિત થયેલા ગૌતમ ઋષિના શાપથી ઇન્દ્રનાં વૃષણ કપાઇને પૃથ્વી પર પડી ગયાં હતાં એ જ પ્રમાણે વસિષ્ઠના શાપથી વસુઓને ગર્ભવાસ કરવો પડ્યો હતો. અગસ્ત્ય વગેરે ઋષિઓના શાપથી નહુષને સર્પની યોનિ પ્રાપ્ત થઈ હતી.

શ્રીહરિનું હંમેશાનું નિવાસસ્થાન ક્ષીર સમુદ્ર રહ્યું છે તે પણ ઋષિઓના શાપથી ક્ષાર સમુદ્ર થવાથી તેનું જળ પીવા લાયક રહ્યું નહીં, આથી ભગવાન જનાર્દનને વારાસણીમાં આવેલા અવિમુક્તેશ્વર તીર્થમાં જઇને દેવાધિદેવ મહાદેવજી પર દૂધથી અભિષેક કર્યો. મધુસૂદન ભગવાને બ્રહ્માજી અને મુનિઓની સાથે અમૃતરૂપી ક્ષીર વડે અત્યંત શ્રદ્ધાથી તે ક્ષેત્રમાં ત્રિનેત્રવાળા મહેશ્વર પર અભિષેક કરીને તેમની કૃપા મેળવીને અને ક્ષીરસાગરને પ્રભુએ પૂર્વવત્ પોતાનો નિવાસ બનાવ્યો.

એક માંડવ્ય નામે ઋષિએ ધર્મને શાપ દીધો હતો. વૃષ્ણિઓને શ્રીકૃષ્ણે અને દુર્લાસા મુનિએ શાપ આપ્યો હતો. તેથી તે સમગ્ર વંશનો નાશ થયો. એ જ પ્રમાણે રામ-લક્ષ્મણને પણ મુનિ દુર્વાસાએ આપેલા શાપને કારણે દુઃખ વેઠવું પડ્યું હતું. ભૃગુ ઋષિએ ક્રોધે ભરાઇને શ્રીવિષ્ણુને લાત મારી હતી. એ મુજબ ઋષિઓએ ઘણાને શાપ આપ્યા હતા.

વિકટ અર્થાત્ વિરૂપ નેત્રવાળા અને વિકૃત રૂપવાળા ઉમાપતિ શંકર ભગવાનની માયાથી મૂઢ થયેલા ઋષિઓ તેમને ઓળખી શક્યા નહીં, તેમનાં ઘણાં ઉગ્ર વચનો સાંભળ્યા બાદ મહાદેવજી અંતર્ધાન થયા.

ત્યાર પછી બીજે દિવસે પ્રાતઃકાળે પિતામહ બ્રહ્માજી આસન પર સુખેથી વિરાજમાન થયા હતા. ત્યારે ઉદ્વિગ્ન ચિત્ત અને શોકથી ઘેરાયેલા અંતઃકરણવાળા ઋષિઓ તેમની પાસે જઇને તે પવિત્ર વનમાં જે કંઈ બનાવ બન્યો હતો તે ને શંકર ભગવાનને સઘળું વૃત્તાન્ત જણાવ્યું.

પિતામહ બ્રહ્માજીએ આખા બનાવ પર પળવાર વિચાર કર્યો. તે ઊભા થયા અને શંકર ભગવાનનું મનમાં સ્મરણ કરી, બે હાથ જોડીને તેમને પ્રણામ કર્યા. પછી દારુવનમાં વસવાટ કરનારા મુનિઓને તરત

કહેવા લાગ્યા: 'અરે રે! વિનાશને પામેલા હે ઋષિઓ ધિક્કાર છે તમને. તમે ભાગ્ય વગરના છો! અરે! તમને ઐશ્વર્યરૂપ શ્રેષ્ઠ મહાનિધિ પ્રાપ્ત થયેલો તે તમે ગુમાવી દીધો, દારુવનમાં તમે તેમનું પૂજન કર્યું નહીં, પણ તેમને કડવાં વેણ કહીને નિંદા કરી. તમને ધિક્કાર છે. ગૃહસ્થોએ દ્વિજ અને અતિથિની કદી પણ નિંદા કરવી નહીં, તે સૂરૂપ હોય યા કુરૂપ હોય, મલિન હોય કે સ્વચ્છ હોય, મૂર્ખ કે પંડિત હોય, ગમે તેવા હોય તો યે અતિથિ હમેશાં પૂજ્ય છે, તેમને કદી યે કડવાં વેણ નહીં કહેવાય કે તેમની નિંદા નહીં કરાય.

આ પૃથ્વી પર પૂર્વે સુદર્શન નામે એક ઋષિ હતા. તે દ્વિજ શ્રેષ્ઠ અતિથિ સેવા દ્વારા પોતે મૃત્યુને જીતી લીધું હતું. ગૃહસ્થ એવા દ્વિજો તેમના ઉદ્ધાર અર્થે અતિથિ સેવાથી જુદો કોઈ ઉપાય નથી, ભુલોકમાં સંસારથી મુક્ત થવાને માટે તથા આત્માની શોધ કરવાને માટે અતિથિ પૂજા સિવાય અન્ય કોઈ માર્ગ નથી.

મૃત્યુ પર વિજય મેળવવા સુદર્શને પ્રતિજ્ઞા કરીને એકવાર પોતાની પતિવ્રતા પત્નીને કહ્યું હતું કે, હે સુવ્રત! હે સુભગે! હે સુભ્રૂ! હું તને એક વાત કહું છું, તે ધ્યાનપૂર્વક સાંભળ. અતિથિઓની કદીયે ઉપેક્ષા કરવી નહીં. તેમને હંમેશાં આદરપૂર્વક માન આપવું. તેમના પ્રત્યે બેદરકાર નહીં રહેવું. આપણે ઘેર આવેલા અતિથિને દેવ ગણવા. અતિથિ એ પિનાક ધારણ કરનાર સાક્ષાત્ સદાશિવ જ છે, માટે અતિથિને માન આપીને એ આત્માની સેવા કરવી.

સુદર્શને પત્નીને આમ કહ્યું, એટલે એ સંતાપ પામતાં લાચાર થઇને રુદન કરતાં બોલ્યાં: 'શું કહ્યું?' પત્નીને આમ બોલતાં સૂણીને સુદર્શન પુનઃ તેને કહેવા લાગ્યા: 'શિવજીને સર્વસ્વ અર્પણ કરવું. શિવજી સ્વયં અતિથિ છે. એટલા માટે બધા અતિથિઓને શિવ સ્વરૂપ ગણીને હંમેશાં તેમનું પૂજન કરવું. પછી પતિવ્રતા સ્ત્રી પતિની આજ્ઞાને માન આપી તે પ્રમાણે વર્તવા લાગ્યાં.

હે દ્વિજોત્તમો! પછી અતિથિની સેવા વિશે તે બન્નેની શ્રદ્ધા કેવી છે તેની કસોટી કરવાને માટે એકવાર ધર્મ સ્વયં શ્રેષ્ઠ અને પવિત્ર બ્રાહ્મણનું રૂપ લઇને તેને ઘેર ગયા. અતિથિરૂપે પોતાને ઘેર બ્રાહ્મણને આવેલા નિહાળીને તે પતિવ્રતા સ્ત્રીએ તેને અર્ઘ્ય તથા પાદ્ય માટે જળ આપીને તેની પૂજા કરી.

પૂજા થયા પછી દ્વિજના રૂપમાં રહેલા સ્વયં ધર્મ તે સ્ત્રીને પૂછવા લાગ્યા: 'હે ભદ્રે! તમારા બુદ્ધિશાળી પતિ સુદર્શન ક્યાં છે? તમે મને ભોજન અર્થે અન્ન આપ્યું તેથી હું તૃપ્ત થયો છું. હવે એની જરૂર નથી. હે આર્ય રમણી! આજે તો હવે તમે તમારું શરીર મને ભોગ અર્થે આપો!'

આ સૂણીને એ સ્ત્રી શરમાઈ ગઈ અને તેણે પોતાનાં નેત્રોને મીંચી દીધાં. પોતાના પતિએ પૂર્વે અતિથિના સત્કાર માટે કહેલી વાતનું સ્મરણ કરીને એ પતિવ્રતા સ્ત્રી અતિથિના સત્કાર અર્થે પતિની આજ્ઞાનું પાલન કરવા તૈયાર થઈ. પતિની આજ્ઞાથી પોતાના દેહને ધર્મરૂપ દ્વિજને અર્પણ કરવા વિચારીને અતિથિને તેણે કહ્યું: 'ચાલો, આપની સેવાર્થે હું તૈયાર છું!' આમ કહીને તેણે ધર્મને પોતાનું શરીર ઉપભોગ માટે સોંપ્યું.

એટલામાં તે પતિવ્રતા સ્ત્રીના પતિ સુદર્શન આંગણે આવીને પત્નીને હાક મારીને બોલાવવા લાગ્યા. 'અરે! સાંભળો છો કે! હે ભદ્રે! તમે ક્યાં ગયાં છો? આવો, અહીંયાં આવો!'

આ હાક સાંભળીને ધર્મરૂપ અતિથિ બ્રાહ્મણ સુદર્શન કહેવા લાગ્યા: 'હે મહાભાગ્યવાન સુદર્શન! આજે હું તમારી પત્ની સાથે મૈથુન કામમાં જોડાયો છું. હે વિપ્ર, હે દ્વિજોત્તમ, તેની સાથે મૈથુન કરીને હું અત્યંત પ્રસન્ન થયેલો છું. બોલો! તમારા કલ્યાણ અર્થે મારે હવે શું કરવાનું છે?'

પત્નીએ પોતાની આજ્ઞા માનીને અતિથિની સેવા કરી તેથી અત્યંત પ્રસન્ન થયેલ દ્વિજોત્તમ સુદર્શન અતિથિને કહે છે: 'તમારી ઇચ્છા મુજબ મારી પત્નીને હજી પણ તમે ભોગવો. હે દ્વિજોત્તમ! હું હવે જાઉં છું.'

અતિથિસેવાની સુદર્શન બ્રાહ્મણની ભાવના તેમ જ તે માટેની દૃઢ શ્રદ્ધાથી પ્રસન્ન થયેલ દ્વિજરૂપ અતિથિ એવા ધર્મરાજ સ્વયં પોતાના સ્વરૂપથી તેની સમક્ષ પ્રત્યક્ષ થયા ને તેના પર કૃપા કરીને તેને દર્શન દીધાં. પછી તેમણે તેને ઇષ્ટ વરદાન આપતાં કહ્યું: 'હે વિપ્રેન્દ્ર! તમારી આ પતિવ્રતા અને પવિત્ર પત્નીનો મેં દેહથી તો નહીં જ, પણ મનથી પણ ઉપભોગ કર્યો જ નથી. એ પવિત્ર છે, તેમાં કંઈ શંકા નથી. અતિથિસેવાને માટે જ હું અત્રે આવ્યો છું. સચ્ચરિત્રશાળી હે સુદર્શન! તમે તમારા આ એક જ ધર્મથી મૃત્યુને જીત્યું છે. અહાહા! અતિથિસેવારૂપ તપનો આ તે કેવો પ્રભાવ છે!' આમ કહીને ધર્મરાજ સુદર્શનના ઘેરેથી ચાલ્યા ગયા.

પિતામહ બ્રહ્માજીએ ઋષિઓને અતિથિસત્કાર કરવાને માટેનું આ દૃષ્ટાન્ત આપતાં કહ્યું કે, સુદર્શને અતિથિની પૂજા કરી છે તે પ્રમાણે બધાંએ અતિથિઓની પૂજા અને સત્કાર કરવાં જોઇએ. સર્વ અતિથિઓ હમેશાં પૂજનીય છે. તમે ભાગ્યહીન છો કે, તમારે ત્યાં સાક્ષાત્ શંકર ભગવાન અતિથિરૂપે પધાર્યા હતા, છતાં હે દ્વિજોત્તમો! તમે તેમનું પૂજન કર્યું નહીં. આથી વધારે તમને હવે હું શું કહું? મારે તમને હવે કહેવાનું એટલું જ છે કે, તમે સૌ સત્વરે શંકર ભગવાન પાસે જાવ.

બ્રહ્માજીનાં આ વચન બ્રાહ્મણ ઋષિઓએ સાંભળ્યાં, ત્યારે દુઃખી ને વ્યાકુળ ચિત્તવાળા તે ઋષિઓએ બ્રહ્માજીને પ્રણામ કર્યા અને તે તેમને કહેવા લાગ્યા:

ઋષિઓ બોલ્યા: અમારી સ્ત્રીઓ વિકૃત થઈ ગઈ છે, માટે હવે અમને જીવવાનું ગમતું નથી. અરે! નિંદા નહીં કરવા યોગ્ય મહાદેવજીને જોઇને અમે તેમની નિંદા કરી, એટલું જ નહીં, પણ ત્રિશૂળ ને પિનાક ધનુષને ધારણ કરનાર શૂલી, પિનાકી, નીલલોહિત શંકર ભગવાનને જોઇને અમારી મતિ બહેર મારી ગઈ હતી તેથી સર્વવ્યાપક એ દેવતાને અમે વળી શાપ આપ્યો.

હવે અમે દેવાધિદેવ શંકર ભગવાનનાં દર્શન કરીને સર્વસ્વને ત્યજી દેવા ઇચ્છીએ, માટે અમને સંન્યાસ ગ્રહણ કરવાની ક્રમશઃ દીક્ષા આપો. હે દેવેશ! આપ હવે અમને સંન્યાસનો બોધ આપો.

પિતામહ બ્રહ્માજી બોલ્યા: હે દ્વિજોત્તમ ઋષિઓ! પહેલા ગુરુ દ્વારા શ્રદ્ધાપૂર્વક વેદોનું અધ્યયન કરવું. પછી તેમનું મનન કરવું. હે ઋષિઓ, ત્યાર પછી મુનિઓના ધર્મોનું જ્ઞાન મેળવવું. બાર વર્ષ પર્યંત વેદોનું

અધ્યયન કર્યા બાદ વેદવ્રત પૂરું થાય, ત્યારે સ્નાતક થવું. અર્થાત્ ગુરુજીની પાસેથી વિદ્યા ગ્રહણ કરવી. ગૃહસ્થ ધર્મમાં પ્રવેશવાને માટે વિધિસર સ્નાન કરવું. સ્નાતક થયા બાદ સ્વ-ધર્મ અને કુળની રીત પ્રમાણે લગ્ન કરવાં ને સદાચારી પુત્રો ઉત્પન્ન કરવા.

પોતાના જીવનને અનુરૂપ વ્યવસાય દ્વારા ઉપાર્જન કરેલી સંપત્તિ પુત્રોને વહેંચી આપવી. અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞો દ્વારા અગ્નિમાં યજ્ઞેશ્વર પરમેશ્વર વિભુનું પૂજન કરવું. પછી બાર વર્ષ યા તો માત્ર એક વર્ષ, બાર-છ મહિના યા બાર દિવસ વનમાં જઇને રહેવું. ત્યાં જઇને શાન્ત ચિત્તે, જિતેન્દ્રિય થઇને રહીને માત્ર દૂધનો આહાર લેવો. સઘળા દેવોની પૂજા કરવી. પછી જ્ઞાનરૂપ અગ્નિમાં સઘળાં યજ્ઞપાત્રોનો મંત્રથી હોમ કરવો. શિર પરના વાળ યા શિખા અને સૂત્રનો જળમાં ત્યાગ કરવો. જ્ઞાનેન્દ્રિયો સહિત બુદ્ધિ, મન, ચિત્ત તથા અહંકાર તથા ચૈતન્યરૂપ આત્મા ગુરુજીને અર્પણ કરવો.

પોતાના ઘરનું ધન સહિત સર્વ સંપત્તિ નિઃશંક ભાવે બ્રાહ્મણોને આપવું. ગુરુને દંડવત્ પ્રણામ કરવા. યતિએ વિરક્ત થઇને બધી ઇચ્છાઓનો ત્યાગ કરવો, અર્થાત્ સંન્યાસધર્મ ગ્રહણ કરવો. ત્યારે આ પ્રમાણે ઉચ્ચારવું – 'મેં દારેષણા, વિત્તેષણા તથા લોકેષણાનો ત્યાગ કર્યો છે. **'ૐ ભૂઃ સંન્યસ્તં મયા। ૐ ભુવઃ સંન્યસ્તં મયા। ૐ સુવઃ સંન્યસ્ત મયા। ૐ ભૂર્ભુવઃ સુવઃ સન્યસ્તં મયા।'**

એમ બોલીને જળનું આચમન કરવું. પછી પૂર્વ દિશામાં એક અંજલિ જળની આપવી અને **'ૐ સ્વાહા'** બોલીને શિખા સહિત શિર પરના વાળ કાપી નાખવા અને જળમાં પધરાવવા. પછી – **'યજ્ઞોપવીતં પરમં પવિત્રં૦** મંત્ર ઉચ્ચારીને યજ્ઞોપવીતની પ્રાર્થની કરવી. આ પ્રમાણે બોલવું.

**યજ્ઞોપવીત વહિર્ન નિવસેસ્ત્વમન્તઃ પ્રવિશ્ય મધ્યે હ્યજસ્રં પરમં પવિત્રં યશો બલં જ્ઞાનવૈરાગ્યં મેધાં પ્રયચ્છેતિ।'**

હે યજ્ઞોપવીત! તું હવે બહાર રહીશ નહીં, તું મારા અંતઃકરણમાં પ્રવેશ કરીને મારા સંન્યાસ ધર્મમાં પરમ પવિત્ર યશ, સંન્યાસ ધર્મ પાલન કરવાનું બળ, જ્ઞાન, વૈરાગ્ય તથા મેધા નિત્ય આપ્યા કરજે! એમ ઉચ્ચારીને યજ્ઞોપવીત કાપીને જળની અંજલિ સાથે **ૐ ભૂઃ સમુદ્રં ગચ્છ સ્વાહા૦** મંત્ર ભણીને જળમાં પધરાવવું. પછી **ૐ ભૂઃ સંન્યસ્તં મયા। ૐ ભુવઃ સંન્યસ્તં મયા। ૐ ભૂઃ સંન્યસ્તં મયા।**

એમ ત્રણવાર મંત્ર ભણીને જળને ત્રણ વખત અભિમંત્રિત કરીને તેનું આચમન કરવું. પછી યતિએ કલ્યાણકારિણી મુક્તિને માટે પ્રયત્નશીલ થવું. તેણે અનશન વ્રત કરવું, અર્થાત્ આહારનો ત્યાગ કરવો, અથવા તોયવૃત્તિ, પર્ણવૃત્તિ, પયોવૃત્તિ યા ફળવૃત્તિથી જીવનનિર્વાહ કરવો, અર્થાત્ દૂધ કે જળ પીને યા પાંદડાં યા ફળ ખાઇને જીવન ધારણ કરીને રહેવું.

આ અવસ્થામાં જીવતા રહી શકાય ને મૃત્યુ પ્રાપ્ત નહીં થાય તો બાર મહિના પછી પતિએ તીર્થસ્થાન ભણી જવું. આ પ્રકારના કર્મનું આચરણ કરવાથી સાધકને શિવનું સાયુજ્ય મળે છે. શિવજીની દૃઢ ભક્તિવાળા ભક્તને તો તરત મુક્તિ મળે છે. એને કોઈ ત્યાગ કરવાની, કોઈ વિધિવિધાનના પાલનની, વ્રતોના આચરણની, યજ્ઞોની, વિધવિધ પ્રકારનાં હોમ કે દાન કરવાની, વિવિધ શાસ્ત્રો કે વેદોના જ્ઞાનની કંઈ જ જરૂર નથી. એ શિવજીની ભક્તિ કરે છે, એટલું જ એને માટે બસ છે.

પૂર્વે શ્વેત નામે મુનિએ શંકર ભગવાનની ભક્તિ દ્વારા મૃત્યુને જીત્યું હતું. હે ઋષિઓ! પરબ્રહ્મરૂપ શંકરમાં – મહાદેવમાં તમારી ભક્તિ થાઓ! ૧-૮૩

શ્વેતેનૈવં જિતો મૃત્યુર્ભવભક્ત્યા મહાત્મના।
વોસ્તુ ભક્તિર્મહાદેવે શંકરે પરમાત્મનિ॥૮૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'દારુવનના દુઃખી મુનિઓને મળેલું મૃત્યુંજયત્વ' નામનો ૨૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૦મો

# શ્વેતમુનિનું આખ્યાન



શૈલાદિ ઉવાચ॥
એવમુક્તાસ્તદા તેન બ્રાહ્મણર્ષભાઃ।
શ્વેતસ્ય ચ કથાં પુણ્યામપૃચ્છન્પરમર્ષયઃ॥૧॥

શ્વેતમુનિએ કાળના યે કાળ સૌના શાસક શંકર ભગવાનની આરાધના કરીને મોતના મુખમાંથી તેઓ શી રીતે મુક્ત થયા તેનું વર્ણન કરતાં શૈલાદિ શ્વેતમુનિનું આખ્યાન કહે છે.

શૈલાદિ બોલ્યાઃ પિતામહ બ્રહ્માજીએ ઋષિઓને શ્વેતમુનિ વિશે કહ્યું, ત્યારે એ શ્રેષ્ઠ ઋષિઓ શ્વેતમુનિનું પવિત્ર આખ્યાન વિશે પૃચ્છા કરવા લાગ્યા, ત્યારે તેનો ઉત્તર આપતાં પિતામહ બ્રહ્માજી કહે છે.

બ્રહ્માજી બોલ્યાઃ શ્વેત નામે મુનિ હતા. તેમનું આયુષ્ય પૂરું થવા આવ્યું હતું, ત્યારે તેઓ એક પર્વતની ગુફામાં બેસીને **'નમસ્તે રુદ્ર૦'**થી ભક્તિથી મહેશ્વરની આરાધના કરવા લાગ્યા. આથી ભગવાન શિવજી તેમના પર પ્રસન્ન થયા. હે દ્વિજો! શ્વેતમુનિએ **'નમસ્તે રુદ્રમન્યવે૦'** રુદ્રાધ્યાયના આ મંત્રોથી રુદ્રની સ્તુતિ કરી.

દ્વિજોત્તમ શ્વેતમુનિનું આયુષ્ય પૂરું થવાથી મૃત્યુરૂપ મહાતેજસ્વી કાળ તેમને પોતીકા ધામમાં લઈ જવા માટે, હે બ્રાહ્મણો, તેમની સાથે રહેવા લાગ્યો. શ્વેતમુનિએ પણ કાળને પોતાની જોડે ફરતો જોયો અને પોતાનું આયુષ્ય પૂરું થયું છે તેથી તે યમધામમાં લઈ જવાને આવ્યો છે એમ જાણવા છતાં યે એ પવિત્ર મુનિ દિવ્ય ગંધથી યુક્ત, મૃત્યુધર્મથી રહિત યા ધનધાન્યાદિ પોષક દ્રવ્યોની વૃદ્ધિ કરનાર, ત્રિનેત્ર શંકર ભગવાનનું સ્મરણ અને **'ત્ર્યમ્બકં યજામહે સુગન્ધિં પુષ્ટિવર્ધનં૦'** મંત્રથી મહાદેવજીનું પૂજન અને આરાધના કરતા રહ્યા.

'મૃત્યુનાયે મૃત્યુ એવા અંતકાંતક શંકર ભગવાનનું હું પૂજન કરું છું અને તેમને શરણે છું તો પછી એ મૃત્યુ મને શું કરવાનું છે? ભગવાનની કૃપાથી હું મૃત્યુનું યે મૃત્યુ થઇશ!' આવો વિચાર કરનાર શ્વેતને જોઇને લોકોને ભય ઉપજાવનાર કાળ તેમના ભણી જોઇને હસતાં કહેવા લાગ્યો – 'હે દ્વિજશ્રેષ્ઠ!

હે શ્વેતમુનિ! આવો! અત્રે મારી પાસે આવો! અરે! આ પૂજનાદિ કરવાથી તે તમને શું ફળ મળવાનું છે! એનાથી તમારું કંઈ વળશે નહીં.

મારી પકડમાં આવેલા તથા મારો કોળિયો થયેલાને શ્રીવિષ્ણુ ભગવાન, બ્રહ્માજી કે જગદીશ્વર રુદ્ર હોય તો યે બચાવવા માટે કોણ સમર્થ છે? હું જેને પકડું તેને રક્ષણ આપવાને માટે કોઈપણ દેવ સમર્થ નથી! હે મુનિ, તમારું આયુષ્ય પૂરું થયું છે. માટે હું તમને લેવાને માટે અત્રે આવ્યો છું. પળભરમાં તમને યમલોકમાં લઈ જવાને માટે જ્યારે તૈયાર થઇને હું અત્રે ઊભો છું, ત્યારે હે વિપ્ર! રુદ્રપાઠ કરવાથી કે શંકર ભગવાનનું પૂજન કરવાથી હવે તમને શું પ્રયોજન છે. માટે ચાલો, તૈયાર થાઓ, વખત પૂરો થયો છે. આ પૂજન આદિ એક બાજુ મૂકો. મારા પંજામાંથી હવે તમને એ મુક્ત કરાવી શકવાના નથી.'

મુનિશ્રેષ્ઠ શ્વેતમુનિએ કાળનાં ધર્મવાળા છતાં ભયંકર વચનો સાંભળ્યાં, ત્યારે 'હા રુદ્ર! રુદ્ર! હે રુદ્ર! મને બચાવો.'

આમ કહીને તેઓ ભારે વિલાપ કરવા લાગ્યા ને વ્યાકુળ થઇને અશ્રુવાળાં નયનોથી એકવાર કાળ ભણી તથા બીજી વખત મહાદેવજીના લિંગ પ્રતિ નિહાળીને કાળને કહેવા લાગ્યા.

શ્વેતમુનિ બોલ્યા: વિશ્વને ઉત્પન્ન કરનાર, દેવાધિદેવ, રુદ્ર, શંકર ભગવાન, અમારા સ્વામી, વૃષભધ્વજ મહાદેવજી આ લિંગમાં સાક્ષાત્ રહેલા છે, ત્યારે હે કાળ! અહીં તમારી શી ગણતરી છે? તમને કોણ ગણે છે? મારા જેવા શંકરભક્ત મહાત્માઓનું મહાદેવે હંમેશાં રક્ષણ કર્યું છે, અમારા જેવાઓને અન્ય વિધાન વિધિનું પ્રયોજન શું? હે મહાબાહો! હે કાળ! લાંબું પીંજણ હવે મૂકી દો. તમે જેમ આવ્યા છો તેમ જ ચાલ્યા જાઓ.

ભય પેદા કરનારા, તીક્ષ્ણ દાંતવાળા, હાથમાં પાશ ધારણ કરેલા શ્વેતમુનિનાં આવાં વચન સાંભળ્યાં, ત્યારે તે ક્રુદ્ધ થયો અને સિંહ જેવી ભયાનક ગર્જના કરીને હાથમાંના પાશને વારંવાર ભૂમિ પર ફટકારવા લાગ્યો ને પછી જીવનને આરે ઊભેલા શ્વેતમુનિને પાશથી બાંધીને કહેવા લાગ્યો. હે વિપ્રર્ષિ! હે શ્વેત! તમને યમના ધામમાં જવાને માટે તો મેં તમને બાંધ્યા છે. દેવાધિદેવ તમારા રુદ્રે આજે મારું શું કર્યું? દુષ્ટોને ઠાર મારનાર તમારા શર્વ ક્યાં છે? ક્યાં ગઈ તમારી ભક્તિ? તમે શંકરની કરેલ પૂજા ને તેનું ફળ ક્યાં ગયાં? એમનું શું થયું? તે ક્યાં છે? હવે મારા વડે તમે પાશમાં બંધાઈ ગયા છો. હે શ્વેત! મહેશ્વર રુદ્રને તમે આ લિંગમાં રહેલા હોવાનું કહો છો તેની નજર સમક્ષ જ મેં તમને મારે અધીન કર્યા છતાં એ તમારી વહારે કેમ નથી આવતા? એ નિષ્ક્રિય જણાય છે, છતાં મહેશ્વરની પૂજા થાય જ કેમ?

શ્વેતમુનિના પ્રાણ હરણ કરવાને કાળને આવેલો જોઈને તેને હણવા સ્વયં સદાશિવ આવ્યા. દેવતાઓના શત્રુ, દક્ષના યજ્ઞનો વિનાશ કરનાર ત્રિલોચન શિવજી અંબા સહિત નંદી અને પોતાના ગણનાયકો સાથે તરત નીકળી શ્વેતમુનિ પાસે આવ્યા અને કાળના પાશમાંથી ક્ષણભરમાં શ્વેતમુનિને જીવંત મુક્ત કર્યા. શંકરને કાળે જોયા, ત્યારે તે બળવાન કાળ ભયથી મુનિની પાસે જ પટકાઇને પડ્યો.

શંકર ભગવાનને જોતાં બરાબર કાળ મૃત્યુ પામે છે તે નિહાળીને પરમજ્ઞાની શ્વેતમુનિ મોટા સ્વરે 'શંકર ભગવાનનો જય થાવ.' એમ બોલવા લાગ્યા. દેવોએ પણ ઊંચા સ્વરે મહેશ્વર ભગવાનનો જય

પોકાર્યો. ઋષિઓએ ઉમા સહિત શંકરને પ્રણામ કર્યા. ગગનમાંના દેવતાઓએ આકાશમાંથી મહાદેવના મસ્તકે સુંદર, શીતળ, સુગંધી પુષ્પોની વર્ષા કરી.

કાળને મૃત્યુ પામેલો જોઇને ગણોના ઈશ નંદી અતિ વિસ્મય પામ્યા અને મહેશ્વરને પ્રણામ કરીને કહેવા લાગ્યા, શ્વેતમુનિનો બાળક જેવી બુદ્ધિવાળો અજ્ઞાની કાળ મૃત્યુ પામ્યો છે. હે મહેશ્વર! આપ પ્રસન્ન થાવ. આપનો જય હો.

માત્ર પોતાના દૃષ્ટિપાતથી પળમાં નાશ પામેલા કાળને પૃથ્વી પર પટકાયેલો જોઇને શ્વેતમુનિ પર અનુગ્રહ કરીને શંકર ભગવાને પોતાના ગૂઢ દેહમાં લિંગમાં પ્રવેશ કર્યો, એટલા ખાતર હે ઋષિગણો! સૌનું કલ્યાણ કરનારા તથા ભુક્તિ અને મુક્તિને આપનાર મૃત્યુંજય મહાદેવની હું ભક્તિપૂર્વક આરાધના કરું છું. આથી વધુ તે શું? સઘળાં કામ્યકર્મોનો ત્યાગ કરીને પરમ ભક્તિભાવથી ભગવાન મહેશ્વરની પૂજા કરવાથી તમે શોકમુક્ત થશો.

શૈલાદિ બોલ્યાઃ બ્રહ્મવાદી મુનિઓને બ્રહ્માજીએ આમ કહ્યું, ત્યારે તે પૂછવા લાગ્યાઃ 'હે બ્રહ્મન્! કૃપા કરીને આપ અમને જણાવો કે, શંકર, દેવોના દેવ રુદ્ર, પિનાક ધનુષને ધારણ કરનારા મહેશ્વરમાં અમારી ભક્તિ શી રીતે સ્થિર થાય ? હે દેવ! કયા પ્રકારનું તપ, યજ્ઞ કે વ્રત કરવાથી શિવજીની ભક્તિ યા સેવા થાય? હે દેવ! એ ભક્તિ કર્યા બાદ દ્વિજાતિઓ ભગવદ્ ભક્ત શી રીતે થાય?'

પિતામહ બ્રહ્માજી બોલ્યા : હે મુનિશ્રેષ્ઠો! તપ, દાન, અભ્યાસ, વિદ્યા, યજ્ઞ કે વ્રત કરવાથી કે, વેદાધ્યયન કરવાથી, યોગશાસ્ત્રમાં દર્શાવેલી પ્રાણાયમ વગેરે ક્રિયાઓ કરવાથી શંકરના ભકત થઈ શકાતું નથી યા તેતે ક્રિયાઓથી શંકર પ્રસન્ન થતા નથી, પણ અનન્ય ભાવથી શ્રદ્ધાપૂર્વક તેમની ભક્તિ કરવાથી વિશ્વના કારણરૂપ શિવજી પ્રસન્ન થાય છે. તેમના સ્વરૂપનું ચિંતન કરવાથી અને તેમનામાં ભક્તિ દૃઢ ને સ્થિર થવાથી દ્વિજાતિયો ભગવદ્ ભક્ત થાય છે.

તેમનાં આવાં વચન સૂણીને સ્ત્રી-પુત્ર આદિ સહિત ઋષિઓએ પિતતામહ બ્રહ્માજીને પ્રણામ કર્યા.શંકર ભગવાનની ભક્તિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને અપનાર છે. શ્વેતમુનિએ એ શિવભક્તિના પ્રભાવથી જ મૃત્યુને જીત્યું હતું. દધીચિ મુનિએ પણ પૂર્વે ભક્તિ દ્વારા શ્રીવિષ્ણુ ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તેમનાં અસ્થિથી વિશ્વકર્માએ વજ્ર બનાવ્યું હતું. ઇન્દ્રે તે વજ્ર દ્વારા વૃત્રાસરનો વધ કર્યો હતો.

મહાદેવના નામનું સંકીર્તન તથા તેમની સ્તુતિ કરીને મેં નંદીએ પણ મૃત્યુને જીત્યું હતું, તે જ પ્રમાણે મૃત્યુના મુખમાં ગયેલા શ્રેષ્ઠ મુનિ શ્વેત મુનિએ પણ શંકર ભગવાનની કૃપાથી જ મૃત્યુને જીત્યું છે.

૧-૩૭

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'શ્વેતમુનિનું આખ્યાન' નામનો ૩૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૧મો

# ઋષિઓને થયેલાં શિવનાં દર્શન



સનત્કુમાર ઉવાચ

કથં ભવપ્રસાદેન દેવદારુવનૌકસઃ।
પ્રપન્નાઃ શરણં દેવં વક્તુમર્હસિ મે પ્રભો॥૧॥

સનત્કુમાર, શૈલ વગેરેને ઋષિઓનું વૃત્તાંત પૂછે છેઃ હે પ્રભો! દેવદારુ વનમાં વસનારા ઋષિઓ શંકર ભગવાનની કૃપાથી એ દેવને શરણે શી રીતે ગયા તે મને આપ કહો. શૈલાદિએ કહ્યુંઃ ત્યાર પછી દેવદારુ વનમાં વસનારા અને તપને કારણે અગ્નિ સમાન તેજસ્વી થયેલા મહાભાગ્યવાન ઋષિઓને પરમ પવિત્ર બ્રહ્માજી કહેવા લાગ્યાઃ

પિતામહ બ્રહ્માજી બોલ્યાઃ શિવજી એ જ બધા દેવોનું સ્વરૂપ છે. બધા દેવોના દેવ મહાદેવ જ મહેશ્વર છે. એજ તેમના સ્વરૂપથી જાણવા યોગ્ય છે. એમનાથી બીજા કોઈ દેવ શ્રેષ્ઠ નથી, દેવોના, ઋષિઓના તથા પિતૃઓના તે જ શાસક છે. સહસ્ર મહાયુગના અંતે પ્રલય કાળે આ ભગવાન શંકર કાળરૂપ થઇને બધા દેહધારીઓનો સંહાર કરે છે. આ એક મહેશ્વર જ પ્રલયની આખરે સ્વપ્રભાવથી સર્વ પ્રજાઓનું સર્જન કરે છે. એ જ શ્રીકૃષ્ણ છે, ઇન્દ્ર છે ને એ જ શ્રીવિષ્ણુ છે. કૃતયુગમાં એ યોગીરૂપ છે, ત્રેતામાં યજ્ઞરૂપ છે, દ્વાપરમાં કાલાગ્નિ અને કળિયુગમાં ધર્મના ચિહ્નરૂપ છે. જ્ઞાનીઓ રુદ્રની આ મૂર્તિઓનું ધ્યાન ધરે છે.

લિંગની બહારની વેદી ચતુષ્કોણ અને અંદરની વેદી અષ્ટ કોણ હોવી જોઇએ. એ વેદીમાં ગોળાકાર અને સુંદર ઘાટના લિંગની બરાબર સ્થાપના કરીને તેનું પૂજન કરવું ઘટે. તમોગુણરૂપ અગ્નિ, રજોગુણરૂપ બ્રહ્માજી અને સત્ત્વગુણરૂપ શ્રીવિષ્ણુ આ ત્રિગુણાત્મક પૂર્તિ એ માત્ર શિવજીનું સ્વરૂપ છે. યોગરૂપ સમાધિથી યુક્ત થઇને જીવમાં રહેલી શિવજીની એ મૂર્તિ જ બ્રહ્મ છે, યા તો વેદીના યોગથી સમન્વિત શિવરૂપ લિંગ જ બ્રહ્મ છે. શિવજી બ્રહ્મરૂપ હોવાને કારણે એ દેવાધિદેવ, ઈશ, સર્વના શાસક, અવિનાશી, ઈશાન પરમાત્માએ સર્વ દેવો અને જિતેન્દ્રિય ઋષિઓ આરાધના કરે છે.

પૂજન માટે લિંગ કેવું હોવું જોઇએ, તેના સ્થાપન અર્થે કેવા પ્રકારની વેદી બનાવવી, તેના પર અભિષેક કરવાને માટે કળશ કેવો હોવો જોઇએ તે કહે છે. જમણા હાથના અંગૂઠા જેટલા પ્રમાણનું ગોળ યા લંબગોળ, ચોતરફથી સરખા આકારનું સુંદર લિંગ લેવું. પછી સમપ્રમાણ, અષ્ટકોણ યા સોળ કોણવાળા સઘળી ઇચ્છાઓને પૂરી કરનારા દિવ્ય મંડળની રચના કરવી. તેનાથી બમણા ભાગની ઊંચી, મોટી, ગાયના મુખ જેવી, સુવર્ણ, રૂપું, તાંબું યા પાષાણની વેદી બનાવવી. તે ગોળ, ચતુષ્કોણ, ષટ્કોણ યા ત્રિકોણ કોઈ પણ જાતના દોષ વિનાની હોવી જોઇએ. એ વેદીની ચોતરફ એક જવના પ્રમાણ જેટલી ઊંચી પટ્ટી બેસાડવી. પટ્ટી પણ સુવર્ણની, રૂપાની, તાંબાની યા પથ્થરની હોવી જોઇએ.

પૂજન કરવા માટે સઘળાં શુભ લક્ષણોથી યુક્ત એવા લિંગની વેદીમાં સ્થાપના કરવી. વેદીની મધ્યમાં જળપૂર્ણ કળશ મૂકવો. તેમાં સોનું નાખવું. પછી એ કળશમાંના જળને **'ૐ નમઃ શિવાય'** તથા

**સદ્યોજાતાદિ૦** મંત્રોથી અભિમંત્રિત કર્યા પછી **'સદ્યોજાતં પ્રપદ્યામિ૦', 'વામદેવાય નમો જ્યેષ્ઠાય નમ૦', 'અઘોરભ્યોડથ ઘોરેભ્યો૦', 'તત્પુરુષાય વિદ્મહે૦'** તથા **'ઈશાનઃ સર્વવિદ્યાનામ્૦'** આ પાંચ પવિત્ર મંત્રોથી લિંગ પર તે જળથી અભિષેક કરવો. પૂજા કરવાને માટે જે દ્રવ્ય સામગ્રી મળી શકે તેનાથી લિંગનું પૂજન કરવું. હે ઋષિઓ! તમારા સ્ત્રી-પુત્ર તથા બંધુઓ સહિત શ્રદ્ધાથી તમે લિંગની પૂજા કરશો તેથી તમારી સઘળી ઇચ્છાઓ પૂરી થશે. તમે નમ્ર થઇને સરળ ભાવપૂર્વક શંકર ભગવાનને શરણે જાઓ ને એમનું પૂજન કરો.

આ મુજબ કરવાથી અજ્ઞાનીઓને જેમનાં દર્શન ભાગ્યે જ થાય છે એવા દેવેશ્વર શંકરનાં તમને દર્શન થશે. એમનાં દર્શનથી અધર્મ અને અજ્ઞાનનો નાશ થાય છે.

આ પ્રમાણે બ્રહ્માજીએ કહ્યું, ત્યારે તે સર્વ ઋષિઓએ અતિ પ્રભાવશાળી તેમને પ્રણામ કરીને તેમની પ્રદક્ષિણા કરી અને તે વનવાસી ઋષિઓ દેવદારુ વનમાં ચાલ્યા ગયા ને બ્રહ્માજીએ જે પ્રમાણે શિવજીની આરાધના કરવાનું કહ્યું હતું તે મુજબ તેઓ લિંગનું પૂજન અને આરાધના કરવાને માટે સપાટ ભૂમિ પર બેઠા. કેટલાક પર્વતો અને ગુફામાં, કેટલાક નદીઓના હરિયાળા બેટો પર બેઠા. કેટલાકે જળની અંદર શયન કર્યું. અન્ય કેટલાક ઋષિઓ દર્ભની ભમિમાં જ્યાં પણ જગ્યા મળી ત્યાં પગના અંગૂઠા પર ઊભા. કેટલાક વાનપ્રસ્થ ધર્મ સ્વીકારનારા ઋષિઓએ કાચું અન્ન ચાવીને રહેવા માંડ્યું. કેટલાકે પત્થરથી અન્ન કૂટીને ખાવાનું વ્રત ધારણ કરીને રહ્યા. તો વળી કેટલાક પોતાના સ્થાન પર જ વીરાસન માંડી બેઠા. અન્ય ઋષિઓ હરણ જે પ્રમાણે જીવનનિર્વાહ કરે તે રીતે જે કંઈ કંદમૂળ વગેરે મળે તે ખાઇને પાપરહિત જીવન જીવવા લાગ્યા. આ મુજબ મહાજ્ઞાનીએ ઋષિઓ તપ અને શંકર ભગવાનની આરાધના દ્વારા સમય પસાર કરતા હતા.

આથી ઋષિઓ પર દયા પેદા થવાથી એક વર્ષ પૂરું થયા પછી કૃતયુગમાં વસંતઋતુ થતાં સ્વ-ભક્તો પર પ્રસન્ન થયેલા પરમાત્મા હિમવાન પર્વત પરના દારુવનમાં ગયા. પિંગળ અને રાતા નેત્રવાળા મહાદેવે દેહ પર ભસ્મ લગાડેલી હતી. હાથમાં ઉંબાડિયું લઇને નગ્ન શરીરના શંકર વિચિત્ર રૂપથી ક્યારેક હસતા હતા, ક્યારેક રુદ્રભાવ પ્રકટ કરતા હતા, ક્યારેક નાચતા-ગાતા હતા. ક્યારેક લટકા કરતા હતા. આશ્ચર્યચકિત થઇને ક્યારેક વારંવાર રડતા હતા. આ પ્રમાણેની માયા રચીને મહાદેવજી તે વનમાં આવીને ઋષિઓના આશ્રમે જઇને ભિક્ષા માગતા હતા.

બધા મહાભાગ્યવાન ઋષિઓ પોતાનાં સ્ત્રી-પુત્રાદિ સહિત સ્તુતિ કર્યા બાદ અર્ઘ્ય-પાદ્ય, વિવિધ સુગંધી ફૂલો, ધૂપ ને સુગંધી દ્રવ્યોથી તેમની પૂજા કરીને ગંભીરતાથી શંકરને કહેવા લાગ્યા: હે દેવોના દેવ મહેશ્વર! મન, વાણી તથા કર્મ દ્વારા અજ્ઞાનને કારણે અમારાથી જે અપરાધ થયો હોય તે આપ માફ કરો.

હે ભગવન્! આપનાં પવિત્ર ને વિચિત્ર કૃત્યને બ્રહ્માદિ દેવતા યે જાણી શક્યા નથી. હે હર! આપની ગતિ અને અગતિને અમે ક્યારે ય જાણતા નથી. હે વિશ્વેશ્વર! હે મહાદેવ! આપનું જે સ્વરૂપ હોય તે સ્વરૂપને અમે વંદન કરીએ છીએ. આપને નમસ્કાર. અસીમ પરાક્રમ અને બળવાળા તથા સઘળાં પ્રાણીઓની રક્ષા કરનાર પિંગળ વર્ણવાળા દેવને નમસ્કાર. અવિનાશીને નમસ્કાર. દુષ્ટોનો

નાશ કરનારા દેવને નમસ્કાર. ગંગાજીને ધારણ કરનાર ગંગાધરને નમસ્કાર. ત્રિગુણસ્વરૂપ દેવને નમસ્કાર. ત્રિનેત્રવાળા ત્ર્યંબક ભગવાનને નમસ્કાર યા ત્રિલોકના પિતાને નમસ્કાર, યા અકાર, ઉકાર અને મકાર શબ્દો જેના વાચક છે તે ૐ-કારરૂપ પરબ્રહ્મને નમસ્કાર. ચંદ્ર, રવિ અને અગ્નિરૂપ નેત્રવાળા ત્રિનેત્રને નમસ્કાર.

ત્રિશૂળ ધારણ કરનાર શંકર ભગવાનને નમસ્કાર. સુખ દ્વારા હર્ષ તથા ગર્વ પમાડનાર કંદર્પ એવા મહેશ્વર-મહાદેવને નમસ્કાર. હુતદ્રવ્યનું ભક્ષણ કરનાર હુતાશ એવા અગ્નિરૂપ શિવજીને નમસ્કાર. શંકરને નમસ્કાર. ધર્મરૂપ વૃષાંક એવા મહાદવજીને નમસ્કાર. હસ્તમાં દંડ અને પાશને ધારણ કરનાર કાળને નમસ્કાર. '**ૐ નમઃ શિવાય**' એ બીજમંત્રના અધિષ્ઠાતા દેવ અને શિવજીને નમસ્કાર. શતજિહ્વા અર્થાત્ જ્ઞાનરૂપ મહેશ્વરને નમસ્કાર. ભૂત, ભવ્ય અને ભવિષ્ય એવા ત્રણેય કાળથી યુક્ત સ્થાવર ને જંગમ આ સકળ વિશ્વ હે પ્રભુ! આપના જ દેહથી ઉત્પન્ન થયા છે. આપ જ એનું રક્ષણ તથા સંહાર કરો છો. આપના કલ્યાણકારી સ્વરૂપને નમસ્કાર.

હે ભગવન્! આપ અમારા પર પ્રસન્ન થાઓ. અમારા પર અનુગ્રહ કરો. અસમજથી સમજપૂર્વક માનવી જે કંઈ કરે છે તે સર્વ યોગમાયાને લીધે ભગવાન જ કરે છે. પ્રસન્ન અંતઃકરણથી મુનિઓએ શંકર ભગવાનની આ પ્રમાણે પ્રાર્થના કર્યા પછી દેવને પ્રાર્થના કરી કે, હે શંભુ! તપ યુક્ત એવા આપનાં તેજસ્વી અને આદિરૂપનાં અમે દર્શન કરવા ઇચ્છીએ છીએ.

દેવદારુના વનમાં વસતા ઋષિઓની પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા શંકર ભગવાને તેમને દિવ્ય દૃષ્ટિ આપી પોતાનાં ત્રિનેત્રવાળાં સ્વરૂપનાં દર્શન કરાવ્યાં. પછી તેઓ પુનઃ શંકરની સ્તુતિ કરવા લાગ્યા.

૧-૪૬

**લબ્ધદૃષ્ટ્યા તયા દૃષ્ટ્વા દેવદેવં ત્ર્યમ્બકમ્।**
**પુનસ્તુષ્ટુવુરીશાનં દેવદારુવનોકસઃ ॥૪૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'ઋષિઓને થયેલાં શિવનાં દર્શન' નામનો ૩૧મો અદ્યાય સંપૂર્ણ***

❋ ❋ ❋

## અદ્યાય ૩૨મો

# શિવજીની ઋષિઓએ કરેલી સ્તુતિ



**ઋષય ઊચુઃ**

**નમો દિગ્વાસસે નિત્યં કૃતાન્તાય ત્રિશૂલિને।**
**વિકટાય કરાલાય કરાલવદનાય ચ॥૧॥**

ઋષિઓ શંકર ભગવાનની સ્તુતિ કરે છે: દિશારૂપી વસ્ત્રવાળા મહાદેવજીને નમસ્કાર. પ્રલયના કારણરૂપ કૃતાંતને નમસ્કાર. ત્રિશૂલધારી દેવને નમસ્કાર. વિકટ અર્થાત્ સુન્દરને નમસ્કાર, અથવા

વિશાળને નમસ્કાર. સંસાર વૃક્ષનું છેદન કરનારા કુઠારરૂપ દેવતાને નમસ્કાર. ભયંકર મુખના કરાલ વદનને નમસ્કાર. જેનું કોઈ રૂપ નથી, અથવા રૂપરહિતને નમસ્કાર. સુન્દર રૂપવાળા સુરૂપને નમસ્કાર. જગતરૂપને નમસ્કાર.

હાથીના મસ્તકથી ગણપતિના ધડને આવૃત કરનાર કટંકટ શંકરને નમસ્કાર. સ્વાહા કરનાર યજમાનરૂપ દેવને નમસ્કાર. જેના શરીરને સર્વ કરે છે તે સર્વ પ્રણત દેવને નમસ્કાર. સર્વના આધારરૂપ દેવતાને નમસ્કાર. હંમેશાં નીલવર્ણ અર્થાત્ મોરપિચ્છના રંગ સમા જટાજૂટને ધારણ કરનાર નીલ-શિખંડને નમસ્કાર. શ્રીકંઠને વારંવાર નમસ્કાર. નીલકંઠને નમસ્કાર. ચિતાની ભસ્મને અંગ પર ધારણ કરનાર દેવતાને નમસ્કાર.

હે મહાદેવ! સર્વ દેવોમાં આપ બ્રહ્માજી છો. રુદ્રોમાં નીલલોહિત છો. સઘળાં પ્રાણીઓના આપ આત્મા છો. સાંખ્યવાદીઓએ તમને પુરુષ કહ્યા છે. પર્વતોમાં આપ મહામેરુ છો. નક્ષત્રોમાં આપ ચંદ્ર છો. ઋષિઓમાં આપ વસિષ્ઠ છો. આપ જ ઇન્દ્ર છો. સર્વ વેદોમાં આપ સામવેદ રૂપ ૐકાર છો, અર્થાત્ વેદોનાં બીજરૂપ છો. સર્વસમર્થ આપ વનપશુઓમાં સિંહ છો. ગ્રામ્ય પશુઓમાં વૃષભ છો. સર્વ લોકોથી આપ પૂજાવ છો. આપના સર્વસ્વરૂપનાં અમે દર્શન કરવાની ઇચ્છા ધરાવીએ છીએ. વિષાદ, લોભ, ક્રોધ તથા મદ — આ કામાદિ પંચક શી રીતે સૌનું દાહક છે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ. માટે હે દેવ! કૃપા કરીને આપ તે અમને કહો. હે પરમાત્મા! આપ અમારા પર પ્રસન્ન થાવ.

આપ શંકર ભગવાનની કૃપાથી જે મહાપુરુષોને એ કામપંચકનું જ્ઞાન મળેલું છે, તે પોતે જ તેનું વર્ણન કરતાં કહે છે કે, મહાપ્રલયકાળ પ્રાપ્ત થતાં, પવિત્ર અંતઃકરણવાળા હે દેવ! આપે આપના લલાટને પોતાના હસ્તથી વીંધીને વહ્નિ ઉત્પન્ન કર્યો છે. આપના લલાટથી ઉત્પન્ન થયેલા પ્રલય સમાન તે અગ્નિની જ્વાળાઓરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ અને દંભ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થયા છે, ને એમનાથી બધા લોકો બધી બાજુએથી ઘેરાયેલા છે. આપના લલાટમાંથી નીકળેલા પ્રલય અગ્નિના અવયવરૂપ હોવાથી ચર અને અચર સઘળાં પ્રાણીઓને હમેશાં બાળ્યા કરે છે. હે સુરેશ્વર! એ કામ આદિ રૂપ અગ્નિથી અમે બળ્યા કરીએ છીએ. આપ તેનાથી રક્ષણ કરો.

બધા લોકોના હિત અર્થે હે શંભુ! આપ સોમરૂપ જળ સીંચીને બધાં પ્રાણીઓને સંતુષ્ટ કરો છો. પવિત્ર દૃષ્ટિવાળા હે ભગવન્! કોટિ કોટિઓમાં સહસ્રો ને કોટિ રૂપોથી રહેલા હે દેવ! આ વખતે અમારે શું કરવું, તે માટે અમને આજ્ઞા આપો. અમે આપનાં વચન મુજબ વર્તીશું. હે દેવાધિદેવ! આપની માયાથી રમાડો છો. આપની એવી અદ્ભુત માયા અને આપના મહિમાનો અમે અંત પામી શકતા નથી. હે દેવ! આપને નમસ્કાર.

**આજ્ઞાપય વયં નાથ કર્તારો વચનં તવ।**
**ભૂતકોટિ સહસ્રેષુ રુપકોટિશતેષુ ચ॥૧૫॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'શિવની ઋષિઓએ કરેલી સ્તુતિ' નામનો ૩૨મો અધ્યાય સંપૂર્ણ*



વિશાળને નમસ્કાર. સંસાર વૃક્ષનું છેદન કરનારા કુઠારરૂપ દેવતાને નમસ્કાર. ભયંકર મુખના કરાલ વદનને નમસ્કાર. જેનું કોઈ રૂપ નથી, અથવા રૂપરહિતને નમસ્કાર. સુન્દર રૂપવાળા સુરૂપને નમસ્કાર. જગતરૂપને નમસ્કાર.

હાથીના મસ્તકથી ગણપતિના ધડને આવૃત કરનાર કટંકટ શંકરને નમસ્કાર. સ્વાહા કરનાર યજમાનરૂપ દેવને નમસ્કાર. જેના શરીરને સર્વ કરે છે તે સર્વ પ્રણત દેવને નમસ્કાર. સર્વના આધારરૂપ દેવતાને નમસ્કાર. હંમેશાં નીલવર્ણ અર્થાત્ મોરપિચ્છના રંગ સમા જટાજૂટને ધારણ કરનાર નીલ-શિખંડને નમસ્કાર. શ્રીકંઠને વારંવાર નમસ્કાર. નીલકંઠને નમસ્કાર. ચિતાની ભસ્મને અંગ પર ધારણ કરનાર દેવતાને નમસ્કાર.

હે મહાદેવ! સર્વ દેવોમાં આપ બ્રહ્માજી છો. રુદ્રોમાં નીલલોહિત છો. સઘળાં પ્રાણીઓના આપ આત્મા છો. સાંખ્યવાદીઓએ તમને પુરુષ કહ્યા છે. પર્વતોમાં આપ મહામેરુ છો. નક્ષત્રોમાં આપ ચંદ્ર છો. ઋષિઓમાં આપ વસિષ્ઠ છો. આપ જ ઇન્દ્ર છો. સર્વ વેદોમાં આપ સામવેદ રૂપ ૐકાર છો, અર્થાત્ વેદોનાં બીજરૂપ છો. સર્વસમર્થ આપ વનપશુઓમાં સિંહ છો. ગ્રામ્ય પશુઓમાં વૃષભ છો. સર્વ લોકોથી આપ પૂજાવ છો. આપના સર્વસ્વરૂપનાં અમે દર્શન કરવાની ઇચ્છા ધરાવીએ છીએ. વિષાદ, લોભ, ક્રોધ તથા મદ — આ કામાદિ પંચક શી રીતે સૌનું દાહક છે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ. માટે હે દેવ! કૃપા કરીને આપ તે અમને કહો. હે પરમાત્મા! આપ અમારા પર પ્રસન્ન થાવ.

આપ શંકર ભગવાનની કૃપાથી જે મહાપુરુષોને એ કામપંચકનું જ્ઞાન મળેલું છે, તે પોતે જ તેનું વર્ણન કરતાં કહે છે કે, મહાપ્રલયકાળ પ્રાપ્ત થતાં, પવિત્ર અંતઃકરણવાળા હે દેવ! આપે આપના લલાટને પોતાના હસ્તથી વીંધીને વહ્નિ ઉત્પન્ન કર્યો છે. આપના લલાટથી ઉત્પન્ન થયેલા પ્રલય સમાન તે અગ્નિની જ્વાળાઓરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ અને દંભ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થયા છે, ને એમનાથી બધા લોકો બધી બાજુએથી ઘેરાયેલા છે. આપના લલાટમાંથી નીકળેલા પ્રલય અગ્નિના અવયવરૂપ હોવાથી ચર અને અચર સઘળાં પ્રાણીઓને હમેશાં બાળ્યા કરે છે. હે સુરેશ્વર! એ કામ આદિ રૂપ અગ્નિથી અમે બળ્યા કરીએ છીએ. આપ તેનાથી રક્ષણ કરો.

બધા લોકોના હિત અર્થે હે શંભુ! આપ સોમરૂપ જળ સીંચીને બધાં પ્રાણીઓને સંતુષ્ટ કરો છો. પવિત્ર દૃષ્ટિવાળા હે ભગવન્! કોટિ કોટિઓમાં સહસ્રો ને કોટિ રૂપોથી રહેલા હે દેવ! આ વખતે અમારે શું કરવું, તે માટે અમને આજ્ઞા આપો. અમે આપનાં વચન મુજબ વર્તીશું. હે દેવાધિદેવ! આપની માયાથી રમાડો છો. આપની એવી અદ્‌ભુત માયા અને આપના મહિમાનો અમે અંત પામી શકતા નથી. હે દેવ! આપને નમસ્કાર.

**આજ્ઞાપય વયં નાથ કર્તારો વચનં તવ।**
**ભૂતકોટિ સહસ્રેષુ રૂપકોટિશતેષુ ચ॥૧૫॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'શિવની ઋષિઓએ કરેલી સ્તુતિ' નામનો ૩૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૩મો

# શિવે પોતાની સ્તુતિ તથા મહિમાનું કરેલું વર્ણન



નન્દ્યુવાચ॥

તતસ્તુતોષ ભગવાનનુગૃહ્ય મહેશ્વરઃ।
સ્તુતિં શ્રુત્વા સ્તુતસ્તેષામિદં વચનમબ્રવીત્॥૧॥

નંદી બોલ્યા : ઋષિઓએ કરેલી સ્તુતિથી પ્રસન્ન થયેલા શંકર અનુગ્રહ કરીને કહે છે : હે ઋષિઓ! તમે કરેલી મારી સ્તુતિ સાંભળ્યા બાદ જે દ્વિજોને તે સંભળાવે છે તે મહેશ્વરના ગણનું સ્થાન મેળવે છે. હે શ્રેષ્ઠ મુનિઓ! મારા ભક્તોનું કલ્યાણ કરનારી એક સરસ વાત તમને કહું છું.

બધી સ્ત્રીચિહ્ન એ મારા દેહમાંથી પેદા થયેલી પ્રકૃતિદેવી છે. તેવી જ રીતે હે દ્વિજો! મારા જ શરીરથી ઉત્પન્ન થયેલા પુરુષચિહ્ન પુરુષ કહેવાય છે. હે વિપ્રો! એ બેના સંયોગથી પ્રજાઓનું સર્જન થાય છે, એવો મારો નિશ્ચય છે તેમાં શંકા નથી. કોઈ પણ પ્રાણી ચક્ર, પદ્મ કે વજ્રચિહ્નવાળું જન્મતું નથી, પણ લિંગ અને ભગ અર્થાત્ યોનિના ચિહ્નવાળાં જ પ્રાણીઓ જન્મે છે. અર્થાત્ નર હોય તો લિંગ અને નારી હોય તો યોનિ ચિહ્ન સહિત જન્મે છે. એટલા માટે પ્રજાને માહેશ્વરી પ્રજા કહેલી છે. સ્ત્રી-પુરુષનાં ચિહ્નો એ શિવજીનાં લિંગ-ચિહ્ન છે. કામ-ક્રોધ આદિ વ્યાકુળ થતાં અજ્ઞાનીઓ લોકેષણાને કારણે લિંગ-ચિહ્ન ઢંકે છે. જેમને લોકેષણા નથી એવા યતિઓ દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરીને દિગંબર, અર્થાત્ નગ્ન રહીને જ વિચરતા હોય છે. એટલા માટેઅ દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરીને બાળક અને ઉન્મત્ત મનુષ્ય જેવી ચેષ્ટા કરનાર, મારા જ સ્વરૂપનું ધ્યાન કરનાર બ્રહ્મવાદી યતિઓની નિંદા કરવી નહીં. શરીરે ભસ્મ લગાડવાથી પાપનો નાશ થાય છે, માટે સદા ભસ્મ ધારણ કરનાર, મનનું દમન કરનાર તથા મારા જ સ્વરૂપના ધ્યાનમાં લીન રહેનારા જે ઊર્ધ્વરેતા બ્રાહ્મણો મન, વાણી તથા કાયાને નિયમમાં રાખીને શિવજીની પૂજા કરે છે, તેઓ રુદ્રલોકને પામે છે, તેથી પુનઃ ગર્ભવાસ પામતા નથી, એટલાં ખાતર સ્વભાવથી જ ઉત્પન્ન થયેલા લિંગ વ્યક્તલિંગ છે. વ્યક્તલિંગી મહેશ્વરનું આ વ્રત શ્રેષ્ઠ તથા અવ્યક્ત છે. મુશ્કેલીથી આચરી શકાય તેવું હોઈ અસ્પષ્ટ છે.

શરીરે ભસ્મ ધારણ કરનાર વ્રતવાળા બ્રહ્મચારી અને સંન્યાસીઓ મારું જ રૂપ છે, તેથી તેમની નિંદા કરવી નહીં. તેમની આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરવું, તેમની મશ્કરી નહીં કરવી. સ્વકલ્યાણ ઇચ્છનાર મનુષ્યે ક્યારે ય તેમનું અપ્રિય નહીં બોલવું. જે મૂઢ માનવી તે બ્રહ્મચારીઓની અને યતિઓની નિંદા કરે છે તે શંકરની નિંદા કરે છે જે એમની રોજ પૂજા કરે છે તે શંકરનું પૂજન કરે છે.

આ પ્રમાણે લોકહિત કરવાને માટે મહાયોગી મહાદેવજી દેહ પર ભસ્મ ચોળીને દરેક યુગમાં પોતાની માયા દ્વારા ક્રીડા કરે છે. હે ઋષિઓ! તમે શંકરનું પૂજન કરવારૂપ વ્રતનું આચરણ કરો. આથી તમે ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરશો, તમારું કલ્યાણ થાઓ.

શંકર ભગવાને કહેલું આ પરમતત્ત્વ જેવું અન્ય કંઈ જ શ્રેષ્ઠ નથી. મહાભયના નાશના હેતુરૂપ મહેશ્વરનું પૂજન કરવારૂપ તત્ત્વને જાણ્યા પછી ઋષિઓના અંતઃકરણમાં રહેલ મોહ ને લોભ નાશ પામ્યા

અને તરત મહાદેવને મસ્તક નમાવી તેઓ પ્રણામ કરવા લાગ્યા. શિવપૂજાનું માહાત્મ્ય તેમને મુખેથી શ્રવણ કર્યા પછી ઋષિઓને આનંદ થયો.

પછી દર્ભ, ફૂલ અને સુગંધી દ્રવ્યોથી યુક્ત, શુદ્ધ જળથી સંપૂર્ણ પવિત્ર કુંભોનાં જળથી ઋષિઓ શિવજીને સ્નાન કરાવવા લાગ્યા. તે વખતે તેઓ સ્તુતિરૂપે વિવિધ મંત્રોનું ગાન કરતા હતા. દેવાધિદેવ મહાદેવને નમસ્કાર. અર્ધનારીશ્વરને નમસ્કાર. સાંખ્યયોગના પ્રવર્તકને નમસ્કાર. ગજચર્મ ધારણ કરનાર શિવજીને નમસ્કાર. કૃષ્ણ મૃગના ચર્મને ઉપવસ્ત્ર ધારણ કરનાર દેવને નમસ્કાર. સર્પરૂપ યજ્ઞોપવીત ધારણ કરનાર મહાદેવને નમસ્કાર. સુંદર રીતે બનાવેલા કુંડળને ધારણ કરનાર તથા ઉત્તમ માળાથી શોભતા હે પ્રભુ! આપને નમસ્કાર.

સિંહચર્મને વસ્ત્રરૂપે ધારણ કરનાર તથા સર્વ દિશાઓમાં ફેલાયેલા યશસ્વી હે મહેશ્વર! નમસ્કાર.

આ મુજબ સ્તુતિ કરવાથી મહેશ્વરે પ્રસન્ન થઇને તેમને કહ્યું: 'હે સુવ્રતો! હે સદાચરણવાળા ઋષિઓ! હું તમારા તપથી પ્રસન્ન છું, માટે તમને અભીષ્ટ હોય તે વરદાન માગો.'

શંકર ભગવાનના આ કૃપાળુ વચન સાંભળીને અંગિરા, વસિષ્ઠ, ભૃગુ, ગૌતમ, વિશ્વામિત્ર, સુકેશ, અત્રિ, વરાહ, પુલસ્ત્ય, ક્રતુ, પુલહ, મરીચિ, કણ્વ, કશ્યપ અને સંવર્ત નામના મહાતપસ્વી તે સર્વ મુનિઓએ મહેશ્વરને પ્રણામ કરીને ફરીથી તથા સંવર્ત નામે મહાતપસ્વી તે બધા મુનિઓએ મહેશ્વરને પ્રણામ કરીને ફરીથી પૂછ્યું કે, ભસ્મસ્નાનથી કરાતી દેહશુદ્ધિ, નગ્નત્વનો પ્રકાર, વામત્વ અર્થાત્ સવ્ય માર્ગનો પ્રકાર અને પ્રતિલોમતા એટલે કામ્યકર્મના માર્ગનું સેવન — આ મુજબ અત્રે કહેવાયેલી આ ચાર બાબતો સેવન કરવા યોગ્ય છે કે, અસેવ્ય છે, તે અમે જાણવા માગીએ છીએ.

તેમનાં વચન સાંભળીને શંકર ભગવાન આદરભાવ વ્યક્ત કરીને બધાના ભણી હસીને, જોઈ શ્રેષ્ઠ ઋષિઓને કહેવા લાગ્યા. ૧-૨૪

**તતસ્તેષાં વચઃ શ્રુત્વા ભગવાન્પરમેશ્વર।**
**સસ્મિતં પ્રાહ સમ્પ્રેક્ષ્ય સર્વાન્મુનિવરાંસ્તદા॥૨૪॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'શિવે પોતાની સ્તુતિ તથા મહિમાનું કરેલું વર્ણન' નામનો ૩૩મો અધ્યાય સંપૂર્ણ*

❀ ❀ ❀

## અધ્યાય ૩૪મો

# યોગીઓની પ્રશંસા



શ્રીભગવાનુવાચ॥
**એતદ્વઃ સમ્પ્રવક્ષ્યામિ કથા સર્વસ્વમદ્ય વૈ।**
**અગ્નિર્હ્યહં સોમકર્તા સોમશ્ચાગ્નિમુપાશ્રિતઃ॥૧॥**

શંકર ભગવાન કહે છે: ભસ્મસ્નાન વગેરેનો મહિમા અનેક શ્રુતિઓમાં અનેક પ્રકારની કથાઓ દ્વારા કહેવામાં આવ્યો છે. તે કથાઓના સાર રૂપ વસ્તુ હું આજે તમને કહું છું. અગ્નિસોમનું કારણ છે. એ

કારણરૂપ અગ્નિ હું છું. અગ્નિ સાથેના નિત્ય સંબંધોવાળો સોમ પણ હું છું. અર્થાત્ જ્ઞાનાગ્નિરૂપ મહેશ્વર એ સોમ હું જ છું.

ભારતખંડના આશ્રયથી ઉત્પન્ન થયેલા કર્મફળને અગ્નિ વહન કહે છે. સ્થાવર-જંગમાત્મક આ વિશ્વને અગ્નિરૂપ એવા મેં આ જગતમાંની સઘળી અભદ્ર વસ્તુઓને બાળી નાખીને તેમનો નાશ કર્યો છે. એટલે કે વસ્તુ બળીને ભસ્મ થયા પછી તેની અપવિત્રતા નાશ પામે છે અને શેષ રહેલી એ વસ્તુની ભસ્મ પવિત્ર ને ઉત્તમ હોય છે. ભસ્મ દ્વારા સામર્થ્ય મેળવીને સોમ જ સર્વ પ્રાણીઓને જિવડાવે છે.

સોમના કારણરૂપ અગ્નિ એ મારું સ્વરૂપ છે. અગ્નિની અર્થાત્ મારી ઉપાસના કરવાથી બાળપણ, યૌવન અને વૃદ્ધત્ત્વ એ ત્રણે કાળના સંબંધના ત્રણ આયુષ મળે છે. મેં અમંગળ વસ્તુને બાળી નાખીને કરેલી ભસ્મને ધારણ કરવાથી તેના સામર્થ્યને કારણે પ્રાણી સઘળાં પાપોથી મુક્ત થાય છે. દીપ્તિ, પ્રાપ્તિ ને ભક્ષણ કરવાના અર્થમાં વપરાતા ત્રણે ધાતુઓનો અર્થ 'ભસ્મ' શબ્દરૂપમાં દર્શાવવામાં આવેલ છે. અર્થાત્ ભસ્મ ધારણ કરવાથી કાન્તિ વધે છે. કલ્યાણની પ્રાપ્તિ થાય છે. કિંચિત ભક્ષણ કરવાથી સઘળાં પાપોનો નાશ થાય છે, તેથી તો તેને ભસ્મ કહેવામાં આવે છે. પિતૃઓ ગરમીનું પાન કરનાર એટલે સહન કરનાર છે.ઊષ્મપા એ પિતૃઓનો એક વર્ગ છે. સોમથી દેવો ઉત્પન્ન થયેલા છે. સ્થાવર જંગમ સકળ વિશ્વ સોમ અને અગ્નિ છે. હું મહાતેજસ્વી અગ્નિ છું. આ મહા અંબિકા સોમ છે.

અર્ધનારીશ્વરરૂપે પ્રકૃતિથી જ હું અગ્નિ છું અને હું જ સોમ છું. સૂર્યમંડળમાં રહેલા મહાન એવો સર્વોત્કૃષ્ટ પુરુષ હું જ છું. હે મહાતેજસ્વી ઋષિઓ! સોમ, અગ્નિ તથા સૂર્યમંડળમાં રહેલો પુરુષ હું જ છું. આ ત્રિશક્તિઓ દ્વારા અમંગળ વસ્તુની કરાયેલ ભસ્મ એ પણ મારું જ સામર્થ્ય છે. મારા દેહ દ્વારા મારા સામર્થ્યરૂપ ભસ્મને ધારણ કરીને હું રહેલો છું. ત્યારથી અશુભ સ્થળોમાં અમંગળ તત્ત્વોથી પેદા થતા ભયથી રક્ષણ મેળવવાને માટે ભસ્મ ધારણ કરવામાં આવે છે.

પ્રસૂતિગૃહોમાં યે બાળગ્રહ આદિ અશુભ તત્ત્વોનો ભસ્મથી નાશ કરીને સૂતિકા તથા નવજાત શિશુનું રક્ષણ થાય છે. ભસ્મસ્નાનથી વિશુદ્ધ થયેલો ક્રોધ રહિત જિતેન્દ્રિય મનુષ્ય મારા ધામને પ્રાપ્ત થયા બાદ પુનઃ ગર્ભવાસ પામતો નથી. પાશુપત વ્રત યોગશાસ્ત્ર ને સાંખ્યશાસ્ત્રની રચના કરનાર હું જ છું. પાશુપત વ્રતનું નિર્માણ યોગ ને સાંખ્યશાસ્ત્ર પૂર્વે કરવામાં આવ્યું છે. એ સાંખ્યશાસ્ત્રની પૂર્વે કરવામાં આવ્યું છે. એ પાશપત વ્રત યોગ અને સાંખ્ય કરતાં પણ શ્રેષ્ઠ હોવાને કારણે બધા કરતાં પહેલું આનું નિર્માણ પાશુપત વ્રત નિર્માણ થયા બાદ બ્રહ્માજીએ બાકીના આશ્રમધર્મીઓનું સર્જન કર્યું. મેં જ સ્વયંભૂ બ્રહ્મારૂપે મોહ, લજ્જા ને ભય પામનારી આ સૃષ્ટિની રચના કરેલી છે.

દેવો અને મુનિઓ નગ્ન સ્થિતિમાં જ જન્મતા હોય છે. અન્ય મનુષ્યો પણ વસ્ત્ર રહિત જ જન્મે છે. જે મનુષ્યે ઇન્દ્રિયો પર વિજય મેળવેલો નથી તે ભલે ને રેશમી વસ્ત્ર પહેરે તો યે તેને નગ્ન જ જાણવો, પણ જેણે ઇન્દ્રિયોને જીતેલી છે તે માનવીને ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરવો એ જ કારણ છે. વળી દેહનું સાચું

આવરણ વસ્ત્રો નથી, પણ ધૈર્ય, ક્ષમા, અહિંસા ને વિષયોમાં તદ્દન અનાસક્તિ તથા માન અને અપમાનમાં સરખી મતિ રાખવી એ પ્રકારના શ્રેષ્ઠ ગુણોને દેહનું ઉત્તમ આવરણ માનવામાં આવે છે.

હવે ભસ્મના મહિમાનું ફરીથી નિરૂપણ કરે છે.

શરીરે ભસ્મ સ્નાન કર્યા બાદ જે માનવી શંકર ભગવાનનું અંતઃકરણમાં ધ્યાન ધરે છે તેનાં સહસ્રો પાપ, વનની પેઠે દાવાનળથી ભસ્મ સ્નાન કરે છે તે શંકર ભગવાનના ગણોમાં સ્થાન પ્રાપ્ત કરે છે.

હવે વામસંજ્ઞા સવ્ય માર્ગનો પ્રકાર કહે છે.

વેદ વિહિત પંચમહાયજ્ઞ વગેરે નિષ્કામ કર્મ કરીને અને મનને સ્વસ્થ રાખીને જે માનવીઓ શંકર ભગવાનના લીલા સ્વરૂપનું ધ્યાન કરે છે તે ઉત્તર દિશાના આર્યમાર્ગે ગમન કરીને મોક્ષ મેળવે છે.

હવે પ્રતિલોમ સંજ્ઞાના સ્મશાન મેળવવા દક્ષિણ માર્ગનો પ્રકાર કહેવામાં આવે છે.

સકામ કર્મ કરનારને અણિમ આદિ અષ્ટ સિદ્ધિઓ મળે છે. તેઓ દેવત્વને પામે છે એ પણ ખરું! પણ એ કર્મો નાશવંત હોઈ તેમનું પુણ્યફળ ક્ષીણ થયા બાદ તે દક્ષિણ માર્ગે જાય છે, અર્થાત્ તેમને પુનઃ ગર્ભવાસ મળે છે, ઇન્દ્રાદિ દેવતાઓ કામ્ય કર્મો કરીને દિવ્ય તેજવાળા થયા હતા, અને તેઓને પરમ ઐશ્વર્ય મળ્યું હતું, છતાં એ કર્મોનું પુણ્યફળ ક્ષીણ થયા બાદ તેમને પુનઃ મૃત્યુલોક મળે છે.

હવે સેવવા યોગ્ય અને નહીં સેવવા યોગ શું કહે છે તે કહે છે.

મોહ ને મદથી મુક્ત થવું, તમ અને રજોરૂપ તથા પ્રીતિયુક્ત સ્વભાવનો ત્યાગ કરવો, અર્થાત્ કોઈ પણ ચીજમાં મમત્વ, સ્નેહ કે અહંત્વ નહીં રાખવું.

આસક્તિ રહિત થવું, મોહ-મદ આદિ અસેવ્ય છે ને પાશુપત વ્રત કરવાથી સંસારનો પરાભવ થતો હોવાથી સંસાર તરવા માટે પાશુપત વ્રત એ જ ઉત્તમ સાધન હોઈ તે સેવ્ય છે, તેથી હમેશાં પાશુપત વ્રત એ જ ઉત્તમ સાધન હોવાથી તે સેવ્ય છે, તેથી હમેશાં પાશુપતિ યોગ પરાયણ થવું.

શ્રદ્ધાળુ અને જિતેન્દ્રિય જે માનવી પવિત્ર થઇને, સઘળાં પાપોનો નાશ કરનાર એ પાશુપત મહિમાનો પાઠ કરે છે યા તેનું શ્રવણ કરે છે તે તમામ પાપોથી શુદ્ધ થઇને રુદ્રલોકમાં જાય છે.

શંકર ભગવાનનાં આ વચન સૂણીને શ્વેત ભસ્મ ધારેલા એ દ્વિજોત્તમ વસિષ્ઠાદિ બધા મુનિઓ નિઃસ્પૃહ થયા અને શિવજીની કૃપાથી કલ્પની આખર પર્યંત રુદ્રલોકમાં નિવાસ પામ્યા.

હે વિપ્રશ્રેષ્ઠ મુનિઓ! શિવજીના ભક્તો ખોડખાંપણવાળા કે ઘૃણા પેદા કરે તેવા હોય, મલિન અંગ યા મલિન વસ્ત્રવાળા હોય તો યે તેમની કદી પણ નિંદા કરવી નહીં, પણ તેઓ યોગીન્દ્ર છે, શંકર ભગવાન સ્વરૂપ છે, એમ માનીને તેમનો સદા આદર કરવો. હે દ્વિજોત્તમ ઋષિઓ! શંકરના ભક્તોને શંકરતુલ્ય જાણીને અત્યંત શ્રદ્ધાથી તેમની પૂજા કરવી, સત્કાર કરવો, એ વિશે કંઈ જ શંકા નથી.

વિપ્રોમાં શ્રેષ્ઠ હે ઋષિઓ! શંકરના ભક્તો મલિન હોય તો યે તેઓ શંકરમાં દૃઢ ભક્તિવાળા હોવાથી તેમના પર શંકર ભગવાન હમેશાં પ્રસન્ન રહીને કૃપા કરતા રહે છે.

દષ્ટાંતરૂપે ઋષિ દધીચિ શંકરના ભક્ત હતા. ભૂલોકમાં રુદ્રની ભક્તિ દ્વારા તેમણે ધારણ કરનાર શિવભક્તો જટાધારી હોય કે, મુંડાવેલું મસ્તક હોય કે, નગ્ન સ્વરૂપમાં હોય યા ગમે તે પ્રકારના હોય તો યે તેમને શંકરનું સ્વરૂપ ગણીને કર્મથી મન અને વાણી નિત્ય તેમની પૂજા કરવી. તે હંમેશાં આદરપાત્ર છે.

૧-૩૧

**જટિનો મુંડિનશ્ચૈવ નગ્ન નાના પ્રકારિણઃ।**
**સંપૂજ્યા શિવવન્નિત્ય મનસા કર્મણા ગિરા॥૩૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'યોગીઓની પ્રશંસા' નામનો ૩૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૫મો

# ક્ષુપ રાજાનો પરાભવ



સનત્કુમાર ઉવાચ॥
**કથં જઘાન રાજાને ક્ષુપં પાદેન સુવ્રત।**
**દધીચઃ સમરે જિત્વા દેવદેવં જનાર્દનમ્॥૧॥**

સનત્કુમાર શૈલાદિને દધીચિનું વ્રતાંત પૂછે છે. હે શૈલાદિ! હે સુવ્રત! દધીચે યુદ્ધમાં દેવાધિદેવ જનાર્દન ભગવાનને જીતી લીધા બાદ ક્ષુપ નામે રાજાને પગથી પ્રહાર કરીને શી રીતે મારી નાખ્યો? મહાતપસ્વી દધીચે મહેશ્વર પાસેથી વજ્રાસ્થિ શી રીતે મેળવ્યું? હે શૈલાદિ! તમે મૃત્યુને જીત્યું છે, કાળના પર વિજય મેળવ્યો છે તેથી આ વાત કહેવા માટે તમે જ યોગ્ય છો, તેથી મને કહેવાની કૃપા કરો.

શૈલાદિ બોલ્યાઃ ક્ષુપ નામે અત્યંત પરાક્રમી રાજા હતા. તે બ્રહ્માજીના પુત્ર હતા. મુનિશ્રેષ્ઠ દધીચ મુનિના તે મિત્ર હતા. એકવાર ક્ષુપ ને દધીચ વચ્ચે પ્રસંગોપાત વાદવિવાદ થયો. ક્ષુપ કહે કે હે દધીચ! ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવો રાજા વિપ્ર જ છે, એવું સાંભળ્યું છે. રાજા આઠેય લોકપાલોનું સ્વરૂપ હોઈ એ જ ઇન્દ્ર છે. એ જ યમ, નિર્ઋતિ, અગ્નિ, વરુણ, સોમ, વાયુ ને કુબેર છે. હું ઈશ્વર જ છું, તેમાં શંકા નથી, માટે તમારે મારી ઉપેક્ષા યા અવગણના કરવી નહીં. બધા વર્ણોમાં મહાન, અર્થાત્ ઉચ્ચ એવા બ્રાહ્મણના યે જે મહાન દેવ છે તથા જેને શ્રીવિષ્ણુ કહેવાય છે, તે વિષ્ણુ હું જ છું.

ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે, **'નરાણાં ચ નરેન્દ્રોઙહમ્!'** મનુષ્યોમાં હું રાજા છું. વળી **'ના વિષ્ણુઃ પૃથિવીપતિઃ'** પૃથ્વીપતિ માનવી વિષ્ણુ જ છે. આમ પણ કહેવાયું છે. ભૃગુવંશમાં જન્મેલા ચ્યવન ઋષિના મહાભાગ્યશાળી ગોત્રજ ચ્યાવનેય હે દધીચિ! એટલા માટે તમારે મારી ઉપેક્ષા નહીં કરવી, પરંતુ તમારે હમેશાં મારી પૂજા કરવી. મારો આદર કરવો.

રાજા ક્ષુપની આ વાત સૂણીને ચ્યવન ઋષિના પુત્ર મુનિશ્રેષ્ઠ દધીચ ખળભળી ઊઠ્યા અને પોતાનું ગૌરવ હણાવાને કારણે દધીચે ક્ષુપના મસ્તક પર ડાબે હાથે એક મુક્કો માર્યો. આથી બળવાન ક્ષુપ ગુસ્સે થયો ને તેણે વજ્રથી દધીચ મુનિ પર પ્રહાર કરીને તેમના દેહને ચીરી નાખ્યો.

પૂર્વે ક્ષુપ બ્રહ્મલોકમાં બ્રહ્માજીની છીંકથી ઉત્પન્ન થયો હતો. અસુરોનો પરાજય કરવાને માટે ઇન્દ્રનું વજ્ર ક્ષુપને મળેલું હતું. સમર્થ ક્ષુપ સ્વેચ્છાથી જ મનુષ્ય થઇને રાજા થયો હતો. તેથી બળવાન રાજા ક્ષુપે વિપ્રશ્રેષ્ઠ દધીચ મુનિ પર વિજય પ્રાપ્ત કર્યો હતો. ક્ષુપ અજ્ઞાનથી તથા ક્રોધથી ઘેરાયેલો હતો. બળવાન તથા ઐશ્વર્યયુક્ત હતો. વળી તેણે વજ્ર ધારણ કરેલું હતું. દ્વિજશ્રેષ્ઠ દધીચ મુનિ પર વજ્રથી પ્રહાર કર્યો તેથી તે પૃથ્વી પર ઢળી પડ્યા.

મૃત્યુ વખતે શરીરે થતી વેદનાને કારણે તેમણે ભાર્ગવ મુનિ શુક્રાચાર્યનું સ્મરણ કર્યું. તેથી યોગગતિથી શુક્રાચાર્ય દધીચ પાસે આવ્યા. દેહધારીઓમાં શ્રેષ્ઠ દધીચનો દેહ વજ્ર પ્રહારથી ખંડિત થયો હતો તેને સાંધીને ભાર્ગવ શુક્રે દધીચને કહ્યું: હે મહાભાગ્યવાન દધીચ! બ્રહ્માદિ દેવો અજ્ઞાનાદિ મળ રહિત, જ્ઞાન સ્વરૂપ, નિરંજન, દેવાધિદેવ મહાદેવની પૂજા કરે છે, તેથી હે વિપ્રર્ષિ તમે ઉમાપતિ મહેશ્વરની આરાધના કરીને કોઇથી પણ તમારો વધ થાય નહીં તેવા થાવ. હે દ્વિજ! ત્ર્યંબક ભગવાનની કૃપાથી મને મૃતસંજીવન વિદ્યા તેમની પાસેથી મળેલી છે. શંકરના ભક્તોને ક્યારેય મૃત્યુનો ભય હોતો નથી. આજે હું તમને શિવજીની સ્તુતિરૂપ મૃતસંજીવની મંત્ર કહું છું. ત્રિલોકના પિતા એવા સમર્થ ત્ર્યંબક, ત્રિમંડળ, અર્થાત્ સોમ, અગ્નિ તથા સૂર્યરૂપ, સત્ત્વ, રજ ને તમોરૂપ એવા ત્રિગુણ મહેશ્વરની અમે પૂજા કરીએ છીએ.

મનરૂપ, અહંકાર, બુદ્ધિ એ ત્રણ તત્ત્વનું: ગાર્હપત્ય, આહવનીય ને દક્ષિણાગ્નિરૂપ ત્રણ વહ્નિનું આ મુજબ બધામાં ત્રણ પ્રકારે રહેલા બ્રહ્માજી, વિષ્ણુ તથા રુદ્રરૂપ મહાદેવની અમે પૂજા કરીએ છીએ. મહાદેવજી દિવ્ય ગંધથી યુક્ત હોઈ સુગંધીરૂપ છે ને મર્ત્યધર્મથી રહિત છે. ધન, ધાન્ય વગેરે પોષક તત્ત્વોની વૃદ્ધિ કરનાર છે. જેમ પુષ્પોમાં સુગંધ હોય છે તેમ બધાં પ્રાણીઓમાં સર્વ દેશ અને સર્વ કાળમાં સૂક્ષ્મ ભાવે અભિન્ન રૂપે એ દેવ રહેલા છે. પુષ્પોની ગંધ નાસિકાથી ગ્રહણ કરાય છે તેમ જ એ દેવ માત્ર શુદ્ધ મનથી સર્વત્ર ગ્રહણ કરાય છે. પુષ્ટિ આપવી, અર્થાત્ ધન-ધાન્ય આદિનું પોષણ અને તેમની વૃદ્ધિ કરવી તે તો એ પરમાત્માની - પરમ પુરુષની પ્રકૃતિ જ છે. શૈલાદિ મહામુનિ સનતકુમારને કહે છે કે, શુક્રે દધીચને વધુમાં કહ્યું કે, બ્રહ્માજી, શ્રીવિષ્ણુ તથા ઇન્દ્ર વગેરે દેવોને પણ એ શંભુ જ પુષ્ટિ આપે છે, માટે એ પરમાત્મા પુષ્ટિવર્ધક છે, તે અસ્મરણધર્મા, અવિનાશી રુદ્રને અમે તપથી, કર્મથી, સ્વાધ્યાયથી, સમાધિથી તથા ધ્યાન મારફત પૂજીએ છીએ.

આ સત્ય વચનને આધારે સ્વયં ભગવાન શંકર મૃત્યુના પાશથી અમને છોડાવે. એ સમર્થ દેવતા બંધનથી મુક્તિ આપતા હોઈ સૂર્યના તાપથી પાકી થયેલી કાકડી ડીંટામાંથી આપોઆપ છૂટી પડે છે તેમ જ અમને કર્મફળની વાસનાના બંધનથી છોડાવે, પણ અભ્યુદય તથા નિઃશ્રેયસ રૂપ બે ફળથી હું મુક્ત નહીં થાઉં. સ્વર્ગરૂપ તથા મુક્તિરૂપ અમૃતથી મારી મુક્તિ થાય નહીં. શંકરની સંગતિથી હૃદયમાંના અજ્ઞાનની ગ્રંથિ છૂટતાં ને જ્ઞાનાગ્નિ પ્રકટ થતાં બધાં કર્મોનો ક્ષય થયા બાદ મોક્ષ મળે છે, એવું કહેવાનો હેતુ છે.

હે દધીચ! મૃતસંજીવન મંત્ર આ મુજબ છે:

**ૐ ત્ર્યંબકં યજામહે સુગન્ધિં પુષ્ટિવર્ધનમ્।**
**ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય માઽમૃતાત્॥**

આ સંજીવન મને મહેશ્વર પાસેથી મળ્યો છે. દિવસ-રાત આ મંત્રના જપ કરવા. આ મંત્રથી હોમ કરવો. પાણીને અભિમંત્રિત કરીને એ જળ પીવું, પરન્તુ એક વાત યાદ રાખવી કે, આ બધું શ્રદ્ધાથી કરવું જોઇએ, અર્થાત્ મંત્રના માત્ર જપ કરવાથી જ મૃત માનવી શંકર ભગવાનની કૃપા વિના જીવંત થતો નથી. લિંગની પાસે બેસીને શંકર ભગવાનનું ધ્યાન ધરવું ને શ્રદ્ધાથી મંત્રના જપ કરવાથી હે દ્વિજ! મૃત્યુનો ડર રહેતો નથી.

શુક્રાચાર્યની આ વાત સૂણીને દધીચે શિવજી ભગવાનની તપથી આરાધના કરી અને તેમની પાસેથી દધીચને વજ્ર મળ્યું હતું, તે દીનતા રહિત થયા તેમ જ અવધ્યપણું મળ્યું. કોઇથી યે મૃત્યુ પામે નહીં એવી શક્તિ તેમને મળી. દધીચ મુનિશ્રેષ્ઠે દેવેશ મહાદેવની આરાધના કરવાથી તેમને ઇષ્ટ સિદ્ધિ મળી. પછી તેમણે નૃપશ્રેષ્ઠ ક્ષુપને મસ્તકમાં લાત મારી. ક્ષુપે પણ દધીચની છાતીમાં વજ્ર પ્રહાર કર્યો, પણ શંકર ભગવાનની કૃપાને કારણે તેમનું શરીર વજ્ર જેવું કઠોર થવાને લીધે ક્ષુપે કરેલા વજ્રના પ્રહારની તેમના પર કંઈ જ અસર નહીં થઈ. તે તેમની સમક્ષ રાંક થયા નહીં તેમ જ મૃત્યુ યે પામ્યા નહીં. વજ્ર તેમનો નાશ કરી શક્યું નહીં.

રાજા ક્ષુપે દધીચ ઋષિનો આ પ્રભાવ જોયો, ત્યારે તે તેજ રહિત થયા. ઇન્દ્રના નાના ભાઈ ઉપેન્દ્ર, સર્વ ભયનું હરણ કરનાર શ્રીહરિ જ મુક્તિ આપનાર દેવતા છે એમ વિચાર કરીને કમળ જેવાં નેત્રવાળા શ્રીવિષ્ણુની આરાધના કરવા લાગ્યા. ૧-૩૧

**દૃષ્ટ્વાપ્યવધ્યત્વમદીનતાં ચ ક્ષુપો દધીચસ્ય તદા પ્રભાવમ્।**
**આરાધયા માસ હરિં મુકુન્દમિન્દ્રાનુજં પ્રેક્ષ્ય તદામ્બુજાક્ષમ્।।૩૧।।**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'ક્ષુપ રાજાનો પરાભવ' નામનો ૩૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૬મો



# ક્ષુપ અને દધીચ વચ્ચે થયેલો સંવાદ

**નન્દ્યુવાચ।।**
**પૂજયા તસ્ય સન્તુષ્ટો ભગવાન્પુરુષોત્તમઃ।**
**શ્રીભૂમિસહિતઃ શ્રીમાઞ્શંખચક્રગદાધરઃ।।૧।।**

નંદી અર્થાત્ શૈલાદિ કહે – ક્ષુપે શ્રીવિષ્ણુનું પૂજન કર્યું તેથી શંખ, ચક્ર અને ગદા ધારણ કરનાર, ઐશ્વર્યશાળી, પુરુષોમાં શ્રેષ્ઠ, સર્વવ્યાપી શ્રીવિષ્ણુ ભગવાન લક્ષ્મીજી સહિત ક્ષુપ રાજા પર પ્રસન્ન થયા. મસ્તક પર મુકુટ, હાથમાં કટિ અને પદ્મએ પીતામ્બર ધારણ કરનાર, સઘળાં આભૂષણોથી અલંકૃત, ગરુડ પર આરૂઢ થનાર ભગવાન શ્રીવિષ્ણુ સર્વ ઇન્દ્ર આદિ દેવો અને પ્રહ્લાદ વગેરે દૈત્યોથી ઘેરાયેલા હતા. તેમણે રાજા ક્ષુપને દિવ્ય દર્શન આપ્યાં. જનાર્દન ભગવાનનાં દર્શન કરીને ક્ષુપ રાજાએ ગરુડ વાહન શ્રીવિષ્ણુ ભગવાનને પ્રણામ કર્યા અને મધુર વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.

હે ભગવન્! આપનો પ્રાદુર્ભાવ સૌથી પ્રથમ થયો છે તેથી આપ આદિ છો. આપની પૂર્વે કોઈ થયું નથી, માટે આપ અનાદિ છો. આપ જ જગતની મૂળ પ્રકૃતિ રૂપ છો. માયા આપનું જ સ્વરૂપ છે. આપ વિશ્વના ઉપાદાન કારણ છો. માનવીઓ હંમેશાં આપના અનુગ્રહની યાચના કરે છે, માટે આપ જનાર્દન છો. સૌ પ્રાણીઓમાં આપ નિવાસ કરીને રહેલા છો, માટે પુરુષ છો, જગતના સ્વામી છો, સર્વત્ર વ્યાપ્ત રહેલા છો, માટે શ્રીવિષ્ણુ છો, સમસ્ત જગતના શાસક હોવાથી વિશ્વેશ્વર છો, વિશ્વમૂર્તિ બ્રહ્માજી પિતામહ આપ જ છો. આપ આદિતત્ત્વ પરબ્રહ્મ છો. હે જનાર્દન! આપ પ્રકાશરૂપ છો. પરમાત્મા છો. લક્ષ્મીપતિ, પૃથ્વીપતિ હે પ્રભો! આપ જ સર્વ માટે શ્રેષ્ઠ ગતિ છો. તમોગુણરૂપ રુદ્ર આપના ક્રોધથી ઉત્પન્ન થયેલા છો. રજોગુણરૂપ પિતામહ બ્રહ્માજી આપની કૃપાથી જ વિશ્વનું સર્જન કરે છે.

સત્ત્વગુણરૂપ વિષ્ણુ આપના અનુગ્રહથી જગતનું પાલન કરે છે. આપ જ સર્વ પુરુષોમાં ઉત્તમ છો. કાળ આપનું જ સ્વરૂપ છો. મનુષ્યની પાપવૃત્તિઓનું આપ હરણ કરો છો. આપ સર્વવ્યાપી અને પરાક્રમી છો. આપનું નિવાસસ્થાન જળ છે. આપથી જગત નોખું નથી.

હે કાળમૂર્તિ! હે શ્રીહરિ! હે વિષ્ણુ, હે નારાયણ! હે જગન્મય! આપ જ મહત્તત્ત્વ છો. પંચભૂતોના આદિ છો. એ ભૂતોની આપ સ્પર્શ, શબ્દ વગેરે પંચતન્માત્રા છો. આપ ઇન્દ્રિયો અને પ્રાણ છો. દેહમાં સર્વની સ્થાપના આપે જ કરી છે. હે વિશ્વમૂર્તિ! હે મહેશ્વર! હે મહાદેવ! હે જગન્નાથ! હે પિતામહ! હે જગદ્‌ગુરુ! દેવાધિદેવ હે ઈશ! હે પરમાત્મા! આપ મારા પર પ્રસન્ન થાવ। મારા પર અનુગ્રહ કરો. વિશ્વનાથ! શરણે આવેલાનું રક્ષણ કરવામાં આપ સમર્થ છો, તેથી આપ શરણ્ય છો. હું તમારે શરણે છું, મારી રક્ષા કરો. હે વૈકુંઠ અર્થાત્ અવિનાશી ને જ્ઞાનરૂપ હે દેવતા! વૃષ્ણિ કુળમાં જન્મ્યા છો. હે શૌરિ! હે સર્વજ્ઞ! વિશાળ ભુજાવાળા! હે મહાભુજ! હે સંકર્ષણ! હે મહાતેજસ્વી વિષ્ણુ! યા બળરૂપી ધનવાળા હે પ્રદ્યુમ્ન! અવિચ્છિન્ન ગતિવાળા હે અનિરુદ્ધ! હે પુરુષશ્રેષ્ઠ! મહાપરાક્રમી! સદા સર્વદા સર્વવ્યાપી હે વિષ્ણુ! આપને નમસ્કાર. હે વિષ્ણુ! ક્ષીર સમુદ્રમાં અવ્યક્ત પ્રકૃતિરૂપ શેષનાગ આપનું દિવ્ય આસન છે. એ શેષનાગ સહસ્ર ફણાથી યુક્ત છો. તે પૃથ્વીને દારણ કરીને રહેલા છો. હે દેવેશ! ધર્મ, જ્ઞાન તથા વૈરાગ્ય એ આપનાં વાહન છે. ઐશ્વર્ય પર આપ વિરાજમાન છો. હે સુવ્રત આપ અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ ને પાતાળ આ સાત પાતાળરૂપ પગવાળા છો, અર્થાત્ પાતાળના ઊંડાણ સુધી જ્યારે આપના પગ હોય, ત્યારે પૃથ્વી એ આપના જ ઘન પ્રદેશ હોય એ સ્વાભાવિક જ છે.

સાત સમુદ્રો એ આપ વિરાટ પુરુષનાં વસ્ત્ર છે. દિશાઓ આપની વિશાળ ભુજાઓ છે. દ્યુલોક, અર્થાત્ સ્વર્ગલોક આપનું શિર છે. આકાશ આપની નાભિ, અર્થાત્ વિરાટ પુરુષના દેહનો મધ્યભાગ છે. વાયુ આપની નાસિકા છે. ચન્દ્ર ને સૂર્ય આપનાં નયનો છે. પુષ્કર વગેરે મેઘો આપના વાળ છે. નક્ષત્ર, તારાઓ અને દ્યુલોક આપના ગળાના હારરૂપ આભૂષણ છે. દેવોના ઇશ વિરાટ સ્વરૂપના હે ભગવન્! આપની સ્તુતિ હું શી રીતે કરું? આપ પૂજ્ય છો, પુરુષોત્તમ છો. આપના સમાન સમર્થ અને સર્વ શક્તિવાન દેવતાની સ્તુતિ કરવાને માટે હું શી રીતે સમર્થ થાઉં. છતાં આપના જે ગુણો મેં સાંભળ્યા છે અને મને ઠીક

લાગ્યું તેમ શ્રદ્ધાથી તેમનું જે પ્રમાણે કીર્તન કર્યું છે તેમને આપ સ્તુતિરૂપે સ્વીકારશો. હે ઈશ! આપ મારા અપરાધ ક્ષમા કરશો. હે નારાયણ! આપને નમસ્કાર.

શૈલાદિ બોલ્યા: ક્ષુપે કરેલી શ્રીવિષ્ણુની સ્તુતિનો જે મનુષ્ય પાઠ કરે યા દ્વિજોને શ્રદ્ધાથી આ સ્તોત્ર શ્રવણ કરાવે છે તે વિષ્ણુલોકમાં જાય છે. ઇન્દ્રાદિ દેવતાઓ વડે સ્તુતિ કરાયેલા સર્વ સમર્થ તેમ જ કોઇથી પણ જીતી શકાય તેવા દેવોની ક્ષુપે પૂજા કરી અને તેમની સ્તુતિ કર્યા પછી તેણે ભગવાન જનાર્દનને મસ્તક નમાવી પ્રણામ કર્યા. શ્રદ્ધા અને ભક્તિથી એ દેવનાં દર્શન કર્યા પછી તેણે તેમને પોતાને થયેલા દુ:ખ અને અપમાનની વાત જણાવી કહ્યું:

ક્ષુપ રાજા જનાર્દન ભગવાનને આત્મવૃત્તાંત જણાવી કહે છે કે, હે ભગવન્! દધીચ નામે એક પ્રખ્યાત બ્રાહ્મણ છે. નમ્રતાની એ મૂર્તિ તથા ધર્માત્મા છે. એ દધીચ બ્રાહ્મણ પૂર્વે મારા મિત્ર હતા. એ હંમેશાં શંકર ભગવાનની પૂજા કરે છે. તેમની કૃપાથી એને કોઈ મારી શકતું નથી, તેથી તે મૃત્યુધર્મથી રહિત છે.

એકવાર એમણે પોતાના ડાબા પગથી મસ્તક પર જાહેરમાં લાત મારી હતી. એટલું જ નહીં પણ અભિમાનથી છકી ગયેલા બ્રાહ્મણે વધુમાં મને કહ્યું હતું કે, કોઇથી યે ડરતો નથી. એટલા માટે હે જગદીશ્વર! હું તે દધીચ નામે બ્રાહ્મણને જીતા ઇચ્છું છું. માટે હે જનાર્દન! જે રીતે મારું હિત થાય તેમ કરવાને આપ સમર્થ છો.

શૈલાદિ બોલ્યા: દધીચ મહાત્મા અવધ્ય છે એવું શ્રીહરિએ જાણ્યા બાદ તેમણે મહેશ્વરના અતુલ પ્રભાવનું સ્મરણ કર્યું. પછી બ્રહ્માજીની છીંકથી ઉત્પન્ન થયેલા ક્ષુપ રાજાને શ્રીહરિએ કહ્યું: હે નૃપશ્રેષ્ઠ! શંકરને શરણે ગયા બાદ બ્રાહ્મણોને ભય રહેતો નથી. તેમાં પણ ખાસ કરીને રુદ્રભક્તો નીચ વર્ણના હોય તો યે તેઓ હંમેશાં નિર્ભય થાય છે, તો પછી દધીચ તો બ્રાહ્મણ છે. એને શંકર તરફથી પ્રાપ્ત તે વિશે કહેવાનું શું હોય! એટલા માટે હે ભૂપતે! દધીચ પર તને વિજય મળે નહીં. દધીચ બ્રાહ્મણને હું દુ:ખી કરું તો તે દેવો સહિત મને શાપ જ આપે. તેમના શાપથી હે રાજન્! દક્ષના યજ્ઞમાં દેવતાઓ સહિત મારો વિનાશ થશે. જો કે તે પછી પુન: મારો અભ્યુદય થશે. આટલી સ્પષ્ટ હકીકત હોવા છતાં પણ તારા હિત માટે હું પ્રયાસ કરીશ. ગમે તે રીતે હું તે વિપ્રશ્રેષ્ઠ દધીચ પાસે જઇશ.

શૈલાદિ બોલ્યા: જનાર્દન ભગવાનનાં વચન સૂણીને ક્ષુપ રાજાએ તેમને કહ્યું: 'ભલે! આપને યોગ્ય લાગે તે પ્રમાણે કરો. આથી ભક્તવત્સલ શ્રીવિષ્ણુ ભગવાન, બ્રાહ્મણનું રૂપ લઇને દધીચના આશ્રમ ગયા ને જગતગુરુ વિષ્ણુ ભગવાને પ્રણામ કરીને એ બ્રહ્મર્ષિને કહ્યું.

ભગવાન દધીચને કહે છે કે, શંકર ભગવાનની પૂજામાં રત રહેલા અવિનાશી હે બ્રહ્મર્ષિ! હે દધીચ! આપની પાસે એક વરદાન માગું છું.

દેવાધિદેવ ભગવાન શ્રીવિષ્ણુએ આ પ્રમાણે યાચના કરી, ત્યારે દધીચે તેમને કહ્યું: હે જનાર્દન! આપ બ્રાહ્મણનું રૂપ લઇને અત્રે આવ્યા છો, હું આપના મનની વાત જાણું છું. આપ પણ મારી પાસેથી જાણો કે, હું આપનાથી ભયભીત થતો નથી. હે દેવેશ! હે જનાર્દન! હું ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળને રુદ્ર ભગવાનની કૃપાથી જાણું છું કે, હે સુવ્રત! બ્રાહ્મણના વેશનો ત્યાગ કરો. હે મધુસૂદન! ક્ષુપે આપની

આરાધના કરી છે, તેથી શ્રીહરિ! હે ભગવન્! આપના એ ભક્ત પ્રત્યેની વત્સલતા હું જાણું છું. આપને ભક્ત પ્રત્યે પ્રેમ હોય એ સ્વાભાવિક છે અને આપનું તેના પ્રતિ વાત્સલ્ય છે તે યે યોગ્ય જ છે. હે ભગવન્! મહાદેવની પૂજામાં હું મગ્ન રહું છું. મારા તરફથી આપને કોઈ ડર રહતો હોય તો હે વરદ! કમળ સમાન નેત્રવાળા હે હરિ! આપ મને સ્પષ્ટતાથી કહો. મારું આ વચન સત્ય જ માનજો. હું મિથ્યા ભાષણ કરતો નથી, અસત્ય બોલતો નથી. હે જનાર્દન! હું ડરતો નથી. આ વિશ્વમાં હું દેવોથી, દૈત્યોથી તેમ જ બ્રાહ્મણથી યે ભય પામતો નથી.

શૈલાદિ કહે છે : જનાર્દન ભગવાને દધીચનાં આ વચન સૂણીને બ્રાહ્મણ વેશને ત્યજીને પોતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું અને હસતાં હસતાં દધીચને કહ્યું.

શ્રી ભગવાન બોલ્યા : 'હે વિપ્રેન્દ્ર! ક્ષુપના પ્રત્યે મને વાત્સલ્ય છે ને વત્સલભાવથી તેને મદદ કરવા માટે હું તેની સાથે તેના હિતકાર્યમાં જોડાયો છું માટે 'હું તમારાથી ડરું છું!' આ પ્રમાણે એકવાર તમારે જાહેરમાં કહેવું કે, હે મુને! તમને નમસ્કાર.

સર્વજ્ઞ, દેવાધિદેવ શંભુ, સાક્ષાત્ પિનાકને ધારણ કરનાર સર્વ એવા શંકર ભગવાનના તેજ રૂપ મહામુનિ દધીચે શ્રીવિષ્ણુની આ સુફિયાણી વાત સાંભળીને દેવોમાં ઉત્તમ જનાર્દન ભગવાને શ્રીવિષ્ણુને કહ્યું: 'ના, ના હું ડરતો નથી. હું શંકર ભગવાનના પ્રભાવને કારણે કોઇથી પણ ભય પામતો નથી.'

દધીચ મુનિનાં વચન સૂણીને શ્રીહરિ ગુસ્સે થયા અને તેમને બાળવા માટે શ્રીહરિએ તેમના પર ચક્ર ઉગામ્યું, પણ ક્ષુપની દૃષ્ટિ સમક્ષ જ ભગવાન શ્રીવિષ્ણુનું સુદર્શન ચક્ર દધીચના તેજને કારણે બૂઠું થઇને ગતિ રહિત થયું, તે જોઇને દધીચે શ્રીવિષ્ણુને હસતાં હસતાં તેની કાર્યક્ષમતા અને તેની પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિનું કારણ જણાવતાં કહ્યું કે, હે ભગવન્! હે વિષ્ણો, પૂર્વે આ અત્યંત દારુણ સુદર્શન ચક્ર આપે શિવજીને પ્રસન્ન કરીને હતું. આ આયુધ શંકર ભગવાનનું છે અને હું તેમનો ભક્ત છું, તેથી આ પવિત્ર ચક્ર મારા વિષયમાં નિષ્ફળ થઇને મારો વધ કરી શકતું નથી. મને મારી નાખવાને માટે હવે તમારે બ્રહ્માસ્ત્ર કે નારાયણાસ્ત્ર વગેરે અન્ય આયુધનો ઉપયોગ કરવો પડશે.

શૈલાદિ બોલ્યા : દધીચ મુનિનાં આ વચન સૂણીને તથા પોતાના આયુધ સુદર્શન ચક્રને પ્રભાવહીન જોઇને શ્રીવિષ્ણુએ દધીચની તમામ બાજુએ બધા પ્રકારનાં અસ્ત્રો ખડકી દીધાં. અવિનાશી દેવો પણ શ્રીવિષ્ણુની મદદે આવ્યા અને તે મહાબળવાન વિષ્ણુ સહિત દેવતાઓ એકમાત્ર દધીચ બ્રાહ્મણ સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા. મહાતેજસ્વી બ્રાહ્મણ દધીચ આ પરિસ્થિતિથી લેશ માત્ર ગભરાયા નહીં. તેમણે દર્ભ હાથમાં લઇને શંકર ભગવાનનું સ્મરણ કર્યું. એ જિતેન્દ્રિય બ્રાહ્મણે વજ્રાસ્થિ ઉત્પન્ન કર્યું. વજ્રાસ્થિ કાળાગ્નિ સમાન દિવ્ય ત્રિશૂળ થયું. જાણે કે બીજો પ્રલયાગ્નિ હોય તેમ દધીચે તેનાથી બધા દેવોને સળગાવી મૂકવાનો વિચાર કર્યો. ઇન્દ્રાદિ દેવો તથા નારાયણ આદિએ પોતાનાં હથિયારો હેઠાં મૂકવાં અને હે મુને! દેવતાઓએ ત્યજેલાં બધાં આયુધો એ ત્રિશૂળને પ્રણામ કરીને તેની આગળ નમી ગયાં. બધા દેવો નાસવા લાગ્યા. દેવોના છક્કા છૂટી ગયા. તેથી પુરુષોત્તમ ભગવાન વિષ્ણુએ પોતાના દેહમાંથી પોતાના સમાન તેજસ્વી ને પરાક્રમી કોટિ ગણોને પેદા કર્યા. એ સૌને પણ મુનિશ્રેષ્ઠ દધીચે પળવારમાં બાળી

નાખ્યા. હવે શ્રીહરિએ આશ્ચર્ય ને ભય પમાડનાર વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. શ્રીહરિના દેહમાં બધાં ઐશ્વર્યોથી યુક્ત દ્વિજશ્રેષ્ઠ દધીચ બ્રાહ્મણે દેવોના સમુદાયને કરોડો રુદ્ર અને તેના કરોડો ગણોને પ્રત્યક્ષ દીઠા. વિશ્વમૂર્તિ દેવના શરીરમાં દધીચે કરોડો બ્રહ્માંડો પણ જોયાં.

ચ્યવન ઋષિના પુત્ર દધીચે પરમેશ્વરના દેહમાં સર્વ તત્ત્વોને જોયાં, ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા. આથી મહામુનિ દધીચે હસ્તમાં જળ લઇને જગદ્રૂપ, અજન્મા, વિશ્વના નાથ, જગતરૂપ સર્વવ્યાપી વિષ્ણુ ભગવાન પર છાંટ્યું. તેમને કહ્યું કે, સ્વ-તેજથી પ્રકાશિત થતા હે વિષ્ણુ! હે મહાબાહુ! હવે વિવેક રાખીને તમારી માયાનો ત્યાગ કરો. હે માધવ! તમારી માયા અકળ છે. નિંદા રહિત હે વિષ્ણુ! રુદ્ર, બ્રહ્માજી તથા તમારા સહિત સકળ વિશ્વમાં હવે મારામાં નિહાળો. તેને નિહાળવા માટે હું તમને દિવ્ય દૃષ્ટિ આપું છું.

આમ કહીને દધીચ મુનિએ શ્રીવિષ્ણુને પોતાના દેહમાં બ્રહ્માજી, શ્રીવિષ્ણુ ને મહેશ સહિત સકળ વિશ્વ બતાવ્યું ને પછી સઘળા દેવોની ઉત્પત્તિના કારણરૂપ શ્રીહરિને કહેવા લાગ્યા: હે વિષ્ણુ! આ માયા, વસ્તુશક્તિ, મંત્રશક્તિ કે ધ્યાનશક્તિથી પ્રયોજન શું છે ભલા, એ મને તો કહો. આ બધા નકામા ખેલ શા માટે કરો છો? અરે, જો લડવું હોય તો આ માયા ત્યજીને દઇને ધ્યાન દઇને વ્યવસ્થિત મારી સાથે યુદ્ધ કરો.

બ્રાહ્મણનાં વચન સૂણીને દેવો તેનું ગૌરવ જોઇને પુનઃ નાસવા લાગ્યા. શક્તિ વિહીન થયેલા નારાયણ ભગવાનને યુદ્ધમાંથી તેઓ વારવા લાગ્યા. પદ્મયોનિ જગદ્ગુરુ વિષ્ણુએ પણ દધીચ મુનિનાં વચન સાંભળ્યાં હતાં. દધીચ બ્રાહ્મણે સ્વ-પરાક્રમથી ભગવાનને જીતી લીધા, ત્યારે શ્રીવિષ્ણુએ દધીચ મહામુનિને પ્રણામ કર્યા અને તેની આગળથી તે ચાલી નીકળ્યા.

ક્ષુપને સ્વ-કાર્યથી દુઃખ થયું ને દધીચ મુનીશ્વરનું તેણે પૂજન કર્યું. વિહ્વળ થયેલા ક્ષુપ તરત તેમની પ્રણામ સહિત પ્રાર્થના કહેવા લાગ્યા: હે દધીચ! હે મારા સખા! અજ્ઞાનને કારણે મારાથી અપરાધ થયો હોઈ હે દેવ! મને ક્ષમા કરો. આપ રુદ્રના ભક્ત છો. શ્રીવિષ્ણુ કે દેવોની આપની સમક્ષ શી ગણતરી. હે દ્વિજ! આપ મારા પર પ્રસન્ન થાઓ. શિવ ભક્તોમાં શ્રેષ્ઠ હે દધીચ! મારા જેવા અધમ ક્ષત્રિયોને શિવભક્તિ મળવી મુશ્કેલ છે.

તપસ્વીઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ દધીચે ક્ષુપ રાજાનાં વચન સૂણીને તેના પર કૃપા કરી, પણ દેવોને શાપ દેતાં કહ્યું: ઇન્દ્ર ને વિષ્ણુજી સહિત સઘળા દેવો ને મુનીશ્વરો મહાત્મા દક્ષ પ્રજાપતિના પવિત્ર યજ્ઞમાં વિનાશ પામો!

આવો શાપ આપીને દધીચે ક્ષુપ ભણી જોયું ને તેને પુનઃ કહેવા લાગ્યા: 'હે રાજેન્દ્ર! દેવો તથા રાજાઓ અને મનુષ્યોના વિવિધ સમૂહોએ બ્રાહ્મણનો હમેશાં આદર કરવો ને તેની પૂજા કરવી. હે રાજન્! બ્રાહ્મણો જ બળવાન, સમર્થ અને પ્રભાવવાળા હોય છે.' આમ કહીને મહાતેજસ્વી દધીચ બ્રાહ્મણ પોતાની કુટીરમાં ગયા. ક્ષુપ રાજા પણ તેમને પ્રણામ કરીને સ્વગૃહે ગયા.

દધીચ આશ્રમનું સ્થાન સ્થાનેશ્વર તીર્થના નામે પ્રખ્યાત થયું. જે મનુષ્ય સ્થાનેશ્વર તીર્થની યાત્રા કરે છે તે શિવજીનું સાન્નિધ્ય પામે છે.

હે સનત્કુમાર! ક્ષુપ તથા દધીચ વચ્ચે થયેલો વિવાદ સંક્ષિપ્તમાં તેમને કહી સંભળાવ્યો. સાથે સાથે હે મહામુને! શંકર ભગવાન તથા દધીચનો કેવો પ્રભાવ છે, તે પણ તેમને કહ્યું.

દધીચ તથા ક્ષુપના વિવાદનો પાઠ કરનાર મનુષ્ય અકાળ મૃત્યુ પર વિજય મેળવે છે અને મૃત્યુ પછી બ્રહ્મલોકને પામે છે. બે વચ્ચેના વિવાદનું નિરૂપણ કરનાર આ અધ્યાયનો અને તેની પૂર્વના અધ્યાયનો પાઠ કરીને જે માનવી સંગ્રામ ખેલે છે તેને કદી પણ મૃત્યુનો ભય રહેતો નથી અને યુદ્ધમાં વિજય મેળવે છે.

**ય ઇદં કીર્ત્ય સંગ્રામં પ્રવિશેત્તસ્ય સર્વદા।**
**નાસ્તિ મૃત્યુભયં ચૈવ વિજયી ચ ભવિષ્યતિ॥૮૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'ક્ષુપ અને દધીચ વચ્ચે થયેલો સંવાદ' નામનો ૩૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૩૭મો

# શૈલાદિની ઉત્પત્તિ



**સનત્કુમાર ઉવાચ॥**
**ભવાન્કથમનુપ્રાપ્તો મહાદેવમુમાપતિમ્।**
**શ્રોતુમિચ્છામિ તત્સર્વં વક્તુમર્હસિ મે પ્રભો॥૧॥**

સનત્કુમાર બોલ્યા: હે શૈલાદિ! હે પ્રભુ! આપ ઉમાપતિ મહાદેવજીને શી રીતે મળ્યા તે બધું હું શ્રવણ કરવા માગું છું. આપ કહેવાની કૃપા કરો.

શૈલાદિ બોલ્યા: 'હે મહામુને! મારા પિતાનું નામ શિલાદ હતું. તે અંધ હતા. તેમણે પુત્ર મેળવવાની ઇચ્છાથી ઘણા વખત સુધી ઘોર તપ કર્યું. તેમના તપથી ઇન્દ્ર રાજી થયા. તેમણે મારા પિતા શિલાદને કહ્યું: હું પ્રસન્ન થયો છું. વરદાન માગો.' મારા પિતા શાર્દૂલ મુનિ શિલાદે ઇન્દ્રનાં આ વચન સાંભળી દેવતાઓને તથા તેમને પ્રણામ કરી હાથ જોડીને કહ્યું.

શિલાદ બોલ્યા: દેવોના શત્રુઓનો વિનાશ કરનારા તથા મને વરદાન આપનાર હે ઇન્દ્ર! હે સુવ્રત! યોનિથી ઉત્પન્ન થનાર તથા મૃત્યુ નહીં પામનાર એવા પુત્રને હું પ્રાપ્ત કરવા ઇચ્છું છું.

શક્ર બોલ્યા: હે વિપ્રર્ષિ! હું તમને પુત્ર આપીશ. તે યોનિથી જન્મશે અને મૃત્યુને અધીન થશે. તમારી ઇચ્છા છે તેવો અયોનિજને મૃત્યુ પ્રાપ્ત નહીં થનાર તેવો પુત્ર હું આપી શકું નહીં. મૃત્યુ પામે નહીં તેવાં કોઈ પ્રાણીઓ નથી હોતાં. પ્રાણ ધારણ કરનારને અવશ્ય મૃત્યુ પ્રાપ્ત થાય છે. અરે! પિતામહ બ્રહ્માજી પણ અયોનિજ અને મૃત્યુ રહિત પુત્ર તમને આપીશ નહીં શકે. તો પછી મહામુનિ! અન્ય કોઈ તો આપી શકે જ કેમ. બ્રહ્મદેવ પોતે પણ મૃત્યુહીન નથી. એ અંડજ, અર્થાત્ તેમની ઉત્પત્તિ થઈ છે તેથી હિરણ્યગર્ભ છે. પદ્મ સંભવ છે, અર્થાત્ તેમની કમળમાંથી ઉત્પત્તિ થઈ છે. એ મહેશ્વરથી ભવાનીને થયેલા પુત્ર છે. તેમનું આયુષ્ય બે પરાર્ધ વર્ષનું છે. (એક કરોડ અબજ સંખ્યાને પરાર્ધ સંખ્યા છે.) કલ્પોમાંના હજારો ને કરોડો

દિવસ પસાર થયા પછી પણ કલ્પો અવશિષ્ટ રહે છે. કલ્પોમાં યે જેઓ જીવંત રહે છે તેમને પણ એક દિવસ અવશ્ય મૃત્યુ મળે છે જ. માટે અયોનિજ ને મૃત્યુહીન પુત્ર પ્રાપ્ત કરવાને માટે હે વિપેન્દ્ર! તમે આશા છોડી દો અને તમારા જેવો પુત્ર પ્રાપ્ત કરો.

શૈલાદિ બોલ્યા: જગતમાં વિખ્યાત મારા પુણ્યાત્મા પિતા શિલાદે ઇન્દ્રનાં વચન સાંભળ્યા પછી શચીપતિ ઇન્દ્રને કહ્યું.

શિલાદ બોલ્યા: હે પ્રભુ! બ્રહ્માજી અંડથી, પદ્મથી ને મહેશ્વરથી ઉત્પન્ન થયા છે. આ વાત મેં બ્રહ્માજીના પુત્ર નારદજીને મુખેથી પૂર્વે સૂણી હતી. એ નારદજી બ્રહ્માજીના પુત્ર શી રીતે થયા તે હે મહાબાહો! મને અત્યારે તરત કહો. એ જ પ્રમાણે બ્રહ્માજીના પુત્ર દક્ષ પ્રજાપતિને દક્ષની કન્યા દાક્ષાયણી બ્રહ્માજીનાં પૌત્રી, તેના એ વિભુ બ્રહ્માજી શી રીતે પુત્ર થયા એ પણ મને કહેવાની કૃપા કરો.

શક્રે કહ્યું: હે વિપ્ર! તમારો સંદેહ યોગ્ય છે, એમાં કારણ શું છે, તેમને હવે કહું છું. પરમેષ્ઠી બ્રહ્માજીના વિષયમાં 'તત્પુરુષ' નામે કલ્પમાં બનેલો બનાવ સાંભળો. ઉત્પન્ન કરવાને યોગ્ય સઘળાં તત્ત્વોનો વિચાર કર્યા પછી પરમાત્મા શંકરે બ્રહ્માજીનું સર્જન કર્યું.

મેઘવાહન કલ્પમાં જગન્નાથ જનાર્દન નારાયણ ભગવાન મેઘનું સ્વરૂપ લઇને એક સહસ્ર દિવ્ય વર્ષ પર્યંત માનપૂર્વક અને આદર શંકર ભગવાનના વાહન થઇને રહ્યા. આ મુજબ મહાદેવજીએ પોતામાં શ્રીહરિની પ્રીતિ રહેલી જોઇને બ્રહ્માજીની સાથે સકળ સૃષ્ટિના સર્જનનું કાર્ય તેમને સોંપ્યું. આ પ્રસંગ પરથી તે કલ્પને મેઘવાહન કહેવામાં આવે છે. હિરણ્યગર્ભ બ્રહ્માજી નારાયણના દેહમાંથી કમળથી જન્મેલા છે. જનાર્દનના પુત્રે તપ કરીને શિવજીને પ્રસન્ન કર્યા.

પછી તેણે શંકરને કહ્યું, હે શંભુ! આપના ડાબા અંગથી શ્રીવિષ્ણુ થયા, જમણા અંગથી હું ઉત્પન્ન થયો છું. છતાં અચ્યુત એવા શ્રીહરિએ મારા સહિત સકળ જગતનું સર્જન કરેલું છે. મેં મેઘ થઇને દિવસ-રાત વિશ્વનું વહન કર્યું છે, અર્થાત્ મેઘના રૂપે જગતને હું મળ્યો છું. દેવાધિદેવ, જગદ્ગુરુ એવા આપને શ્રીવિષ્ણુએ વહન કર્યા છે. હે શંભુ! હે વિભુ! ભગવાન નારાયણ કરતાં પણ હું આપનો શ્રેષ્ઠ ભક્ત છું. હે પ્રભુ! મારા પર આપ પ્રસન્ન થાઓ. આપનું તેજોમય સર્વ સ્વરૂપ આપો. શંકરનું સ્વરૂપ લઇને બ્રહ્માજી તરત પુરુષોત્તમ ભગવાન વિષ્ણુજી પાસે ગયા. એકાર્ણવ-પ્રલયકાળના શુભ્ર જળમાં પોતાના મનથી નિર્માણ કરેલા સુવર્ણ તથા રત્નોથી શોભતા નિવાસસ્થાનમાં તેમણે શ્રીવિષ્ણુને જોયા.

એ વખતે સર્વત્ર ગાઢ અંધકાર વ્યાપેલો હતો. સનક વગેરે પવિત્ર મુનિને ભગવાન વિષ્ણુનું એ નિવાસસ્થાન અગોચર હતું. દુર્જનોને તો એ મળવું મુશ્કેલ હતું. ત્યાં અનંત, અર્થાત્ શેષનાગરૂપ શૈયામાં પોઢેલા વિશ્વરૂપી આવાસમાં હૃદયરૂપે વસતા શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનાર, ધર્મ, અર્થ, કામ ને મોક્ષરૂપ ચતુર્ભુજાવાળા, કમળ સમાન નેત્રવાળા, સર્વ અલંકારોથી યુક્ત, ગુસ્સે થયેલા દુર્વાસાના પાદ પ્રહારથી છાતીમાં પડેલા ચિહ્નવાળા શ્રીવત્સ લાંછન, ચંદ્રમંડળ જેવી કાંતિવાળા, લક્ષ્મીજીના કોમળ કરકમળથી સેવાના રક્ત ચરણકમળવાળા, પ્રસન્ન ભગવાન જનાર્દનને બ્રહ્માજીએ દીઠા. તમોગુણને કારણે કાળરૂપ ઇશાન પરમાત્મા શિવજીને, રજોગુણ દ્વારા સઘળા લોકોના સર્જનની લીલાના પ્રવર્તકને,

સત્ત્વગુણથી સઘળાં પ્રાણીઓના પાલક પરમાત્માને, સર્વના શાસક, સૌના આત્મારૂપ પરમાત્મા ભગવાન જનાર્દનને ક્ષીરસાગરમાં સુંવાળી શૈયામાં યોગનિદ્રાને અધીન થયેલા નિહાળીને બ્રહ્માજી તેમને કહેવા લાગ્યા કે, પૂર્વે તમે મને ગળી ગયેલા તેમ શંકર ભગવાનની કૃપાથી અત્યારે હવે તમને ગળી જાઉં છું.

આ સાંભળતાં વિષ્ણુ ભગવાન જાગ્રત થયા ને આશ્ચર્ય પામીને સહેજ મલકાઇને પિતામહ બ્રહ્માજી ભણી જોવા લાગ્યા. બ્રહ્માજી તેમને ગળી ગયા તેથી તેઓ અંડજ એવા બ્રહ્માજીના પેટમાં ગયા. પછી બ્રહ્માજીએ પોતાનાં બન્ને ભવાંના મધ્ય ભાગથી જનાર્દન અચ્યુતનું સર્જન કર્યું. બ્રહ્માજીએ પોતાને ઉત્પન્ન કર્યા છે, તે જોઇને શ્રીહરિ તેમની પાસે જઇને ઊભા.

એવામાં સઘળા દેવોના સર્જક પરમાત્મા રુદ્ર વિકૃત રૂપ લઇને તે બંનેને પૂર્વે આપેલા વરદાનની પૂર્તિ કરવાને તથા બ્રહ્માજી તથા શ્રીવિષ્ણુ પર અત્યંત કૃપા કરવા તેમની સમક્ષ આવીને ઊભા. એ બન્ને દેવોએ સઘળા દેવોને ઉત્પન્ન કરનાર, કાલાગ્નિ જેવા ભયંકર શંકર ભગવાનને જોઇને કલ્યાણકારી દેવને અતિ માનપૂર્વક ને નમ્રતાથી પ્રણામ કરીને તેમની સ્તુતિ કરી. તેમની સ્તુતિથી સદાશિવ ભગવાન પ્રસન્ન થયા ને પિતામહ બ્રહ્માજી તથા જનાર્દન ભગવાન વિષ્ણુ પર અનુગ્રહ કરીને જગન્નાથ મહેશ્વર તે જ સ્થળે અંતર્ધાન થયા. ૧-૪૦

**ભવોઽપિ ભગવાન દેવમનુગૃહ્ય પિતામહમ્।**
**જનાર્દનં જગન્નાથસ્તત્રૈવાન્તર ધીયત્॥૪૦॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શૈલાદિની ઉત્પત્તિ' નામનો ૩૭મો અધ્યાય સંપૂર્ણ***



**અધ્યાય ૩૮મો**

## મહેશનો મહિમા અને શૈલાદિનો વૃત્તાંત



**શૈલાદિરુવાચ॥**
**ગતે મહેશ્વરે દેવે તમુદ્દિશ્ય જનાર્દનઃ।**
**પ્રણમ્ય ભગવાન્પ્રાહ પદ્મયોનિમજોદ્ભવ॥૧॥**

હવે શૈલાદિ પોતાનો વૃત્તાન્ત સનત્કુમારને કહે છે — મહેશ્વર ભગવાન અન્તર્ધાન થયા બાદ બ્રહ્માજીને પ્રાદુર્ભાવ પામેલા શ્રીવિષ્ણુ તેમને પ્રણામ કરીને શંકરના વિશે કહે છે.

શ્રીવિષ્ણુ બોલ્યા: શંકર ભગવાન સર્વવ્યાપી છે. તેઓ જગન્નાથ છે અને અત્યંત ઐશ્વર્યશાળી છે. તે આપણા બેઉના તથા સકળ વિશ્વના શાસક છે. હે બ્રહ્મન્! હું શંકરના ડાબા અંગથી ઉત્પન્ન થયો છું અને આપ તેમના જમણા અંગથી ઉત્પન્ન થયેલા છો એવા વિચારથી ઋષિઓ મને મુખ્ય તથા પ્રકૃતિ અને આપને અવ્યક્ત, અજ અને પુરુષ કહે છે. એ જ પ્રમાણે તેઓ આપણા બેઉના કારણ રૂપ અને સકળ વિશ્વના શાસક મહેશ્વરને પ્રભુ, અવિનાશી ઈશ કહે છે. દેવોના ઈશ ભગવાન વિષ્ણુનાં આ વચન

સાંભળીને કમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીએ કલ્યાણકારી દેવશ્રેષ્ઠ એવા રુદ્રની સ્તુતિ કરીને તેમને પ્રણામ કર્યા.

જનાર્દન ભગવાને વરાહનું રૂપ લઇને પ્રલયકાળે જળમાં ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો તથા પૂર્વવત્ તેની સ્થાપના કરી. નદીઓ, નદ તથા સમુદ્રાદિને અસલની પેઠે પોતપોતાને સ્થળે તેમણે સ્થાપિત કર્યા. પૃથ્વીને ખાડા-ટેકરા વિનાની કરીને ઘણા શ્રમથી તેમણે તેને સમતલ બનાવી, વિશાળ ભૂપાળ સ્વરૂપ યા પર્વતના આકાર જેવી મહાવરાહ સ્વરૂપ પરમાત્માએ સર્વ વિશાળ પર્વતોને પૃથ્વી પર નિર્માણ કર્યા. ભૂઃ વગેરે ચતુર્લોકની પૂર્વવત્ રચના કરી. જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ભગવાને હવે સૃષ્ટિની રચના કરવા વિચાર્યું. તેમણે વૃક્ષ, પશુઓ, પક્ષીઓ વગેરે મુખ્ય યોનિઓનું તથા તિર્યક યોનિઓનું, દેવતાઓનું અને મનુષ્યોનું સર્જન કર્યું.

તીવ્ર બુદ્ધિના સનક, સનન્દન તથા સનાતનનું પ્રથમ સર્જન કર્યું. એ શ્રેષ્ઠ મુનિઓ વિધિસર દરેક કર્મના ત્યાગ વડે, અર્થાત્ જ્ઞાનયોગથી મોક્ષને-બ્રહ્મપદને પામે છે. પછી યોગવિદ્યા દ્વારા મરીચિ, ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, દક્ષ, ક્રતુ,અત્રિ અને વસિષ્ઠનું, ધર્મ અને અધર્મનું સમર્થ ભગવાને સર્જન કર્યું. અવ્યક્તજન્મા બ્રહ્માજીની આ ૧૨ પ્રજા છે. એમનાથી બીજી પ્રજાની સૃષ્ટિ થઈ. સનાતન એવા શ્રીવિષ્ણુએ ઋભુ તથા સનતકુમારને સૌના આદિમાં સર્જ્યા. ઊર્ધ્વરિતા એ બન્ને કુમારો બ્રહ્મ સમાન હતા. ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરે તેવા હતા.

હે શિલાદ! પદ્મયોનિ, અર્થાત્ પદ્મના કારણરૂપ શંકરનું સર્જન કરનાર વિષ્ણુજીએ આ પ્રમાણે વૃક્ષ વગેરેનું સર્જન કર્યા બાદ સૌ યુગધર્મોની રચના કરી. ૧-૧૬

**એવં મુખ્યાદિકાન્ સૃષ્ટ્વા પદ્મયોનિઃ શિલાશન।**
**યુગધર્માનશેષાંશ્ચ કલ્પયામાસ વિશ્વસૃક્॥૧૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'મહેશનો મહિમા અને શૈલાદિનો વૃત્તાંત' નામનો ૩૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૩૯મો

# યુગોના ધર્મોનું વર્ણન



**શૈલાદિરુવાચ॥**

**શ્રુત્વા શક્રેણ કથિતં પિતા મમ મહામુનિઃ।**
**પુનઃ પપ્રચ્છ દેવેશં પ્રણમ્ય રચિતાંજલિઃ॥૧॥**

શૈલાદિ બોલ્યાઃ ઇન્દ્રે પુત્ર મેળવવા માટે કહેલી વાર્તા સાંભળીને મહામુનિ શિલાદ-મારા પિતા દેવતાઓના ઈશ્વર ઇન્દ્રને પ્રણામ કરીને બે હાથ જોડીને તેમને પુનઃ પૂછવા લાગ્યા.

શિલાદ બોલ્યાઃ દેવતાઓથી નમસ્કાર કરાયેલા હે દેવ! હે સહસ્રાક્ષ! હે જગન્નાથ! શચીના પતિ સર્વજ્ઞ હે શક્ર! પદ્મનું ઉત્પત્તિ સ્થાન જે છે એવા પદ્મસંભવ શ્રીવિષ્ણુએ યુગધર્મોની રચના શી રીતે કરી, તે બધું આપ મને કહેવાની કૃપા કરો. હું આપને પ્રણામ કરું છું.

શૈલાદિ બોલ્યા: મારા પિતા મહાત્મા શિલાદનાં વચન સાંભળીને ઇન્દ્રે યુગધર્મોની રચના થયેલી સવિસ્તર કહેવા લાગ્યા.

ઇન્દ્ર વદ્યા: હે મુને! ચાર યુગ છે, તેમાંનો આદિ યુગ કૃતયુગ, અર્થાત્ સત્યયુગ છે. પછી બીજો યુગ ત્રેતા, ત્રીજો દ્વાપરયુગ ને ચતુર્થ કળિયુગ છે. આ પ્રમાણે સંક્ષિપ્તમાં ચાર યુગને ચાર પુરુષ જાણવા. કૃતયુગ સત્ત્વગુણરૂપ છે, અર્થાત્ સત્ત્વગુણપ્રધાન છે. ત્રેતાયુગ રજોગુણપ્રધાન છે. દ્વાપર યુગ રજોગુણ ને તમોગુણની પ્રધાનતાવાળો છે. કળિયુગ તમોગુણપ્રધાન છે. આમ આ ચારે યુગોની યુગવૃત્તિ કહેવાયેલી છે.

કૃતયુગમાં ધ્યાનને અર્થાત્ ઈશના ચિંતનને-તપને સર્વોત્કૃષ્ટ ગણવામાં આવેલું છે. ત્રેતાયુગમાં યજ્ઞકર્મને, દ્વાપરમાં પ્રભુ ભજનને તથા કળિયુગમાં પાત્રક દાનને જ શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે.

ચાર હજાર દિવ્ય વર્ષના માપનો કૃતયુગ છે. યુગનો સંધિકાળ ને તેના અંશ ૪૦૦-૫૦૦ દિવ્ય વર્ષોના છે. હે સુવ્રત! કૃતયુગમાં ભરતખંડમાં પ્રજાઓનું આયુષ્ય ૪૦૦૦ માનુષ વર્ષનું હોય છે. કૃતયુગ ને તેનો સંધિકાળ પૂર્ણ થયા પછી તે કાળનો પોતાનો જ યુગધર્મ અવશિષ્ટ રહે છે. પછી તે યુગનો ધર્મ પૂરો થાય છે અને તે પછી તે યુગનો ધર્મ પૂરો થાય છે અને પછીના ત્રેતાયુગનો ધર્મ પ્રવર્તે છે.

ત્રેતાયુગનો પાછળનો પા (૧/૪) ભાગ છોડતાં તેના આદિનો પોણો (૩/૪) ભાગ શ્રેષ્ઠ ગણાય છે. કૃતયુગના અડધા (૧/૨) ભાગ જેટલો દ્વાપર અને તેનાથી અડધા (૧/૨) ભાગ જેટલા કળિયુગને શ્રેષ્ઠ કહેવાયો છે. કૃતયુગના અડધા (૧/૨) ભાગ જેટલો દ્વાપર અને તેનાથી અડધા (૧/૨) ભાગ જેટલા કળિયુગને શ્રેષ્ઠ કહેલો છે. ત્રેતાયુગના પાછળના ૩૦૦ દિવ્ય વર્ષનો, દ્વાપરનો ૨૦૦ અને કળિયુગનો ૧૦૦ વર્ષનો સંધિકાળ છે ને તેટલા જ સંધિકાળના અંશ કલ્પોમાંના દરેક યુગમાં ગણવામાં આવેલા છે.

કૃતયુગ આદિ યુગમાં સનાતન એવો શાશ્વત ધર્મ ચારે પાદથી સંપૂર્ણ રીતે પ્રવર્તતો હોય છે, અર્થાત્ કૃતયુગ ધ્યાન, તપ, યજ્ઞ, પ્રભુભજન અને દાનયુક્ત હોય છે. ત્રેતાયુગમાં ત્રણ પાદથી, દ્વાપરમાં બે પાદથી તથા કળિયુગમાં માત્ર એક પાદથી, અર્થાત્ એક જ ચરણથી ધર્મ પ્રવર્તે છે. ધર્મનું કેવળ અસ્તિત્વ જ બાકી રહે છે. દાનમાં જ ધર્મ સમાય છે, અર્થાત્ દાન દ્વારા કળિયુગને તરી શકાય છે.

કૃતયુગમાં સ્ત્રી-પુરુષોની ઉત્પત્તિ જીવનનાં સઘળા વ્રતોથી ભરપૂર હતી. એ યુગની પ્રજા હંમેશાં સંતુષ્ટ અને સઘળા પ્રકારના આનંદનો ઉપભોગ કરનાર હતી. તેમાં કોઈ અધમ કે ઉત્તમ નહોતું. એ યુગની પ્રજા જ પવિત્ર હતી. કૃતયુગમાં પ્રજાઓનું આયુષ, તેમનું સુખ ને રૂપ સમાન હતાં. એમનામાં એકબીજાને સ્નેહ હતો. એ પ્રજા દ્વેષ, ક્રોધ, કામ વગેરે દુર્ભાવો વગરની હતી. તેનામાં કોઈ પણ પ્રકારની ગ્લાનિ નહોતી. એ પ્રજા પર્વતોની તળેટીમાં તથા સાગર કાંઠા પર વસવાટ કરતી હતી. ચોકસ રહેઠાણ વગરની હતી. શોક રહિત હતી. સત્ત્વગુણશીલ એ પ્રજા એકાંતમાં રહેતી હતી.

નિષ્કામ કર્મ કરનારી એ યુગની પ્રજા સ્વર્ગ-નરકના કારણરૂપ શુભ તથા અશુભ કર્મોમાં પ્રવૃત્તિ કરતી નહોતી. તે હંમેશાં આનંદમાં રહેતી. એ વખતે વર્ણવ્યવસ્થા હતી. સંકર પ્રજા થતી જ નહોતી. હે દ્વિજ! કાળના બળને કારણે ત્રેતાયુગમાં કૃતયુગનો રસોલ્લાસ સિદ્ધિ નાશ થતાં એક બીજી સિદ્ધિ

થાય છે. એ સિદ્ધિથી જળને સૂક્ષ્મત્વ મળે છે. સૂક્ષ્મ જળની મેઘો દ્વારા ઇન્દ્ર વૃષ્ટિ કરે છે. માત્ર એકવાર જ વૃષ્ટિ થતાં પ્રજા માટે ઉપભોગની સઘળી વસ્તુઓ વૃક્ષો દ્વારા મળતી હતી. તેથી તે વૃક્ષોની 'ગૃહ' એવી સંજ્ઞા થયેલી છે.

ત્રેતાયુગના આદિકાળમાં તે વખતની પ્રજા જીવનનિર્વાહની બધી જરૂરિયાત તે કલ્પવૃક્ષોમાંથી પ્રાપ્ત કરતી હતી. ઘણો કાળ વીત્યા પછી પ્રજાના અંતઃકરણની વૃત્તિઓ બદલાઈ હતી. તેનામાં લોભ-રાગ વગેરે ભાવો ઓચિંતા જાગી ઊઠ્યા. તે પ્રજાના મનોભાવમાં ત્યારે ઉત્પન્ન થયેલા ફેરફારને કારણે 'ગૃહ' સંજ્ઞાવાળી તથા પ્રજાના જીવનનિર્વાહના આધારરૂપ તે બધાં વૃક્ષો નાશ પામ્યાં. વૃક્ષો નાશ પામવાથી એ પ્રજા વ્યાકુળ થઈ, પણ સત્યરૂપ પરમ તત્ત્વનું ચિંતન કરનાર પવિત્ર પુરુષો સિદ્ધિનું ધ્યાન ધરતા હતા તેથી એ વૃક્ષો પુનઃ પ્રાદુર્ભાવ પામ્યાં.

તે વૃક્ષો, ફળ, વસ્ત્ર અને અલંકારો ઉત્પન્ન કરતાં હતાં. એ જ વૃક્ષોની બખોલમાં ગંધ, વર્ણ ને રસયુક્ત મક્ષિકાઓ વિના તૈયાર થતું, પૌષ્ટિક મધ થતું હતું. તેથી તે પ્રજા હમેશાં સુખપૂર્વક આયુષ પસાર કરતી હતી. વૃક્ષોની સિદ્ધિ પ્રાપ્ત થવાને કારણે તે યુગની જનતા હૃષ્ટપુષ્ટ અને ચિંતા રહિત હતી. વળી તે કેટલોક કાળ વીત્યા બાદ પ્રજા પુનઃ લોભમાં સપડાયેલી હતી. એ લોકો વૃક્ષોને ચોપાસથી ઘેરીને બળજબરીથી તેના પરનું મધ લઈ લેવા લાગ્યા. તેમના આવા લોભી વ્યવહારને કારણે તે કલ્પવૃક્ષો મધ સહિત ધીરે ધીરે નાશ થવા લાગ્યાં. કાળક્રમે એ સિદ્ધિ અલ્પ પ્રમાણમાં જ શેષ રહેલી હતી. હવે તો તે પણ નાશ થઈ, ત્યારે ત્રેતાયુગમાં શીત-ઉષ્ણાદિ દ્વન્દ્વ ઉત્પન્ન થવા લાગ્યાં.

અસહ્ય ઠંડી-તડકો અને વૃષ્ટિને કારણે એ પ્રજા ઘણી દુઃખી થઈ. દ્વંદ્વોથી પીડાઇને તેનાથી બચવા માટે એ યુગની પ્રજાએ પર્વતો પર આશ્રય લીધો. પૂર્વે કોઈ પણ પ્રકારનાં નિશ્ચિત નિવાસસ્થાન વગરની અને સ્વૈચ્છિક વર્તનાર એ જનતાએ હવે તેને મળ્યાં, અને ગમ્યાં તેવાં આશ્રયધામોમાં નિવાસ કરવા લાગ્યા. દ્વંદ્વોથી તો રક્ષણ લીધું, પણ મધ આપનારાં અકલ્પ વૃક્ષો નાશ પામવાને કારણે તે પ્રજાને જીવનનિર્વાહ માટે ચિંતા થવા લાગી. તેનો શું ઉપાય કરવો, તેના વિચારમાં પડી. ક્ષુધા, તૃષ્ણા વગેરેથી પીડિત પ્રજા એ વિશે ચર્ચા કરતાં કરતાં વ્યાકુળ થઈ.

પછી ત્રેતાયુગમાં એ પ્રજાને માટે પુનઃ એક સિદ્ધિનો પ્રાદુર્ભાવ થયો. એના જીવનનિર્વાહની સિદ્ધિ માટે સ્વચ્છંદતાથી વૃષ્ટિ થવા માંડી. સતત થયેલી વર્ષાને કારણે નદીઓ થઈ અને ઝરણાં થયાં. આ પ્રમાણે બીજીવાર થયેલી વૃષ્ટિથી નદીઓનું નિર્માણ થયું. પછી જે અલ્પ જળબિંદુઓ પૃથ્વી પર પડ્યાં તેમનો પૃથ્વી સાથે સંયોગ થવાથી અન્નરૂપ ઔષધિઓ થઈ. અલ્પ અર્થાત્ નહીં જેવી ખેડાયેલી ભૂમિમાં ગ્રામ્ય તથા વાવ્યા વગર ઊગેલી ૧૪ જાતની વનૌષધિઓ થઈ. ડાંગર, ઘઉં, કોદરા, જવ, તલ અને કાંગ એ સપ્ત ગ્રામ્ય ઔષધિઓ અર્થાત્ અન્ન છે. કળથી, સામો, જંગલી ડાંગર એ સાત આરણ્ય ઔષધિઓ છે. જુદી જુદી ઋતુઓમાં થતાં ફળ અને ફૂલ, લતાઓ, વેલાઓ થયાં. એ પ્રમાણે વૃક્ષોદ્ભવ ઔષધિઓ પણ થઈ. ત્રેતાયુગની જનતા આ મુજબ ઉપર્યુક્ત ગ્રામ્ય, આરણ્ય અને વૃક્ષોદ્ભવ ઔષધિઓ અને વનસ્પતિથી જીવનનિર્વાહ કરતી હતી.

તો વળી તે પ્રજા પુનઃ લોભ તથા આસક્તિમાં સપડાઈ ગઈ. ત્રેતાયુગના પ્રભાવને કારણે જે અવશ્ય બનવાનું હતું તે બન્યું. એ પ્રજા નદી કિનારે, ભૂમિમાં અને પર્વતો પર થતી વનસ્પતિ અને ઔષધિ પોતાની શક્તિ મુજબ બળજબરીથી મન ફાવે તેમ લેવા લાગી. એ પ્રજાની એવી વર્તણૂકને કારણે ૧૪ જાતની ઔષધિઓ નાશ પામી.

શ્રી વિષ્ણુએ માન્યું કે એ ઔષધિઓ પૃથ્વીમાં સમાઈ ગઈ છે તેથી પૃથુરૂપે શ્રી વિષ્ણુએ સઘળાં પ્રાણીઓના કલ્યાણ અર્થે ગાયરૂપ પૃથ્વીનું દોહન કર્યું. બસ ત્યારથી હળથી ભૂમિ ખેડવા લાગી અને કૃષિકર્મ જીવનનિર્વાહનું સાધન થયું.

ત્રેતાયુગ બાદ જનતાની આજીવિકા માટે કૃષિ વિના અન્ય કોઈ સાધન નહીં રહ્યું. ત્રેતાયુગમાં હાથ વડે સહેજ ખોદતાં જ પૃથ્વીમાંથી ઘણું જળ મળતું. પૃથ્વી ખોદવાને કારણે ઓજારોની જરૂર નહોતી. છતાં યુગબળના પ્રભાવથી એ વખતની પ્રજા ક્રોધથી ગાંડી થઈ. પ્રજા બળથી સ્ત્રી-પુત્રાદિને હરવા લાગ્યા તેથી લોકમર્યાદા સ્થાપિત કરવાને માટે ને દુઃખથી લોકોને મુક્ત કરવા તથા તેની રક્ષા કરવાને શ્રી હરિએ ક્ષત્રિયો ઉત્પન્ન કર્યા. વર્ણાશ્રમની સ્થાપના કરીને પોતપોતાના વર્ણ મુજબ દરેક વર્ણની પ્રજાની આજીવિકા માટે વિશ્વાત્મા શ્રી વિષ્ણુ ભગવાને સાધનો બનાવ્યાં.

ત્રેતાયુગમાં હવે ક્રમશઃ યજ્ઞો થવા લાગ્યા. છતાં કેટલાક મુમુક્ષુઓ ત્રેતાયુગમાં પણ પશુયજ્ઞ કરતા નહોતા. સૌના નેત્રરૂપ શ્રી વિષ્ણુએ ત્યારે સર્વયજ્ઞ કરનારાઓની ઉપરવટ જઈને પશુની હિંસાથી રહિત એવો યજ્ઞ કર્યો હતો. હે મુને! ત્રેતાયુગમાં પશુ યજ્ઞ કરનારા કરતાં મુમુક્ષાને કારણે માત્ર ચરુ પુરોડાશથી યજ્ઞ કરનારાઓનો દ્વિજો આદર કરતા હતા.

દ્વાપર વગેરે યુગોમાં પણ માનવીઓની મતિ-બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન થયો. મન, વાણીને કર્મ દ્વારા મુશ્કેલીથી જીવનનિર્વાહ થતો. તે વખતે સઘળાં પ્રાણીઓનાં અંતઃકરણ મલિન થયેલા હોવાથી તેમનો જીવનનિર્વાહ યોગ્ય રીતે ચાલતો હતો, તેથી તેમનામાં ક્રમશઃ વેતન લઈને સેવા કરવાની વૃત્તિ, લેવડદેવડ અંગેનો વાદ-વિવાદ, ચિત્તની મલિનતાને કારણે સંદેહ વગેરે ભાવો ઉત્પન્ન થવા લાગ્યા.

વેદો અને તેની શાખાઓ વિશે અલગ અલગ મત ઊભા થવા લાગ્યા. બીજા ધર્મોમાં મનુષ્યોની પ્રવૃત્તિ થવા માંડી. બ્રાહ્મણાદિના ધર્મોની તથા બ્રહ્મચર્ય આદિ આશ્રમોનો વિનાશ થવા લાગ્યો ને કામ તથા દ્વેષાદિ મનોવૃત્તિઓ તે કાળના લોકોમાં પેદા થઈ. આસક્તિ, લોભ ને અભિમાન વગેરે તેમનામાં ઉત્પન્ન થયા.

દ્વાપર વગેરે યુગોના વ્યાસો મારફત વેદને વિશેષ રૂપે જાણવા માટે ચાર રીતે વિભકત કરવામાં આવે છે. ઋગ્ આદિ ચાર પાદોથી યુક્ત બધા વેદનું ત્રેતાયુગમાં આ ભૂલોકમાં અધ્યયન કરવામાં આવે છે. દ્વાપર વગેરે યુગોમાં ક્રમશઃ આયુષ્યનો ક્ષય થતાં વેદના વિભાગો થયા. વળી પુનઃ વિચારભેદોને કારણે મંત્રદ્રષ્ટા જ્ઞાની ઋષિઓ થકી ઋગ્, યજુઃ ને સામવેદની સંહિતાઓના રૂપે વેદનું વિભાજન કરવામાં આવ્યું.

વમી પુનઃ સ્વર ને વર્ણોની વિપરીતતા દર્શાવતા બ્રાહ્મણ, અર્થાત્ ધર્મવિધિનું કથન કરનાર મંત્રોની યોજના કરનાર કલ્પસૂત્ર, અર્થાત્ ક્રિયાનું પ્રતિપાદન કરનારાં વચનો અને મંત્ર પ્રવચન એટલે મીમાંસા અને ન્યાયસૂત્રોને આરણ્યક ગ્રંથોના રૂપે વેદોનું એક વધારે વિભાજન ઋષિઓએ કર્યું, કેટલાકે તેમાં ન્યૂનતા અને અન્ય કેટલાક ઋષિઓએ તેમાં વિશેષતા કરી. ઘણા કલ્પોના ભેદથી, અર્થાત્ વિવિધ કલ્પોમાં ઇતિહાસરૂપ પુરાણ ગ્રંથો અસ્તિત્વમાં આવ્યા.

પુરાણોની ગણના અને તેનો ક્રમ આ પ્રમાણે છેઃ ૧. બ્રહ્મ પુરાણ ૧૦ હજાર, ૨. પદ્મ પુરાણ ૫૫ હજાર, ૩. વિષ્ણુ પુરાણ ૨૩ હજાર, ૪. વાયુ પુરાણ ૨૪ હજાર, ૫. ભાગવત પુરાણ ૧૮ હજાર, ૬. ભવિષ્ય પુરાણ ૧૪૫૦૦ હજાર, ૭. નારદ પુરાણ ૨૫ હજાર, ૮. માર્કણ્ડેય પુરાણ ૯ હજાર, ૯. અગ્નિ પુરાણ ૧૫૪૦૦, ૧૦. બ્રહ્મવૈવર્ત પુરાણ ૧૮ હજાર, ૧૧. લિંગ પુરાણ ૧૧ હજાર, ૧૨. વરાહ પુરાણ ૨૪ હજાર, ૧૩. વામન પુરાણ ૧૦ હજાર, ૧૪. કર્મ પુરાણ ૧૭ હજાર, ૧૫. મત્સ્ય પુરાણ ૧૪ હજાર, ૧૬. ગરુડ પુરાણ ૧૯ હજાર, ૧૭. સ્કંદ પુરાણ ૮૧ હજાર એકસો, ૧૮. બ્રહ્માંડ પુરાણ ૧૨ હજાર.

આ મુજબ આ ૧૮ પુરાણોમાં ૪ લાખ શ્લોકો હોવાનું કહેવાયું છે.

આ લિંગ પુરાણ ૧૧મું પુરાણ છે અને તે દ્વાપર યુગમાં અસ્તિત્વમાં આવ્યું છે.

વેદો અને પુરાણોનું સ્મૃતિ ગ્રંથોમાં વિભાજન કરનાર મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સાંવર્ત કાત્યાયન, બૃહસ્પતિ, વ્યાસ, પરાશર, શંખ, લિખિત, ગૌતમ, દક્ષ, શાતાતાપ અને વસિષ્ઠ- એ મુખ્ય તથા અન્ય હજારો ઋષિઓએ રચેલી સ્મૃતિઓ તેમનાં નામ સહિત અસ્તિત્વમાં આવી.

રજોગુણ ને તમોગુણ યુક્ત દ્વાપર યુગમાં મનુષ્યોને જ્ઞાન મેળવવા માટે અનાવૃષ્ટિ વગેરે ઉપદ્રવો કારણરૂપ હતા.વર્ષા નહીં થવાને લીધે અકળ મરણમાં કારણરૂપ જાતજાતના રોગો, અર્થાત્ વ્યાધિ વગેરે થતા. હિંસા પ્રાણી, ચોર આદિ થતા. તેને કારણે મન, વાણી ને કર્મજન્ય દુઃખો પેદા થતાં. દુઃખોને કારણે મનમાં ખેદ થાય. મન ખિન્ન થયા બાદ દુઃખથી મુક્ત થવાને માટે ચિંતા, વિચાર થવા લાગે. એ વિચારને પરિણામે તમામ વસ્તુઓમાં અનાસક્તિ થતાં દોષ દેખાવાને કારણે અંતઃકરણથી બહિર્મુખ વૃત્તિઓ આત્માને પિછાણવા માટે અંતર્મુખ થાય અને અંતે આત્મજ્ઞાન તાય. આત્મજ્ઞાન થયા બાદ મુક્તિ મળે.

દ્વાપર યુગમાં જ્ઞાન પ્રાપ્તિ આ પ્રમાણે થતી હોવાનું જણાવાયું છે. કૃતયુગ અને ત્રેતાયુગમાં મનુષ્યોની સ્વાભાવિક રીતે જ જ્ઞાનમાં પ્રવૃત્તિ રહેતી હતી. જ્યારે દ્વાપર યુગમાં જ્ઞાનમાં પ્રવૃત્તિ થવાને માટે ઉપર્યુક્ત ઉપદ્રવો કારણરૂપ થતાં. કૃતયુગમાં હમેશાં સર્વત્ર ધર્મ પ્રવર્તતો હોય છે, અર્થાત્ ધર્મવિષયક જ્ઞાન સ્વાભાવિક હોય છે. ત્રેતાયુગમાં શાસ્ત્રોની પ્રેરણાને કારણે ધર્મમાં પ્રવૃત્તિ થાય છે. દ્વાપર યુગમાં એ પીડિત થઈ જઈને કળિયુગમાં નાશ પામે છે અને સર્વત્ર અધર્મ ફેલાય છે.

**દ્વાપરે વ્યાકુલી ભૂત્વા પ્રણશ્યતિ કલૌયુગે॥૭૦॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'યુગધર્મોનું વર્ણન' નામનો અધ્યાય ૩૯મો સંપૂર્ણ***



અધ્યાય ૪૦મો

# ચાર યુગોનું પરિમાણ અને કળિ યુગના ધર્મો



શક્ર ઉવાચ ॥

તિષ્યે માયામસૂયાં ચ વધં ચૈવ તપસ્વિનામ્।
સાધયન્તિ નરાસ્તત્ર તમસા વ્યાકુલેન્દ્રિયાઃ ॥૧॥

શક્ર કહે છે– કળિયુગમાં તમો ગુણની પ્રધાનતાને કારણે મનુષ્યોની ઇન્દ્રિયો વ્યાકુળ થશે. અ સૂયા અર્થાત્ ગુણોમાં દોષોનું આરોપણ કરવાના સ્વભાવના, અજ્ઞાનને વશ થયેલા મનુષ્યો તપસ્વી ને પૂજ્ય જનોની હત્યા કરનાર થશે. કળિયુગમાં મનુષ્યો આળસુ થશે. હમેશાં ભૂખથી પીડાશે. વખતે વખતે ભયંકર અનાવૃષ્ટિને કારણે દેશોનો વિનાશ થશે. વેદોને પ્રમાણરૂપ માનવામાં આવશે નહીં. માનવીઓ અધર્મનું સેવન કરશે. મંદબુદ્ધિના તથા અત્યંત ક્રોધી અધાર્મિક મનુષ્યો અનાચારમાં ડૂબેલા હશે. તે લોકો જૂઠું જ બોલશે અને લોભી હશે.

ખોટા યજ્ઞ કરનાર, અભિચાર કર્મ કરનાર, શાસ્ત્રોનો ખોટી રીતે અભ્યાસ કરનાર, પાખંડ ફેલાવનાર, બનાવટી ને ખોટાં શાસ્ત્રોના દુષ્ટ વિધિ આચરનાર થશે. દુરાચારી મનુષ્યોને દુષ્ટ અને ભૂંડી પ્રજા થશે. તેમને હમેશાં કષ્ટ આપશે. બ્રાહ્મણોના કર્મદોષને કારણે મનુષ્યોને ભય થશે. દ્વિજાતિ લોકો વેદોનું અધ્યયન નહીં કરે અને દેવ પૂજન અને યજ્ઞ-યાગાદિ કરશે નહીં. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય વર્ણના લોકો કષ્ટ પામશે. બ્રાહ્મણો શૂદ્રોને મંત્રોપદેશ આપશે અને એવા વ્યવહારને લીધે કળિયુગમાં શૂદ્રોનો શયન ને ભોજન વગેરેનો અને ઊઠવા-બેસવાનો બ્રાહ્મણો સાથે સંબંધ થશે.

અત્યંત શૂદ્રભાવને પામેલા રાજાઓ બ્રાહ્મણોને દુઃખ દેશે. સ્ત્રી-પુરુષોમાં વ્યભિચાર ફાલશેફૂલશે. તેને લીધે બાળહત્યા થશે અને સમર્થ ને પરાક્રમી એવા વીરોની હત્યા કરાશે. શૂદ્રો બ્રાહ્મણોના જેવું આચરશે અને બ્રાહ્મણો શૂદ્રોની જેમ વર્તન કરશે. ચોરોને રાજ્યનો આશ્રય મળશે ને રાજાઓ ચોરો જેવો વ્યવહાર કરશે. અર્થાત્ લાંચ-રુશવતની બદી ઘણી ફેલાશે. સ્ત્રીઓ પતિવ્રતા નહીં હશે, વ્યભિચારિણી સ્ત્રીઓની સંખ્યા વધશે. વર્ણાશ્રમ ધર્મનો સંપૂર્ણ ઉચ્છેદ થશે. તે વખતે ભૂમિમાંથી અન્ન વગેરે થોડા પ્રમાણમાં પેદા થશે. તો વળી કયારેક અન્ન આદિની પેદાશ ઘણા પ્રમાણમાં થશે, હે શિલાશન! રાજાઓ પ્રજાનું રક્ષણ કરશે નહીં, બલકે તેઓ પ્રજાની ધનસંપત્તિ હરી લેનારા થશે.

શૂદ્રો વિદ્વાન થશે. બ્રાહ્મણો તેમને વંદન કરશે. રાજાઓ ક્ષત્રિય નહીં હોય. બ્રાહ્મણો શૂદ્રવૃત્તિથી નિર્વાહ કરશે. આસન પર બેઠેલા ઓછી બુદ્ધિવાળા મૂર્ખ મનુષ્યો બ્રાહ્મણોને જોઇને ઊભા થશે નહીં. તેમને માન કે આદર આપશે નહીં. ઓછી બુદ્ધિવાળા શૂદ્રજનો શ્રેષ્ઠ બ્રાહ્મણોનું તાડન કરશે. રખેને શૂદ્ર અપવિત્ર થઈ જાય, રખેને વિવેક નહીં જળવાય એ હેતુથી બ્રાહ્મણો તેનાથી પોતે ઊતરતા છે એવા ભાવથી અધમ લોકોની જેમ મોં આગળ આડો હાથ ધરીને શૂદ્રના કાનમાં વિનયથી તેની સાથે વાત કરશે. હે દ્વિજશ્રેષ્ઠ શિલાશન! દ્વિજમંડળની વચ્ચે ઊંચા આસને શૂદ્રોને બેઠેલા જોઇને પણ સમયના પ્રભાવને લીધે

રાજા શૂદ્રોને કળિયુગમાં દંડ કરતો નથી. ઓછા જ્ઞાનવાળા, અલ્પ સામર્થ્યવાળા મનુષ્યો શૂદ્રોનું સુગંધી ફૂલોથી અને બીજા મંગળ અને પવિત્ર દ્રવ્યોથી પૂજન કરશે, અર્થાત્ તેમને માન આપી તેમને માન આપશે. હે દ્વિજ! આમ છતાં અભિમાની શૂદ્રોને દ્વિજ શ્રેષ્ઠો ભણી જોવાની યે દરકાર નહીં કરશે. તેમની સેવાની તક જોઇને બ્રાહ્મણો શૂદ્રને નોકરની પેઠે ઊભા રહેશે. શૂદ્ર દ્વારા આજીવિકા પ્રાપ્ત કરનારા બ્રાહ્મણો વાહનમાં બેઠેલા શૂદ્રને દેખીને તેની ચારે બાજુ વીંટળાઈને રહેશે.

કળિયુગમાં બ્રાહ્મણો શૂદ્રના ગુણગાન ગાઈને તેની પ્રશંસા કરશે તથા તેની સેવા કરશે. શ્રેષ્ઠ બ્રાહ્મણો યજ્ઞ ને તપના ફળને અર્થાત્ શ્રેયને વેચશે. કળિયુગમાં અનેક મનુષ્યો ભગવાં વસ્ત્રો પહેરશે. સંન્યાસી હોવાનો ઢોંગ-દેખાડો કરશે. યુગની આખરે પુરુષોની સંખ્યા ઘટશે અને સ્ત્રીઓની સંખ્યા વધશે. કળિયુગમાં બ્રાહ્મણોની વેદવિદ્યાની શ્રૌત-સ્માર્ત કર્મોની નિંદા કરશે. છિન્નભિન્ન લિંગ સ્વરૂપ, અર્થાત્ વિકૃત આકૃતિના નીલ-લોહિત શંકર ભગવાન દેવ અને મહાદેવરૂપે કળિયુગમાં ધર્મની સ્થાપના માટે એટલે કે ધર્મના રક્ષણને માટે ઝળહળી રહ્યા છે.

સદ્ યા અસદ્ ગમે તે ઉદ્દેશથી બ્રાહ્મણો શંકર ભગવાનની પૂજા કરે છે. તેઓ કળિયુગના દોષથી મુક્ત થઈને શિવપદ પામે છે. હિંસક પશુઓની પ્રબળતા હશે. ગાયોનો વધ થશે. સાધુ પુરુષોનો નાશ થશે. એ વખતે દાન વિના ઐશ્વર્ય નહીં મળે. કળિયુગમાં ઐશ્વર્ય મેળવવાને માટે માત્ર દાન જ એક સાધન હશે. બ્રહ્મચર્ય વગેરે ચાર આશ્રમોના આચારવિચારમાં શિથિલતા થતાં ધર્મનો નાશ થશે. રાજાઓ લોકોનું રક્ષણ નહીં કરશે. માત્ર પોતાનું જ રક્ષણ કરવામાં પ્રયત્ન કરનારા એ રાજાઓ જનતા પાસેથી મોટા કર વસૂલ કરનારા અને લોકોને લૂંટનારા થશે. નગરોમાં અન્ન વેચાશે. કન્યાઓ વેચાશે.

દ્વિજાતિ મનુષ્યો યા બ્રાહ્મણો વેદ વેચશે. ધન લઇને બ્રાહ્મણો ગમે તે મનુષ્યને વેદ શીખવશે. સ્ત્રીઓ નાણા લઇને શિયળ વેચશે. વિચિત્ર રીતે વરસાદ થશે. ક્યારેક ઓછી વર્ષા, તો ક્યારેક અનાવૃષ્ટિ થશે. અધમ એટલે કે તમોગુણપ્રધાન માનવીઓ કળિયુગમાં વ્યાજવૃત્તિથી નિર્વાહ કરશે. દુષ્ટ આચરણ કરશે. પાખંડને દંભયુક્ત અવૈદિક એવા વેદ બાહ્ય માર્ગને અનુસરશે. પ્રજા એકબીજાને યાચના કરશે. નહીં બોલવા જેવાં કઠોર વચન બોલશે. કળિયુગમાં માણસો સરળ સ્વભાવના નહીં હશે. એ કુટિલ સ્વભાવના હશે. અસૂયારહિત હોય નહીં.

મનુષ્યમાં રહેલા ગુણમાં દોષ દેખનારા થશે. ઉપકારનો બદલો ઉપકારથી નહીં વાળે તે તો ઠીક પણ ઉલટા ઉપકાર કરનારા પર અપકાર કરશે. કળિયુગમાં માણસો નિંદાખોર થશે અને પોતાના ધર્મથી ચ્યુત થઈને વટલાયેલા હશે. ધન-ધાન્યથી રહિત પૃથ્વી રાજાઓ વગરની એટલે કે રક્ષકો રહિત થશે. તેના પરિણામે હુલ્લડો અને દુકાળથી પીડાયેલી જનતા દેશ ને નગરો છોડી દઇને, પોતાની સલામતી દેખાય તેવા સ્થાને જશે, જેથી નગરો નિર્જન થશે. પૃથ્વી ઓછું જળ અને ઓછું અન્ન આપનાર થશે.

દેશમાં શાસનને અભાવે રક્ષકો જ ભક્ષક થશે. તોફાન અને હુલ્લડને પ્રિય ગણનાર નીચ-દુષ્ટ મનુષ્યો જનતાની માલ-મિલકત લૂંટી લેશે. લફંગા-લુચ્ચા મનુષ્યો પરસ્ત્રીઓ પર બળાત્કાર કરીને તેમનું શિયળ લૂંટશે. તે વખતે પ્રજાનો પોકાર સાંભળનાર કોઈ જ ન હોય. ભયંકર બેકારી ફેલાશે. સ્ત્રીઓ વાળ

છૂટા રાખીને ખુલ્લા માથે ફરશે. લાજ-શરમને નેવે મૂકી ત્યાગ કરશે. સંતાનોનું વેચાણ થશે. સોળ વર્ષની વયના માણસો સંતતિ મેળવશે. કાળા મૃગનું ચામડું અને રુદ્રાક્ષ પહેનારા શૂદ્રો માથું મુંડાવી, ભગવાં વસ્ત્ર પહેરીને ધર્માચરણ કરવાનો ઢોંગ કરશે.

ખેતરમાંના અનાજની ચોરી થશે. ચોરો ચોરના ધનની પણ ચોરી કરશે. વળી ચોરનું ધન ચોરનારા ધનનું કોઈ બીજું જ ચોરી જશે. પ્રજા સ્વધર્મ અને યોગ્ય કામની ઉપેક્ષા કરશે, આળસુ થશે. પ્રજા પોતાના કામથી પરવારીને વિશ્રાન્તિ લેતા હશે, ત્યારે માંકડ જેવા જંતુઓ અને બીજા કીટ વર્ગના પ્રાણીઓ – ઉંદરો અને સર્પો તેમને હેરાન કરશે. તે વખતે કલ્યાણ, આરોગ્ય અને સામર્થ્ય દુર્લભ હશે. ભૂખ અને ભયથી પીડિત જનતા કૌશિકી નદીકંઠિના પ્રદેશમાં વસવાટ કરશે. દુઃખથી પીડિત મનુષ્યોનું વધુમાં વધુ ૧૦૦ વર્ષનું આયુષ્ય હશે. વર્ણસંકર પ્રજા ઘણી હશે. સ્મૃતિ અને શ્રુતિને વેચનારા નાણા લઈને તેમને ભણાવશે. કળિયુગમાં વર્ણાશ્રમ ધર્મના આચરણનું પાખંડ કરનારા ઉત્પન્ન થશે. વર્ણાશ્રમ વ્યવસ્થાનો ઉચ્છેદ કરનારા શત્રુઓ થશે.

ધર્મની વાતો કરનાર શૂદ્રો વેદોનું અધ્યયન કરશે. શૂદ્રો વેદો ભણશે. શૂદ્ર રાજાઓ અશ્વમેધ યજ્ઞ કરશે. સ્ત્રીઓ-બાળકો ગાયનો વધ કરીને એકબીજા સાથે યુદ્ધ કરશે અને એકબીજાને હાથે હણાશે. લોકો પણ ઉપદ્રવોથી ઘેરાશે. અધર્મની અધિકતાવાળા તમોગુણપ્રધાન કળિયુગમાં માણસો અનેક દુઃખોથી ઘેરાયેલા હશે. તે અલ્પાયુષ્યના, રોગી અને નિર્બળ શરીરના હશે. લોકો બ્રહ્મહત્યા વગેરે પાપોથી ખરડાયેલા હશે, અર્થાત્ એ યુગમાં પ્રજા ભયંકરમાં ભયંકર પાપકર્મ કરશે તેથી તેમનું આયુષ્ય, રૂપ અને બળ નાશ પામશે.

કળિયુગમાં ધર્માચરણ કરવાથી અલ્પ વખતમાં જ સફળતા મેળવશે. ધન્યતાને પ્રાપ્ત થયેલા શ્રેષ્ઠ બ્રાહ્મણો એ યુગના અંતે ધર્માચરણ કરશે. સ્મૃતિને સ્મૃતિમાં જણાવ્યા મુજબ જે સદાચારી જન ધર્માચરણ કરે છે તેમને કળિયુગમાં તેનું ફળ એક જ દિવસમાં મળશે.ત્રેતાયુગમાં ધર્માચરણની સિદ્ધિરૂપ ફળ એક વર્ષમાં, દ્વાપરયુગમાં એક મહિનામાં મળે છે, પણ કળિયુગમાં તો એક જ દિવસમાં ધર્માચરણનું ફળ સંધિ મળે છે તેનું ફળ સત્યયુગમાં દસ વર્ષે મળે છે.

કળિયુગની સ્થિતિ વિશે અત્રે કહેવાયું. તો હવે કળિયુગના સંધિકાળના અંશ વિશે કહેવામાં આવે છે તે શ્રવણ કરો. દરેક યુગમાં સિદ્ધિઓ ત્રણ-ત્રણ ચરણ જેટલી, અર્થાત્ પોણા ભાગની ઓછી થતી રહે છે તે યુગના સંધ્યાકાળમાં તે તે યુગના ધર્મનો એક-એક ચરણ જેટલો જ ભાગ શેષ રહે છે.

આ મુજબ યુગની આખરે સંધિકાળ વખતે દુષ્ટ લોકોનું શાસન કરવાને માટે સ્વાયંભુવ મન્વંતરમાં મનુના પુત્રના અંશરૂપે ચંદ્રના ગોત્રમાં, અર્થાત્ સોમશર્મા નામે બ્રાહ્મણના કુળમાં પ્રમિતિ નામે એક પરાક્રમ પુરુષ થશે. તે આયુધો ધારણ કરીને રથ, પદાતિ, અશ્વ અને હાથીઓથી યુક્ત ચતુર્દળ સૈન્ય સહિત સહસ્ત્ર બ્રાહ્મણોથી ઘેરાઈને આ વર્ષ પર્યંત પૃથ્વી પર ભ્રમણ કરીને હજારો મ્લેચ્છોનો સંહાર કરશે.

શૂદ્ર યોનિમાં ઉત્પન્ન થયેલા તમામ રાજાઓને અને દંભીઓને, અધર્મથી વર્તનારાઓને, મ્લેચ્છોને, વર્ણસંકરોને તથા તેમના આશ્રિતોને તે સમર્થ પુરુષ મારી નાખશે. દુષ્ટોનો સંહાર કરવાને માટે પૃથ્વી પર વિચરતા તે સર્વ શક્તિશાળી પુરુષનો કોઈપણ પ્રાણી પરાજય નહીં કરશે. માનવીના અંશથી જન્મેલો તે

પુરુષ દેવ જ હશે. શ્રી વિષ્ણુનું નામ પ્રમિતિ છે. એ પ્રમિતિ તે વિષ્ણુ જ છે. પરાક્રમી છે. કળિયુગ પૂરો થતાં વિષ્ણુરૂપ એ પુરુષનો ચન્દ્રવંશમાં પ્રાદુર્ભાવ થશે. કલ્કિ નામે શ્રી વિષ્ણુનો અવતાર પ્રખ્યાત જ છે. ક્રૂર કર્મો કરનારાનો વિનાશ કરવાને માટે પૃથ્વી પર ૨૦ વર્ષ સુધી ભ્રમણ કરશે. તે પછી ૩૨ વર્ષની ઉંમરે તે સેંકડો-હજારો અધાર્મિકોનો સંહાર કરીને મ્લેચ્છોને નિર્મળ કરશે તે પછી તે પોતાના અનુયાયીઓ સહિત ગંગા-યમુનાના પ્રદેશમાં જશે. પોતાના અમાત્ય અને સૈનિકોને સાથે રાખી બધા મ્લેચ્છ રાજાઓને મારી નાખશે. પછી યુગાન્તે સંધિકાળે બાકી રહેલી લોભી ઉન્મત્ત પ્રજા એકબીજાનો નાશ કરશે. યુગબળને કારણે અરાજકતા ફેલાવાથી સર્વ જનતા પરસ્પર ભય અનુભવશે. દુઃખથી વ્યાકુળ થયેલી નિષ્ઠુર ચિત્તની પ્રજા સ્ત્રી-પુત્રાદિ તથા ઘરનો ત્યાગ કરીને પોતાના પ્રાણોની પણ દરકાર નહીં રાખીને અહીં તહીં રખડયા કરશે.

સ્માર્ત અને શ્રૌત ધર્મનો નાશ થશે. મર્યાદાનો ભંગ થવાથી સ્વચ્છંદી લોકો ગમે તેમ વર્તશે. કોઇને કોઇના પ્રત્યે પ્રેમ કે સ્નેહ નહીં હોય, લોકોમાંથી લજ્જા-શરમનો લોપ થશે. ધર્મનો નાશ થયેલી બુદ્ધિવાળા એકબીજાને કલહ થતાં વ્યાકુળ ચિત્તવાળા, અનાવૃષ્ટિથી પીડિત તે યુગના મનુષ્યો સ્ત્રી-પુત્રાદિનોને જીવનના ઉપાયનો તથા સ્વદેશનો ત્યાગ કરીને ઘણે દૂર આવેલા મ્લેચ્છોના દેશમાં જઇને સાગર તથા નદીના કઠિ કૂવાઓની પાસે, પર્વતની તળેટીમાં રહેશે, દુઃખથી પીડિત પ્રજા મધ, માંસ, કંદમૂળ, ફળફળાદિ પર જીવનનો નિર્વાહ કરતી હશે. વૃક્ષોની છાલ, અર્થાત્ વલ્કલ, પાંદડાંને મૃગચર્મ ધારણ કરશે. પરિગ્રહ અને નિષ્ક્રિય વગરની હશે, અર્થાત્ તેની પાસે સંગ્રહ કરવા જેવું કંઈ નહીં હોય.

વર્ણાશ્રમથી ભ્રષ્ટ થયેલી પ્રજા ભયંકર સંકટમાં સપડાયેલા હશે. ઓછા-અલ્પ પ્રમાણમાં અવશિષ્ટ રહેલી જનતા વ્યાધિ, ઘડપણ, અર્થાત્ રોગ અને ભૂખથી ખિન્ન હશે. દુઃખથી ચિંતા પેદા થાય, મનની સામ્ય સ્થિતિ હોય તો જ યોગ્ય વિચારણા થાય. વિચાર કરવાને માટે મનની એકાગ્રતા આવશ્યક છે, મન સામાન્ય અવસ્થાવાળું હોય તોજ વસ્તુનો બોધ હોય. સદુપયોગથી જ ધર્મના કાર્યમાં મન પ્રવૃત્ત થાય અને મન ધર્મશીલ થાય. કળિયુગમાં માનવીઓ પોતે સાચા અર્થમાં શાન્તિ ધરાવનાર નહીં હોય. બેભાન મનુષ્યની જેમ કળિયુગની પ્રજાના મનનું એક અહોરાત્રમાં સંમોહન કરીને કળિયુગ નિવૃત્ત થાય છે.

ભવિષ્યની પ્રબળતાને કારણે કળિયુગ પૂરો થયા પછી સત્ય યુગ પ્રવર્તે. કળિયુગનો અંત આવતા એ યુગની અવશિષ્ટ જનતામાંના જે સંત સિદ્ધો અદૃષ્ટ રહીને અગોચર ભાવથી ભૂમિ પર વિચરતા હોય છે તે સપ્ત ઋષિઓ સાથે કૃતયુગના લોકોરૂપે ઉત્પન્ન થાય છે. અર્થાત્ સત્યયુગના વગેરેમાં કશ્યપ વગેરે સપ્તર્ષિઓ તથા સાત સિદ્ધો સૌપ્રથમ ઉત્પન્ન થાય છે, સપ્તર્ષિઓ આ પ્રમાણે છે-

**'કશ્યપોઽત્રિર્ભરદ્વાજો વિશ્વામિત્રો ઽથ ગૌતમઃ।**
**વસિષ્ઠો જમદગ્નિશ્ચ સપ્તર્ષય ઉદાહ્યતાઃ'॥**

કશ્યપ અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, વસિષ્ઠ ને જમદગ્નિ -એ સાત ઋષિઓ છે.

**'મંત્રજ્ઞો મંત્ર વિત્પ્રાજ્ઞો મંત્રરાટ્ સિદ્ધ પૂજિતઃ।**
**સિદ્ધવત્પરમઃ સિદ્ધઃ સર્વસિદ્ધિપ્રદાયિનઃ॥'**

મંત્રજ્ઞ, મંત્રવિત્, પ્રાજ્ઞ, મંત્રરાટ્ સિદ્ધપૂજિત, સિદ્ધવત્ ને પરમસિદ્ધ -આ સાતે સિદ્ધો છે.

કળિયુગમાં એ સાત સિદ્ધોને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રના કારણ રૂપ માનવામાં આવ્યા છે.કળિયુગમાં જન્મેલા પ્રાણીઓ સાથે એ સઘળા સિદ્ધો પણ યુગ ક્ષય વખતે સમાનરૂપના થશે. સપ્તર્ષિઓ તથા બીજા મહાનુભાવો તેમને વર્ણાશ્રમ આચાર યુક્ત સ્માર્ત અને શ્રૌત-એ ધર્મનું અનુષ્ઠાન કરનાર સિદ્ધોની પ્રજા વૃદ્ધિ પામતી રહેશે. એ સિદ્ધોની જ પ્રજારૂપે કેટલાક સિદ્ધો યુગાન્ત વખતે ધર્મને સ્થિર કરવાને માટે પોતે સ્થિતિ કરે છે.

મન્વન્તરોના અધિકારોમાં સ્થિતિ કરી રહેલા કૃતયુગના મુનિઓ દાવાનળમાં બળી ગયેલા તૃણ વનમાં તેમના પર પ્રથમ વૃષ્ટિ થતાં જ મૂળમાંથી ઊગે છે તેમ જ દરેક યુગમાં પોતાની પરંપરા ચાલુ રાખે છે. મન્વન્તરનો ક્ષય થતાં સુધી અવિચ્છિન્ન રૂપે એ પરંપરા ચાલે છે.

આયુષ્ય, બળ, સુખ, ધર્મ, રૂપ, અર્થ, કામ એ તત્ત્વો કૃત, ત્રેતા ને દ્વાપરયુગમાં ક્રમશઃ કરીને ત્રણ ચરણથી ક્ષીણ થતાં જાય છે. યુગોના સંધ્યાંશોની સાથે તે યુગોની ધર્મસિદ્ધિઓ પણ ક્ષીણ થતાં જાય છે. આ ક્રમથી યુગોના સિદ્ધિ કહેવામાં આવી છે.

ચાર યુગોની એક આવૃત્તિને મહાયુગ કહેવામાં આવે છે, એ મહાયુગો એક હજાર વાર આવર્તન પામે ત્યારે એક કલ્પ થાય. આ એક કલ્પ બ્રહ્માજીનો એક દિવસ અને તે જ રીતે અન્ય કલ્પને અંતે રાત્રિ થાય છે. એને બ્રહ્માજીનો એક અહોરાત્ર કહેવાય છે, યુગોની શરૂઆતથી તેમના અંત પર્યંત પ્રાણીઓમાં ઋજુતાનો અભાવ અને આળસ ઘર કરીને રહે છે. બધા યુગોનું એ જ લક્ષણ છે.

૭૧ મહાયુગોનો એક મન્વન્તર થાય છે. તે જ રીતે દરેક ચાર યુગોના એક-એક મહાયુગ એવા ૭૧ મહાયુગો પછી એક-એક મન્વન્તર થાય છે, અર્થાત્ ઈકોતેર મહાયુગો બાદ એક મનુનો શાસનકાળ બદલાઇને અન્ય મનુના શાસનકાળનો પ્રારંભ થાય છે. દરેક સૃષ્ટિ કાળે પચીસ તત્ત્વો ઉદ્ભવે છે, તેમ જ યુગોની સાથે પોતાનાં લક્ષણો સહિત કલ્પો પણ થાય છે. અર્થાત્ દરેક કલ્પ તેમનાં લક્ષણોથી યુક્ત હોય છે. તે જ રીતે મન્વન્તરોનાં પણ પોતાનાં વિશિષ્ટ લક્ષણો હોય છે.

એક કલ્પમાં ૧૪ મન્વન્તર થાય છે. એ ૧૪ મનુઓ બ્રહ્માજીના માનસ પુત્રો છે, અત્યારે શ્રી શ્વેતવારાહ કલ્પમાં સાતમો વૈવસ્વત મન્વન્તર ચાલુ છે. યુગ સ્વભાવથી જે રીતે ઘણા કાળથી ચાલતા આવેલા યુગો બદલાતા રહે છે તે જ રીતે ક્ષય ને ઉદયના ક્રમે પરિવર્તનશીલ આ જીવલોક પોતાની સ્થિતિ કરીને રહેલો છે. બધા મન્વન્તરોમાં આવનાર અને આવેલા યુગોનું સામાન્ય લક્ષણ અર્થાત્ યુગધર્મ ટૂંકમાં અત્રે કહેવામાં આવે છે.

એક મન્વંતરથી કલ્પમાં થનાર અન્ય મન્વન્તરોનો પણ અહીં નિર્દેશ કરવામાં આવ્યો. તે જ પ્રમાણે કલ્પ વિશે પણ કહેવામાં આવ્યું. બીજા હવે પછી આવનાર કલ્પો વિશે પણ જ્ઞાની માનવે વિચારવું. આદિત્ય, વિશ્વેદેવા, વસુઓ, તુષિત, આભાસ્વર, વાયુ-અનિલ, મહારાજિક, સાધ્ય ને રુદ્ર-એ નવ દેવ સમૂહ અને મન્વન્તરોના શાસક અને ઋષિઓ એ સૌ સમાન પદવીવાળા છે અને સમાન અધિકાર ધરાવનાર છે.

દરેક યુગના વર્ણાશ્રમોના વિભાગનું અને યુગધર્મોનું અત્રે નિરુપણ કરાયું છે અને યુગની સિદ્ધિઓ દર્શાવી છે. પ્રસંગ પ્રાપ્ત થતાં યુગોનું પરિણામ તમને કહ્યું છે. હવે પદ્મયોનિ બ્રહ્માજી દાક્ષાયણીના પુત્ર શી રીતે થયા તે તમને ટૂંકાણમાં કહું છું.

યુગાનાં પરિમાણે તે કથિતં હિ પસંગતઃ।
વદામિ દેવિપુત્રત્વં પથીયોને, સમાસતઃ॥૧૦૦॥

*ઈતિ શ્રી લિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'ચાર યુગોનું પરિમાણ અને કળિયુગના ધર્મોનું વર્ણન' નામનો અધ્યાય ૪૦મો સંપૂર્ણ*



## અધ્યાય ૪૧મો

# ઇન્દ્ર દ્વારા શિવભક્તિનું વર્ણન અને દાક્ષાયણીથી બ્રહ્માજીની ઉત્પત્તિ

ઇન્દ્ર ઉવાચ

પુનઃ સસર્જ ભગવાન પ્રભ્રષ્ટાઃ પૂર્વત્પ્રજાઃ।
સહસ્ત્રયુગપર્યન્તે પ્રભાતે તુ પિતામહઃ॥૧॥

ઇન્દ્ર બોલ્યાઃ પ્રલય કાળે નાશ પામેલી પ્રજાનું ભગવાન પિતામહ બ્રહ્માજીએ એક સહસ્ત્ર યુગોની તેમની રાત્રિ વ્યતીત થયા પછી પ્રભાત સમયે પુનઃ પૂર્વવત્ સર્જન કર્યુંઃ

હે વિપ્ર શ્રેષ્ઠ શિલાદ! બ્રહ્માજીનો એક અહોરાત્ર વ્યતીત થયા પછી પ્રલયકાળે જળમાં પૃથ્વી વ્યાપ્ત થઈ. જળ અગ્નિમાં તથા અગ્નિતત્ત્વ વાયુમાં વિલન થયું. પૃથ્વી, જળ, અગ્નિને વાયુ તેમની તન્માત્રા સ્પર્શ, રૂપ, રસ, ગંધ સહિત આકાશમાં વિલીન થયાં.

દસ ઇન્દ્રિયો તથા તેમની તન્માત્રાઓ અહંકારમાં અને અહંકાર તત્ત્વમાં, મહતત્ત્વમાં, અવ્યક્ત અર્થાત્ પ્રધાન સત્ત્વાદિ ગુણો સહિત ભવ અર્થાત્ શંકરમાં વિલીન થયા બાદ સૃષ્ટિના ઉપાદાન કારણરૂપ પુરુષ એવા શિવથી પૂર્વવત્ સૃષ્ટિ ઉત્પન્ન થઈ. એ વખતે પુરુષ અને પ્રકૃતિ વિના બીજું કંઈ નહોતું. મન વડે બ્રહ્માજીએ માનસસૃષ્ટિ ઉત્પન્ન થઈ.

આ લોકમાં પિતામહ બ્રહ્માજી જ્યારે પ્રજાની વૃદ્ધિ કરવામાં સમર્થ નહીં થયા, ત્યારે પોતાના માનસ પુત્રો સાથે ઈશ ભગવાનને ઉદ્દેશીને તેમને પ્રસન્ન કરવાને તેમણે ઉગ્ર તપ કર્યું. બ્રહ્માજીના તપથી મહાદેવ અર્થાત્ ભવ પ્રસન્ન થયા. બ્રહ્માજીરૂપ પુરુષના લલાટના મધ્ય ભાગનું ભેદન કર્યું.

અને 'પુત્ર પ્રેમ' એમ બોલીને સ્ત્રી–પુરુષનું મિશ્રરૂપ ધારણ કર્યું. ભગવાન શિવજીએ જગદ્ગુરુ બ્રહ્માજીનું સર્વ દહન કર્યું. પછી પોતાના અંશની અર્ધ માત્રારૂપ કલ્યાણી એવી પરમેશ્વરીનો શિવજીને જગતની વૃદ્ધિ માટે યોગમાર્ગથી ચિંતન દ્વારા ઉપભોગ કર્યો ને તેનામાં પરમેશ્વરે શ્રી હરિ તથા બ્રહ્માજી તથા પાશુપત અસ્ત્રને ઉત્પન્ન કર્યા.

એ પરમેશ્વર શિવજી વિશ્વના શાસક હોઈ વિશ્વરૂપ છે. માટે બ્રહ્માજી અને શ્રી હરિ એ દેવી દાક્ષાયણીના અંશથી ઉત્પન્ન થયા છે, અર્થાત્ એ અંડજ અર્થાત્ બ્રહ્માજીને પદ્મજ-શ્રી વિષ્ણુ ભવના અંગથી ઉત્પન્ન થયા. હે શિલાદ! આ સર્વ પ્રાચીન ઈતિહાસ આ પ્રમાણે મેં તમને કહ્યો. બ્રહ્માજીના પરાર્ધ વર્ષના આયુષ્ય કાળ સુધીનો કાળ ઐશ્વર્ય યા ભૂતિ કહેવાય છે. બ્રહ્માજીનું તમોગુણથી થયેલો વૈરાગ્ય હવે ટૂંકમાં કહીશ, તેના પહેલાં બ્રહ્માજી, શ્રીવિષ્ણુ અને રુદ્ર એ ત્રિમૂર્તિનું પરસ્પર કેવી રીતે સર્જન થયું તે કહેવામાં આવે છે.

નારાયણ ભગવાને સ્વદેહના બે ભાગ કર્યા, તેમણે તેમાંથી ચર તે અચર, સ્થાવર-જંગલાત્મક સકળ વિશ્વનું સર્જન કર્યું. બીજા ભાગમાંથી નારાયણે બ્રહ્માજીનું સર્જન કર્યું તથા પિતામહ બ્રહ્માજીએ રુદ્રનું સર્જન કર્યું. હે મને! દ્વિતીય કલ્પમાં રુદ્રે શ્રીહરિનું તથા બ્રહ્માજીનું સર્જન કર્યું, તે પછી વળી બીજા કલ્પમાં શ્રીહરિએ બ્રહ્માજીએ નારાયણનું અને ભવે અર્થાત્ રુદ્રે પુનઃ બ્રહ્માજીનું સર્જન કર્યું. 'સંસારમાં તો દુઃખ જ દુઃખ છે, અર્થાત્ સંસાર દુઃખથી ભરેલો છે! આમ વિચારીને બ્રહ્માજીએ લય કાળે સૃષ્ટિની રચનાનું કાર્ય છોડી દીધું. આત્માને આત્મામાં જોડીને, પ્રાણોનો અવરોધ કરીને તે પત્થરની પેઠે નિશ્ચળ થયા. પછી દસ સહસ્ત્ર વર્ષ પર્યંત બ્રહ્માજી સમાધિસ્થ રહ્યા. હૃદયમાં રહેલ સુંદર અધોમુખ પદ્મને તેમણે પૂરક પ્રાણાયામ દ્વારા પૂરિત કર્યું, તેથી તે પ્રબુદ્ધ થયું.

ત્યારપછી તેમણે કુંભક પ્રાણાયામ કર્યો, જેથી એ પદ્મ સીધું અને ટટાર થયું. એ પદ્મની કર્ણિકામાં એમણે ઈશ્વર અર્થાત્ શિવજીની સ્થાપના કરી. ભાવના મારફત શિવજીનું સ્વરૂપ નિશ્ચિત કર્યું. સમાધિમાં રહેલા બ્રહ્માજીએ હૃદય કમળમાં શિવજીનું ધ્યાન કર્યું.

ૐ કાર શબ્દ સંબંધી અર્ધમાત્રાના નાદરૂપ બ્રહ્માજીએજ શિવજીનું ધ્યાન હૃદયરૂપ કમળમાં કર્યું. યમ-નિયમ વગેરેથી શુદ્ધ થયેલા યમી બ્રહ્માજી કમળતંતુના ૧૦૦ મા ભાગ જેટલા સૂક્ષ્મ પ્રમાણની પીત વર્ણની અગ્નિની જ્યોતિમાં રહેલા પરબ્રહ્મરૂપ શિવતત્ત્વનું ધ્યાન ધરતા હતા, ત્યારે હૃદયમાંના કમળ સહિત અવિનાશી શિવતત્ત્વ, અર્થાત્ રુદ્ર સાથે સંયોગ થતાં શંકર ભગવાન બ્રહ્માજીના લલાટનું ભેદન કરીને પિતામહમાંથી પ્રાદુર્ભાવ પામ્યા. નીલ વર્ણના રુદ્રનો વહ્નિ શિખા, અર્થાત્ અગ્નિની જ્યોતિ સાથે સંયોગ થવાથી તે લોહિત વર્ણના થયા. એ નીલ લોહિત ભગવાન રુદ્ર કાળપુરુષની આકૃતિવાળા હતા. બ્રહ્માજીએ તેમને નીલ લોહિત કહ્યા તેથી તેઓ બ્રહ્માજી પર પ્રસન્ન થયા. પ્રસન્ન ચિત્તના બ્રહ્માજીએ વિશ્વાત્મા રુદ્રની આઠ નામોથી સ્તુતિ કરી.

પિતામહ બ્રહ્માજી બોલ્યાઃ અમર્યાદા તેજવાળા હે ભાસ્કર! હે રુદ્ર! હે ભગવાન! આપને નમસ્કાર છે. ભવને નમસ્કાર છે. દેવતાને નમસ્કાર છે. જળમય રસને નમસ્કાર. શર્વને નમસ્કાર, ક્ષિતિરૂપને નમસ્કાર. વિશિષ્ટ જાતના પવિત્ર ગંધને વહન કરનારને નમસ્કાર. ઈશને નમસ્કાર, વાયુને નમસ્કાર, આપના કલ્યાણકારી સ્પર્શને નમસ્કાર, પશુપતિને નમસ્કાર, અપાર તેજવાળા પાવકને નમસ્કાર, ડરામણા સ્વરૂપવાળા ભીમને નમસ્કાર, વ્યોમરૂપના ભીમને નમસ્કાર, વ્યોમરૂપ શબ્દમાત્રને નમસ્કાર, મહાદેવજીને નમસ્કાર, સોમને નમસ્કાર, અમૃતને નમસ્કાર, ઉગ્રને, યજમાનને, કર્મયોગીને નમસ્કાર.

બ્રહ્માજીએ રુદ્રને કરેલી આ સ્તુતિનો જે મનુષ્ય પાઠ કરે છે યા એકાગ્ર ચિત્તથી આ સ્ત્રોત વિપ્રોને સંભળાવે છે. તે માનવી એક વર્ષમાં અષ્ટમૂર્તિ એવા શિવજીના સાયુજ્યને પ્રાપ્ત કરે છે.

પિતામહ બ્રહ્માજીએ આ પ્રમાણે મહાદેવજીની સ્તુતિ કરીને પછી તેમના સ્વરૂપને નિહાળવા માટે ધ્યાન કરવા લાગ્યા. એ વખતે મહાદેવજી પૃથ્વી, તેજ, વાયુ, જળ, આકાશ, યજ્ઞકર્તાને યજમાન સૂર્ય તથા ચન્દ્ર એ આઠ સ્વરૂપથી તેમને પ્રત્યક્ષ થયા, ત્યારથી પરમાત્મા શંકરને અષ્ટમૂર્તિ કહે છે. અષ્ટમૂર્તિ એવા શંકરની કૃપાથી વિરંચી બ્રહ્માજીએ સૃષ્ટિનું પુનઃ સર્જન કર્યું. પછી પ્રલયકાળના અંતે બીજા કલ્પમાં બ્રહ્માજીએ પુનઃ સર્જન કરવાથી ઉગ્ર તપ કર્યું. છતાં તે તપનું કંઇપણ ફળ મળ્યું નહીં. આથી પિતામહને અતિશય દુઃખ થયું. દુઃખને કારણે તેમને ક્રોધ ચડયો. ક્રોધિત થયેલા બ્રહ્માજીનાં નેત્રોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. એ અશ્રુઓમાંથી ભૂતને પ્રેત થયા. આમ સૌ પ્રથમ ભૂત, પ્રેતને નિશાચરોને પેદા થયેલા જોઇને બ્રહ્માજીને અતિ દુઃખ થયું, તે પોતાના પિંડને દોષ આપી તેની નિંદા કરવા લાગ્યા. ક્રોધિત પ્રભુ પ્રજાપતિ બ્રહ્માજીએ પ્રાણોનો ત્યાગ કર્યો. પછી ભગવાનનો અર્થાત્ બ્રહ્માજીના મોંમાંથી પ્રાણમય રુદ્રનો પ્રાદુર્ભાવ થયો. તેમણે અર્ધનારીશ્વરનું રૂપ લીધું.

તેમનું બાળસૂર્ય જેવું તેજ હતું. તેમણે પોતાના ઈશ્વર સ્વરૂપના અગિયાર વિભાગ કર્યા અને પોતાના અડધા અંશમાંથી કલ્યાણમય શિવા અર્થાત્ ઉમાનું સર્જન કર્યું. ઉમાએ લક્ષ્મી, દુર્ગા, સરસ્વતી, રૌદ્રી, કમળ જેવાં નયનોવાળી મહામાયા વૈષ્ણવી, કમળમાં વસનારી કલવિકરિણી કાળી, બળવિકરિણી દેવી તથા બલપ્રમથિની, સઘળા ભૂતોનું દમન કરનાર મનોમની દેવીનું સર્જન કર્યું. અગિયાર રુદ્રોએ અજ, એકપાદ, અહિર્બુધ્ન્ય, ત્વષ્ટા, રુદ્ર, હર, ત્ર્યંબક, વૃષાકપિ, શંભુ, કપર્દી, રૈવત તથા દેવીઓએ બીજી સહસ્ત્રો સ્ત્રીઓનું સર્જન કર્યું.

બ્રહ્માજીએ પ્રાણનો ત્યાગ કર્યા બાદ તેમના મોંમાંથી પેદા થયેલા ત્રિભુવનોના શાસક પરમાત્મા મહાદેવ સઘળા પ્રાણીઓના આત્મારૂપ બ્રહ્મદેવના મૃતદેહ આગળ આવી ઊભા, બ્રહ્માજીના પુત્ર દયાળુ પરમાત્માએ તેમનામાં રહેલા પ્રાણ બ્રહ્માજીને અર્પણ કર્યા. બ્રહ્માજીના દેહમાં પ્રાણનો સંચાર થયેલો જોઇને રુદ્રને આનંદ થયો,દેવોના પ્રભુ મહાદેવજી બ્રહ્માજીને મીઠી વાણીથી કહેવા લાગ્યા. જગદ્ ગુરુ! મહાભાગ્યવાન હે વિરંચિ! હે પ્રભુ! તમે ડરશો નહીં. મેં તમારા દેહમાં પ્રાણની સ્થાપના કરી છે, માટે ઊભા થાવ.

બ્રહ્માજીનું મન સ્વપ્નસૃષ્ટિમાં વિહરતું હોય તેવી અવાસ્તવિક સ્થિતિમાંથી મહાદેવજીનાં આ પ્રિય વચન સૂણીને વાસ્તવિક સ્થિતિમાં આવ્યું ને પિતામહ બ્રહ્માજી અત્યંત રાજી થયા. દેહમાં પ્રાણ પાછા આવ્યા પછી ખીલેલા કમળ સમાન નેત્રોથી બ્રહ્માજી મહાદેવજીને નિહાળવા લાગ્યા. ઘણા વખત સુધી મહાદેવજી ભણી જોઈ રહ્યા પછી પ્રભુ બ્રહ્માજી હાથ જોડીને ઊભા થયા અને મહાદેવજીને મધુર અને ગંભીર વાણીમાં કહેવા લાગ્યા–અગિયાર મૂર્તિ અને અષ્ટ મૂર્તિના રૂપમાં મને પ્રત્યક્ષ થયેલા મહાતેજસ્વી હે દેવ! પ્રભુ! આપ કોણ છો, તે મને કહો, મારા મનને આપ આનંદ આપો છો.

હવે અહીં ઇન્દ્ર શિલાદને કહે છે કે, બ્રહ્માજીનાં એ વચન સૂણીને મહાદેવજીએ પોતાના સુખદ હસ્તોથી બ્રહ્માજીને સ્પર્શ કરીને કહ્યુંઃ મહાદેવજી બોલ્યા : હું પરમેશ્વર અર્થાત્ પુરુષ છું અને મારી સાથે આશિવા તે અજા અર્થાત્ માયાવી પ્રકૃતિ છે, તથા મારા અંશથી ઉત્પન્ન થયેલા આ અગિયાર રુદ્રો તમારું રક્ષણ કરવાને માટે અત્રે આવેલા છે.

આ સાંભળીને બ્રહ્માજીએ દેવાધિદેવ મહાદેવજીને પ્રણામ કર્યા અને હાથ જોડીને હર્ષયુક્ત ગદ્ગદ વાણીમાંશંકરભગવાનનેકહેવાલાગ્યા : હેદેવોનાદેવ! હેઈશ! હુંદુઃખથીઆકુળવ્યાકુળ થયેલો છું. હેઈશ! હે શંકર! મને સંસારથી મુક્ત કરવાને માટે કેવળ આપ જ શક્તિમાન છો. માટે મને સંસારથી મુક્ત કરો.

બ્રહ્માજી સંસારથી મુક્ત હોવા છતાં મુક્તિ માટે પ્રાર્થના કરે છે, તે યોગ્ય નથી. એમ માનીને મહાદેવજીએ તે પ્રાર્થના સૂણીને હસી કાઢી અને ઉમાપતિ શંકર રુદ્રો અને ઉમા સાથે અંતર્ધાન થયા.

શિલાદને ઇન્દ્ર કહે છેઃ માટે હે શિલાદ! અયોનિજ ને મૃત્યુહીન પુત્ર મેળવવાનું દુર્લભ છે, જુઓને, અત્રે જ બ્રહ્માજીને પણ મૃત્યુ પ્રાપ્ત થયું, અર્થાત્ જયાં બ્રહ્માજીને પણ મૃત્યુને આધીન થવું પડયું ત્યાં અન્ય કોઈને માટે તો શું કહેવું? અર્થાત્ ' જાતસ્યહિ ધ્રુવો મૃત્યુઃ' -જે જાયું તે જાય -જન્મે તેનું મૃત્યુ અવશ્ય થાય છે. મૃત્યુના પાશમાંથી કોઈ છટકી નહીં શકે. માટે તમે ઇચ્છો છો તેવો પુત્ર મળી શકે તેમ નથી. આપ છતાં દેવેશ્વર રુદ્ર પ્રસન્ન થાય તો અયોનિજ અને મૃત્યુ રહિત પુત્ર પ્રાપ્ત થવાનું તમારે માટે દુર્લભ નથી, બાકી હું (ઇન્દ્ર), વિષ્ણુ તથા બ્રહ્માજી મૃત્યુહીન અને અયોનિજ અર્થાત્ યોનિ વગર ઉત્પન્ન થાય તેવો પુત્ર તમને આપવાને શક્તિમાન નથી.

આ પ્રમાણે પોતાના જન્મવૃત્તાંત સનત્કુમારને કહેતાં શૈલાદિ અર્થાત્ નંદી હવે કહે છે કે, દયાવાન ઇન્દ્રે વિપ્રશ્રેષ્ઠ મારા પિતા શિલાદને આમ કહીને તેમના પર અનુગ્રહ કર્યો. પછી દેવોથી વીંટળાયેલા સમર્થ ઇન્દ્ર પોતાના શ્વેત ઐરાવત હાથી પર બેસીને પોતાની અમરાવતી નગરી ગયા. ૧ - ૬૪

એવં વ્યાહૃત્ય વિપ્રેન્દ્રમનુગૃહ્ય ચ તં ઘૃણી।
દેવૈર્વૃતો યયૌ દેવઃ સિતેનેભેન વૈ પ્રભુ ! ॥૬૪॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*
*ઈન્દ્ર દ્વારા શિવની ભક્તિનું વર્ણન અને દાક્ષાયણીથી બ્રહ્માની ઉત્પત્તિ' નામનો ૪૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૨મો

# નંદિકેશ્વરની ઉત્પત્તિ



સૂત ઉવાચ
ગતે પુણ્યે ચ વરદે સહસ્રાક્ષે શિલાશનઃ।
આરાધયન્મહાદેવં તપસા તોષય દ્રવમ્॥૧॥

શક્રના ગયા પછીના વૃત્તાન્તનું વર્ણન કરતાં સૂત કહે છે- ઇષ્ટ વરદાન દેનાર સમૃદ્ધિશાળી, પ્રસન્ન ચિત્તના સહસ્રાક્ષ ઇન્દ્રના ગયા બાદ તેમણે આપેલ સલાહ પ્રમાણે શિલાદે ભગવન્ શંકરની આરાધના શરૂ કરી અને ઉગ્ર તપ કરીને શિલાદેને પ્રસન્ન કર્યા.

આમ સતત તપમાં રહેલા શિલાદનાં એક હજાર દિવ્ય વર્ષ ક્ષણવારમાં પસાર થઈ ગયાં. એ મુનિના સમગ્ર દેહ પર ઊધઇના રાફડા બાઝ્યા હતા. વ્રજની સોય સમાન અણીયાળા મુખવાળો વ્રજ સૂચી મુખ તથા રાતા કીડાઓથી એમનો દેહ છવાયેલો હતો. ઊધઇને કીડાઓએ તેમના સમગ્ર દેહને ફોલી ખાધો હતો તેથી લોહીને માંસ વગરનો તેમનો દેહ હાડકાંની દીવાલ જેવો જ બાકી રહ્યો હતો, તેમના તપથી શંકર ભગવાન પ્રસન્ન થઇને મુનિ શિલાદને પ્રત્યક્ષ થયા. કામદેવના શત્રુ શંકર ભગવાને મુનિના શરીરને પોતાના દેહથી સ્પર્શ કર્યો. પરિણામે તેમનો થાક ઊતરી ગયો. મુનિના તપશ્ચર્યાથી શંકર પ્રસન્ન થયા અને ઉમા તથા પોતાના ગણો સાથે ત્યાં આવેલા શંકરે મુનિને કહ્યું: ' હે મુને! તમારા તપથી હું પ્રસન્ન થયો છું. હે મહાજ્ઞાની શિલાદ! હવે વધુ તપ કરવાનું પ્રયોજન શું છે? સઘળાં શાસ્ત્રોનો પારગામી અને સર્વજ્ઞ એવો પુત્ર હું તમને આપું છું.

શંકર ભગવાનને ઉમા સાથે પ્રત્યક્ષ જોઇને શિલાદે તેમને પ્રણામ કર્યા અને હર્ષિત ગદ્ગદ્ વાણીથી ચન્દ્રથી શોભતા સોમ ભગવાનની સ્તુતિ કરીને કહ્યું:

શિલાદ બોલ્યા: ત્રિપુરાસુરનો વધ કરનાર દેવધિદેવ હે ઈશ! હે શંકર! યોગીઓમાં શ્રેષ્ઠ હે ભગવાન્! યોનિથી ઉત્પન્ન નહીં થાય અને કદી મૃત્યુ નહીં પામે એવા અયોનિજ અને મૃત્યુહીન પુત્રને પ્રાપ્ત કરવા ઇચ્છું છું.

સૂત બોલ્યા : પરમાત્મા રુદ્રની બ્રહ્માજીએ પૂર્વે તપ દ્વારા આરાધના કરી, તેથી તેમના ઉગ્ર તપથી શંકર પ્રસન્ન થઇને પરમ પ્રેમ પૂર્વક તેમને કહેવા લાગ્યા.

મહાદેવજી બોલ્યા: હે તપસ્વી શિલાદ! બ્રહ્માજીએ પૂર્વે, દેવોએ અને મુનિઓએ મારો અવતાર થવાને માટે તપ કરીને મારી આરાધના કરી હતી, તે જ પ્રમાણે તમે મારી આરાધના કરી છે, તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું કે, અયોનિજ એવો હું નંદી નામે તમારો પુત્ર થઇશ. હું વિશ્વપિતા છું, તેના તમે પિતા થશો.

આમ કહીને દયાવાન મહાદેવજીએ શિલાદને પ્રેમથી પ્રણામ કર્યા અને ચન્દ્ર સમાન કાંતિવાન સદાશિવ સોમ-ઉમા સહિત ત્યાં જ અંતર્ધાન થયા.

શૈલાદિ અર્થાત્ નંદી સનતકુમારને કહે છે કે, હે મહામુને! રુદ્ર પાસેથી પુત્ર પ્રાપ્તિ થવા માટેનું વરદાન મેળવીને મારા પિતા શિલાદ ઘણા રાજી થયા. યજ્ઞની ક્રિયાને જાણનાર મારા પિતા શિલાદને યજ્ઞ કરવાને માટે રુદ્ર પાસેથી વિશાળ યજ્ઞ ભૂમિ મળી. શંકરના વરદાનના પ્રભાવને લીધે તેમની આજ્ઞાથી જ એ યજ્ઞ ભૂમિમાં પ્રલય કાળના અગ્નિ જેવા તેજસ્વી પુત્રરૂપે શિલાદને હું પ્રાપ્ત થયો, એ વખતે પુષ્કર તથા આવર્તક વગેરે મેઘોએ જળની વૃષ્ટિ કરી અને ખેચર, કિન્નર, સિદ્ધો તથા સાધ્યોએ ગાન કર્યું. હું શિલાદનો પુત્ર થયો, ત્યારે ઇન્દ્રે પુષ્પોની અવિચ્છિન્ન વૃષ્ટિ કરી. ત્રિનેત્ર, ચતુર્ભુજા, શૂલ, ટંક, ગદા તથા વજ્રને ધારણ કરનાર હીરાના દાંતવાળા, કાનમાં હીરાનાં કુંડળ પરિધાન કરેલા, મેઘના સમાન ગંભીર નાદ કરનાર તથા ઇન્દ્ર વડે આરાધના કરાયેલા, પ્રલયકાળના સૂર્યની કાન્તિ સમાન કાન્તિવાળા, મુકુટ અને

જટા ધારણ કરેલા બાળ શિશુ એવા મને જોઇને બ્રહ્માજી તથા ઇન્દ્ર સહિત સઘળા દેવોએ મારી સ્તુતિ કરી. મુનિઓ રાજી થયા અને અપ્સરા નૃત્યુ કરવા લાગી.

હે શાર્દુલ મુનિ! ઋષિઓ મને પ્રણામ કરી ઋગ્વેદ, યજુર્વેદ ને સામવેદની ઋચાઓ અને માહેશ્વર મંત્રો બોલીને આનંદથી મારી સ્તુતિ કરવા લાગ્યા. બ્રહ્માજી, હરિ, રુદ્ર, શક્ર, શિવારૂપ અંબિકા, ગુરુ-બૃહસ્પતિ, ચન્દ્ર, મહાતેજસ્વી ભાસ્કર, પવન, અગ્નિ, ઈશાન, નિર્ઋતિ, યક્ષ, યમ, વરુણ, વિશ્વેદેવ, અગિયાર રુદ્રો, મહાબળવાન આઠ વસુઓ, લક્ષ્મી, શચી, જયેષ્ઠા, સરસ્વતીદેવી, અદિતિ, દિતિ, શ્રદ્ધા, લજ્જા, ઘૃતિ, નંદા,ભદ્રા, સુરભી, સુશીલા, મહાતેજસ્વી શ્રેષ્ઠ વૃષભરૂપ, ધર્મ, ધર્માત્માજ મારી સ્તુતિ કરી મને આલિંગન દેવા લાગ્યા, મારા પુણ્યાત્મા પિતા મુનિ શિલાદ પણ મને એ સ્વરૂપમાં નિહાળીને પ્રેમપૂર્વક પ્રણામ કરીને મારી સ્તુતિ કરવા લાગ્યા.

શિલાદ બોલ્યા : દેવાધિદેવ હે ઈશ! હે અવિનાશી ત્ર્યંબક! તમે વિશ્વના રક્ષક છો અને મારા પુત્ર છો તેથી મને દુઃખ હોય જ શી રીતે! હે સર્વવ્યાપી ભગવાન્! તમે વિશ્વના પિતા છો ને મારા પુત્ર છો, વળી અયોનિજ છો, જગતના સર્જક હે પિતા મહ! હે મહેશાન! જગદ્ગુરુ! હે મુજ પુત્ર! તમને નમસ્કાર. હે વત્સ! હે મહાતેજસ્વી મારા પુત્ર! હે પરમાત્મા! મારું રક્ષણ કરો, હે સુરેશ્વર! તમે મને આનંદિત કર્યા છે તેથી તમારું નામ નંદી છે. તમે નંદી નામે પ્રખ્યાત થશો. મને આનંદ દેતા રહો, વિશ્વના શાસક હે નંદિન્! હું તમને નમસ્કાર કરું છું હે વિભુ! રુદ્રલોકને પ્રાપ્ત થયેલાં મારાં માતા-પિતાનું અને પિતામહોનું કલ્યાણ કરો. વિશ્વના શાસક પ્રભો! મારે ત્યાં મહેશ્વરે નંદીરૂપે અવતાર લીધો છે માટે હે નંદિન્! મારો જન્મ લોકમાં સફળ થયો છે. હે નંદિન્! મારા રક્ષણ માટે મારે ત્યાં તમે પુત્રરૂપે જન્મ્યા છો માટે હે પ્રભુ! હે સુરેશાન! તમને નમસ્કાર. હે મહા બાહો! દેવોના દેવ હે જગદ્ગુરુ! હે પુત્ર! આધ્યાત્મિક આદિ ત્રિવિધ દુઃખથી મને બચાવો, હે નંદીશ! સુર અને અસુરોથી સ્તુતિ કરવા યોગ્ય હે વત્સ! તમને મારા પુત્ર માનીને પુત્રભાવથી તમને મેં જે કહ્યું, તેમાં કંઈ અવિવેક થયો હોય તો ક્ષમા કરશો. હે વત્સ! મેં તમારી કરેલી આ સ્તુતિનો જે માનવી પાઠ કરશે કે શ્રવણ કરશે યા તો દ્વિજોને શ્રદ્ધાથી સંભળાવશે તે મારી સાથે આનંદનો અનુભવ કરશે.

આ પ્રમાણે શિલાદે મહેશ્વરરૂપ પોતાના પુત્ર નંદીની સ્તુતિ કરીને તેમને પ્રણામ કર્યા, ત્યારપછી મુનિઓ ભણી જોઇને તપસ્વી શિલાદે તેમને કહ્યું:, જુઓ! હે મુનિઓ! હું કેવો ભાગ્યવાન છું કે, મારી યજ્ઞશાળાના આંગણામાં આ સમર્થ દેવરૂપ અવિનાશી નંદી જન્મ્યા છે! આ લોકમાં દેવ યા દાનવ એવો કયો પુરુષ મારા જેવો ભાગ્યશાળી છે! મારા કલ્યાણ અર્થે આ નંદીનો યજ્ઞ ભૂમિમાં પ્રાદુર્ભાવ થયો છે!

૧-૩૮

**એષ નંદી ચ તો જાતો યજ્ઞભૂમૌહિતાય મે॥૩૮॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***

***'શિલાદને પુત્ર પ્રાપ્તિ અથવા નંદિકેશ્વરની ઉત્પત્તિ' નામનો અદયાય ૪૨મો સંપૂર્ણ***



## અધ્યાય ૪૩મો

# નંદિકેશ્વર અભિષેકમંત્ર



**નંદિકેશ્વર ઉવાચ**

**મયા સહપિતા હૃષ્ટઃ પ્રણમ્ય ચ મહેશ્વરમ્।**
**ઉટજં સ્વં જગામાશુ નિધિં લબ્ધેવ નિર્ધનઃ ॥૧॥**

સનત્કુમારને સ્વજન્મનો પૂર્વ વૃત્તાન્ત કહેતાં નંદી કહે છે કે, મારા પિતા શિલાદે મહાદેવને પ્રણામ કર્યા અને કોઈ નિર્ધન મનુષ્યને ક્યાંકથી ખજાનો મળવાથી તે આનંદ પામે તેમ હર્ષ પામતાં તેઓ તપોવનમાંથી યજ્ઞભૂમિથી મને લઇને જલદીથી પોતાની કુટીરે ગયા.

હે મહામુને! મહાત્મા શિલાદીની કુટીરે આવ્યા બાદ મેં દૈવીરૂપનો ત્યાગ કરીને માનવીનું રૂપ ધારણ કર્યું. ગમે તે કારણને લીધે મારી દિવ્ય સ્મૃતિ નાશ પામી. લોકોથી આદર પામેલા મારા પિતા મને માનવ ભાવમાં જોઇને વિલાપ કરવા લાગયા. દુઃખથી પીડિત મારા પિતાએ સ્વજનનોને સાથે રાખીને મારા જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા. શાલંકાયનના પુત્ર શિલાદ, પુત્રવત્સલ અને સઘળાં શાસ્ત્રોના જાણકાર હતા. મારા પિતા શિલાદે ઋગ્વેદ અને યજુર્વેદની શાખાઓ સહિત વેદોનું મને અધ્યયન કરાવ્યું. હે મહામુનિ સનત્કુમાર! સામદેવની એક હજાર શાખાઓનું પણ મારા પિતાએ મને અધ્યયન કરાવ્યું. તેમણે મને આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ ભણાવ્યા. અશ્વવિદ્યા, હસ્તિ વિદ્યા અને નૃવિદ્યાનું મને શિક્ષણ આપ્યું. અર્થાત્ અશ્વો, હસ્તિ અને મનુષ્યનાં લક્ષણો વિશે મને જ્ઞાન આપ્યું. આ પ્રમાણે વિદ્યા પ્રાપ્ત કરતાં મને જ્ઞાન દીધું. આમ વિદ્યા મેળવતાં મને સાત વર્ષ થયાં. તેવામાં પરમાત્માની આજ્ઞાથી મિત્રાવરુણ નામે તપને યોગના બળથી યુક્ત બે મુનિશ્રેષ્ઠો મને જોવા માટે મારા પિતાના આશ્રમે આવ્યા. વારંવાર ધારી ધારીને મને જોયા પછી તે બન્ને દિવ્ય મહાત્માઓ મારા પિતાને કહેવા લાગ્યા. હે તાત્! સઘળાં શાસ્ત્રોમાં પારંગત આ નંદી ટૂંકા આયુષ્યનો છે. આટલી નાની ઉંમરમાં બધી વિદ્યાઓમાં આ પ્રવીણ થયો છે એ આશ્ચર્યની વાત છે! આ બાળકનું આયુ આઠ જ વર્ષનું છે.

મુનિઓએ કહેલાં આ વચન સૂણતાં જ પુત્ર વત્સલ વિપ્ર શ્રેષ્ઠ શિલાદ મને છાતી સાથે ચાંપીને રુદન કરવા લાગ્યા. તેમનું અંતઃકરણ દુઃખથી ભરાઈ આવ્યું. હે પુત્ર! હાય મારા પુત્ર! અરેરે! આ વિધિની તાકાત તો જુઓ! આમ કહીને દુઃખથી વિલાપ કરતા તેઓ ધરતી પર ઢળી પડયાં. એમનો આ આર્તનાદ સૂણીને આજુબાજુના આશ્રમવાસીઓ વિહ્વળ થઇને તેમને આશ્વાસન આપવા લાગ્યા.મારા પિતાનું રક્ષણ કરવાને માટે ઉમાપતિ-ત્ર્યંબક એવા કલ્યાણકારી મહાદેવજીની તેમણે પ્રાર્થના કરી. ઘી, દૂધ, મધ, જવ, ઘઉં, અડદ, બિલ્વફળ, કમળ,આકડો, શચીપત્ર, ગૌર, સર્ષપ, ડાંગર વગેરે હોમ દ્રવ્ય તથા મધમાં ઝબોળેલી દસ હજાર દૂર્વાઓનો 'ત્ર્યમ્બકં યજા મહે.'-મંત્રથી તેમણે હોમ કર્યો, મારા પિતા અને પિતામહ વિલાપ કરતાં કરતાં મૂર્ચ્છિત થયા.

મારું આવરદા અલ્પ છે તેથી રખેને હું મૃત્યુ પામીશ એવા ડરથી મેં તેમને તરત પ્રણામ કર્યા અને તેમની પ્રદક્ષિણા કરી, પછી પવિત્ર પાવક નદીના જળમાં ઊભા રહીને ત્રણ નેત્ર, દસ ભુજા અને પંચમુખી ત્રિગુણના પાલક, શાન્ત, સદા શિવનું હૃદયકમળમાં ધ્યાન કર્યું અને હું રુદ્રાધ્યાયનો જપ કરવા લાગ્યો. આથી ચંદ્રકળાને ધારણ કરનાર ઉમા સહિત સોમ એવા ભગવાન મહાદેવ મારા પર પ્રસન્ન થયાને પ્રત્યક્ષ થઇને મને કહેવા લાગ્યા! હે વત્સ! હે મહામાહુ નંદી! તને તે વળી મોતનો ડર કેવો! તું મૃત્યુહીન હોવાથી તારે મૃત્યુથી બીક રાખવી નહીં. મેં જ પેલા બે મુનિઓને મોકલ્યા હતા. તું મારો અંશ હોવા વિશે કશી શંકા નથી, હે વત્સ! ખરું જોતાં તો તારો આ દેહ લૌકિક નથી જ. શિલાદે પૂર્વે દેવો, મુનિઓ, સિદ્ધો, ગંધર્વો અને પરાક્રમી દાનવો દ્વારા પૂજિત તમારો દૈવિક જ દેહ દીઠો છે. તેથી તમારા લૌકિક દેહના ટૂંકા આયુષ્યની વાત સાંભળીને તેમને અત્યંત દુ:ખ થયું છે.

હે નંદિકેશ્વર! આ સંસાર સુખ-દુ:ખના ભેળા સ્વભાવનો છે, તેથી વિવેકવાળા મનુષ્યોએ સ્ત્રી-સમાગમનો ત્યાગ કરવો યોગ્ય છે. યોનિજ પ્રાણી મૃત્યુને આધીન અવશ્ય થાય જ છે. તો તમે અયોનિજ છો. તેથી તમને મોતનો ડર નથી. આમ વિચારીને તમારા પિતા શિલાદે શોક ત્યજવો ઘટે.

આમ કહીને મૃત્યુની પીડાને હરનારા હર, સઘળા દેવોના દેવ સાક્ષાત્ ભગવાન મહેશ્વર રુદ્રે મને તેમના હાથથી સ્પર્શ કર્યો. પછી પ્રસન્ન થયેલા વૃષભવાહન શંકર ભગવાને હિમાલય પર્વતનાં પુત્રી પાર્વતી તથા પોતાના ગણો ભણી નિહાળ્યું. પછી પ્રસન્ન થયેલા સુરેશ્વર મહાદેવ મારા ભણી જોઈ મને ઉદ્દેશીને કહેવા લાગ્યા: હે નંદી! તને ક્યારેય ઘડપણ નહીં આવશે તેથી તું અજર થઇશ અને દુ:ખ રહિત રહેશે. તારા પિતા અને તારો મિત્રવર્ગ અક્ષય અને અવિનાશી થશે, મારી શક્તિ અને મારા પરાક્રમથી યુક્ત તું મારો ગણ થશે, તું મને વહાલો છે, તેથી તારું સ્થાન હમેશાં મારી પાસે હશે, મહાયોગના બળથી યુક્ત તું મારું બળ થઇને રહીશ.

ગણોથી વીંટળાયેલા ઐશ્વર્યવાન તે દેવ મને આટલું કહીને તેમના ગળામાં રહેલી ૧૦૦ પાંખડીઓના શતપત્ર કમળની માળા પોતાના ગળામાંથી કાઢીને મને પહેરાવી, મારા ગળામાં રહેલી તે પવિત્ર માળાને કારણે મારું સ્વરૂપ પલટાઈ ગયું. ત્રિનેત્ર અને દશ ભુજાવાળા શંકર ભગવાનના જેવો હું જાણે બીજો શંકર હોઉં તેવો થયો.

પછી શંકરે મારા ગળામાં રહેલી માળા સ્વહસ્તે કાઢીને તેને કહ્યું: બોલ, હવે હું તને શું વરદાન આપું! પછી શંકર ભગવાને પોતાની જટામાં રહેલ અતિ સ્ફટિક જેવું જળ હસ્તમાં લઇને માળાને કહ્યું: 'તું નદી થા!' આમ બોલીને જટામાંનું જળ ધરતી પર નાખ્યું, આથી તે શુભ્ર અને પાવક એવા દિવ્ય જળથી સંપૂર્ણ અને શ્વેત તથા નીલકમળથી યુક્ત મહાનદી થઈ. મહાદેવજીએ એ પરમ પવિત્ર નદીને કહ્યું: મારી જટાના જળથી તું મહાનદી થઈ હોવાથી તું સઘળી નદીઓમાં શ્રેષ્ઠ 'જટોદકા' નામે પ્રખ્યાત થશે. તારા જળમાં સ્નાન કરનાર મનુષ્યો સઘળાં પાપોથી મુક્ત થશે. પછી સર્વ શક્તિવાન મહાદેવે મને-નંદીને તે નદીને તે નદીરૂપ દેવીનાં ચરણોમાં વન્દન કરાવી તે દેવીને કહ્યું: 'આ નંદી તારો પુત્ર છે.' તેથી દેવીએ બે હાથે મારું મસ્તક પકડીને સૂંઘ્યું અને દેવાધિદેવ મહાદેવ ભણી જોયું, પછી પુત્રપ્રેમથી પ્રેરાઇને શંખ સમાન શ્વેત જળના પોતાના ત્રણ સ્ત્રોતોથી તેણે મારા પર અભિષેક કર્યો. એ ત્રણ સ્ત્રોતોવાળી એ નદીને જોઇને

ભગવાને ત્રિસ્રોતસા કહી એ ત્રિસ્રોતસ નદીને જોઇને વૃષે અત્યંત આનંદ પામીને ભાંભરવા માંડયું. તેના એ ધ્વનિથી એક બીજી નદી થઈ. દેવોના દેવ મહાદેવે તે નદીને 'વૃષધ્વનિ' ની સંજ્ઞા આપી, તેનું પાવક જળ સઘળાં રત્નોની અને સુવર્ણની કાન્તિ સમાન અદ્‌ભુત કાન્તિમાન હતું.

વિશ્વકર્માએ મહાદેવજીના માટે બનાવેલો દિવ્ય ને અદ્‌ભુત મુકુટ મહાદેવે મને પહેરાવ્યો. વૈડૂર્યમણિ અને હીરાથી શોભતાં પોતાનાં દિવ્યને સુંદર કુંડળ સ્વયં મહેશ્વરે મારા કાનમાં પહેરાવ્યાં. મહાદેવે આ રીતે મારો આદર કર્યો, તે આકાશમાં રહેલા સૂર્યે જોઇને મેઘો દ્વારા જળવૃષ્ટિ કરાવી મારા પર અભિષેક કર્યો. એ અભિષેકના જળથી મોટાં સ્રોતવાળી એક નદી બની. સુંદર વર્ણમાંથી એ નદીનો પ્રાદુર્ભાવ થયો. તેનું જળ સ્વચ્છ હતું તેથી દેવાધિદેવ ભગવાન ત્ર્યંબકે એ નદીને 'સ્વર્ણોદકા' નામ આપ્યું.

મેં પહેરેલા સુવર્ણમય મુકુટમાંથી બીજી એક પાવક નદી ઉત્પન્ન થઈ, તેનું નામ 'જાંબુનદી' છે. સાગરને મળવા માટે જતી આ પાંચ નદીઓના નામનો જપ કરતો કરતો જે માનવી એ પાંચ નદીઓમાં સ્નાન કરે છે અને રુદ્રાધ્યાયનો પાઠ કરે છે તે રુદ્રે લોકને પ્રાપ્ત થઈ શિવજીના સાયુજ્યને પામે છે તેમાં શંકા નથી.

ત્યાર પછી સઘળા ભૂતોના પતિ, પ્રાણીઓના રક્ષક ભય એવા દેવાધિદેવ શંકર મહાદેવ ગિરિસુતા અજા એવાં દેવી ઉમાને કહ્યુંઃ હે દેવી! હું નંદીશ્વર દેવને પ્રાણીઓના રક્ષક તરીકે અભિષિકત કરું છું. હું એને મારા ગણોનો સ્વામી કહીશ. હે અવ્યયે! હે અવિનાશી દેવી! બોલો, આ બાબતમાં તમારું શું માનવું છે!

મહાદેવજીનાં આ વચન સૂણીને ઉમા આનંદ પામ્યાં ને ભૂતોના સ્વામી કલ્યાણકારી પતિ મહાદેવજીને હસતાં હસતાં કહેવા લાગ્યાંઃ હે દેવેશ! શૈલાદિ અર્થાત્ નંદી મારો પુત્ર છે. તેને સઘળા લોકોનું આધિપત્ય અને ગણોનું ઈશત્વ આપો, એ આપણા સર્વ કણોમાં મુખ્ય ગણ થાય!

ત્યારપછી સઘળા લોકોના ઈશ્વર દેવાધિદેવ વૃષધ્વજ ભગવાન શર્વ એવા મહાદેવ પોતાના દિવ્ય ગણોના રક્ષકોનું સ્મરણ કર્યું. ૧-૫૩

તતઃ સ ભગવાગ્શર્વઃ સર્વલોકેશ્વરેશ્વરઃ।
સસ્માર ગણપાન્ દિવ્યાન્ દેવદેવો વૃષધ્વજઃ ॥૫૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*

*'નંદિકેશ્વરનો પ્રાદુભાર્વ અથવા નંદિકેશ્વરનો અભિષેક' નામનો ૪૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૪મો

# ગણોના અધિપતિરૂપે નંદીનો અભિષેક



**શૈલાદિ રુવાચ**

**સ્મરણાદેવ રુદ્રસ્ય સમ્પ્રાપ્તાશ્વ ગણેશ્વરાઃ।**
**સર્વે સહસ્ત્રહસ્તાશ્વ સહસ્ત્રાયુધપાણાયઃ ॥૧॥**

સનત્કુમારને નંદી ગણાધિપતિ તરીકે પોતાનો અભિષેક થયો હતો તેનું વૃત્તાન્ત કહેતાં કહે છેઃ

રુદ્ર ભગવાને પોતાના ગણોના અધિપતિઓનું સ્મરણ કરતાં, સહસ્ર હસ્તોવાળા અને હાથોમાં હજારો આયુધોને ધારણ કરનાર બધા ગણેશ્વરો તેમની આગળ આવીને હાજર થયા. દેવતાઓથી વન્દિત, આદર પામનારા, તેઓ ત્રિનેત્રવાળા, કોટિ પ્રલયાગ્નિની કાન્તિ જેવી કાન્તિવાળા, મુકુટ અને જટાને ધારણ કરનારા, ભયંકર દાઢવાળા મુખવાળા, જ્ઞાની, અવિનાશી ને શુદ્ધ અંતઃકરણવાળા હતા. અનેક વાજિંત્રો મુખથી વગાડતા, નાચતા-ગાતા આમતેમ દોટ મૂકતા તથા મહાદેવજી જેવા જ અત્યંત બળવાન મહાત્મા ગણેશ્વરો પોતાના અસંખ્ય એવા કરોડો ગણો સહિત આનંદ પામતા મહાદેવજી સમક્ષ આવ્યા.

એ ગણેશ્વરોમાંના કેટલાક રથમાં, કેટલાક હસ્તિઓ પર અને અશ્વો પર બેઠા હતા. તો કેટલાક વાનરો અને સિંહ પર આરુઢ થયા હતા, વળી અન્ય કેટલાક ગણેશ્વરો સુવર્ણનો વિમાનોમાં બિરાજીને આવેલા હતા, તેઓ મૃદંગ, પ્રણવ, આનક, ભેરી, પટહ, ગોમુખ, એક પુષ્કર, મુરજ વગેરે વાજિંત્ર વગાડતા, ડિંડિમ, મર્દલ, વેણુ અને વીણાના સૂરો કાઢતા, વિધવિધ પ્રકારના તાલ કરતા તથા દર્દુર, તલઘાત, કચ્છપ અને પ્રણવ વગેરે વાદ્યોની રમઝટ કરતા ગણેશ્વરો તથા ગણોના મોટા સમૂહો મહાદેવજીની સભામાં આવ્યા. બધા દેવોના ઈશ્વરના યે ઈશ્વર તે ગણાધ્યક્ષો અત્યંત બળવાન હતા. તેઓ મહાદેવજી તથા ઉમાદેવીને પ્રણામ કરીને તેમનો આદેશ માગીને પૃચ્છા કરવા લાગ્યા.

હે વૃષધ્વજ! હે દેવાધિદેવ, હે ત્ર્યંબક, હે મહા તેજસ્વી ભગવાન્! આપે કયા હેતુથી અમારું સ્મરણ કર્યું? કયા કામ માટે આપે અમને યાદ કર્યા છે? અમારે શું કરવાનું છે? અમને આજ્ઞા આપો! અમે સમુદ્રને સૂકવી દઇએ? યમને એના કિંકર યમદૂતો સહિત તથા મૃત્યુ અને મૃત્યુની પુત્રીને અમે મારી નાખીએ? પદ્મથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીને પશુ માફક રહેંસી નાખી એનો વધ કરીએ? દેવો સાથે ઇન્દ્રને, વાયુની સાથે વિષ્ણુને બાંધીને અમે અહીં લાવીએ? ઘણા ક્રોધિત દાનવો સહિત દૈત્યોને અહીં બાંધી લાવીએ? આપની આજ્ઞાથી અમે કોનો વિનાશ કરીએ? અમે કોના પર ભયંકર આફત ઉતારીએ? અમને આપ આજ્ઞા આપો અથવા હે દેવ, આજે અમારે કોને સર્વ કામની સમૃદ્ધિ પ્રાપ્ત થવાને માટે ઉત્સવ ઉજવવાનો છે? તે અમને કહો.

આ પ્રમાણે એકે અવાજે બોલનાર કરોડો ગણોનો આદર કરીને સર્વ શક્તિશાળી મહાદેવજી તેમને કહેવા લાગ્યાઃ વિશ્વનું હિત કરનારા હે ગણાધ્યક્ષો! જે કામકાજે મેં તમને અત્રે બોલાવ્યા છે તે તમને કહું છું. સાંભળો! સાંભળીને તમે નિઃશંકભાવ શ્રદ્ધાથી તે કરજો! સર્વસમર્થ આ નંદી અમારો પુત્ર છે. આ બ્રાહ્મણ છે અને તમારી સેનાનો પરાક્રમી નાયક તથા સેનાપતિ છે. મારા કથન સાથે તમે બધા સંમત છો. મહાયોગના સ્વામી અને તેના રક્ષક આ નંદીને મારી આજ્ઞાથી તમે સેનાપતિપદે અભિષિક્ત કરો!

મહાદેવજીએ ગણાધ્યક્ષોને આમ કહ્યું, ત્યારે તે સૌ, 'ભલે! તેમ થાઓ! એમ બોલ્યા અને એકબીજા સાથે મંત્રણા કરીને નંદીના અભિષેકને માટે તેઓ મેરુ પર્વત જેવી કાન્તિમાન સુવર્ણમય, સુંદર પવિત્ર આસન લાવ્યા. સુવર્ણની કાન્તિ જેવા કાન્તિમાન અનેક થાંભલાઓ ગોઠવી તેમણે મંડપ બનાવ્યો. વૈડૂર્ય મણિઓવાળા સ્તંભોથી બનાવેલો મંડપ રત્નો અને મણિઓથી શોભતો હતો. એમાં મોતીઓની સેરો અને નાનકડી ઘંટડીઓ લટકતી હતી. સુંદર અમૂલ્ય રત્નોથી યુક્ત મંડપને ચાર દ્વારો હતાં. આ પ્રમાણે મંડપ

બનાવીને તેમાં મધ્યમાં તેમણે નંદી માટે આસન મૂક્યું, હીરાજડિત એક બાજઠ અને નીલમણિ આસન આગળ મૂક્યો, કે જેથી તેના પર પગ મૂકીને આસન પર જવાય યા તો આસન પર બેઠા બાદ તેના પર પગ ટેકવી શકાય. આસનની બે બાજુએ પવિત્ર જળથી ભર્યા બે કળશ મૂક્યા. બન્ને કળશના મુખકમળનાં પુષ્પોથી આચ્છાદિત કરાયાં. દિવ્ય સુગંધી દ્રવ્યો તથા અબીલ યુકત સઘળાં તીર્થોનાં જળથી પૂર્ણ એવો માટીના, રૂપાના, તાંબાના અને સુવર્ણના હજારો કળશો મંડપમાં મૂકવામાં આવ્યા.

પરમેષ્ઠી બ્રહ્મા મહાત્માએ મુકુટ, કુંડળ, કેયૂર, સેંકડો સળિયાઓવાળું વિશાળ છત્ર તથા સુગંધીવાળાનો વીંઝણો વગેરે વસ્તુઓ નંદીના અભિષેક માટે ગણાધ્યક્ષોને આપી, શિવજીના અંગ જેવા અત્યંત શુભ્ર વીંઝણો બે બાજુ સુવર્ણથી મઢેલો હતો. ચન્દ્રની જ્યોત્સના સમાન શ્વેત ચામરનો હાથો સુવર્ણનો હતો. ઇન્દ્રના ઐરાવતને સુપ્રતીક નામે બે શ્રેષ્ઠ હસ્તિઓ ત્યાં લાવવામાં આવ્યા, વિશ્વકર્માએ સુવર્ણમુકુટ બનાવ્યો હતો, કુંડળો દિવ્ય હતાં, આયુધોમાં શ્રેષ્ઠ આયુધ વજ્ર લાવવામાં આવ્યું હતું. સુવર્ણમય યજ્ઞોપવીત અને બે કેયૂર આભૂષણ નંદીને માટે તૈયાર રખાયાં હતાં, દેવતાઓથી આદર પામેલા મહાદેવજીના સૌમ્ય ગણાધ્યક્ષો નંદીનો અભિષેક કરવાના ઉત્સવ પ્રસંગે અન્ય પણ વિધવિધ જાતનાં ઘણાં સાધનો અન્યત્રથી લાવવામાં આવ્યાં હતાં.

ત્યારપછી નારાયણના નેતૃત્વ હેઠળ ઇન્દ્ર સહિત સઘળા દેવો, મુનિઓ, બ્રહ્માજી, મારીચિ, અંગિરા, પુલસ્ત્ય, ભૃગુ, ક્રતુ, પુલહ, વશિષ્ઠ, દક્ષ અને અત્રિ–બ્રહ્માજીના નવ માનસપુત્રો તથા દેવો સહિત બધા લોકો આનંદ પામતા અભિષેકના ઉત્સવના સ્થળે ગયા.

સૌના આવી ગયા પછી પરમાત્મા ભગવાન મહાદેવજીએ સર્વ વિધિ કરવાને માટે પિતામહ બ્રહ્માજીને આદેશ આપ્યો. ભગવાન શંકરની આજ્ઞાથી પિતામહ બ્રહ્માજીએ સંનિષ્ઠાથી અભિષેકની બધી ક્રિયાનો પ્રારંભ કર્યો. બ્રહ્માજીએ નંદીનું પૂજન કરીને અભિષેક કર્યો. પછી શ્રીવિષ્ણુએ, લોકપાળોએ, ઇન્દ્રે, ભગવાન શિવજીની આજ્ઞાથી વિધિસર નંદી પર અભિષેક કર્યો. પિતામહ બ્રહ્માજીને અગ્ર કરીને બધા ઋષિઓએ નંદીની સ્તુતિ કરી. તેઓએ સ્તુતિ કર્યા બાદ સકળ વિશ્વનાપતિ શ્રીવિષ્ણુ ભગવાને હાથ જોડીને એકાગ્રતાથી સ્તુતિ કરી, નંદીને પ્રણામ કર્યા અને જય શબ્દનો ઘોષ કર્યો. ત્યાર પછી બધા ગણાધ્યક્ષોએ, દેવતાઓએ તથા અસુરોએ નંદીની પૂજા કરી અભિષેક કર્યો. સ્તુતિપૂર્વક પ્રણામ કરીને જય જયકાર કર્યો.

પિતામહ બ્રહ્માજી સહિત બધા દેવતાઓએ સ્તુતિ કરતાં મારા પર અભિષેક કર્યો, પછી મરુતોની દેવી સુયશા નામે પુત્રી સાથે બ્રહ્માજીની આજ્ઞાથી મેં લગ્ન કર્યાં. લગ્ન વેળા ચન્દ્રમાની કાન્તિ જેવા શુભ્ર છત્ર અમારા પર ધરવામાં આવ્યું. હાથમાં ચમર લઇને સ્ત્રી ગણોએ અમારા પર ઢોળવા માંડયાં. પછી ઉત્તમ સિંહાસન પર હું સુયશા સાથે બેઠો. મહાલક્ષ્મીએ તેને મુકુટ આદિ આભૂષણો પહેરાવીને અલંકૃત કરી. વૃષેન્દ્રના નાગના, સિંહના અને પાર્વતી દેવીના ગળામાંના હાર, રથ. ચંદ્રબિંબ જેવા હેમચ્છત્ર અર્થાત્ સુવર્ણના હાથાવાળું છત્ર આદિ લગ્ન વખતે અમને મળ્યાં. અત્યાર સુધી મારા જેવો ભાગ્યવાન કોઈ ક્યાંય થયો નથી, પછી મને મારા બાંધવો–બંધુ સહિત લઇને અને ભગવતી દેવી સાથે વૃષભ પર આરુઢ

થઇને સમર્થ ભગવાન સદાશિવ સ્વ સ્થાને જવાને તૈયાર થયા, ઉમાદેવી અને ભગવાન શંકરની મેં અને ગણોએ પ્રાર્થના કરી. મુનિઓએ, દેવતાઓએ, ઋષિઓએ, સિદ્ધોએ અને દ્વિજોએ પણ પશુપતિ શંકર ભગવાનને પ્રાર્થના કરી, એટલે તેમણે તે સૌને પણ યોગ્ય જગ્યાએ જવાની રજા આપી, પાર્વતી પતિ શંકર ભગવાનને આનંદ દેનારો હું નંદી છું, તેથી મુનિઓ અને સિદ્ધોએ વિદાય વખતે મારી પણ આજ્ઞા માગી, એટલે મેં તેમને રજા આપી, તે સૌ શિવજીના ભકતોના ઐશ્વર્યને વધારે છે તેથી શિવજીનું સારી પેઠે પૂજન કરવું. તેમને નમસ્કાર કરવા.

જે માનવી શંકર ભગવાનનું પૂજન કરતો નથી, કે તેમને નમસ્કાર કરતો નથી અને સંસારમાં રત રહીને શંકર ભગવાનને ભૂલી જાય છે, તેમનું નામ સ્મરણ કરતો નથી તે દસ બ્રહ્મઘાતીઓના ભયંકર પાપથી યુક્ત થાય છે. એટલા માટે હમેશાં શિવજીના નામનું સ્મરણ કરવું અને તેમને નમસ્કાર કરવા. ભગવાન શિવજીનું પૂજન તથા નમસ્કાર કરનારનું સદા સર્વદા કલ્યાણ થાય છે. ૧-૪૯

**તસ્માત્સર્વપ્રકારેણ નમસ્કારાદિમુચ્ચરેત્।**
**આદૌ કુર્યાન્નમસ્કારં તદન્તે શિવતાં વ્રજેત્॥૪૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*
*'ગણોના અધિપતિરૂપે નંદીનો અભિષેક' નામનો ૪૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૫મો

# પાતાળનું વર્ણન



**ઋષય ઊચુઃ**

**સૂત સુવ્યક્તમખિલં કથિતં શંકરસ્ય તુ।**
**સર્વાત્મભાવં રુદ્રસ્ય સ્વરૂપં વક્તુ મર્હસિ॥૧॥**

સુતપુરાણીને ઋષિઓ કહે છે કે, હે સૂત! તમે શંકર ભગવાનના સુપેરે વ્યક્ત થયેલા સમસ્ત સ્વરૂપનું વર્ણન કહ્યું. હવે રુદ્રના વિરાટ સ્વરૂપનું વર્ણન કરો.

રુદ્રના વિરાટ સ્વરૂપનું વર્ણન કરતાં ઋષિઓને કહે છે-ભૂઃ, ભુવઃ, સ્વઃ; મહઃ, જનઃ, તપઃ, અને સત્યલોક, પાતાળ, નરક, સમુદ્રો, કોટિ તારાઓ, ગ્રહ, સૂર્ય, ચંદ્ર, ધ્રુવ, સપ્તર્ષિઓ તથા બીજા દેવો ભગવાન રુદ્રના અનુગ્રહથી જ પોતાની સ્થિતિ કરીને રહેલા છે. હે દ્વિજ શ્રેષ્ઠો! એમણે જ આ પ્રમાણે એ સૌને સ્વ-અંશથી એ રૂપે નિર્માણ કરેલા છે. સૌના અંતર્યામી શિવ સર્વકાળ સકળ સ્વરૂપથી સર્વત્ર વિદ્યમાન છે, પણ તેમની માયાથી મોહિત અજ્ઞાની લોકો સૌના આત્મારૂપ સર્વ સમર્થ તે દિવ્ય મહાત્માને જાણતા નથી. તે માયા રુદ્રનું ત્રિજગત દેહ છે, એટલા માટે તેને પ્રણામ કરીને વિશ્વના વિભાગનું વર્ણન કરું છું.

પૂર્વે મેં તમને બ્રહ્માંડની ઉત્પત્તિ વિશે સર્વ કંઈ કહ્યું જ છે. હવે એ બ્રહ્માંડનાં ભુવનોનાં સ્વરૂપો કહું છું. અંતરિક્ષ, પૃથ્વી, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય — એ સાત પાવન લોક એ અંડથી ઉત્પન્ન થયેલા છે.

હે દ્વિજો! આ લોકોની તળિયે અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાળલોક છે. તેની નીચે તપન, અવીચિ, મહારૌરવ, રૌરવ, સંહાર, કાળસૂત્ર, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર અને અસિપત્રવન નરક ક્રમશઃ આવેલાં છે.

પાતાળ વગેરે લોક વિરાટ અર્થાત્ સમષ્ટિરૂપ રુદ્રનાં ચરણ છે, તેથી પહેલાં એના વિશે કહું છું. મહાતલ એ સુવર્ણ સદૃશ તલ અર્થાત્ અધોભાગ છે. એ બધાં રત્નોથી શોભિત છે. શંકરના નિવાસ-સ્થાનરૂપ અત્યંત રમણીય મહેલોથી યુક્ત છે. અનંત માંધાતા રાજાનો પુત્ર ને યુવનાશ્વ રાજાના પૌત્ર મહાજ્ઞાની મુચુકુન્દ અને પાતાળના બલિ રાજા ત્યાં નિવાસ કરી રહ્યા છે.

હે વિપ્રો! રસાતળ એ શિલામય છે. તલાતલ એ સિકતામય અર્થાત્ રેતાળ છે. સુતલ પીતવર્ણ અર્થાત્ પીળા રંગના છે. વિતલ એ વિદ્રુમ રત્ન જેવા સમાન કાન્તિવાળું છે. અતલ શુભ્ર અર્થાત્ ધોળું છે. તલ કૃષ્ણ વર્ણનું છે. હે સદાચરણશીલ ઋષિઓ! પૃથ્વીનો વિસ્તાર એ પાતાળાદિ બધા લોકોનો છે. પૃથ્વીનો વિસ્તાર ૧૦૦ કરોડ યોજનનો છે. એ દરેક તલનો વિસ્તાર પણ તેટલો જ છે. હે મુનિશ્રેષ્ઠો! રસાતલ સુવર્ણથી શોભે છે. ત્યાં વાસુકિ વગેરે નાગો વસે છે. વિરોચન હિરણ્યાક્ષ આદિથી સેવિત લોકને તલાતલ કહે છે. એ બધો શોભા યુક્ત છે. વૈનાયક સંજ્ઞાવાળા આદિદેવો અને કાળનેમિ આદિથી સુતલ લોક વ્યાપ્ત છે. તારકાગ્નિમુખ દાનવો, મહાંતક વગેરે નાગો, પ્રહલાદ વગેરે અસુરો અને કંબળાશ્વથી વિતલલોક સેવાયેલ છે અને તલ લોક વીર મહાકુંભ, હયગ્રીવ, શંકુકર્ણ, નમુચિ તથા બીજા વિવિધ વીરોથી વ્યાપ્ત તથા સુશોભિત હોવાથી તેઓ તેમાં નિવાસ કરી રહેલા છે. એ બધાં તલોમાં ઉમાદેવી સાથે પરમાત્મા, સ્કંદ, નંદી સહિત ગણાધ્યાક્ષોથી બધી બાજુએથી આવૃત થઇને નિવાસ કરે છે.

હે ઋષિઓ! એ બધાં તલોની ઉપર પૃથ્વી વગેરે સપ્તલોક આવેલા છે. તેમના વિશે સાત સાગરો અને સાત દ્વીપો વિશે પણ હવે હું તમને કહીશ.

**તલાનાં ચૈવ સર્વેષામુર્ધ્વતઃ સપ્તસપ્તમાઃ।**
**ક્ષમાતલાનિ ધરા આપિ સપ્તધા કથયામિ વઃ॥૨૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'પાતાળનું વર્ણન' નામનો અધ્યાય ૪૫મો સંપૂર્ણ***



## અધ્યાય ૪૬મો



# ભુવન કોશમાં આવેલા દ્વીપ-દ્વીપેશ્વરનું વર્ણન

**સપ્તદ્વીપા તથા પૃથ્વી નદી પર્વત સંકુલા।**
**સમુદ્રૈઃ સપ્તભિશ્ચૈવ સર્વતઃ સમલંકૃતા॥૧॥**

સૂત પુરાણી કહે છે — પર્વતો તથા નદીઓથી વ્યાપ્ત પૃથ્વી સપ્ત દ્વીપોથી યુકત છે તથા સાત સાગરોરૂપી મેખવાથી બધી બાજુઓથી શોભે છે.

શાલ્મલિ, કુશ, પ્લક્ષ, જંબૂ, ક્રૌંચ, શાક તથા પુષ્કર નામે સપ્તદ્વીપોમાં પૃથ્વી વહેંચાયેલી છે. મહાદેવજી ઉમાની સાથે વિવિધ જાતનાં રૂપ ધારણ કરીને ગણોથી વીંટળાઇને એ સર્વ સાતે દ્વીપો પર વિહાર કરે છે.

પૃથ્વી પર જે રીતે સપ્ત દ્વીપો આવેલા છે તે જ પ્રમાણે ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદધિ, દધ્યર્ણવ, ક્ષરોદ તથા સ્વાદૂદ સાગરો મેખલારૂપે પૃથ્વીની બધી તરફ રહેલા છે. એ બધા સાગરોમાં જળરૂપી શિવ, ગણોથી વીંટળાઇને પોતાના તરંગોરૂપી બાહુઓથી હંમેશાં ક્રીડા કરે છે. ક્ષીરાર્ણવ સંબંધી અમૃત સમાન, સર્વ કળાઓના સારભૂત શ્રીવિષ્ણુ શિવજીનું ચિંતન કરતા રહીને યોગ નિદ્રા ધારણ કરીને ક્ષીરાર્ણવમાં શયન કરે છે અર્થાત્ સમાધિ અવસ્થાને-સ્થિતિને પ્રાપ્ત થઇને આત્મસુખનો અનુભવ કરે છે. શ્રીવિષ્ણુ ભગવાન જાગ્રત થતાં સકળ વિશ્વ જાગે છે અને તેઓ નિદ્રાધીન થાય છે, ત્યારે વિષ્ણુમય ચરાચર સૂઈ જાય છે. દેવાધિદેવ પરમેષ્ઠી શંકર ભગવાનના અનુગ્રહથી જ શ્રીવિષ્ણુ સકળ વિશ્વનું સર્જન, પાલન ને સંહાર કરે છે, સુષેણ નામે પ્રખ્યાત મુનિશ્રેષ્ઠો, શંખ, ચક્ર અને ગદા ધારણ કરનાર તથા ક્યાંય પણ અવરોધ નહીં પામનાર પુરુષોત્તમ એવા શ્રીવિષ્ણુનું પૂજન કરે છે. આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ જે માનવીઓ અનિરુદ્ધ જેવા શ્રીવિષ્ણુનું પૂજન કરે છે. તેઓ ભગવાન નારાયણ સમાન સઘળી સંપત્તિઓથી સંપન્ન થાય છે. ભગવાન સનંદન, સનક, સનાતન, વાલખિલ્ય વગેરે સિદ્ધો, મિત્રવરુણ યોગીઓ સમસ્ત વિશ્વના સર્જક શ્રીહરિનું સતત પૂજન કર્યા કરે છે.

સાગરો સુધી વિસ્તારિત, કંદરા યુક્ત, અનેક ઉન્નત શિખરોવાળા પર્વતો સપ્ત દ્વીપોમાં છે. કાળના ગૌરવને કારણે પૃથ્વીના સ્વામી ને રક્ષકો અનેક થઈ ગયા છે. તેઓ સત્તા ધારણ કરી રહ્યા છે. ક્રાંચારિ અર્થાત્ કાર્તિકેયના પિતા શિવજીના સામર્થ્યને લીધે જ તેઓ પૃથ્વીના સ્વામી અને સત્તાધીશ થયેલા છે. બધાં મન્વન્તરોમાં થઈ ગયેલા તથા થનારા સ્વયંભુવ મનુના પૌત્રો તથા પ્રિયવ્રતના દશ પુત્રો થયા છે. સાતેય દ્વીપોમાં થઈ ગયેલા અને થનારા પ્રિયવ્રતના મહા બળવાન એ પુત્રો પૃથ્વીશ્વરો અત્યંત પરાક્રમી તથા પ્રિયવ્રતના જેવા ગૌરવશાળી તથા વિચારશીલ છે. તેમનાં નામ આ પ્રમાણે છે. આગ્નીધ્ર, અગ્નિબાહુ, મેધા, મેધાંતિથિ, વસુ, જ્યોતિષ્માન, દ્યુતિમાન, હવ્ય, સવન અને વીતિહોત્ર.

સ્વાયંભુવ મનુને શતરૂપાથી પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ નામે બે પુત્રો જન્મ્યા. વિશ્વકર્માની બર્હિષ્મતી નામે કન્યા સાથે પ્રિયવ્રતનું લગ્ન થયું, એ બર્હિષ્મતીથી પ્રિયવ્રતને દસ પુત્રો તથા ઊર્જસ્વતી નામની એક કન્યા થયાં હતાં. ઊર્જસ્વતીને ઉશનાને પરણાવી હતી. દસ પુત્રોમાંના ત્રણ વિરક્ત હોઇ તેમણે લગ્ન કર્યા નહોતાં અને પરમહંસ થઈને વનમાં ગયા. બાકીના સાતને પ્રિયવ્રત રાજાએ પૃથ્વીના સપ્ત મહાદ્વીપોમાંથી આગ્નીધ્રનો જંબૂદ્વીપ પર, મેધાતિથિનો પ્લક્ષદ્વીપ, અગ્નિબાહુનો શાલ્મલિ દ્વીપ, જ્યોતિષ્માનનો કુશદ્વીપ, દ્યુતિમાનનો ક્રૌંચદ્વીપ, હવ્યનનો શાકદ્વીપ, સવનનો પુષ્કરદ્વીપ પર અભિષેક કર્યો. આ પ્રમાણે પ્રિયવ્રત રાજાએ પુત્રોનો પૃથ્વીના સાત દ્વીપો પર અભિષેક કરીને તે દ્વીપો તેમને વહેંચ્યા.

પુષ્કર દ્વીપના અધિપતિ સવનને મહાવીત અને ધાતકી નામના બે પુત્ર હતા. મહાવીતના નામ ઉપરથી મહાવીત અને ધાતકીના નામ ઉપરથી ધાતકી દેશ અથવા ખંડ કહેવાય છે.

શાકદ્વીપના સમર્થ શાસક હવ્યને પણ સાત પુત્રો હતા. જલદ, કુમાર, સુકુમાર, મણીચક, કુસુમોત્તર, મોદાકીને , સાતમો મહાદ્રુમ — એ સાત પુત્રોનાં નામ ઉપરથી વિવિધ ખંડોનાં નામો પડયાં છે. જલદના ખંડને જલદ નામે પ્રથમ ખંડ કહે છે. કુમારનો કૌમાર એ બીજો ખંડ, સુકુમારનો સુકુમાર ત્રીજો ખંડ, મણીચકનો મણીચક ચોથો, કુસુમોત્તર નો કુસુમોત્તર પાંચમો; મોદાકીનો મોદક નામનો છઠ્ઠો અને મહાદ્રુમના નામનો સાતમો ખંડ મહાદ્રુમ કહેવાય છે. આ મુજબ હવ્યના સાત પુત્રોનાં નામ પરથી ખંડોનાં નામ પડયાં છે. આ સાત ખંડો શાકદ્વીપમાં આવેલા છે.

ક્રૌંચદ્વીપના રાજા દ્યુતિમાનને કુશલ, મનુગ, ઉષ્ણ, પીવર, અંધકારક, મુનિ અને દુંદુભિ નામે સાત પુત્રો હતા. ક્રૌંચ દ્વીપમાં આવેલા દેશોના નામ તેમનાં પરથી પડયાં છે. કુશલના દેશના નામ કુશલ; મનુગના દેશનું નામ મનોનુગ છે, ઉષ્ણનો ઉષ્ણ; પીવરનો પીવર અને અંધકારનો અંધકાર નામનો દેશ છે. મુનિનો દેશ મુનિ અને દુંદુભિનો દેશ દુંદુભિ કહેવાય છે, ક્રૌંચ દ્વીપમાં આ સાતેય દેશ આવેલા છે.

કુશ દ્વીપના અધીશ્વર જ્યોતિષ્માનને પણ મહા પરાક્રમી ઉદ્‌ભિદ, વેણમાન, દ્વૈરથ, લવણ, દ્યુતિમાન, પ્રભાકર, અને કપિલ નામે સપ્ત દેશ હતા. એ જ પ્રમાણે શાલ્મલિ દ્વીપના રાજા અગ્નિબાહુને પણ શ્વેત, હરિત, જીમૂત, રોહિત, વૈદ્યુત, માનસ ને સુપ્રભ નામે સાત પુત્રો હતા. એ સાતેય પુત્રોનાં નામ પ્રમાણે સાત દેશ શાલ્મલિ દ્વીપમાં આવેલા છે. તેનાં નામ આ મુજબ છે : શ્વેત, હારિત, જીમૂત, રોહિત, વૈદ્યુત, માનસ ને સુપ્રભ.

જંબૂદ્વીપ નજીક આવેલા પ્લક્ષદ્વીપ વિશે હવે કહું છું. મેધાતિથિના સાત પુત્રોમાં પ્લક્ષદ્વીપના અધીશ્વરો છે. એ સાત પુત્રોમાંના જયેષ્ઠ પુત્રનું નામ શાંતભય છે. પછી ક્રમશ : શિશિર, સુખોદય, આનંદ, શિવ, ક્ષેમક અને ધ્રુવ એ સાત પુત્રોનાં નામ મુજબ પ્લક્ષદ્વીપમાં સાત દેશો આવેલ છે. સ્વાયંભુવ મનુના કાળમાં પ્લક્ષદ્વીપમાં વસતી જનતાને મેધાતિથિના પુત્રો દ્વારા એ દેશોમાં વસાવવામાં આવી. એ જનતા વર્ણાશ્રમના આચારોને પાળતી હતા. પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ ને શાક એ પાંચ દ્વીપોમાં વર્ણો અને આશ્રમોના વિભાગ પ્રમાણે ધર્માચરણ થતું હતું, હે દ્વિજોત્તમ ઋષિઓ! આ પાંચ દ્વીપોમાં દીર્ઘાયુષ, સ્વરૂપ, બલ અને ધર્મ પ્રવર્તમાન હોઈ લોકો સુખી હતા. બધા લોકો મહેશ્વરની ભક્તિમાં આસકત રહીને હંમેશાં તેમનું પૂજન કરતા હતા. ઉપર્યુક્ત દ્વીપોથી નોખા એવા પુષ્કર દ્વીપ અર્થાત્ શ્વેત દ્વીપમાં ઉત્પન્ન થયેલા રાજાઓ પણ પ્રજાપતિ રુદ્રના શ્રદ્ધાપૂર્વક કરાતા પૂજનના અવિનાશી શ્રેષ્ઠ સુખથી યુક્ત હતા. ૧-૪૯

**અન્યે ચ પુષ્કરદ્વીપે પ્રજાતાશ્ચ પ્રજેશ્વરાઃ।**
**પ્રજાપતેશ્ચ રુદ્રસ્ય ભાવામૃતસુખોત્કટાઃ॥૪૯॥**

***ઇતિ શ્રી લિંગપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'ભુવન કોશમાં આવેલા દ્વીપ-દ્વીપેશ્વરોનું વર્ણન' નામનો અદયાય ૪૬મો સંપૂર્ણ***



## અધ્યાય ૪૭મો

# જંબૂદ્રીપ અને ભારત વર્ષનું વર્ણન



સૂત ઉવાચ

આગ્નીધ્રં જયેષ્ઠદાયાદં કામ્યપુત્રં મહાબલમ્।
પ્રિયવ્રતો ઽભ્યષિઞ્ચદ્ધૈ જમ્બૂદ્વીપેશ્વરં નૃપઃ॥૧॥

જંબૂદ્રીપનું વર્ણન કરતાં સૂતજી કહે છે :

રાજા પ્રિયવ્રતે પોતાના મહાબળવાન અને સર્વ પુત્રોમાં સૌથી મોટા એવા પ્રિય પુત્ર આગ્નીધ્રનો જંબૂદ્રીપના શાસક તરીકે અભિષેક કર્યો. હે દ્વિજશ્રેષ્ઠ ઋષિઓ! એ તપસ્વી તરુણ શંકરનો શ્રેષ્ઠ ભક્ત હતો. સદાચારશીલ, વિદ્વાન, મેધાવી અને જિતેન્દ્રિય હોઇને ભગવાન શંકરના પૂજનમાં હમેશાં રત રહેતો હતો. એને પ્રજાપતિ અર્થાત્ લોકપાલક રુદ્ર એવા નવ પુત્રો હતા. એ સર્વ મહાઐશ્વર્યવાન અને મહાદેવજીના આરાધક હતા. તેના જયેષ્ઠ પુત્રનું નામ નાભિ હતું. તેનાથી નાના પુત્રનું નામ કિંપુરુષ હતું. ત્રીજાનું નામ હરિવર્ષ હતું. ત્યારપછી ઇલાવૃત, રમ્ય, હિરણ્માન, કુરુ, ભદ્રાશ્વ તથા કેતુમાલ નામે પુત્રો હતા. હવે આગ્નીધ્રનોએ નવે પુત્રોના દેશો વિશે કહું છું, તે સાંભળો.

આગ્નીધ્રે પોતાના જયેષ્ઠ પુત્ર નાભિને દક્ષિણ દિશામાં આવેલા હેમાખ્ય નામનો દેશ આપ્યો, મેરુ પર્વત જેના મધ્યભાગમાં આવેલો છે, તે ઇલાવૃત દેશ ઇલાવૃતને આપ્યો. નીલા ચલની જોડેનો રમ્યક દેશ રમ્યને આપ્યો, નીલા ચલની ઉત્તરે આવેલો શ્વેત દેશ હિરણ્માનને; શ્વેતની ઉત્તરે આવેલો ભૃંગ દેશ કુરુને આપ્યો. માલ્યવાન દેશ ભદ્રાશ્વને તથા ગંધમાદન કેતુમાલને આપ્યો.

આ પ્રમાણે આગ્નીધ્રે એ નવ વિશાળ દેશો ક્રમશઃ પોતાના પુત્રોને આપી તેમના પર તેમનો અભિષેક કર્યો. ત્યારપછી ધર્માત્મા આગ્નીધ્ર તપ કરવા લાગ્યા. તપથી શુદ્ધ થઇને તેઓ વેદોનો સ્વધ્યાય કરવામાં પ્રવૃત્ત થયા અને ત્યાર પછી શંકર ભગવાનના ધ્યાનમાં મગ્ન થયા.

કિંપુરુષ વગેરે આઠ પુત્રોને આગ્નીધ્રે આપેલા હેમકૂટ વગેરે આઠ પવિત્ર ને સુંદર દેશો સ્વભાવથી જ અનાયાસે સુખ દેનારા છે. એ દેશમાં વૃદ્ધત્વ તથા મોતનો ડર નથી. દુઃખનો સ્પર્શ માત્ર નથી. એ દેશોમાં ધર્મ યા અધર્મની પ્રવૃત્તિ નથી, ઉત્તમ, મધ્યમ અને અધમમાં કશો ભેદ નથી. એ આઠ દેશોમાં યુગનો કોઈ પ્રભાવ માલૂમ પડતો નથી. ઉપર્યુકત આઠ દેશો રુદ્રક્ષેત્ર ગણાયા છે. આ રુદ્રક્ષેત્રમાં મૃત્યુ પામનાર સ્થાવર યા જંગમ પ્રાણીઓ, ભગવાન શિવજીના ભક્તો યા એમની સાથે આનુષાંગિક પ્રવૃત્તિ ધરાવનાર ઉપરના જણાવેલા આઠ દેશરૂપી રુદ્રક્ષેત્રને હમેશાં પ્રાપ્ત થાય છે. તેમના હિત અર્થે જ રુદ્રે એ આઠ ક્ષેત્રો નિર્માણ કર્યાં છે. ત્યાં મહાદેવજી હમેશાં તેમની જોડે રહે છે. અષ્ટક્ષેત્રમાં નિવાસ કરનાર એ સુખી મનુષ્યો હૃદયમાં મહાદેવના સ્વરૂપનું ધ્યાન કરતા અત્રે ભૂલોકમાં જ શ્રેષ્ઠ ગતિને પામે છે.

આગ્નીધ્રના દ્વિતીય પુત્ર કિંપુરુષથી લઇને નવમા પુત્ર કેતુમાલ સુધીના પુત્રો તથા તેમના આઠ દેશોનું વર્ણન કરવામાં આવ્યું, હવે પછી આગ્નીધ્રના નાભિ નામે જયેષ્ઠ પુત્રનાં વંશ તથા દેશ વિશે કહેવામાં આવે છે.

જે દેશની ભૂમિ ઉપર હિમાલય શોભી રહ્યો છે તે દેશમાં થયેલા રાજા નાભિના વંશનું વર્ણન કરું છું તે શ્રવણ કરો. રાજા આગ્નીધ્રના જયેષ્ઠ અને મહામેધાવી પુત્ર નાભિને મેરુ દેવી નામે પત્ની દ્વારા એક પુત્ર થયો, જેનું નામ ઋષભ હતું, પાર્થિવોમાં શ્રેષ્ઠ ઋષભ બધા ક્ષત્રિયોમાં આદર પામ્યો હતો. પ્રિયવ્રત વંશના રાજા આગ્નીધ્રના પૌત્ર તથા નાભિના પુત્ર ઋષભદેવને જયન્તી નામે પત્નીની કુખે થયેલા ૧૦૦ પુત્રોમાંનો મોટો પુત્ર ભરત હતો. પુત્ર વત્સલ ઋષભે ભરતનો રાજ્યાભિષેક કર્યો. ત્યારપછી ઇન્દ્રિયોરૂપી મહાસર્પો પર વિજય મેળવીને જ્ઞાન તથા વૈરાગ્યનો આશરો લઈ પરમેશ્વર એવા ભગવાન શંકરનું સર્વભાવે શ્રદ્ધા પૂર્વક અંતઃકરણમાં સ્થાપીને નિત્ય તેમનું સ્મરણ કરીને ઋષભદેવ ઉત્કૃષ્ટ એવા શૈવપદને પ્રાપ્ત થયો, તેના અજ્ઞાનનો નાશ થયો, આશા અને શંકાને ત્યાગીને ઋષભ જટાધારણ કરીને, વલ્કલ પહેરી અર્ધનગ્ન દશામાં રહીને, આહારનો ત્યાગ કરીને ભગવાન શિવજીની આરાધના કરતો હતો. એ ઋષભે તેના પુત્ર ભરતને હિમાલયની દક્ષિણે આવેલા દેશના રાજા તરીકે સ્થાપિત કરીને તે દેશ તેને આપ્યો. ભરતના નામ પરથી તેના દેશને વિદ્વાનો ભારતવર્ષ કહે છે, ભરતને સુમતિ નામે વિદ્વાન તથા ધાર્મિક પુત્ર હતો. ભરતે રાજ્ય તથા રાજ્યલક્ષ્મી સુમતિને આપી દીધાં અને રાજા ભરત વનવાસી થયો. ૧-૨૫

બભૂવ તસ્મિંસ્તદ્રાજ્યં ભરતઃ સંન્યવેશયત્।
પુત્રસઙ્ ક્રામિતશ્રીકો વનં રાજા વિવેશ સઃ॥૨૫॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*
***'જંબૂદ્વીપ અને ભારત વર્ષનું વર્ણન' નામનો ૪૭મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૪૮મો

# જંબૂદ્વીપમાં મેરુ પર્વતનું વર્ણન



**સૂત ઉવાચ**

**અસ્ય દ્વીપસ્ય મધ્યે તુ મેરુર્નામ મહાગિરિઃ।**
**નાનારત્નમયૈઃ શૃંગૈઃ સ્થિતઃ સ્થિતિમતાં વરઃ॥૧॥**

સૂતપુરાણી મેરુ પર્વતનું વર્ણન કરતાં કહે છે. અસંખ્ય રત્નમય શિખરોવાળા સઘળા પર્વતોમાં શ્રેષ્ઠ મેરુ નામે મહા પર્વત આ દ્વીપના ઇલાવૃત નામે ખંડની મધ્યે છે. એ પર્વત ૮૪૦૦૦ યોજન ઊંચો છે. એનો ૧૬૦૦૦ યોજનનો ભાગ પૃથ્વીમાં છે. તેની લંબાઈ ૯૬૦૦૦ યોજન અને પહોળાઈ ૩૨૦૦૦ યોજન છે. આ વિસ્તાર કોડિયા જેવો છે. ભગવાન મહેશ્વરે તેમના પાવક અંગના સ્પર્શથી તેને સુવર્ણનો બનાવ્યો છે. તેની કાન્તિ ધંતૂરાના પુષ્પ સમાન હોવાથી એ પર્વત બધા દેવોના નિવાસસ્થાનરૂપ છે. એ દેવતાઓની ક્રીડાભૂમિ છે. અનેક આશ્ચર્યોયુક્ત છે. એ પર્વતના પૂર્વ ભાગમાં ઇન્દ્રની અમરાવતી નગરી આવેલી છે. તેમાં અનેક મહેલો આવેલા છે. મણિઓના સમૂહથી આવૃત એ નગરીમાં દેવો રહે છે.

એ અમરાવતી નગરીનો પૂર્વ ભાગ પદ્મરાગમણિની કાન્તિ જેવી કાન્તિવાળો છે. દક્ષિણ ભાગ સુવર્ણ જેવો છે. પશ્ચિમ વિભાગ નીલમણિ જેવો છે. ઉત્તર ભાગ વિદ્રુમ રત્નની કાન્તિ સમાન કાન્તિમાન છે.

એ નગરીને સોના અને રત્નોથી વિભૂષિત વિધવિધ આકારના મુખ્ય પ્રવેશદ્વારો છે. રત્નજડિત સુવર્ણનાં તોરણોથી એ નગરી શોભે છે. સ્તનના ભારથી બચી પડેલા દેહવાળી, આનંદથી નયનો નચાવતી, વાતચીત કરવામાં ને સંગીતકળામાં બાહોશ, સર્વ પ્રકારના અલંકારોથી વિભૂષિત હજારો સ્ત્રીઓથી તથા અપ્સરાઓથી ચોતરફ વ્યાપ્ત છે. ખીલેલાં કમળોથી યુક્ત સુંદર વાવોમાં ઊતરવાને માટે સુવર્ણનાં પગથિયાંનું નિર્માણ કરાયું છે. એ નગરીમાં આવેલાં અસંખ્ય તળાવો નીલ, શ્વેત તથા હેમવર્ણનાં સુગંધી કમળોયુક્ત છે. સુવર્ણ વાલુકાના સૂમહથી વ્યાપ્ત કિનારાવાળી નદીઓથી એ સોહામણી નગરી શોભે છે. એ નગરીથી મેરુ પર્વત શોભે છે.

મેરુ પર્વતના અગ્નિ ખૂણામાં અગ્નિની તેજસ્વીની નામે નગરી આવેલી છે. એ અમરાવતી નગરી જેવી જ દિવ્ય અને સઘળા ભોગ-સામગ્રીથી યુક્ત છે. સંયમીઓમાં શ્રેષ્ઠ યમની વૈવસ્વતી નામે નગરી મેરુ પર્વતની દક્ષિણે છે. સુવર્ણમય દિવ્ય તથા સુંદર ભવનોથી એ આવૃત છે. મેરુના નૈઋત્યના ખૂણામાં નૈઋતિની કૃષ્ણવર્ણા ને પશ્ચિમ ભાગમાં વરુણની શુદ્ધવતી નામે નગરી છે. એ જ પ્રમાણે વાયવ્યમાં વાયુની ગંધવતી નામે સુંદર નગરી છે. ઉત્તરે કુબેરની મહોદયા નામે સોહામણી નગરી છે. ઇશાન ખૂણામાં ઇશાનની યશોવતી નામે સુંદર નગરી શોભે છે.

એ જ પ્રમાણે મેરુ પર્વત પર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને બીજા દેવોનાં મજાનાં નિવાસો છે. એ સઘળી ભોગ સામગ્રીઓથી યુક્ત છે અને તેમાં શ્રેષ્ઠ વાવો અને ઉત્તમ વૃક્ષો આવેલાં છે. એ પર્વત પર સિદ્ધો, ગંધર્વો, યક્ષો, મુનિઓ તથા ચાર જાતના ભૂત સમૂહો નિવાસ કરી રહેલા છે.

હે વિપ્રેન્દ્રો! તે પર્વત પર મધ્યભાગે શુદ્ધ સ્ફટિક જેવો એક મોટો શુભ્ર મહેલ આવેલો છે. તેમાં સોમ, સૂર્ય તથા અગ્નિરૂપી નેત્રવાળા અને વાસુકિ નાગને ધારણ કરનાર ભગવાન મહાદેવજી ઉમાદેવી અને કાર્તિકેય સહિત મણિમય દિવ્ય સિંહાસન પર વિરાજેલા છે. શિવજીના આ ભવનથી અડધા ભાગના વિસ્તારનું પદ્મરાગમણિજડિત એવું શ્રીહરિનું પણ એક દિવ્ય ભવન એ પર્વત પર આવેલું છે.

મેરુ પર્વત પર આવેલા શંકર ભગવાનના નિવાસની બધી બાજુઓની દિશાઓમાં ઇન્દ્ર, યમ, ઇશાન, સોમ, યમ, વરુણ, નિર્ઋતિ, અગ્નિ, વાયુ વગેરે જુદા જુદા દેવોનાં નગર છે. ઇન્દ્રાદિ દિક્પાલોનાં દિવ્ય વિવિધ ભવનોમાં તથા ઇશાન દિશામાંના શિવભવનમાં નિત્ય શિવજીની પૂજા થાય છે.

શૈલાદિ ભગવાન સિદ્ધેશ્વરોથી અને સનતકુમાર તેમના શિષ્યોથી તથા સનક, સનંદન જેવા સહસ્રો મુનિઓ સિદ્ધોથી ઘેરાયેલા રહીને મેરુ પર્વત પર રહે છે. એ પર્વત પર ક્યાંક યોગભૂમિ છે તો વળી ક્યાંક યોગભૂમિ છે.

શૈલાદિનું ઊગતા સૂર્યનાં કિરણો જેવા કાન્તિમાન એક સુંદર ભવન એ મેરુ પર્વત પર છે, તેમાં એ ગણેશ્વર નંદી વિરાજે છે. એ જ પ્રમાણે કાર્તિકેય, ગણેશ તથા હજારો ગણો, સુયશા, સુનેત્રા, પાર્વતીજીની સખીઓ અને કામદેવનાં ભવનો એ પર્વત પર છે.

મેરુ પર્વતના મૂળ પ્રદેશને બધી બાજુએથી ઘેરીને જંબૂ નદી વહે છે. તેની જમણી તરફ એક સુંદર જંબૂ વૃક્ષ શોભે છે. અત્યંત ઊંચું, વિશાળ એ જંબૂવૃક્ષ હમેશાં ફળ આપે છે. મેરુ પર્વતની તળેટીના મધ્ય ભાગે આવેલા પવિત્ર જંબૂદ્વીપમાં સુવર્ણ સમાન તેજસ્વી અત્યંત પરાક્રમી અનેક રાજાઓ શાસન કરે છે. તેઓ યજ્ઞયાગાદિ પવિત્ર ક્રિયાઓમાં પ્રવૃત્ત રહીને કેટલાય જંબૂફળનો આહાર કરે છે અને કેટલાક યજ્ઞમાં અવિશષ્ટ અન્નનું ભોજન કરે છે. એ જંબૂદ્વીપમાં નવ ખંડ આવેલા છે. અસંખ્ય નદીઓ, મહાનદીઓ તથા વિશાળકાય મહાપર્વતોથી યુક્ત: સહસ્રો યોજનના વિસ્તારોમાં પથરાયેલા જંબૂદ્વીપના યથાર્થ સ્વરૂપનું વર્ણન કરું છું, તે હે વિપ્રો! તમે સૂણો. ૧-૩૫

**નવ વર્ષં તું વક્ષ્યામિ જમ્બૂદ્વીપં યથાતથમ્।**
**વિસ્તારાન્મણ્ડલાચ્ચૈવ યોજનૈશ્ચ નિબોધત॥૩૫॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'જંબૂદ્વીપમાં મેરુ પર્વતનું વર્ણન' નામનો ૪૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૪૯મો

# જંબૂદ્વીપનું વર્ણન



**શતમેકં સહસ્રાણાં યોજનાનાં સ તુ સ્મૃતઃ।**
**અનુદ્વીપં સહસ્રાણાં દ્વિગુણં દ્વિગુણોત્તરમ્॥૧॥**

સૂતપુરાણી કહે છે — જંબૂદ્વીપનો વિસ્તાર એક લાખ યોજનનો છે. તેની પાસે પ્લક્ષ નામે બીજો દ્વીપ છે. તે બે લાખ યોજનના વિસ્તારનો છે. સાગર સહિત સમગ્ર પૃથ્વીનો વિસ્તાર ૫૦ કરોડ યોજનનો છે. એના પર સાત દ્વીપ અને અનેક ખંડો છે. જંબૂદ્વીપની મધ્યે મેરુ પર્વતની પાસે આઠ પર્વતો છે. મેરુ પર્વતની ઉત્તરે નીલ પર્વત, એ પર્વતની ઉત્તરે શ્વેત અને તેની ઉત્તરે શૃંગી પર્વત આવેલો છે.

એ જંબૂદ્વીપમાં ઇલાવૃત રમ્યક, હિરણ્મય, કુરુખંડ, હરિવર્ષ, કિંપુરુષ, ભારતવર્ષ, કેતુમાલ અને ભદ્રાશ્વ એ નવ ખંડ છે. એ પ્રત્યેક નવ-નવ હજાર યોજનના વિસ્તારવાળા છે અને આઠ મર્યાદા પર્વતોથી વિભાગ આવેલા છે.

નવ ખંડોની મધ્યમાં ઇલાવૃત નામે મધ્યખંડ છે. તેની મધ્યે આખો સુવર્ણનો મેરુ પર્વત આવેલો છે. ઇલાવૃતની ઉત્તરે રમ્ય, હિરણ્મય અને કુરુખંડ ઓલા છે. ઉપર્યુક્ત નીલ, શ્વેત અને શૃંગવાન પર્વતના સીમાડાથી તે નોખા પડ્યા છે. એ પર્વતોને ખંડોને વિભક્ત કરનારા પર્વતો કહેલા છે. મેરુ પર્વતથી પૂર્વ દિશામાં જઠર અને દેવકૂટ નામે બે પર્વતો છે. મેરુની દક્ષિણે નિષેધ પર્વત અને તેની દક્ષિણે હેમકૂટ તથા હેમકૂટની નીચે હિમવાન અર્થાત્ હિમાલય પર્વત છે. મેરુની પશ્ચિમે પૃથ્વીને ધારણ કરનાર માલ્યવાન અને ગંધમાદન નામે બે પર્વત આવેલા છે. એ પર્વતો ઉત્તર ભણી વિસ્તાર પામેલા છે. એ બધા શ્રેષ્ઠ પર્વતો સિદ્ધો તથા ચારણોથી સેવાયેલા છે.

ઇલાવૃતની દક્ષિણે હરિવર્ષ, કિંપુરુષ અને ભારતવર્ષ આવેલા છે. તે ક્રમશઃ નિષધ, હેમકૂટ તથા હિમાલય પર્વતના સીમાડાથી નોખા પડેલા છે. હેમવાન વર્ષને જ ભારતવર્ષ કહેવાય છે. ઇલાવૃતની પશ્ચિમે તથા પૂર્વે ક્રમશઃ કેતુમાલ અને ભદ્રાશ્વ ખંડ આવેલા છે. તે અનુક્રમે માલ્યવાન અને જઠર પર્વતના સીમડાથી નોખા પડેલા છે.

પર્વતો અને ખંડો મળીને જંબૂદ્વીપનો એકંદર વિસ્તાર પ્રત્યેક દિશામાં એકેક લાખ યોજન એમ ચાર લાખ યોજનનો છે.

**જંબૂદ્વીપમાં આવેલું જાંબુનું વૃક્ષ ૧૧૦૦ યોજન ઊંચું અને ૧૧૦૦ યોજન શાખાઓના વિસ્તારનું છે. તેનું થડ ૧૦૦ યોજન જાડું છે. એ જાંબુના વૃક્ષ પરથી જ એ દ્વીપનું નામ જંબૂદ્વીપ પડેલું છે.** આ વૃક્ષના હાથીના શરીર જેવડાં મોટાં ફળ ઉપરથી પડીને ફાટી જતાં તેના રસમાંથી જંબૂ નામની નદી બને છે. તે નદીની પાકી મોટી જંબૂનદ અર્થાત્ સુવર્ણરૂપે તૈયાર થાય છે, **તે દેવલોકો અલંકારરૂપે વાપરે છે.**

હેમકૂટ પર્વતના નામ પરથી જ એના સીમાડે આવેલા ખંડ યા દેશ કે વર્ષ ને **કિંપુરુષ (નેપાળ)** કહેવાય છે. હેમકૂટની ઉત્તરે આવેલા નૈષધ પર્વતના સીમડાના ખંડને હરિવર્ષ કહે છે.

હરિવર્ષની ઉત્તરે આવેલા ઇલાવૃત ખંડની ઉત્તરે નીલ નામે પર્વતના સીમાડા પર રમ્યક ખંડ આવેલો છે. રમ્યકની ઉત્તરે આવેલા શ્વેત પર્વતના સીમાડા પર હિરણ્મય ખંડ તથા તેનાથી ઉત્તરે આવેલા શૃંગવાન પર્વતના સીમાડા પર કુરુખંડ આવેલ છે. ઇલાવૃતની ઉત્તરે અને દક્ષિણે ધનુષાકારના બે દેશો રમ્યક તથા હરિવર્ષ ક્રમશઃ આવેલા છે. પશ્ચિમે કેતુમાલ તથા પૂર્વમાં ભદ્રાશ્વ ખંડ આવેલા છે. એ સર્વ ખંડોની વચ્ચે ઇલાવૃત ખંડ છે. ઇલાવૃત ખંડની મધ્યે મેરુ પર્વત આવેલો છે.

આ પ્રમાણે મેરુની ઉત્તરે નીલ, શ્વેત અને શૃંગમાન પર્વતો તથા દક્ષિણે નિષધ, હેમકૂટ અને હિમાલય પર્વત આવેલો છે. પશ્ચિમે માલ્યવાન અને ગંધમાદન તથા મેરુની પૂર્વે જઠર અને દેવકૂટ પર્વત આવેલા છે; અર્થાત્ ઇલાવૃત ખંડની ઉત્તરે ત્રણ ખંડ અને ત્રણ પર્વતો તેમ જ દક્ષિણે પણ ત્રણ પર્વત ને ત્રણ ખંડ તથા પૂર્વ અને પશ્ચિમે એકેક ખંડ આવેલો છે. જંબૂદ્વીપમાં આમ ઇલાવૃત વગેરે નવ ખંડ તથા નીલ અને નિષધ આદિ મહાન પર્વતો આવેલા છે.

નીલ પર્વતની દક્ષિણે અને નિષધની ઉત્તરે અર્થાત્ ઇલાવૃતની પશ્ચિમે ઉત્તરે વિસ્તાર પામેલો માલ્યવાન નામે મહાપર્વત છે. તેની ઊંચાઈ ૨૦૦૦ યોજન અને વિસ્તાર ૩૪૦૦૦ યોજન છે. તેની પશ્ચિમે ગંધમાદન પર્વત આવેલો છે. એ પણ વિસ્તારમાં માલ્યવાન પર્વત જેવડો છે. જંબૂદ્વીપના વિસ્તાર જેવડા બધી તરફ વિસ્તારવાળા નીલ, શ્વેત, શૃંગી, નિષધ, હેમકૂટ તથા હિમવાન — એ દેવરૂપ છ વર્ષ પર્વતો અર્થાત્ ખંડોના સીમડાના પર્વતો પૂર્વ દિશા ભણી વિસ્તરેલા છે. પૂર્વ અને પશ્ચિમ તરફના બંને સાગરોમાં તે અંદર સુધી પ્રવેશ પામેલા છે.

હિમવાન પર્વત મોટે ભાગે હિમથી છવાયેલો રહે છે, તેથી હિમની વિપુલતાવાળો છે. હેમકૂટ પર્વત હેમવાન છે ને તરુણ આદિત્યની કાન્તિ જેવી કાન્તિવાળો નિષધ પર્વત સુવર્ણ યા રજતરૂપ છે. ઉત્તુંગ મેરુ

પર્વત સુવર્ણમય હોઇને ચોદિશામાં ચતુર્વર્ણવાળો છે. પૂર્વ દિશામાં પદ્મરાગ મણિની કાન્તિ સમાન કાન્તિમાન, દક્ષિણે સુવર્ણ જેવો, પશ્ચિમે નીલમણિના સમાન પ્રકાશિત તથા ઉત્તરે વિદ્રુમમણિના તેજ સમાન કાન્તિવાળો છે. એ વર્તુળાકાર હોઈ પૃથ્વીમાંથી ચતુષ્કોણ રૂપે ઊપસેલો છે. નીલ પર્વત વૈડૂર્ય મણિમય છે. શ્વેત પર્વત શુકલવર્ણનો છે અને હિરણ્મય અર્થાત્ વિપુલ સુવર્ણ યુક્ત છે. સુવર્ણમય ત્રિશૃંગવાન પર્વત મોરનાં પીછાંના વર્ણ સમાન વર્ણનો છે.

આ મુજબ ઉપર્યુક્ત પર્વતો વિશે ટૂંકમાં કહેવામાં આવ્યું, હવે અન્ય પર્વત રાજાના વિશે સૂણો.

જંબૂદ્વીપથી પૂર્વે મંદર તથા દેવકૂટ પર્વતો છે. એ જ પ્રમાણે કૈલાસ, ગંધમાદન તથા હૈમવાન પર્વતો પણ એ દ્વીપમાં આવેલા છે. ગંધમાદન તથા હૈમવાન પર્વતો પૂર્વ તરફ ફેલાઇને સાગરના અંતરભાગ સુધી ગયેલા છે. વળી નિષધ તથા પારિયાત્ર નામે શ્રેષ્ઠ પર્વતો પૂર્વ દિશામાં ફેલાયેલા છે. તે જ પ્રમાણે પૂર્વથી દક્ષિણ ભણી વિસ્તૃત થતા છેક પશ્ચિમ પર્યંત ફેલાયા છે. ત્રિશૃંગ ને જારુચિ નામે બે પર્વતો ઉત્તરે આવેલા છે. તે પણ પૂર્વ ભણી લંબાઇને સાગરના અંતર ભાગ સુધી ગયા છે. મેધાવી મનુષ્યોએ એ પર્વતોને મર્યાદા પર્વતો અર્થાત્ જંબૂદ્વીપમાં આવેલા દેશોના સીમાચિહ્નરૂપ કહેલા છે.

હે દ્વિજશ્રેષ્ઠો! કનકનો અતિ ઊંચો જે આ મેરુ પર્વત છે, તેની ચોદિશામાં તેના પગરૂપ ચાર પર્વતો આવેલા છે. જેમનાથી રોકાયેલી હોવાને લીધે સાત દ્વીપવાળી પૃથ્વી ચલિત થતી નથી. તેમનો વિસ્તાર ૧૦૦૦૦ યોજનનો છે. પૂર્વે મંદર પર્વત, દક્ષિણમાં ગંધમાદન, પશ્ચિમે વિપુલ તથા ઉત્તરે સુપાર્શ્વ પર્વત આવેલા છે.

જંબૂદ્વીપની શોભારૂપ ચાર મહાવૃક્ષો એ દ્વીપમાં ઉત્પન્ન થયાં છે. પૂર્વે આવેલા મંદર પર્વતના શિખર પર અતિ દીર્ઘ શાખાઓના અગ્રભાગનું, અત્યંત કાન્તિમાન એવું કદંબનું વિશાળ વૃક્ષ છે. દક્ષિણમાં પર્વતના શિખર પર ફૂલ તથા ફળથી હમેશાં યુક્ત તથા દેવોથી સેવિત, સર્વ લોકોમાં વિખ્યાત, અત્યંત દ્યુતિમાન જાંબૂનું વૃક્ષ છે. પશ્ચિમે વિપુલ નામે શૈલના શિખર પર પીપળાનું મોટું અને વિશાળ ઝાડ છે. એ જ પ્રમાણે ઉત્તરે સુપાર્શ્વ પર્વતના શિખર પર તોતિંગ થડવાળું તથા અસંખ્ય યોજનના વિસ્તારમાં ફેલાયેલું મહાન વટવૃક્ષ છે.

હવે ચતુર્દિશામાં આવેલા એ ચાર પર્વતો પરનાં ચાર સુંદર વન વિશે કહીશ. એ વન સર્વ કાળે તથા સઘળી ઋતુઓમાં અત્યંત રમણીય અને મનોહર હોય છે. એ જંગલો માનવીઓ વિનાનાં છે. અર્થાત્ એ વનોમાં મનુષ્યો સંચરણ કરી શકતાં નથી. એ વનો દેવોનાં ક્રીડાસ્થાન છે. દક્ષિણે ગંધમાદન, પશ્ચિમે વૈભ્રાજ ને ઉત્તર દિશામાં શિવજીનું નંદન નામે વન છે.

હવે ચોદિશામાં આવેલાં શિવક્ષેત્રો કહેવામાં આવે છે. અર્થાત્ પૂર્વે મિત્રેશ્વર નામે શિવક્ષેત્ર છે; દક્ષિણે ષષ્ઠેશ્વર; પશ્ચિમે વર્યેશ્વર ને ઉત્તરે આમ્રકેશ્વર ક્ષેત્ર આવેલાં છે.

હવે ચતુર્દિશામાં આવેલાં ચાર વિશાળ સરોવરો વિશે કહેવામાં આવે છે. પર્વતો પરનાં વનોમાં આવેલાં એ સરોવરોમાં મુનિઓ સ્નાનાદિ ક્રિયાઓ કરે છે. પૂર્વે અરુણોદ નામે સરોવર છે; દક્ષિણે માનસ સરોવર આવેલું છે. પશ્ચિમે સિતોદ અને ઉત્તરે મહાભદ્ર સરોવર છે.

હવે કાર્તિકેયના શાખાદિ મૂર્તિભેદથી તેનાં ક્ષેત્રોનું વર્ણન કરવામાં આવે છે: શાખ મૂર્તિનું ક્ષેત્ર દક્ષિણે છે. કાર્તિકેયના વિશાખ સ્વરૂપનું ક્ષેત્ર પશ્ચિમમાં, નૈગમેય સ્વરૂપનું ક્ષેત્ર ઉત્તરે તથા કુમારનું ક્ષેત્ર પૂર્વે આવેલું છે.

અરુણોદ સરોવરની પૂર્વે પર્વતરાજના નામ ટૂંકમાં કહું છું, કેમ કે તે વિસ્તૃત રીતે કહી શકાય તેમ નથી. તે આ મુજબ છે — સિતાન્ત, કુરંડ, કુરર, વૃક્ષવાન, વિકર, મણિશૈલ, રુચક, મહાનીલ, દર્દુર, સબિંદુ, વેણુમાન, નિષધ અને સુમેઘ નામે દેવ પર્વત મેરુ પર્વતથી પૂર્વ દિશામાં આવેલા મંદરની પૂર્વ દિશામાં આવેલા આ અને બીજા પર્વતોને સિદ્ધોના નિવાસ કહેવામાં આવ્યા છે. એ ગિરીન્દ્રોમાં તથા એ પર્વતોમાં આવેલી ગુફાઓમાં અને એ પર્વતો પરનાં જંગલોમાં નારાયણ ભગવાન અને રુદ્રનાં દિવ્ય ક્ષેત્ર આવેલાં છે.

મેરુથી દક્ષિણે માનસ સરોવર આવેલું છે. એ સરોવરની દક્ષિણે મહા પર્વતો વિશે સંક્ષિપ્તમાં કહું છું. એકશૃંગ, વિશિરા, મહાશૂલ, શિખર, ગજશૈલ, પંચશૈલ, પિશાચક, હિમાવન ને કૈલાસ. દેવતાઓના ચરિતરૂપ, ઉત્કટ આ શ્રેષ્ઠ પર્વતો છે. એ બધા પર્વતોમાં તથા વનોમાં શ્રેષ્ઠ દેવતાઓએ રુદ્રનાં આ દિવ્ય ક્ષેત્રો સ્થાપેલાં છે.

દક્ષિણમાં આવેલા પર્વતો વિશે કહીને હવે પશ્ચિમે આવેલા પર્વતો વિશે કહું છું. સિતોદ સરોવર મેરુથી પશ્ચિમે આવેલું છે. સિતોદની પશ્ચિમે સુરપ, મધુમાન, અંજન, કુમુદ, કૃષ્ણ, મુકુટ, પાંડુર, પારિજાત, સહસ્ર શિખર તથા શ્રીશૃંગ. એ પર્વતોને દેવતાઓના ઉત્કટ કાર્યરૂપ માનવામાં આવેલા છે. પશ્ચિમ દિશામાંના એ સર્વ પર્વતો રુદ્રનાં ક્ષેત્રો યુક્ત છે. અર્થાત્ એ પર્વતોમાં રુદ્રક્ષેત્રોમાં આવેલાં છે.

ઉત્તરે આવેલા મહારુદ્ર સરોવરની ઉત્તરે પર્વતોનું ટૂંકમાં વર્ણન કરું છું. એ પર્વતોનાં નામ આ પ્રમાણે છે — વૃષભ, મહાશૈલ, શંખકૂટ, નાગ, હંસ પર્વત, ઇન્દ્રશૈલ, નીલ, કપિલ, કંટકશૃંગ, શતદશૃંગ, પુષ્પકોશ, વરાહ, મયૂર, પ્રશૈલ, વિરજ, નીરુધિ — એ પર્વતો આવેલા છે. એ દિવ્ય પર્વતોમાં શૂલને ધારણ કરનાર દેવતાઓના દેવ ભગવાન શૂલીના સહસ્રો એવા અસંખ્ય દિવ્ય પ્રાસાદો છે. એ પ્રાસાદોમાં સરોવરો, ખીણો તથા ઉપવનો આવેલાં છે. તેમાં શિવજીની આરાધના કરનાર દેવતાઓ, મુનિઓ તથા સિદ્ધો તેમની પત્નીઓ અને પુત્રો સહિત શંકર ભગવાનની કૃપાથી વસે છે.

બિલ્વ વનમાં શ્રીવિષ્ણુ, સૂર્ય, અગ્નિ અને લક્ષ્મી નિવાસ કરે છે. તાલ વનમાં ઉપેન્દ્ર, ઇન્દ્ર અર્થાત્ વામન તથા મુખ્ય સર્પોનાં નિવાસ છે. ઉદુંબર-ઉંબરાના વનમાં કર્દમ અને અન્ય મહાત્માઓ રહે છે. આમ્રવનમાં વિદ્યાધરો તથા સિદ્ધો વસે છે. નાગો તથા સિદ્ધોના સંઘો નિંબ વનમાં નિવાસ કરે છે. કિંશુક વનમાં સૂર્ય અને રુદ્રગણ તથા માતુલિંગ અર્થાત્ બિજોરાનાં વૃક્ષોના વનમાં દેવોના આચાર્ય બૃહસ્પતિ વસે છે, કૌમુદ વનમાં શ્રીવિષ્ણુ વગેરે દેવતાઓ રહે છે. સ્થલપદ્મ વનમાંના ન્યગ્રોધ-વટવૃક્ષના ઉપવનમાં શેષનાગ સિવાયના બીજા નાગો વસે છે. અત્યંત ગૌરવશાળી તેમ જ સકળ વિશ્વના રક્ષક તથા કાળ અર્થાત્ સંહારક પરમેશ્વર શેષ પાતાળમાં નિવાસ કરે છે. એ વિશ્વના ગુરુ શ્રીવિષ્ણુનું દિવ્ય સ્વરૂપ છે, સાક્ષાત હલાયુધ છે અર્થાત્ હલરૂપી આયુધને ધારણ કરનારા છે. દેવાધિદેવ શ્રીવિષ્ણુની એ શૈયા છે. હર એવા પરમાત્મા શિવજીના હાથનું કંકણ છે. પનસ (ફણસ) વૃક્ષના વનમાં શુક્ર સહિત દાનવ આદિ

વસે છે. વિશાખક અર્થાત્ શાખા રહિત સોપારી અને નાળિયેર વૃક્ષોના વનમાં કિન્નરો અને ઉરગો — છાતીથી ચાલનારાં પ્રાણીઓ રહે છે. મનોહર નામના જંગલમાં કરોડો વૃક્ષો છે. પોતાના શ્રેષ્ઠ ગણોથી સ્તુતિ કરાયેલા નંદીશ્વર એ વનમાં વસે છે. સંતાનક નામની વનસ્થલીમાં અર્થાત્ કલ્પવૃક્ષ વાટિકામાં સાક્ષાત્ સરસ્વતી દેવી વસે છે.

આમ ઉપર્યુક્ત વનોમાં વસનારા વિશે મેં તમને સંક્ષિપ્તમાં કહ્યું. અન્ય વનોમાં બીજા નિવાસ કરનાર પણ અસંખ્ય છે, જેમના વિશે આ જન્મમાં વિસ્તૃત રીતે કહેવા માટે હું અશક્ત છું. ૧-૬૯

**એવં સંક્ષેપતઃ પ્રોક્તા વનેષુ વનવાસિનઃ।**
**અસંખ્યાતામયાપ્યત્ર વક્તું નો વિસ્તરેણ તુ॥૬૯॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'જંબૂદ્વીપનું વર્ણન' નામનો ૪૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫૦મો

# ભિન્ન ભિન્ન પર્વતોમાં ઈન્દ્ર વગેરેનાં નગરોનું વર્ણન



**સૂત ઉવાચ**

**શિતાન્ત શિખરે શક્રઃ પારિજાતવને શુભે।**
**તસ્ય પ્રાચ્યાં કુમુદાદ્રિકૂટોઽસૌ બહુવિસ્તરઃ॥૧॥**

સૂત પુરાણી ઋષિઓને કહે છે: શિતાન્ત પર્વતના શૃંગ પર આવેલા પારિજાત અર્થાત્ કલ્પવૃક્ષના સુંદર વનમાં દેવોના દેવ ઇન્દ્ર નિવાસ કરે છે. તેની પૂર્વે કુમુદ નામના વિશાળ પર્વત ઉપર દાનવોનાં આઠ નગરો આવેલાં છે. હે ઋષિગણો! સુવર્ણ કોટરમાં નીલક રાક્ષસોનાં ૬૮ નગરો આવેલાં છે. સદાચરણી હે દ્વિજોત્તમ! ઋષિવર્યો! મહાનીલ પર્વત પર અશ્વના મુખ જેવા મુખવાળા મુખ્ય કિન્નરોનાં ૧૫ નગરો છે અને વેણુસૌધ નામે મહા પર્વત પર વિદ્યાધરોનાં ત્રણ નગરો આવેલાં છે. વૈકુંઠ પર્વત પર ગરુડનું, કરંજ પર્વત પર નીલલોહિત શંકર ભગવાનનું તથા વસુધાર પર વસુઓનાં નિવાસો આવેલા હોવાનું કહેવાય છે. રત્નધાર નામે વિશાળ પર્વત પર સપ્ત ઋષિ મહાત્માઓનાં સાત પાવક સ્થાનો છે. એ પર્વત પર સિદ્ધો સુદ્ધાં વસે છે. એકશૃંગ નામે શ્રેષ્ઠ પર્વત પર પ્રજાપતિનું ભવ્ય સ્થાન છે. ગજશૈલ પર દુર્ગા વગેરે દેવીઓ અને સુમેધ પર્વત પર વસુઓ નિવાસ કરે છે. એ જ પર્વત પર રુદ્રો, આદિત્યો અને અશ્વિનીકુમારો પણ નિવાસ કરે છે.

હેમકક્ષ નામે પર્વત પર દેવોનાં ૮૦ નગરો આવેલાં છે. સુનીલ પર્વત પર ઉચ્ચ કોટિના રાક્ષસોનાં ૫૦૦ નિવાસો છે. પંચકૂટ પર્વત પર શ્રેષ્ઠ એવાં પાંચ નગરો છે. અત્યંત તેજસ્વી અને પ્રભાવશાળી યક્ષોનાં ૧૦૦ નગરો શતશૃંગ પર્વત પર છે. તામ્રાભ અર્થાત્ તાંબાના જેવી કાન્તિવાળા એ પર્વત પર મોટી ફેણ અને પૂંછડીવાળા કાદ્રવેય સર્પો-નાગો અને વિશાખ પર્વત પર ગુહ્ય લોકો રહે છે.

હે મુનિશ્રેષ્ઠો! શ્વેતોદર પર્વત પર મહાત્મા ગરુડનું, પિશાચક પર કુબેરનું તથા હરિકૂટ પર શ્રીહરિનું નિવાસસ્થાન છે. કુમુદ પર્વત પર કિન્નરોનો નિવાસ કરે છે અને અંજન પર્વત પર ચારણો રહે છે. કૃષ્ણ પર્વત પર ગંધર્વો તથા પાંડુર પર્વત પર ભોગ સામગ્રીઓથી યુક્ત વિદ્યાધરોનાં સાત નગરો છે. સહસ્ર શિખર પર્વત પર શક્રના શત્રુઓ એવા ઉગ્ર કર્મ કરનાર દૈત્યોનાં ૭૦૦૦ નગરો છે. મુકુટ પર્વત પર સાપો વસે છે. પુષ્પકેતુ પર્વત પર શ્રેષ્ઠ અને પવિત્ર મુનિઓ વસે છે. તક્ષક નાગના ગિરિરાજ પર વૈવસ્વત અર્થાત્ વિવસ્વાન્ એવા સૂર્યના પુત્ર યમ, સોમ, વાયુ તથા નાગોના રાજા વાસુકિ – તેમનાં ચાર નિવાસો છે. શ્રીવિષ્ણુ, ઇન્દ્ર, બ્રહ્માજી, રુદ્ર, ગૃહ મહાત્મા, કુબેર, સોમ તથા બીજા દેવોનાં મુખ્ય નિવાસો મર્યાદા પર્વતોમાં યે છે. ઉમા સહિત સર્વત્ર નિવાસ કરનાર શિવજી ભગવાન શ્રીકંઠ પર્વતની ગુફામાં રહેલ છે.

બધા દેવોના પરમેશ્વર એવા મહેશ્વર શ્રીકંઠ પર્વત પર આધિપત્ય ધરાવે છે. એ પર્વતના તે સ્વામી છે. આ બ્રહ્મસંજ્ઞક અંડની ઉત્પત્તિ ભગવાન શિવજીથી જ થઈ છે, તેમાં શંકા નથી.

બ્રહ્માજી સહિત શ્રીવિષ્ણુ તથા મહેશ વગેરે દરેક દેવ શિવરૂપથી બ્રહ્માંડના રક્ષકો છે, અવિદ્યા અર્થાત્ માયાના સ્વામી છે. બ્રહ્માંડમાં તેમની આજ્ઞાનું ઉલ્લંઘન થતું નથી. અત્રે ભૂલોકમાંના મર્યાદામાં પર્વતોમાં શ્રીકંઠ અર્થાત્ મહાદેવજીનાં જેટલાં સ્થાનો આવેલાં છે તે હું આજે તમને સંક્ષિપ્તમાં કહું છું, તે શ્રવણ કરો. પ્રલયાગ્નિથી માંડીને મંગળ તત્ત્વ પર્યંત સ્થાવર જંગમ સકળ વિશ્વ શ્રીકંઠ એવા ભગવાન શંકરથી વ્યાપ્ત છે, તો પછી હું એ શિવસ્થાનોનું વર્ણન વિસ્તૃત રીતે શી રીતે કરી શકું? ૧-૨૧

શ્રીકંઠાધિષ્ઠિતં વિશ્વં ચરાચરમિદં જગત્।
કાલાગ્નિશિવપર્યન્તં કથં વક્ષ્યે સવિસ્તરમ્॥૨૧॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'ભિન્ન ભિન્ન પર્વતોમાં ઇન્દ્ર વગેરેનાં નગરોનું વર્ણન' નામનો ૫૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫૧મો

# શિવનાં મુખ્ય ચાર તથા અન્ય સ્થાનોનું વર્ણન



સૂત ઉવાચ
દેવકૂટે ગિરૌ મધ્યે મહાકૂટે સુશોભને।
હેમ વૈડૂર્યમાણિક્યનીલગોમેદ કાન્તિભિઃ॥૧॥

સૂત પહેલાં ભૂતવનમાં આવેલાં શિવજીનાં સ્થળોનું વર્ણન કરતાં ઋષિઓને કહે છે:

દેવકૂટ પર્વતના મધ્ય ભાગની ઉપર તેનું એક સુંદર શિખર છે. વૈડૂર્ય, નીલ, માણિક્ય, હેમ, ગોમેદ અને કાન્તિમાન બીજા મણિઓથીતે નિર્માણ થયેલ છે. તે પવિત્ર અને નિર્મળ પર્વત હજારો શાખાઓવાળાં પુનાગ, અશોક, ચંપક, પારિજાતક, ચંપક વગેરે બધા પ્રકારનાં વૃક્ષોથી શોભે છે. વિવિધ પંખીડાંના સમૂહથી યુક્ત છે. સેંકડો જાતની ધાતુઓ તેના પેટાળમાં છે. એ પર્વતના શૃંગ પરનાં વૃક્ષોએ ચિત્ર-વિચિત્ર

ફૂલડાંરૂપ વસ્ત્રો ધારણ કર્યાં છે. તેના જ શૃંગ પર અસંખ્ય પ્રાણીઓના સમૂહે નિવાસ કર્યો છે. સ્વાદિષ્ટ ને નિર્મળ જળના અનેક ઝરાઓના જળવાળી નદીઓમાં પુષ્પો વેરાતાં રહેતાં હોઈ જાણે કે પુષ્પના તરાપાઓ તરતા નહીં હોય એવી શોભા એ નદીઓ આપે છે. આવારમણીય એ દેવકૂટ પર્વતના શૃંગ પર દસ યોજનના વિસ્તારનું અસંખ્ય પ્રાણીઓના સમૂહના નિવાસસ્થાનરૂપ ભૂતવન નામે ઉદ્યાન છે. એ ઉદ્યાનમાં ઘણાં ઊંડાં મૂળવાળાં, તોભંગ શાખાઓવાળાં, ગાઢ છાયા દેનારાં વિશાળ ને મનહર વૃક્ષો છે. એ ભૂતવનમાં દેવાધિદેવ શંકર ભગવાનનું મહા મણિઓથી વિભૂષિત, અત્યંત કાન્તિમાન એક નિવાસસ્થાન છે. તેની બધી તરફ સુવર્ણનો કોટ છે. તે મણિઓનાં તોરણોથી શોભે છે. એ કોટને સ્ફટિકનાં સુંદર દ્વાર છે. શંકર ભગવાનના એ નિવાસસ્થાનમાં મણિમય સિંહાસનો છે. તેના પર પવિત્ર પાથરણાં મૂક્યાં છે. એ નિવાસસ્થાનની આસપાસ સ્ફટિકના સ્તંભવાળાં ઉત્તમ ગૃહોને સુંદર મંડપો શંકર ભગવાને પોતે યોજેલાં છે. અત્યંત કાન્તિમાન મણિ માળાઓ એ ગૃહમાં જડવામાં આવેલી છે. બ્રહ્માજી, ઇન્દ્ર તથા ઉપેન્દ્ર વગેરેથી પૂજિત બધા ગણાધીશ્વરોથી યુક્ત છે. સિંહ, રીંછ, હાથી, વરાહ, મદનિયું, શાર્દૂલ, ઘૂવડ, ગીધ, બોતરું, મૃગ, બકરી અને ઊંટ જેવા મુખવાળા, વિશાળ પર્વતો જેવા સ્થૂળ કાયાના વિકરાળ સિંહના જેવી યાળના, અર્થાત્ પુષ્કળ વાળથી યુક્ત, મહા ભુજાઓવાળા, વિધવિધ વર્ણ અને વિચિત્ર આકૃતિને ધારણ કરનાર, તેજસ્વી મોં અને શ્રેષ્ઠ આચરણવાળા, અનેક સ્થાનોમાં નિવાસ કરનાર વિવિધ પ્રથમ ગણો નંદીશ્વરના નેતૃત્વ હેઠળ ત્યાં આવતા રહેતા હતા. બ્રહ્માજી, ઇન્દ્ર તથા શ્રીવિષ્ણુના સમાન તેજસ્વી, અણિમા વગેરે અષ્ટ સિદ્ધિઓથી યુક્ત એવા એ પમથેશ્વરો અને દેવતાઓ તથા પ્રમથો શંખ પરહ, ભેરી ડિંડિમ, શંખ તથા ગોમુખ વગેરે વાદ્યો વગાડીને તથા લલિત સ્તોત્રોનું ગાન કરીને ભૂતપતિ શંકર ભગવાનની દરરોજ પૂજા કરતા હતા, એજ રીતે સિદ્ધો, ઋષિઓ, ગંધર્વો, બ્રહ્માજી, શ્રીવિષ્ણુ વગેરે દેવતાઓ પણ ભગવાન શંકરના તે નિવાસ સ્થાનમાં આવીને મહાદેવજીની પૂજા કરતા હતા, દેવો અને દેવોની મહાસભાઓથી ભૂતપતિ ભગવાનનું એ નિવાસ હમેશાં વાજતું-ગાજતું રહેતું હતું. દેવતાઓની ત્યાં નિત્ય હાજરી હોય જ, એ સ્થાન એમની ગેરહાજરીથી શૂન્ય કયારે ય ન હોય!

કૈલાસ પર્વતના શંખ સમાન અત્યંત શુભ્ર શૃંગ પર યક્ષોના રાજા કુબેર કોટિ યક્ષો અને બીજા મહાત્માઓ સહિત નિવાસ કરે છે. તે કૈલાસ પર્વતના શૃંગ પર પણ દેવાધિદેવ મહાદેવજીનું ભવ્ય નિવાસસ્થાન છે. એ ઉમા સહિત શંકર ભગવાન તેમના ગણો સહિત હમેશાં નિવાસ કરેછે. ત્યાં પુષ્કળ જળવાળી મંદાકિની નામની નદી વહે છે.

કુબેરના સુંદર શિખર સુધી એના સુવર્ણનાં સોપાનો મણિઓથી જડેલાં છે. નીલમણિ તથા વૈડૂર્યમણિની કાન્તિ સમાન કમળ પત્રોનાં, મૃદુસ્પર્શનાં, સુગંધિત સુવર્ણમય કમળનાં ફૂલોથી તથા કુમુદખંડ અર્થાત્ પોયણાંનાં પુષ્પોથી મંદાકિની નદી વિભૂષિત થઈ છે. ગંધર્વ, યક્ષ વગેરેની સ્ત્રીઓ અને અપ્સરાઓથી સેવિત એ રમણીય તથા પાવક મંદાકિનીના જળમાં દેવતાઓ, દાનવો, ગંધર્વો, રાક્ષસો, યક્ષો તથા કિન્નરો વિધિપૂર્વક સ્નાન કરે છે.

મંદાકિનીની ઉત્તરે ભવ ભગવાનનું વૈડૂર્યમણિઓથી યુક્ત દિવ્ય ધામ છે. અવિનાશી શંકર ભગવાન ત્યાં રહે છે.

હે શૌનક વગેરે ઋષિઓ! કનક જેવા આનંદ આપનાર ભાગીરથી નદીની પૂર્વે તથા દક્ષિણે આવેલ કિનારા પર અનેક તપસ્વી ઋષિઓ અને પશુ-પક્ષીઓ સમૂહથી વ્યાપ્ત વનમાં હિમાદ્રિ જેવા અત્યંત ઉચ્ચ નિવાસસ્થાનમાં ઉમા સહિત શંકર ભગવાન તેમના ગણો સહિત ક્રીડા કરે છે.

કનકનંદાના પશ્ચિમ તીર પ્રાંતથી સહેજ દક્ષિણે અનેક પ્રાસાદ-ભવનોથી યુક્ત રુદ્રપુરી નામે નગર આવેલું છે. ત્યાં પોતાનાં સેંકડો સ્વરૂપોથી શંકર ભગવાન અંબા સાથે ક્રીડા કરે છે. તેઓ ત્યાં તેમના ગણો સાથે રહે છે. તેનું નામ શિવાલય છે.

હે મુનિશ્રેષ્ઠ! આ પ્રમાણે શંકર ભગવાનનાં સેંકડો અને સહસ્રો નિવાસો જુદા જુદા પહાડો પર વનો અને ઉપવનોમાં, નદીઓ, મહાનદીઓ અને તળાવોના કિનારા પર તથા સાગરોનાં સંધિસ્થળો પર દરેક દ્વીપમાં છે.

**પ્રતિદ્વીપે મુનિશ્રેષ્ઠાઃ પર્વતેષુ વનેષુ ચ।**
**નદીનદ તટાકાનાં તીરેષ્વણ વ સન્ધિષુ ॥૩૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*
*'શિવનાં મુખ્ય ચાર તથા અન્ય સ્થાનોનું વર્ણન' નામનો અધ્યાય ૫૧મો સંપૂર્ણ*



## અધ્યાય ૫૨મો

# ભુવનકોશ - સ્વભાવવર્ણન



**સૂત ઉવાચ**

**નદ્યશ્ચ બહ્વ્યઃ પ્રોકતાઃ સદા બહુજલાઃ શુભાઃ।**
**સરોવરેભ્યઃ સમ્ભૂતાસ્ત્વસંખ્યાતા દ્વિજોત્તમાઃ॥૧॥**

સૂત પુરાણી શૌનક વગેરે ઋષિઓને કહે છે.

હે ઋષિઓ! સદાસર્વદા પુષ્કળ જળથી ભરપૂર રહેનારી, સરોવરોમાંથી નીકળેલી પાવક એવી અસંખ્ય નદીઓ જંબૂદ્વીપમાં છે. ઉત્તરમાંથી નીકળતી પવિત્ર ને સુંદર નદીઓમાંની કેટલીક નદીઓ પૂર્વાભિમુખ થઇને અન્ય કેટલીક પશ્ચિમ ને દક્ષિણમુખે થઇને દરેક ખંડમાંથી વહે છે.

ચન્દ્રમાને ગગનનો સમુખ કહ્યો છે. જળનિધિ ચન્દ્ર બધા દેવો તથા પ્રાણીઓના જીવનનો આધાર છે. ગગનગામિની પુણ્યોદા - પવિત્ર જળવાળી નદી ચન્દ્રથી ઉત્પન્ન થયેલી છે. વાયુના સાતમા માર્ગે સત્યલોકથી અમૃતોદકાનામે નદી નીકળી છે. નક્ષત્રો અને તારાથી સેવિત એ નદી રાશિઓ તથા નક્ષત્રોની ગતિને અનુસરે છે. અગણિત તારાઓ જેવી એ નદી સમગ્ર ગગનમાં વ્યાપ્ત છે. ચન્દ્રમાની ગતિ પ્રતિદિન બદલાય છે, તેમ એ નદી પોતાનો પ્રવાહ હરરોજ બદલતી રહે છે.

મેરુ પર્વત શ્રીકંઠ માહદેવજીને ક્રીડા કરવા માટેનું રમણીય સ્થળ છે. તે ૮૪૦૦૦ યોજન ઊંચું છે. બધી ઇન્દ્રિયોને સંયમમાં રાખનાર સર્વસંહારક; યોગીશ્વર મહાદેવજી અંબા સહિત બધા ગણો સહિત એ મહા મેરુ પર્વત પર નિવાસ કરીને રહેલા છે. શિવજીની ક્રીડાના સ્થાનરૂપ મેરુ પર્વતની પ્રદક્ષિણા અમૃતોદકા નામે એ ગગનગામિની નદી પોતાના પ્રવાહથી સતત કરે છે. એ નદી પવિત્ર જળવાળી છે. વાયુવેગને કારણે એનું જળ વિભકત થઇને મેરુની ચોતરફ સમીપમાં આવેલા ચાર પર્વતો પર પડયું. એ બધા પર્વતોને વિભાગવાર એ નદીએ તેના જળથી ચારેકોરથી ઘેર્યા છે, ત્યારપછી દેવોના દેવ મહાદેવજીની આજ્ઞાથી એ નદી મહાસાગરમાં ભળેલી છે. આકાશમાંથી ધરતી પર આવેલા આ ગંગા નદીમાંથી અન્ય નાની નાની સેંકડો ને સહસ્ત્રો નદીઓ જંબૂદ્વીપમાં આવેલા ખંડો પરના બધા પર્વતો પર થઇને સઘળા દેશોમાં વહે છે. એ નદી આકાશમાંથી પૃથ્વી પર અવતરેલી હોઈ 'ગંગા' કહેવાય છે.

હવે નવ ખંડોમાં વસતા માનવીઓના દેહનો વર્ણ, આહાર અને આયુષ્ય વિશે કહેવામાં આવે છે. કેતુમાલ ખંડ ઇલાવૃત ખંડની પશ્ચિમે જંબૂદ્વીપમાં આવેલો છે. તેમાં વસનારા પુરુષોનો વર્ણ કાળો છે. બધા મનુષ્યો ફણસનો આહાર કરે છે. સ્ત્રીઓના દેહનો વર્ણ નીલ કમળ જેવો છે. એ ખંડમાં રહેનાર માનવીઓનું આયુષ્ય ૧૦૦૦૦ વર્ષનું છે.

ભદ્રાશ્વ ખંડ ઇલાવૃતથી પૂર્વે છે. તેમાં વસતા પુરુષોના દેહનો વર્ણ સફેદ હોય છે. સ્ત્રીઓનો વર્ણ ચન્દ્રની જ્યોત્સ્ના જેવો હોય છે. તેઓ કાળા રંગની કેરીનો આહાર કરે છે. તેઓ નીરોગ અને સંતાપ રહિત હોય છે અને રતિકર્મમાં પ્રેમ રાખે છે. શિવજીના એ આરાધકોનું આયુષ્ય ૧૦૦૦૦ વર્ષનું હોય છે. તેઓ હિરણ્મય ખંડના લોકોની પેઠે ઈશ્વરને અર્પણ કરેલા ચિત્તના હોવાથી પ્રભુના પરમ ભક્ત છે. રમણક ખંડમાં માનવીઓ વડગૂંદાંનો આહાર કરે છે. તેમનું આયુષ ૧૦૧૧૫ વર્ષનું હોય છે. તે શંકર ભગવાનના પૂજકો શુકલ વર્ણના હોય છે.

હિરણ્મય દેશમાં હિરણ્મય વનને આશરે રહેનાર મહાભાગ્યશાળી માનવીઓનું આયુષ ૧૧૧૧૫ વર્ષનું હોય છે. તેઓ પીપળાનાં બી-નો આહાર કરે છે. તેઓ હિરણ્મય ખંડના લોકો જેવા જ ઈશ્વરના ભક્ત હોય છે.

કુરુઓ કુરુવર્ષમાં રહે છે અને સ્વર્ગલોકથી ભ્રષ્ટ થયેલા છે. ક્ષીરમય એ બધા મૈથુનથી જન્મેલા હોય છે અને દૂધનો આહાર કરે છે. ચકવા-ચકવીની પેઠે તેઓ એકબીજાનો પ્રેમ ધરાવે છે. શોકને રોગથી રહિત તેઓ હમેશાં સુખોપ ભોગ કરે છે. એ મહાપરાક્રમી પુરુષો ૧૩૧૧૫ વર્ષ જીવે છે, તેઓ પોતાની પત્ની સિવાય બીજી સ્ત્રીનું સેવન કરતા નથી, સ્વર્ગલોકથી ભ્રષ્ટ થયેલ કુરુખંડવાસી પતિ-પત્નીનું મૃત્યુ એકસાથે થાય છે. કુરુવાસીઓ ઉન્નતિશીલ, હર્ષિત તથા અમૃત જેવાં સર્વ પ્રકારનાં અન્નનું સેવન કરે છે, તેમના દેહની કાન્તિ ચન્દ્રની કાન્તિ સમાન હોય છે. તેઓ હમેશાં નિત્ય યૌવનવાળાં તથા શ્યામ રંગના હોય છે અને સઘળા પ્રકારનાં આભૂષણોને ધારણ કરે છે.

જમ્બૂદ્વીપ સુંદર દ્વીપ છે, તેમાં પણ કુરુવર્ષ ઘણો મજાનો ખંડ છે. ત્યાં ચન્દ્રને મસ્તક ઉપર ધારણ કરનાર શંભુ ભગવાનનું ચન્દ્ર સમાન પ્રભાવાળું સદન છે.

હવે ભારતવર્ષ યા ભરતખંડ વિશે કહેવામાં આવે છે.

ભારતવર્ષમાં મનુષ્યો પુણ્યશાળી હોય છે. તેમનું સરેરાશ આયુષ્ય ૧૦૦ વર્ષનું માનવામાં આવે છે. તેઓ ઠીંગણાં હોય છે. જુદા જુદા પ્રકારના વર્ણ હોય છે, તે બધા અનેક દેવતાઓનું પૂજન કરે છે, વિધવિધ પ્રકારનાં કર્મફળ ભોગવે છે. અનઃ જાતના જ્ઞાનથી યુક્ત, દુર્બળ અને અલ્પ ભોગ ભોગવનારા હોય છે.

હવે ભરતખંડની આજુબાજુના દ્વીપોનું વર્ણન કરવામાં આવે છે.

ભારત સહિત એ સર્વ નવ દ્વીપ આ મુજબ છેઃ ઇન્દ્રદ્વીપ, કશેરુમાન, તામ્રદ્વીપ, ગભસ્તિમાન, નાગદ્વીપ, સૌમ્ય, ગાંધર્વ, વારુણ તથા ભારત એમ નવ દ્વીપો છે. ભારતમાંથી કેટલાક માનવીઓ ઇન્દ્રદ્વીપમાં, કેટલાક કશેરુકમાં, કેટલાક તામ્રદ્વીપમાં, ગભસ્તિમાન તથા નાગદ્વીપમાં જઇને વસ્યા. કેટલાક મ્લેચ્છો, ચાંડાળો અને વિવિધ જાતની મ્લેચ્છ જાતિ દ્વારા જન્મેલા વણ સંકર લોકો સૌમ્ય, ગાંધર્વ અને વારુણ દ્વીપમાં વસ્યા. ભારતની પૂર્વે કિરાત જાતિના અને દક્ષિણ તથા પશ્ચિમમાં યવન લોકો વસે છે. તેની મધ્યે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના મનુષ્યો વસે છે. જ્યારે બધી તરફ શૂદ્રો વસ્યા છે.

આ સર્વ પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ મુજબ ક્રમશઃ યજ્ઞયાગાદિ, વાણિજ્ય, યુદ્ધ વગેરેમાં પ્રવૃત્ત રહે છે. તેમનો એ વ્યવહાર આપસમાં સુપેરે ચાલે છે. ધર્મ, અર્થ તથા કામથી પોતપોતાનાં વર્ણોનાં કર્મો સાથે જોડાયેલો છે. વર્ણો અને આશ્રમોનો આ આચાર શાસ્ત્રવિધિ મુજબ ગૌરવપૂર્વક પળાય છે. ભારતમાં સ્વર્ગ અને મોક્ષ પ્રાપ્ત કરવાને લોકો પ્રયત્નશીલ રહે છે. હે મુનિશ્રેષ્ઠો! અત્રેની પ્રજાના કૃતાદિ યુગધર્મ બીજે જોવામાં આવતા નથી.

હવે કિંપુરુષ ખંડ વિશે કહેવામાં આવે છે:

આ ખંડના લોકોનું આયુષ્ય ૧૦૦૦૦ વર્ષનું મનાય છે. અત્રેના પુરુષોનો વર્ણ સુવર્ણની કાન્તિ સમાન કાન્તિમાન છે. સ્ત્રીઓ અપ્સરાઓ જેવી સૌંદર્યવાન હોય છે. તે સર્વ શોક અને રોગથી રહિત હોવાથી ભગવાન શંકરના આરાધક છે. સુવર્ણની કાન્તિ સમાન વર્ણવાળાં એ સ્ત્રી-પુરુષો પીપળાનાં બી-નો આહાર કરે છે.

હરિવર્ષ ખંડના માનવીઓ નિર્મળ રજતની કાન્તિ સમાન કાન્તિવાળા હોય છે. દેવલોકથી ભ્રષ્ટ થયેલા માનવીઓ દેવસ્વરૂપ છે. સૌના શાસક હરનું તેઓ પૂજન કરે છે. તેઓ ઇક્ષુરસનું પાન કરે છે, જેથી તેમને વૃદ્ધત્વ આવતું નથી. તેમનાં શરીર જીર્ણ થતાં નથી. મનુષ્યો દસ હજાર વર્ષ પર્યન્ત જીવે છે.

જમ્બૂદ્વીપની મધ્યમાંના ઇલાવૃતમાં સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્રો પ્રકાશતાં નથી. મનુષ્યો ક્ષીણ થતાં નથી. અત્રેના નિવાસીઓના દેહની કાન્તિ કમળ સમાન, મુખ કમળ જેવાં અને નેત્રો કમળપત્ર સમાન હોય છે. તેઓ શંકર ભગવાનની ભક્તિ ધરાવતા આરાધના કરે છે. તેમના ડિલે પરસેવો થતો નથી. શરીર સુગંધયુક્ત હોય છે. દેવલોકથી આવેલા એ લોકો જરા-મૃત્યુરહિત હોય છે. તે શ્રેષ્ઠ મનુષ્યોના આયુષ્યનું પ્રમાણ ૧૩૦૦૦ હજાર વર્ષનું હોય છે. દિવ્ય ઇલાવૃતમાં માનવીઓ ૧૩૦૦૦ હજાર વર્ષ પર્યંત જીવે છે. મનુષ્યો જંબૂફળના રસનું પાન કરે છે તેથી વૃદ્ધાવસ્થા કષ્ટ આપતી નથી. તેમને ભૂખ અને થાક લાગતો નથી, તેમ જ અકાળ મૃત્યુ થતું નથી.

આ ઇલાવૃત ખંડમાં જાંબૂનદ નામનું સોનું થાય છે. દેવતાઓ એ સુવર્ણમાંથી બનાવેલાં આભૂષણો ધારણ કરે છે. જાંબૂનદ સુવર્ણ ઇન્દ્રગોપ નામે આગિયાની કાન્તિ જેવું કાન્તિવાળું હોય છે. આ પ્રમાણે જંબૂદ્વીપમાં આવેલા નવ દેશોમાં રહેનારા માનવીઓ વર્ણ, આયુ અને તેમના આહાર વિશે મેં વિસ્તૃતપણે નહીં પણ સંક્ષિપ્તમાં તમને કહ્યું. હવે જંબૂદ્વીપમાં આવેલ પર્વતો પરના નિવાસીઓ વિશે કહું છું:

હેમકૂટ પર્વત પર ગંધર્વો અને અપ્સરાઓ નિવાસ કરે છે. તક્ષક, વાસુકિ અને શેષ વગેરે મહા બળવાન તેત્રીસ નાગો નિષધ પર્વત પર વસવાટ કરે છે. દેવો, સિદ્ધો, યજ્ઞપુરુષો તથા પવિત્ર બ્રહ્મર્ષિઓ-વૈડૂર્યમણિમય નીલ પર્વત પર વસે છે. શ્વેત પર્વત દૈત્યો અને દાનવોનું નિવાસસ્થાન છે. શૃંગવાન પર્વત પર પિતૃઓ રહે છે. બધાં પ્રાણીઓના શાસક અને મુખ્ય યક્ષો હિમવાન પર્વત પર વસે છે. શ્રીવિષ્ણુ, બ્રહ્માજી, ગણો, નંદી અને અંબાસાથે મહાદેવ બધા ખંડોમાં સર્વ પર્વતો પર તે પર્વતો પર આવેલાં જંગલોમાં નિવાસ કરે છે. નીલ, શ્વેત અને ત્રિશૃંગ એ ત્રણ પર્વતો પર ભગવાન નીલલોહિત સદાશિવ વસવાટ કરે છે. સિદ્ધો, દેવો અને પિતૃઓ હમેશાં તેમનાં દર્શન તથા પૂજન કરે છે. નીલ પર્વત વૈડૂર્યમણિમય છે. શ્વેત પર્વત શુકલ વર્ણનો છે. હિરણમય પર્વત મોરના કંઠ જેવા વર્ણવાળો અને ત્રિશૃંગવાન પર્વત સુવર્ણમય છે. એ પર્વતરાજો જંબૂદ્વીપમાં આવેલા છે. ૧-૫૧

**નીલશ્ચ વૈડૂર્યમયઃ શ્વેતઃ શુક્લો હિરણ્મયઃ।**
**મયૂરબર્હવર્ણસ્તુ શાતકુંભસ્ત્રિશૃંગવાન્।**
**એતે પર્વતરાજાનો જમ્બૂદ્વીપે વ્યવસ્થિતાઃ॥૫૧॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'ભુવનકોશ - સ્વભાવ વર્ણન' નામનો પ૨મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય પ૩મો

# ભુવનકોશની રચનાનો નિર્ણય



**સૂત ઉવાચ**

**પ્લક્ષ દ્વીપાદિ દ્વીપેષુ સપ્ત સપ્તસુ પર્વતાઃ।**
**ઋજ્વાયતાઃ પતિદિશં નિવિષ્ટા વર્ષપર્વતાઃ॥૧॥**

સૂત પુરાણી બોલ્યા: હે ઋષિઓ! પ્લક્ષ દ્વીપ વગેરે સપ્ત દ્વીપોમાં સાત-સાત પર્વતો આવેલા છે. સીધાને સીધા દરેક દિશામાં વિસ્તરેલા વર્ષ પર્વતો ખંડોને એકબીજાથી વિભક્ત કરે છે, અર્થાત્ વર્ષ પર્વતો ખંડના સીમાડારૂપ હોઈ ખંડોને એકબીજાથી નોખા પાડે છે. પ્લક્ષદ્વીપમાં આવેલા સાત દિવ્ય ગિરિરાજો વિશે કહું છું:

પ્રથમ ગોમેદક પર્વત છે, બીજો ચન્દ્ર છે, ત્રીજા પર્વતનું નામ નારદ અને ચોથાનું દુંદુભિ નામ છે. પાંચમાને સોમક, છઠ્ઠાને સુમના યા વૈભવ કહે છે. સાતમા પર્વતનું વિભ્રાજ નામ છે. પ્લક્ષ દ્વીપમાં ખાસ કરીને આ સાત પર્વતો આવેલા છે.

એવી જ રીતે શાલ્મલિ દ્વીપમાં પણ સાત પર્વતો આવેલા છે. તેમનાં નામ ક્રમશઃ આ પ્રમાણે છે:

બલાહક, દ્રોણ, ઉત્તમ, કુમુદ, કંક, કકુદ્માન અને મહિષ.

કુશદ્વીપમાં દ્વીપરૂપ સાત કુળ પર્વતો છે. સંક્ષિપ્તમાં ક્રમશઃ તેમના નામ કહું છું:

પ્રથમ વિદ્રુમ, બીજો હેમ પર્વત, ત્રીજો દ્યુતિમાન, ચોથો પુષ્પિત, પાંચમો કુશેશય, છઠ્ઠો હરિગિરિ અને મહાદેવના નિવાસસ્થાનરૂપ સાતમો પર્વત મંદર છે. જળને 'મંદા' કહેવામાં આવે છે. એ પર્વત જળને ધારણ કરતો હોવાથી મંદર કહેવાય છે. એ પર્વત પર જગતના ઈશ, વિમલ, સાક્ષાત્ કૃશાંક એવા શિવજી ઉમા સાથે નંદીની સાથે હેમનિર્મિત શ્રેષ્ઠ ગૃહમાં વસે છે. પૂર્વકાળમાં મંદરે તપ દ્વારા મહેશ્વર ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તેથી અવિમુક્ત નામે પાવન ક્ષેત્રમાં શંકર ભગવાને ત્યાં તેને વરદાન આપ્યું હતું. અંબા સાથે પોતાના સ્થાનકે નિવાસ કરવાને માટે મંદરે શંકર ભગવાનને ત્યાં નિવાસ કર્યો. નંદી અને ગણો પણ મહાદેવજીની સાથે તે પર્વત પર વસવાટ કરે છે. તેથી જ શંકર ભગવાન એ પર્વતનો ત્યાગ કરતા નથી.

ક્રૌંચદ્વીપમાં પણ ક્રૌંચ વગેરે સાત કુળ પર્વતો આવેલા છે, તે આ મુજબ છે:

વામનક, ક્રૌંચ, અંધકારક, પછી દિવાવૃત્ પર્વત છે. પછી વિવિંક, પુંડરીક નામે હિમગિરિ છે. ત્યાર પછી દુંદુભિસ્વન નામે પર્વત છે. ક્રૌંચદ્વીપના આ સાત પર્વતો રત્નમય છે.

હવે શાકદ્વીપમાં આવેલા સાત પર્વતોનાં નામ સૂણોઃ શ્યામક, રૈવત, અંબિકેય, રાજત, ઉદય, તે પછી સર્વૌષધિયુક્ત રમ્ય પર્વત અને તે પછી કેસરી પર્વત આવેલો છે. ત્યાંથી વાયુ ઉત્પન્ન થઇને સર્વ દિશાઓમાં ગતિ કરે છે.

ત્યાર પછી પુષ્કરદ્વીપમાં મોટી-મોટી શિલાઓવાળો મહાશિલ પર્વત છે. એ પુષ્કરદ્વીપની પૂર્વે પુષ્કળ શિલાઓવાળો તથા ભાતભાતના મણિઓથી યુક્ત ચિત્રસાનુ નામે એક મહાપર્વત છે. તેનાં શૃંગો ચિત્ર-વિચિત્ર વર્ણનાં છે. એ પર્વત ૫૦૦૦૦ યોજન ઊંચો છે તથા નીચેની તરફ ૩૪૦૦૦ યોજનના વિસ્તારનો છે. એ દ્વીપના અડધા ભાગમાં માનસોત્તર નામે પર્વત છે. સાગરની સમીપમાં આવેલા તે પર્વત શુકલ પક્ષની બીજના ઉદય પામતા ચન્દ્રના સમાન આકારનો છે. એ પર્વત પણ ૫૦૦૦૦ યોજન ઊંચો છે અને સઘળી તરફ તેટલા જ પ્રમાણના વિસ્તારનો છે. પૃથ્વીને ધારણ કરનાર અને દ્વીપના અડધા ભાગમાં પથરાયેલો એ માનસ પર્વત પુષ્કર દ્વીપનો રક્ષક છે. એક જ મહાશિખરવાળો એ પર્વત તેના મહાન વિસ્તારને કારણે બે ભાગમાં વહેંચાયેલો છે. આ માનસ પર્વતની બાજુમાં સુંદર અને પવિત્ર એવા બે દેશો શોભે છે.

માનસ પર્વતની એક તરફ મહાવીત ખંડ તથા બીજી બાજુ ધાતકી ખંડ અથવા એ નામનો દેશ છે. પુષ્કર દ્વીપ સ્વાદિષ્ટ જળવાળા સાગરથી ઘેરાયેલો છે. બધી તરફથી એ સાગરનો વિસ્તાર તે દ્વીપ જેટલો છે.

આ મુજબ દ્વીપો પણ સાત-સાત સાગરોથી ઘેરાયેલો છે. એ દ્વીપ પાસે આવેલો સ્વાદૂદક સમુદ્ર એ સાતમો સાગર છે. પુષ્કર દ્વીપને વીંટળાઇને આ સાગર રહેલો છે. એની બીજી તરફ અંધારું અને વિશ્વની વચ્ચે એક કલ્પિત લોકાલોક પર્વત છે. તેનાથી આગળ એના જ પ્રમાણ જેટલા પ્રમાણવાળી કાંચન વર્ણની ભૂમિ છે. તે એક મોટો શિલા ખંડ હોય તેમ લાગે છે. તેના પછી એક મર્યાદા પર્વત છે. એને પ્રકાશ અને સપ્રકાશરૂપ લોકોલોક પર્વત કહેવાય છે. થોડે સુધી દેખાઇને તેના વિશાળ વિસ્તારને કારણે દેખાતો બંધ થતો એવા લોકાલોક અર્થાત્ દશ્યાદશ્ય ગિરિના પ્રમાણ જેવડું પ્રમાણ આ પૃથ્વીનું છે. એ ગિરિની ઊંચાઈ ૧૦૦૦૦ યોજન છે. એ લોકાલોક મહાગિરિનો વિસ્તાર પણ તેટલો જ છે. એ પર્વતની એક બાજુના ભાગમાં જ સૂર્ય પ્રકાશ પડે છે, જ્યારે એના બીજા પાછળના ભાગમાં તો નિત્ય અંધકાર જ છવાયેલો રહે છે. માટે એ પર્વતને લોકાલોક યા દશ્યાદશ્ય ગિરિ કહેવાય છે. હે મુનિઓ! આ પ્રમાણે ભૂલોકનો વિસ્તાર તમને સંક્ષેપમાં કહી સંભળાવ્યો. ભાનુમંડળ સુધી ભુવર્લોક છે. ધ્રુવ પર્યંત સ્વર્લોક છે.

હવે વાયુચક્ર કહે છે : આવહ, પ્રવહ, અનુવહ, સંવહ, વિવહ, પરાવહ અને પરિવહ એ સાત વાયુચક્ર છે. એ રીતે બલાહક અર્થાત્ મેઘ, ભાનુ, ચન્દ્ર, નક્ષત્રો, રાશિઓ, ગ્રહો તથા સપ્ત ઋષિઓ અને ધ્રુવ ભૂપૃષ્ઠથી ૧૫૦૦૦ યોજન ઊંચે છે. ભાનુમંડળ પૃથ્વી તળથી ૧૧ લાખ યોજન ઊંચે છે. ધ્રુવમંડળથી સૂર્યનો રથ ૧૬૦૦૦ યોજન ઉપર છે. ભૂતળથી મેરુ પર્વત ૮૪૦૦૦ યોજન ઊંચાઇનો છે. ધ્રુવલોકથી એક કરોડ યોજન ઊંચે મહર્લોક છે. મહર્લોકથી બે કરોડ યોજન પર જનલોક છે. જનલોકથી તપોલોક ચાર કરોડ યોજન ઉપર આવેલ છે, તપોલોક અર્થાત્ પ્રાજાપત્ય લોકથી છ કરોડ યોજન ઊંચે બ્રહ્મલોક છે. હે ઋષિઓ! આ સાત પવિત્ર લોક બ્રહ્માંડમાં રહેલા છે.

અહમથી પ્રાપ્ત થતાં તથા અવિદ્યાનો અંત થાય, ત્યારે અંત પામતાં એવાં ૨૮ જાતનાં નરક સાત પાતાળોની નીચેના ભાગમાં આવેલાં છે. પોતપોતાના કર્મ મુજબ પાપીઓને રૈરવથી માંડીને અવીચિ સુધીનાં નરકોમાં કષ્ટ આપવામાં આવે છે. દરેક નરકના વળી પાંચ પાંચ વિભાગ છે.

અંડની ઉત્પત્તિ પહેલાં કહેવાઈ ગયેલી છે. હિરણ્યગર્ભની ઉત્પત્તિના પ્રસંગથી અંડના આવરણ પણ કહેવામાં આવ્યા છે. એવાં અંડ અર્થાત્ બ્રહ્માંડોના હજારો પ્રકાર છે. એ સર્વ બ્રહ્માંડોમાં ૧૪ ભુવનો છે. તેમાં પરમાત્મ તત્ત્વ સર્વત્ર વ્યાપ્ત રહેલ છે. હે દ્વિજશ્રેષ્ઠો! દરેક બ્રહ્માંડનું નિમિત્તકારણ મહેશ્વર છે. અંડની અંદર, અંડની બહાર, અંડનાં આવરણોમાં અવિદ્યાના અંતમાં અને યથાર્થ જ્ઞાનમાં મહાદેવજી તેમનાં આઠ સ્વરૂપોથી રહેલ છે. અષ્ટમૂર્તિ શિવજી ગૃહસ્થ છે. દુષ્ટ ગ્રહોના સંહારક છે, પણ પરબ્રહ્મરૂપ હોવાથી દેહરહિત છે, તેમ છતાં આશ્ચર્ય તો એ છે કે, તે અખિલ બ્રહ્માંડના દેહરૂપ છે. એ ગૃહસ્થ શંકરની દિવ્ય પ્રકૃતિ ગૃહિણી છે, મહત્ વગેરે તત્ત્વો એમની પ્રજા છે. દેહાભિમાની અર્થાત્ દેહને આત્મા માનનાર સઘળાં પશુઓ તેમના સેવકો છે. શંકર ભગવાન વગેરે આદિ અને અંતથી રહિત છે, અનંત છે, પુરુષ છે, પ્રકૃતિરૂપ છે, પ્રધાન વગેરે સાત તથા મન, ચિત્ત, બુદ્ધિ, અહમ એ ચાર મળીને અગિયાર તત્ત્વરૂપ તથા શબ્દ વગેરે પાંચ ગુણરૂપ હોવાથી સોળ અંગવાળા છે; તે જ પ્રમાણે એ મહેશ્વર પંચભૂત; એમની શબ્દાદિ પાંચ તન્માત્રા; પાંચ કર્મેન્દ્રિયો; પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર સહિત ૨૪

તત્ત્વરૂપ છે. એ મહેશ્વર જ પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ, યજમાન, સૂર્ય અને ચન્દ્ર — એ આઠ સ્વરૂપ અર્થાત્ અષ્ટતનુ કે અષ્ટમૂર્તિરૂપ છે.

'ક્ષિતિર્જલં તથા તેજો વાયુરાકાશમેવ ચ।
યષ્ટોર્કશ્ચ તથા ચન્દ્રઃ મૂર્તયોડષ્ટૌ પિનાકિનઃ॥'

મહેશ્વર ભગવાનની આજ્ઞાના બળથી જ પર્વતો, મેઘ, સાગરો, સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્રગણ, શક્ર વગેરે દેવતાઓ; ચર અને અચર તત્ત્વો અને પૃથ્વી પોતાની સ્થિતિ કરીને રહેલાં છે. શંકર ભગવાન તેમના બ્રહ્મ-સ્વરૂપનોબોધદેવતાઓનેપણમુશ્કેલીથીજથઈશકે છે, એજણાવવાનેમાટેયક્ષરૂપથીઆવિર્ભાવપામ્યા.

સ્વચિહ્નોથી રહિત શિવજીને યક્ષરૂપે જોઇને ઇન્દ્ર સહિત બધા દેવો, વાયુ, અગ્નિ આદિ 'અહીં આ કોણ છે?' એવા સંદેહથી યક્ષ પાસે ગયા; પણ તે બધા યક્ષ આગળ શક્તિહીન થયા.

હે ઋષિઓ! એ યક્ષ સમક્ષ અગ્નિ તૃણને બાળી શક્યો નહીં અને વાયુ એ તૃણને હલાવવા માટે યે શક્તિમાન થયો નહીં; એજ રીતે ઇન્દ્ર સહિત અન્ય સર્વ દેવો પણ યક્ષ સમક્ષ પોતપોતાનો પ્રભાવ બતાવી શક્યા નહીં.

આ પ્રમાણે સર્વ દેવો નિસ્તેજ થઇને યક્ષ પાસેથી પાછા ફર્યા. ત્યારે ઇન્દ્રને ભારે આશ્ચર્ય થયું. આથી વૃત્રાસુરનો દુશ્મન તથા સઘળી સમૃદ્ધિઓના હેતુરૂપ અને સઘળા દેવોના શાસક ઇન્દ્ર કુતૂહલથી પ્રેરાઇને સ્વયં સુરેશ્વર એવા યક્ષ પાસે બધા દેવો સહિત જઇને તેને પૂછવા લાગ્યો: 'ભલા, એ તો કહો કે, આવા સ્વરૂપના આપ છો કોણ?'

ઇન્દ્રે યક્ષને આ શબ્દો કહ્યા ત્યાં તો યક્ષ ઇન્દ્રની સામેથી અંતર્ધાન થયા. ઇન્દ્રનું સર્વથી વધેલું અભિમાન તોડવું જ જોઇએ, એટલા માટે યક્ષરૂપ બ્રહ્મે પોતાની સાથે વાત કરવાની તક પણ ઇન્દ્રને આપી નહીં. તેમાં એવો હેતુ રહેલો છે કે, 'હું ઇન્દ્ર છું' એ વિચારે બધા દેવો કરતાં ઇન્દ્રને વધારે અહમ્ છે. બ્રહ્મે જોયું કે અગ્નિ આદિને મારી સાથે વાત કરવાનો પ્રસંગ મળી શક્યો. એટલા માટે યે હું એને મળી શક્યો નહીં એમ માનીને ઇન્દ્ર કોઈ પણ પ્રકારે તેનો અહમ છોડે, એટલા માટે તેના પર કૃપા કરવાને જ બ્રહ્મરૂપ યક્ષ અંતર્ધાન થયા.

'આ યક્ષ તે વળી કોણ છે?' એવો વિચાર કરતો ઇન્દ્ર, યક્ષ અંતર્ધાન થયા હતા ત્યાં જ ઊભો રહ્યો, પણ વાયુ ને અગ્નિની જેમ પાછો આવ્યો નહીં.

યક્ષમાં ઇન્દ્રની ભક્તિ જોઇને સ્ત્રીવેશ ધારણ કરેલી ઉમારૂપ વિદ્યાદેવી પ્રકટ થઈ. અત્યંત લાવણ્યમય હિમાલયપુત્રી પાસે ઇન્દ્ર ગયો, સુવર્ણના અનેક અલંકારોથી શોભતી, સુંદર મુખવાળી ઉમા પાસે જઈ ઇન્દ્ર તેને પૂછવા લાગ્યા: ' હે ઇશા! અત્યંત શોભાયમાન હે અંબિકા! કૃપા કરી કહો કે આ પ્રમાણે દર્શન આપીને અંતર્ધાન થનાર યક્ષ દેહધારી એ દેવ કોણ છે?'

ઇન્દ્રનાંઆવાંવચનસાંભળીઉમાદેવીએતેમનેકહ્યુંકે, એયક્ષનારૂપમાંરહેલાદેવદૃષ્ટિગોચરનહીંથાય તેવાપરબ્રહ્મસ્વરૂપસાક્ષાત્સદાશિવછે. હુંએયક્ષરૂપપુરુષનીપ્રકૃતિછુંતથાતેનીઆજ્ઞાનેહમેશાંઅધીનછું.

આ સૂણીને ઇન્દ્ર સહિત બધા દેવતાઓએ એ સુર અને અસુરોની પ્રવૃત્તિરૂપ તથા સિંહની ગતિવાળી, લોહિત અર્થાત્ શુકલ, લાલ અને કૃષ્ણ વર્ણવાળી અર્થાત્ સત્ત્વ, રજને તમરૂપ ત્રિગુણાત્મિકા માયા એવી ઉમાની પૂજા કરીને તેને પ્રણામ કર્યા.

હે ઋષિઓ! એ માયાપતિ શંકર ભગવાનની આજ્ઞાથી બ્રહ્માજીથી અંડની ઉત્પત્તિ થઈ. એ અંડથી જ્યોતિર્ગણ અર્થાત્ સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્રો વગેરે સહિત સઘળા લોકોની ઉત્પત્તિ થઈ, એટલા માટે આ સર્વ સૃષ્ટિ અજાત્મક અર્થાત્ શિવ સ્વરૂપ છે. ૧-૬૨

**તસ્માદ્ દ્વિજાઃ સર્વમજસ્ય તસ્ય નિયોગેતશ્ચાણ્ડમ ભૂદજાદ્વૈ।**
**અજશ્ચ અણ્ડાદખિલં ચ તસ્માજ્જયોતિર્ગણૈર્લોકમજાત્મકં તત્॥૬૨॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં*
*'ભુવન કોશની રચનાનો નિર્ણય' નામનો અધ્યાય ૫૩મો સંપૂર્ણ*



## અધ્યાય ૫૪મો

# જ્યોતિશ્ચક્રમાં સૂર્યની ગતિ આદિનું વર્ણન



સૂત ઉવાચ
જ્યોતિર્ગણપ્રચારં વૈ સંક્ષપ્પાણ્ડે બ્રવીમ્યહમ્।
દેવક્ષેત્રાણિ ચાલોક્ય ગ્રહચાર પ્રસિદ્ધયે॥૧॥

સૂત પુરાણી શૌનકાદિ ઋષિઓને કહે છે:

રાશિ, નક્ષત્ર અને ગ્રહોની ગતિનું સમ્યક્ જ્ઞાન થવાને માટે તે તે ગ્રહ દેવતાઓના સ્થાનનું નિરૂપણ કરીને બ્રહ્માંડમાં થતી નક્ષત્ર, રાશિઓ, ગ્રહો વગેરેની ગતિ હું તમને સંક્ષિપ્તમાં કહું છું.

મરુની પૂર્વમાં આવેલા માનસાચલ પર ઇન્દ્રની અમરાવતી નામે નગરી છે. દક્ષિણે સૂર્યપુત્ર યમરાજની, પશ્ચિમે વરુણની ને ઉત્તરે સોમની અર્થાત્ કુબેરની મોટી નગરી આવેલી છે. એ નગરીઓમાં તે તે દિશાના દેવો વસે છે. ક્રમશઃ એ નગરીઓનાં નામ સુખા, સંયમની અને અમરાવતી તથા વિભા છે. એ લોકપાલોની નગરીઓના ઉપરના ભાગમાં સૂર્યની દક્ષિણાયન તથા ઉત્તરાયણની ગતિ સાંભળો.

સૂર્ય દક્ષિણાયન થતાં તેની ઝડપી ગતિ થાય છે અને રાશિઓમાં તથા નક્ષત્રોમાં સતત પરિભ્રમણ કરે છે. પશ્ચિમ દિશામાં અસ્ત થયા પછી બીજા દિવસે સૂર્યનો ઇન્દ્રની પૂર્વે સામાન્યતઃ ઉદય થાય છે. પછી રાશિઓમાં ભ્રમણ કરતાં કરતાં કર્ક રાશિમાં આવ્યા બાદ તેની ગતિ ધીમે ધીમે દક્ષિણ દિશા ભણી થાય છે અને ધનસંક્રાન્તિ સુધી તે મુજબ દક્ષિણે સ્વામીયમની સંયમની નગરીને પ્રાપ્ત થયા બાદ જગતના નેત્રરૂપ સર્વવ્યાપી સૂર્ય રાત્રિને અંતે પ્રાતઃકાળે પુનઃ પશ્ચિમે દેખાય છે ને ઉત્તરે અસ્ત થાય છે.

હે ઋષિઓ! મેં તમને કહ્યું તેમ સૂર્ય પૂર્વ દિશામાંથી દક્ષિણ દિશામાં આવેલી યમની સંયમની નગરીને પ્રાપ્ત થયા પછી પશ્ચિમે વરુણની સુખા તથા ઉત્તરમાં કુબેરની વિભા નગરીમાં જાય છે, અર્થાત્ સૂર્ય બધી દિશાઓમાં ગતિ કરે છે, જ્યારે અગ્નિ ખૂણામાં પરાહ્ણકાળ હોય છે, ત્યારે નૈર્ઋત્ય ખૂણામાં પૂર્વાહ્ણકાળ હોય છે. ઇશાનમાં પૂર્વ રાત્રિ હોય, ત્યારે વાયુકોણમાં રાત્રિનો પાછલો ભાગ હોય છે.

આ પ્રમાણે જ્યારે સૂર્ય ગગનમાં ગતિ કરે છે, ત્યારે પૃથ્વી પર તે એક મુહૂર્તમાં ૩૦ અંશની ગતિ કરે છે. એ ગતિ મુજબ પૃથ્વી પર સૂર્યનું દક્ષિણાયન થાય છે, ત્યારે ગગનમાં પણ તે દક્ષિણ ભણી ગતિ કરે છે. એ રીતે ૧૮૦ મંડળોની અંદર ઉત્તરાયણ તથા દક્ષિણાયનમાં સૂર્ય હરરોજ પોતાની ગતિ કરે છે. કુંભારના ચક્રની જેમ દક્ષિણાયનમાં સૂર્ય દક્ષિણ દિશામાં શીઘ્ર ગમન કરે છે. દક્ષિણાયનમાં બાર મુહૂર્ત કાળમાં વિશાળ પૃથ્વી પર એક દિવસમાં ગતિ કરે છે અને દરરોજ નક્ષત્રોમાં સાડા છ મુહૂર્તમાં ફરે છે. ઉત્તરાયણમાં સૂર્ય મંદ ગતિએ ફરે છે. ઉત્તરાયણમાં સૂર્ય મંદ ગતિમાં ફરતો હોઈ દીર્ઘ કાળપર્યંત પૃથ્વી પર ગતિ કરે છે.

બાર આદિત્યો, મુનિઓ, ગંધર્વો, અપ્સરાઓ, રાક્ષસો, સર્પો તથા શ્રીવિષ્ણુએ ભાનુના રથને ધારણ કરેલો છે, સહસ્રરશ્મિ સૂર્ય આગળથી, પાછળથી, ઉપરથી, નીચેથી પોતાનાં કિરણો દ્વારા બ્રહ્માજીની દિવ્ય સભાને પ્રકાશે છે. મુનિઓ અને બ્રાહ્મણો દ્વારા સંધ્યા વખતે સૂર્યને આપેલા જળના અર્ઘ્યથી સૂર્ય નિશાચરોનો સંહાર કરીને ઉત્તરાયણમાં તેના ઉદયકાળથી આરંભીને અઢાર મુહૂર્ત બાદ પશ્ચિમમાં ગમન કરે છે. બાર મુહૂર્તની રાત્રિ થયા પછી પુનઃ રાત્રિનો ઉદય થાય છે.

એ પ્રમાણે સૂર્ય મકરમાં સંક્રમણ કરીને મિથુન રાશિમાં જાય છે અર્થાત્ મિથુન સંક્રમણ ઊતરે ત્યાં સુધીના ઉત્તરાયણ કાળમાં લાંબામાં લાંબો દિવસ અઢાર મુહૂર્તનો અને ટૂંકામાં ટૂંકી બાર મુહૂર્તની રાત્રિ મિથુન સંક્રાન્તિના મધ્ય ભાગમાં ધાય છે. આમ ધન સંક્રાન્તિના મધ્ય ભાગમાં ટૂંકામાં ટૂંકો દિવસ બાર મુહૂર્તનો તથા લાંબામાં લાંબી રાત્રિ અઢાર મુહૂર્તની થાય છે.

કર્ક સંક્રાંતિથી લઇને ધન સંક્રાંતિ સુધીના સમયને દક્ષિણાયન તથા મકરસંક્રાંતિથી મિથુન સંક્રાંતિ પૂરી થતાં સુધીના સમયને ઉત્તરાયણ કહેવાય છે. આ પ્રમાણે ત્રીસ મુહૂર્તનો એક અહોરાત્ર થાય છે. કુંભારનો ચાક ફરતો હોય, ત્યારે તેના મધ્યભાગ અર્થાત્ નાભિમાં માટીના પિંડની જેમ રહેલા ધ્રુવની ચોતરફ ઘૂમતા ગ્રહોની સાથે ધ્રુવ પોતાની ધરી પર સ્થિર રહીને મૃતપિંડની માફક ફર્યા કરે છે. એ પોતાના સ્થાનનો ત્યાગ કરતો નથી. કુલાચલ ચક્રની નાભિની પેઠે એ પોતાના નિશ્ચિત સ્થાને રહે છે. શ્રીવિષ્ણુ ભગવાનની કૃપાથી ઔત્તાનપાદને તેના પિતાના હેતુથી હમેશાં ધ્રુવત્વ અર્થાત્ નિશ્ચિત સ્થળ પ્રાપ્ત થયું છે. ધ્રુવ સ્થાન અર્થાત્ ગ્રહોના મધ્ય ભાગમાં વાયુ સાથે રહેલો ધ્રુવ તેનાં કિરણો દ્વારા બધી તરફથી જળનું આકર્ષણ કરે છે. એ જળ ચંદ્રમાં એકઠું થઇને ધીરે ધીરે વાદળાંમાં સ્રવે છે. વાદળાંમાં રહેલા જળને પવનનો ઝપાટો લાગતાં એ જળ પૃથ્વી પર વરસે છે. આમ થવાથી સમગ્ર વિશ્વ ચૈતન્ય પામીને દીપ્તિમાન થાય છે. આ બધી ક્રિયાના મૂળમાં સૂર્ય છે અને તેની જ પ્રવૃત્તિથી વિશ્વ દીપ્તિમાન થતું હોવાથી સૂર્યને ભાસ્કર કહેવામાં આવે છે.

જળનો નાશ થતો નથી પણ એ ઊર્ધ્વ અને અધોલોકમાં જાય છે. બધાં પ્રાણીઓના હિતમાં ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્લોકમાં શંકર ભગવાને એની ગતિનું નિમાર્ણ કર્યું છે. જળ એ જ પ્રાણ છે અને એ જ જીવન છે. જળ વિશ્વના પ્રાણ છે. વધુ શું કહેવું! કહેવાનું તો એ જ છે કે, સર્વ ભુવનો, પ્રાણીઓ, ચર અને અચરરૂપ આ વિશ્વ જળરૂપ પરમેશ્વર ભગવાન શંકરને આધીન હોવાથી તેમના આધિપત્યમાં રહેલા છે. જળના અધિપતિ દેવતાને 'ભવ' કહેલા છે. આ વિશ્વ અથવા જે કંઈ અદ્ભુત છે તે સઘળું જળમય છે. સર્વવ્યાપી પરમાત્મા શ્રીવિષ્ણુનું નારાયણત્વ જળને કારણે જ છે. શ્રીવિષ્ણુનું જગતનું આલય છે, તો

જળ એ શ્રીવિષ્ણુનું નિવાસસ્થાન છે. ચર અને અચર એવી કોઇપણ વસ્તુ બળવાથી પૃથ્વી પર પેદા થયેલો ધૂમાડો ગગનમાં ઊંચે જાય છે. વાયુ અગ્નિ અને મારુત દ્વારા ઊંચે લઈ જવાયેલો ધૂમ મેઘ થાય છે. એટલા જ માટે ધૂમ, અગ્નિ ને વાયુના સંયોગથી થયેલા તત્ત્વને અભ્ર કહેવાય છે.

આપ એટલે જળ; ભ્રમણ કહે એટલે વરસાવે, તે અભ્ર યા મેઘ કહેવાય. તેના અધિપતિ ઇન્દ્ર છે. ઋષિઓએ કરેલા યજ્ઞના ધૂમાડાથી તથા દાવાગ્નિના ધૂમાડાથી પેદા થતાં મેઘ-અભ્ર યા વાદળ જળની વૃષ્ટિ દ્વારા હમેશાં વિશ્વનું કલ્યાણ કરે છે. મુડદું બળવાથી થતા ધૂમાડાથી થયેલ વાદળ અશુભ કરે છે.

હે ઋષિઓ! અભિચાર કર્મના અગ્નિના ધૂમાડાથી બનેલા વાદળ પ્રાણીઓનો નાશ કરે છે. આમ વિવિધ જાતના ધૂમાડાથી થતા વાદળ દુનિયાનું હિત અને અહિત કરે છે. તેથી અભિચાર કર્મના અગ્નિને જળ વગેરેથી શાન્ત કરવો. અભિચારકર્મના અગ્નિથી પેદા થતા ધૂમાડાને જો શાન્ત નહીં કરવામાં આવે તો તેનાથી બનતા વાદળ વિનાશ કરે છે, જળના આશ્રય સ્થાનરૂપ વાદળ ભારતવર્ષમાં જગતના હિત અર્થે વાયુની આજ્ઞાથી છ મહિના વૃષ્ટિ કરે છે.

હે મુનિશ્રેષ્ઠો! ગર્જિત,વાયુજન્ય, વિદ્યુતનું સ્ફુરણ કરતા અને વહ્નિજન્ય-અગ્નિથી પેદા થતા વાદળથી થતી વૃષ્ટિના પ્રકાર ત્રણ છે. જે નીચે પડતાં નથી, પતન-ભ્રષ્ટ થતાં નથી તેથી મેઘને અભ્ર કહેલાં છે, મેહને અર્થાત્ જે સેચન કરે છે તે અભ્રને મેઘ કહેલો છે. અગ્નિ તથા કાષ્ઠના સંયોગથી પેદા થાય છે તેથી મેઘને વાહ્ન કહે છે. પક્ષવાળા હોઇને પક્ષ અથવા પક્ષ જ કહેવાય છે. બ્રહ્માજી-વિહિંચના ઉચ્છ્વાસ વાયુથી પેદા થાય છે તેથી મેઘને વૈહિંચ્ય કહે છે.

આમ મેઘોની વિવિધ ત્રણ જાતની ઉત્પત્તિ છે. ઘી અથવા આજ્ય તથા કાષ્ઠના સંયોગથી પેદા થયેલા અગ્નિધૂમથી થતા મેઘો આજ્ય કહેવાય છે, તે જ વાહન મેઘ છે. બીજા વેહિંચ્ય મેઘ બ્રહ્માજીના ઉચ્છ્વાસ વાયુથી પેદા થાય છે. ત્યાર પછી ત્રીજા પ્રકારના 'પક્ષ' મેઘ છે. ઇન્દ્રે પર્વતોની કાપી કાઢેલી પાંખથી તેમની ઉત્પત્તિ થયેલી છે. વાહ્જેય મેઘ આવહ નામે વાયુના સ્કંધનો આશરો લે છે. બીજા વૈહિંચ્ય મેઘ જે બ્રહ્માજીના વાયુથી પેદા થયા છે તે તથા પુષ્કર અને ત્રીજા પક્ષ જ વગેરે મેઘો પ્રવહ નામે વાયુનો આશરો લઇને જળ વૃષ્ટિ કરે છે, આ ત્રણેય મેઘ ક્રમશઃ મૂક ગર્જનાવાળા તથા પ્રલયકારી વૃષ્ટિ કરનારા હોય છે. વાહ્ન મેઘ લાંબા સમય પર્યંત જળની જે ધારા વરસાવે છે તે ઠંડા વાયુવાળા હોય છે. બીજા વૈહિંચ્ય મેઘ શ્વાસ જ કહેવાય છે તે અલ્પ સામર્થ્યના; વિદ્યુતની ગર્જના વિનાના હોય છે. તે પૃથ્વીથી એક કોસ અર્થાત્ બે માઇલ એટલે કે અર્ધ ગવ્યૂતિ જેટલા ઊંચે અહીં તહીં વિહરે છે. સામાન્યતઃ મેઘ એક માઇલને અંતરે ઊંચે રહીને વૃષ્ટિ કરે છે. ગિરિવાસી મેઘ પૃથ્વીથી એક યોજન ઊંચાઈથી એમની પ્રકૃતિ પ્રમાણે વીજળીથી યુક્ત પૃથ્વી પર જળની વિપુલ પ્રમાણમાં વૃષ્ટિ કરે છે. આ મુજબ પહેલા તથા બીજા પ્રકારના મેઘોની ત્રણ પ્રકારની વૃષ્ટિ કહીને હવે ત્રીજી જાતના પક્ષ જ મેઘની વૃષ્ટિ કહે છે.

ઇન્દ્રે પર્વતોની પાંખો કાપી નાખવાથી ઉત્પન્ન થયેલા વિશાળ પક્ષજ મેઘો દરેક કલ્પમાં પેદા થતા હોઈ કલ્પજ કહેવાય છે, પ્રલયંકર વિશાળ વાદળ કલ્પાંતે બધાં પ્રાણીઓનો વિનાશ કરવાને વૃષ્ટિ કરે છે. પુષ્કર તથા પક્ષજ વગેરે વાદળ જ્યારે જળની વૃષ્ટિ કરે છે, ત્યારે બધું જળજળાકાર થઈ જાય છે. મહાસમુદ્રના જળની જેમ ફેલાયેલા એ મહાર્ણવમાં બ્રહ્માજીના રાત્રિકાળે ભગવાન શયન કરે છે. વૈહિંચ્ય,

વાહ્ન અને પક્ષજ મેઘોની જળવૃષ્ટિ તમામ વસ્તુઓની વૃદ્ધિ કરે છે, વિદ્યુત્ અર્થાત્ વિશાળ વિદ્યુત મેઘો પૌંડ્ર કહેવાય છે. પુંડ્ર દેશમાં થતી વૃષ્ટિ શીત પ્રધાન દેશમાં શીતધાન્ય આપે છે. તે કરાની વૃષ્ટિ કરે છે, ગંગાજીમાં થયેલી વૃષ્ટિ તે ગાંગવૃષ્ટિનું જળ તેમ જ પર્વતો ઉપર અને બીજી નદીઓમાં થયેલી વૃષ્ટિનું જુદું જુદું જળ વાદળથી એકઠું કરીને પરાવહ વાયુઓ મારફત એક થી બીજા પર્વત પર લઈ જવામાં આવે છે, એ જળ પરાવહ વાયુ હિમાલય પર્વત પર લાવે છે, હિમાલયને ઉલ્લંઘીને એ વાયુ તે જળ ભારતના પ્રદેશોને સમૃદ્ધ કરે છે.

હે ઋષિઓ! અન્ન અને ઘાસ એ બે જાતની સસ્યની વૃદ્ધિ થવાને માટે થતી વૃષ્ટિઓના બે પ્રકાર મેં તમને આજે સંક્ષેપમાં કહ્યા. મારી સમજ મુજબ હવે આદિત્ય-તેજ, ઓજ અને બળના સ્વરૂપ વિશે કહું છું

જગતના નેત્રરૂપ, સર્વ વ્યાપી મહાતેજસ્વી ભાસ્કર અર્થાત્ સૂર્ય વૃષ્ટિના સર્જક છે, હે દ્વિજ શ્રેષ્ઠો! જળની વૃષ્ટિ કરનાર પ્રત્યક્ષ દેવતા તે સદાશિવ અર્થાત્ ઇશાન છે. હે વિપ્રો! સદાશિવ સ્વયં તેજ, ઓજ, બળ તથા યશ છે. મન, શ્રોત્ર, ચક્ષુ, આત્મા, મૃત્યુ, મન્યુ, વિદિશાઓ, દિશાઓ, સત્ય, ઋત, વાયુ, ગ્રહો, નક્ષત્રો, આકાશ, હરિ, લોકપાલ, રુદ્ર અને બ્રહ્માજી — એ સર્વ મહેશ્વરનાં પ્રત્યક્ષ સ્વરૂપો છે. સહસ્ત્રો રશ્મિઓવાળા આદિત્ય, એ અષ્ટહસ્ત તથા મંગળરૂપ ત્રિનેત્રવાળા, અર્ધનારીશ્વર શરીર ધારણ કરનારા દેવાધિપતિ સાક્ષાત્ સદાશિવ છે, હે ઋષિઓ! તેની જ કૃપાથી અનેક પ્રકારે વૃષ્ટિ થાય છે. લીધા કરતાં સહસ્ત્રગણું આપવાને માટે સૂર્ય પોતાનાં કિરણો દ્વારા જળ લે છે. એ સૂર્યની દ્રષ્ટિએ જળનો નાશ યા વૃદ્ધિ થતાં નથી. ધ્રુવથી ફેંકાયેલો વાયુ વૃષ્ટિને તેની સાથે સૂર્યમંડળમાં લઈ જાય છે. એ વૃષ્ટિ સૂર્ય ગ્રહમાંથી નીકળીને સમસ્ત નક્ષત્રમંડળ અર્થાત્ ચંદ્રમંડળમાં પ્રવેશે છે, ચન્દ્રમાં પ્રવેશ્યા બાદ તેનો સ્ત્રાવ થાય છે. વૃષ્ટિનું સ્ત્રવણ સમાપ્ત થયા બાદ ધ્રુવથી ફેંકાઇને સૂર્યમાં પ્રવેશે છે. ૧-૬૮

**ગ્રહાન્નિસ્સૃત્ય સૂર્યાત્તુ કૃત્સ્ને નક્ષત્રમંડલે।**
**ચારસ્યાન્તે વિશત્યર્કે ધ્રુવેણ સમધિષ્ઠિતા॥૬૮॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વભાગમાં***
***'જ્યોતિશ્ચક્રમાં સૂર્યની ગતિ આદિનું કથન' નામનો અધ્યાય પ૪મો સંપૂર્ણ***



## અધ્યાય પપમો

# સૂર્યના રથનો નિર્ણય



સૂત ઉવાચ

**સૌરં સંક્ષેપતો વક્ષ્યે રથં શશિન એવ ચ।**
**ગ્રહાણામિતરેષાં ચ યથા ગચ્છતિ ચામ્બુપઃ॥૧॥**

સૂત પુરાણી સૂર્યનારાયણના રથનું વર્ણન કરતાં શૌનકાદિ ઋષિઓને કહે છે:
હું સૂર્યના રથનું, ચન્દ્ર ને અન્ય ગ્રહોના રથનું તેમ જ સૂર્યનારાયણની ગતિનું સંક્ષિપ્તમાં વર્ણન કરું છું.

હે ઋષિઓ! બ્રહ્માજીએ સંવત્સરોરૂપી અવયવો સહિત સૂર્યના રથનું હેતુસર નિર્માણ કર્યું છે. સુવર્ણના બનેલા તેમના રથના ચક્રભાગમાં ત્રણ નાભિ છે. પાંચ આરા છે. એમાં સઘળા દેવોનો વાસ છે. તેની લંબાઈ ૯૦૦૦ યોજનની છે અને એની બેઠક તથા ધૂંસરીની મધ્યે આવેલા ઈષાદંડ બેગણા વિસ્તારના છે. તેને અંતરિક્ષમાં ગમન કરનાર ઉષ્ણિક્, બૃહતી, ગાયત્રી, અનુષ્ટુપ, ત્રિષ્ટુભ, જગતી ને પંક્તિ છંદરૂપ વેદમય હરિતવર્ણના સપ્ત અશ્વો જોડેલા છે. રથનો અક્ષભાગ ધરી સાથે જોડાયેલો છે. સપ્ત અશ્વ તથા એક પૈંડાથી યુકત રથ આકાશમાં ભ્રમણ કરે છે, અક્ષ સાથે જોડાયેલી ધરીને આધારે એક ચક્રવાળા રથનું પૈડું ફરે છે અને ધરી પોતાના સ્થાન પર રહીને અક્ષ સાથે ફરતી રહે છે. ધરા દ્વારા પ્રેરણા પામતો અક્ષ એક ચક્ર સાથે ઘૂમતો રહે છે. સૂર્યનારાયણના રથને એક પૈડું છે. તેનો સારથિ અરુણ છે.

આવા રથમાં બેસનારા હિરણ્ય સમાન વર્ણના, ચતુર્ભુજાવાળા, બે હાથમાં કમળ અને બીજા બે હાથમાં વરને અભયને ધારણ કરનારા કાળચક્રના નિયામક એવા શ્રીસૂર્યનારાયણનું સ્વરૂપ બ્રાહ્મણ ગ્રંથોમાં તથા વેદમાં વર્ણવવામાં આવેલું છે. દરેક પ્રાણીને જાણનાર સૂર્ય ભગવાન સમગ્ર વિશ્વને નિહાળી શકે તે માટે ઊંચે આકાશમાં અશ્વ તેમનું વહન કરે છે.

સૂર્યદેવને તેની ધરી પર ફરતાં ૨૪ કે ૨૫ દિવસ લાગે છે, એટલે કે પૃથ્વીને પોતાની ધરી પર ફરવા માટે ૨૪ કલાક થાય છે. એ સ્વ-કિરણોથી ગ્રહો, નક્ષત્રો અને તારાઓને પ્રેરણા આપે છે. રથની ધુરા તથા અક્ષ સાથે જોતરાયેલા અશ્વોવાળો સૂર્યદેવનો રથ ધ્રુવમાર્ગે ભ્રમણ કરે છે. સૂર્યના રથની જમણી તરફ ધ્રુવથી નિયમમાં રખાયેલાં ચક્રને અને લગામોથી અશ્વોને અરુણ સારથિ સંયમમાં રાખીને રથને ધરી પર ચલાવે છે.

વાયુની લહરીરૂપ ધૂંસરી અને અક્ષ સહિતનો રથ ખીલા સાથે બાંધેલા રજ્જુ-દોરડા સમાન એક ધરી પર રહીને બધી દિશાઓમાં ફરે છે. એ રથમાં બિરાજેલ સૂર્ય ઉત્તરાયણ તથા દક્ષિણાયન થઈ ગ્રહમંડળોમાં પરિભ્રમણ કરે છે, દેવતાઓને મુનિઓ ભાસ્કરરૂપ સદાશિવનું દિવસ-રાત સતત પૂજન કરતા રહે છે. બબ્બે મહિના સુધી ક્રમશઃ સૂર્યમાં નિવાસ કરીને ભાસ્કરરૂપ શંકર ભગવાનને સ્વતેજથી વૃદ્ધિંગત કરે છે. સ્વ-રચિત સ્તુતિ-સ્તોત્રોથી મુનિઓ સૂર્ય-રવિનું સ્તવન કરે છે. ગંધર્વોને અપ્સરાઓ ગીતો તથા નૃત્યોથી તેની ઉપાસના કરે છે. સૂર્યનું વહન સર્પો કરે છે અને યાતુધાન અર્થાત્ રાક્ષસો તેમને અનુસરે છે, વાલખિલ્ય વગેરે મુનિઓ રવિની ચોતરફ રહીને ઉદિત થવાના માર્ગથી અથવા ઉદયકાળથી પ્રારંભીને અસ્તાચળ તરફ લઈ જાય છે, સૂર્ય અર્થાત્ દિવાકરમાં એ સર્વ બબ્બે મહિના નિવાસ કરે છે. શુક્ર, શુચિ, નભ,નભસ્ય, મધુ, માધવ, ઇષુ, સહ, ઊર્જ, સહસ્ય, તપ અને તપસ્ય-ચૈત્રથી લઇને ક્રમશઃ ફાલ્ગુન મહિના સુધીના ૧૨ મહિનાનું મનુષ્યોનું એક વર્ષ થાય છે. વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર એ છ ઋતુઓ બબ્બે મહિનાની થાય છે. મિત્ર, વરુણ, ઇન્દ્ર, વિવસ્વાન, ધાતા, અર્યમા, પૂષા, પર્જન્ય, અંશુ, ભગ, ત્વષ્ટા અને વિષ્ણુ — એ બાર આદિત્યો છે.

વસિષ્ઠ, અંગિરા, અત્રિ, પલહ, પુલસ્ત્ય, ભૃગુ, ગૌતમ, ભારદ્વાજ, ક્રતુ, કશ્યપ, જમદગ્નિ અને કૌશિક-એ ૧૨ ઋષિઓ છે.

તક્ષક, નાગ,એલાપત્ર, કંકણીકર, વાસુકિ, ઐરાવત, શંખપાલ, મહાપદ્મ, ધનંજય, કંબલ, કર્કોટક, અશ્વતર-એ બાર સર્પો છે. વિશ્વાવસુ, હાહા, હૂહૂ, નારદ, તુંબુરુ, સુરુચિ, ઊગ્રસેન, પરાવસુ, ચિત્રસેન, ધૃતરાષ્ટ્ર, ઊર્ણાયુ અને સૂર્યવર્ચા એ ગંધર્વો છે.

મેનકા, સહજન્યા, પ્રમ્લોચા, પુંજિસ્થલા, કૃતસ્થલા, ધુતાચી, અનુમ્લોચા, પૂર્વચિત્તિ, વિશ્વાચી, ઉર્વશી, રંભા, તિલોત્તમા-એ ૧૨ અપ્સરાઓ છે. સુબાહુ, રથસ્વન, વરુણ, રથચિત્ર, રથૌજા, રથકૃત,તાદર્ય,અરિષ્ટનેમિ, સેનજિત, સુષેણ, ક્ષતજિત-એ ૧૨ યક્ષો છે. પૌરુષેય, સર્પ, વધ, પ્રહેતિ, હેતિ, વાત, આપ, વ્યાઘ્ર, દિવાકર, વિદ્યુત, યજ્ઞોપેત અને બ્રહ્મોપેત- એ રક્ષો છે.

આ બધા દેવો ક્રમશઃ સૂર્યમાં વસે છે. બાર બારની સંખ્યાના એ સાત ગણો સ્વ-સ્થાનના અહંકારી દેવતાઓ છે.

શ્રીવિષ્ણુથી ધાતા સુધી બાર આદિત્ય દેવો છે, આ દેવો ભાસ્કરને પોતાની કાન્તિથી પ્રકાશિત કરે છે. પુલસ્ત્યથી માંડીને કૌશિક સુધીના બાર મુનિવર્યો સ્તોત્રોથી ક્રમશઃ ભાનુની સ્તુતિ કરે છે, વાસુકિથી અશ્વતર સુધીના ૧૨ નાગો આદિત્યરૂપ એ મહાન દેવતાને અનુક્રમે વહન કરે છે, તુંબુરુથી સૂર્યવર્ચા સુધીના ૧૨ ગંધર્વો તેમનાં ગાયનોથી એની ઉપાસના કરે છે, કૃતસ્થલાથી રંભા લગીની બાર દિવ્ય અપ્સરાઓ ક્રમશઃ પોતાનાં મનહર નૃત્યોથી ભાસ્કરનું મનોરંજન કરે છે. રથકૃતથી માંડીને સત્યજિત સુધીના ૧૨ યક્ષો સૂર્યનારાયણની ચોતરફ ક્રમથી બાણ ધારણ કરીને રહે છે, હેતિથી માંડીને યજ્ઞોપેત સુધીના બાર રક્ષ પ્રત્યેક બબ્બે મહિને બબ્બેના જૂથમાં શસ્ત્રો સહિત સૂર્યમાં રહે છે.

આ મુજબ ધાતાને અર્યમા એ બે આદિત્યો દેવો; પુલહ અને પુલસ્ત્ય-એ બે ઋષિઓ; વાસુકિને કંકણીકર -એ બન્ને સર્પો; તુંબુરુ અને નારદ-એ બે ગંધર્વો; કૃતસ્થલા તથા પુંજિકસ્થલા-એ બે અપ્સરાઓ; રથૌજા અને રથકૃત-એ બેઉ યક્ષો; હેતિ ને પ્રહેતિ-એ બે ધાતુધાન રક્ષો-ઉપયુર્કત દેવ સમુદાય વસંતઋતુમાં સૂર્યમાં ચૈત્ર અને વૈશાખ મહિનામાં નિવાસ કરે છે. એજ પ્રમાણે વરુણ તથા મિત્ર એ બે આદિત્ય; વસિષ્ઠ ને અત્રિ-એ બન્ને ઋષિઓ; તક્ષક અને નાગ- એ બે સર્પો; મેનકા અને સહજન્યા- એ બે અપ્સરાઓ; હા હા તથા હૂ હૂ- એ બે ગંધર્વો; રથચિત્ર ને સુબાહુ- એ બે યક્ષો; પૌરુષેય તથા વધ એ બન્ને રક્ષો ગ્રીષ્મમાં જયેષ્ઠ અને અષાઢ મહિનામાં સૂર્યમાં વસવાટ કરે છે.

એ જ પ્રમાણે ઇન્દ્ર ને વિવસ્વાન એ બે આદિત્યો; અંગિરા તથા ભૃગુ ઋષિઓ; શંખપાલ અને એલાપત્ર નામના બે સર્પો; ઉગ્રસેન અને વિશ્વાવસુ ગંધર્વો; રથસ્વન ને વરુણ યક્ષો; પ્રમ્લોચા અને અનુમ્લોચા અપ્સરાઓ; વ્યાઘ્ર ને સર્પો એ બન્ને યાતુધાન રક્ષો; વર્ષાઋતુમાં શ્રાવણ અને ભાદ્રપદ મહિનામાં સૂર્યમાં નિવાસ કરે છે.

પૂષા અને પર્જન્ય નામના આદિત્યો; ગૌતમ અને ભારદ્વાજ ઋષિઓ; ધનંજય અને ઐરાવત બે સર્પો; પરાવસુ અને સુરુચિ ગંધર્વો; વિશ્વાચી અને ધૃતાચી એ અપ્સરાઓ; સુષેણ તથા સેનજિત નામના યક્ષો; વાત અને આપ નામના રક્ષો શરદ ઋતુમાં આવતા આશ્વિન અને કારતક મહિનામાં ભાસ્કરમાં નિવાસ કરે છે.

હેમંતઋતુમાં માર્ગશીર્ષ તથા પૌષ મહિનામાં ભગ ને અંશુ નામના આદિત્યો; ક્રતુ તથા કશ્યપ ઋષિઓ; કર્કોટક અને મહાપદ્મ નામાના સર્પો, ઊર્ણાપુ તથા ચિત્રસેન ગંધર્વો; પૂર્વચિત્તિ ને ઉર્વશી અપ્સરાઓ; અરિષ્ટનેમિ અને તાર્ક્ષ્ય નામે યક્ષો; દિવાકર ને વિદ્યુત નામે રક્ષો સૂર્યનારાયણમાં નિવાસ કરે છે.

એ જ પ્રમાણે શિશિર ઋતુમાં માઘ અને ફાલ્ગુન મહિનામાં અત્રે જણાવેલ દેવતાઓ સૂર્યમાં નિવાસ કરે છે. વિષ્ણુ તથા ત્વષ્ટા નામના આદિત્યો; વિશ્વામિત્ર ને જમદગ્નિ ઋષિઓ; કદ્રૂના પુત્ર કંબલ તથા અશ્વતર નામના સર્પો; સૂર્યવર્ચા અને ધૃતરાષ્ટ્ર ગંધર્વો; રંભા અને તિલોત્તમા અપ્સરાઓ; સત્યજિત અને રથજિત બે યક્ષો; યજ્ઞોપેત અને બ્રહ્માપેત નામે રક્ષો સૂર્યમાં નિવાસ કરે છે.

આ સર્વ દેવતાઓ ક્રમશઃ બબ્બે મહિના નિવાસ કરે છે. ૧૨-૧૨ ની સંખ્યાના આ સાત ગણો પોતાના સ્થાનના અભિમાની દેવો છે. પોતાના શ્રેષ્ઠ તેજથી આ દેવો સૂર્યના તેજની વૃદ્ધિ કરે છે. સ્વરચિત સ્તોત્રો-સ્તુતિઓથી ઋષિઓ રવિની સ્તુતિ કરે છે. અપ્સરાઓ ને ગંધર્વો તેમનાં ગીત-નૃત્યુથી સૂર્યની સેવા કરે છે. યક્ષો બાણ ધારણ કરે છે. સર્પો સૂર્યને વહન કરે છે. યક્ષો તે રક્ષણ માટે તેમની પાછળ-પાછળ ચાલીને તેમને અનુસરે છે. વાલખિલ્ય વગેરે મુનિવર્યો ભાસ્કરને ઉદયાચલથી અસ્તાચલ તરફ લઈ જાય છે. આ દેવોનાં તપ,યોગ, મંત્ર, તેજ, ધર્મ તથા બળથી પ્રદીપ્ત થઇને સૂર્ય પ્રજવલિત રહે છે. આ બધા દેવો બબ્બે મહિના અર્થાત્ વસંત આદિ છ ઋતુઓમાં રવિમાં ક્રમશઃ નિવાસ કરે છે.

દેવતાઓ, ઋષિઓ, સર્પો, ગંધર્વો, યક્ષો, રક્ષો અને અપ્સરાઓ તપે છે, પ્રકાશે છે, વરસે છે, પ્રાણીઓ સર્જે છે. તેઓ પ્રાણીઓનાં અશુભ કર્મોનો નાશ કરે છે. મનુષ્યોને આ દેવો શુભ ફળ આપે છે. તેમનાં જે દુષ્કર્મો હોય તો તેમનો નાશ કરે છે. ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા એ દેવો વાયુના જેવી ગતિવાળા દિવ્ય વિમાનમાં વિહરે છે.

હે ઋષિઓ! આ દેવો વર્ષા વરસાવતા અને પ્રકાશિત થતા અને ચિત્તને આનંદ દેતા રહીને રવિની ચોતરફ પ્રત્યેક દિવસ ભ્રમણ કરે છે ને સઘળાં પ્રાણીઓને વિનાશથી બચાવીને રક્ષણ કરે છે.

સ્વ-સ્થાનના અહંકારી આ દેવતાઓનું હાલમાં જે સ્થાન છે તે ભૂતકાળના મન્વંતરોમાં હતું અને ભવિષ્યમાં થનાર મન્વંતરોમાં યે રહેશે. આ સાતના સમુદાયમાં રહેલ દેવતાઓ બબ્બેના ક્રમે એક-એક ઋતુમાં ૧૪ની સંખ્યાથી રવિમાં રહે છે; અર્થાત્ દરેક ઋતુમાં બે આદિત્ય, બે ઋષિ, બે સર્પ, બે ગંધર્વ, બે અપ્સરાઓ, બે યક્ષ તથા બે રક્ષ ભાસ્કરમાં નિવાસ કરીને ૧૪ મન્વન્તરેના કાળમાં રહે છે. હે પ્રતાપી મુનિવર્યો! દેવાધિદેવનું આ વૃત્તાન્ત મેં સાંભળેલું હતું તે મુજબ સંક્ષિપ્ત અને કયાંક વિસ્તૃત રીતે તમને કહ્યો.

૧૨-૧૨ના જૂથમાં રહેલા આ સપ્ત સ્થાનાભિમાની દેવતાઓ ક્રમશઃ બબ્બે મહિના સૂર્યમાં નિવાસ કરે છે. એક પૈડાંના સૂર્યના રથને સાત અવિનાશી હરિત અશ્વો જોડેલા છે. એ રથમાં આરૂઢ થઇને સૂર્ય વેગીલી ગતિ કરે છે. એક ચક્રવાળા અને સાત અશ્વોના રથથી ગગનમાં ભ્રમણ કરીને ભાસ્કર સાત સાગરની મેખલાવાળી અને સાત દ્વીપવાળી પૃથ્વીને એક અહોરાત્રમાં ઓળંગી જાય છે. ૧-૮૨

અહોરાત્રં રથેના સાપેકચક્રેણ તુ ભ્રમન્।
સપ્ત દ્વીપ સમુદ્રા ગાં સપ્તભિઃ સર્પતે દિવિ॥૮૨॥

***ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'સૂર્યના રથનો નિર્ણય' નામનો ૫૫મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫૬મો

# ચંદ્રના રથનું વર્ણન



સૂત ઉવાચ

વીથ્યાશ્રયાણિ ચરતિ નક્ષત્રાણિ નિશાકરઃ।
ત્રિચ ક્રોભયતોશ્વશ્ચ વિજ્ઞેયસ્તસ્ય વૈ રથઃ॥૧॥

સોમનાથ રથનું વર્ણન કરતાં સૂત પુરાણી શૌનક વગેરે ઋષિઓને કહે છે: પોતાની વીથિયોનો આશ્રય કહીને પોતાના માર્ગે ગતિ કરતાં અશ્વિની આદિ નક્ષત્રોમાં ચન્દ્ર સ્વ-રથમાં બેસીને ક્રમશઃ ભ્રમણ કરે છે. ચન્દ્રમાનો રથ ત્રણ પૈડાંનો છે. એ રથની ડાબી અને જમણી તરફ અશ્વ જોડેલા હોવાથી બન્ને તરફ અશ્વોથી યુક્ત હોવાનું કહે છે. એ રથનાં ત્રણ પૈડાંને ૧૦૦ આરા છે. એ રથને મનના જેવા વેગીલા, શુકલ વર્ણના, હૃષ્ટપુષ્ટ દિવ્ય દસ અશ્વો જોડેલા છે.

શુભ્ર કિરણોવાળો ચન્દ્ર જળમય ધવલ કિરણો સહિત દેવતાઓ તથા પિતૃઓની સાથે આ રથ દ્વારા આકાશમાં ભ્રમણ કરે છે. સુદ-શુકલ પક્ષની આદિ તિથિ પ્રતિપદાએ સૂર્યના અગ્રભાગમાં રહીને ચન્દ્ર દરરોજ સતત ગતિ કરતો રહે છે. શુકલ-સુદ પક્ષને અંતે તે પૂર્ણ થાયછે. એ સૂર્યમંડળનો પૃથ્વીનો ઉપગ્રહ છે.બધાં નક્ષત્રોમાંથી ચન્દ્રની એક પરિક્રમા થવાને અંદાજે ૨૭ દિવસ ૧૯ ઘડી લાગે છે. કદીક વધઘટ થાય છે. ચન્દ્ર પૃથ્વીની આજુબાજુ ફરે છે તેથી તે પૃથ્વીનો ઉપગ્રહ છે, ચન્દ્રને પ્રકાશ સૂરજ આપે છે. ચંદ્રના પ્રકાશિત ભાગમાંનો જેટલો ભાગ પૃથ્વી ભણી હોય છે, તેટલો જ પ્રકાશ દેખાય છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરતાં ફરતાં સૂર્યને પૃથ્વી એમ બન્નેની મધ્યમાં આવે છે, તે વખતે તેનો અડધો પ્રકાશિત ભાગ સૂર્ય ભણી હોય છે. એ વેળા આપણે ત્યાં પૃથ્વી પર અમાવાસ્યા થાય છે. અમાવાસ્યા પછી પાછો ચન્દ્ર પૂર્વ ભણી જવા માંડે છે, ત્યારે તેનો પ્રકાશિત ભાગ આપણા ભણી હોય છે, પૂનમને દિવસે સૂર્ય તથા ચન્દ્ર પૂર્ણ દેખાય છે ત્યાર પછી તે પાછો પૂર્વમાં જાય છે, તેમ તેમ તેનું પ્રતિબિંબ પશ્ચિમ ભણીથી ક્રમશઃ વધુને વધુ અપ્રકાશિત દેખાવા માંડે છે. એ મુજબ ચન્દ્રની કળામાં વધઘટ થાય છે. ચન્દ્ર પૃથ્વીની આજુબાજુ ફરતો હોવા છતાં સૂર્યની આજુબાજુ ઘૂમે છે એટલે આ વખતમાં પૃથ્વી થોડી આગળ જાય છે. તેથી ચન્દ્રને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં શુમારે ૨૯ દિવસ લાગે છે. પૃથ્વીની આજુબાજુ ચન્દ્ર જેટલા વખતમાં ફરે છે, તેટલા વખતમાં ચન્દ્ર પેતાની ધરીની આજુબાજુ એક પ્રદક્ષિણા કરે છે. એટલા માટે ચન્દ્રનો માત્ર અર્ધોભાગ નિત્ય દેખાય છે, બાકીનો અડધો ભાગ લેશમાત્ર દેખાતો નથી.

આપણો પિતૃગણ ચન્દ્ર પર રહે છે. એ જ કારણથી માનવીઓના ૧૫ દિવસ તે પિતૃલોકનો એક દિવસ ગણાય છે. પૃથ્વી પર ૨૪ કલાકનો અહોરાત્ર થાય છે, આનાથી ૨૯½ ગણો અહોરાત્ર ચન્દ્ર પર થાય છે, કેમ કે ચન્દ્રમાને ધરીની આજુબાજુ ઘૂમતાં ૨૯ દિવસ લાગે છે, તેથી પૃથ્વી પરના શુમારથી ગણતાં આપણા ૧૪ દિવસ જેટલો ચન્દ્રનો એક દિવસ ને તેટલી જ રાત હોય છે. એ જ કારણે માનવીઓના ૧૫ દિવસ તે પિતૃલોકનો એક દિવસ ગણાય છે.

ચન્દ્રમા જીવ છે અને સૂર્ય શંકર છે. ૧૫ કળાથી ચન્દ્રમા પૃથક્ ભ્રમણ કરે છે. ૧૬મી કળાથી અમાસનો સૂર્ય સાથે વાસ કરે છે. ચન્દ્રમાની વૃદ્ધિ ને હ્રાસ ચન્દ્રની કળાઓનો જ છે, પરંતુ ચન્દ્રનો પોતાનો નથી. ચન્દ્રમંડળ જળમય છે ને સૂર્યમંડળ તેજોમય છે. એ બન્ને જ્યારે એક જ નક્ષત્રમાં હોય, ત્યારે ચન્દ્ર દેખાતો નથી, કેમ કે સમપ્રદેશમાં આવેલ સૂર્યમંડળનું ચક્ષુને વ્યવધાન થાય છે, તે તિથિ અમાસ કહેવાય છે. તે પછી ૬૦ ઘડીએ ચન્દ્ર બીજા નક્ષત્રમાં જાય છે. સૂર્યનારાયણ ૧૩ દિવસે બીજા નક્ષત્રમાં જાય છે. એ કારણે પ્રતિપદાથી માંડીને વિષમ રીતે રહેલા સૂર્યમંડળનો પંદરમો-પંદરમો ભાગ ચન્દ્રના જળમય મંડળમાં પ્રતિબિંબિત થયેલ જોવાય છે, તેને કળા કહે છે.

આ રીતે થતાં પંદરમે દિવસે સૂર્ય ને ચન્દ્ર વચ્ચે તેર નક્ષત્રનું અંતર પડે છે, તેથી ૨૭ નક્ષત્રોના રાશિચક્રની મધ્યે સામસામા સૂર્ય ચન્દ્ર આવે છે. તે વખતે પૃથ્વીની છાયામાં ચિહ્નવાળું સંપૂર્ણ પ્રતિબિંબ ચન્દ્રમંડળમાં જણાય છે, તે તિથિ પૂનમ કહેવાય છે.

મહિનાના ૧૫ દિવસ પૂર્ણિમાએ પૂરા થયા બાદ અમાવાસ્યા સુધી દેવતાઓએ નિત્ય કરેલું સોમપાન સુષુમ્ણા કિરણથી ક્રમિક રીતે પૂર્ણ કરીને સૂર્ય-ચન્દ્રની કળાને વૃદ્ધિંગત કરે છે. ત્યારબાદ કૃષ્ણ પક્ષમાં દ્વિતીયાથી માંડીને ચતુર્દશી સુધી સોમસંબંધી અત્યંત મધુર અમૃતનું ઇન્દ્રાદિ દેવો ઋષિઓ અને પિતૃઓ સાથે પૂર્ણિમાની માત્ર એક જ રાત્રે અમૃતરૂપ સોમનું સેવન કરે છે. અમૃતરૂપ સોમની કળાઓનું પાન કર્યા બાદ કૃષ્ણ પક્ષમાં ક્રમશઃ એ કળાઓ ક્ષીણ થતી જાય છે. આદિત્ય, વસુ, રુદ્ર ને અશ્વિનીકુમાર વગેરે ૩૩ દેવતાઓ અને ૩૩ કરોડ દેવોના પુત્ર-પૌત્રો આદિ દેવો સોમરૂપ કળાઓનું સેવન કરે છે.

આ પ્રમાણે અડધા મહિના પર્યંત સોમનું દરરોજ પાન કર્યા બાદ દેવો અને પિતૃઓ અમાસના દિવસે સોમમાં નિવાસ કરે છે. કળાત્મક સોમનો ૧૫મો ભાગ અવશિષ્ટ રહેતાં અમાવાસ્યાના અપરાહ્ણ કાળમાં પિતૃઓ બે ઘડી સુધી અલ્પ પ્રમાણમાં તેનું સેવન કરે છે. પૂનમને દિવસે પિતૃઓએ કળાત્મક સોમપાન કર્યું હોય છે તે અમાસ સુધી ક્ષીણ થતાં તે દિવસે જે ભાગ અવશિષ્ટ રહે છે, તે પંદરમો ભાગ કહેવાય છે. તે ક્ષીણ થયા બાદ શુક્લ પક્ષમાં પૂર્ણિમાને દિને પંદર કળાઓ પૂરી થયા પછી કૃષ્ણ પક્ષની પ્રતિપદાના દિને ૧૬ કળાઓથી ચન્દ્ર પુનઃ પૂર્ણ થાય છે, એ પ્રમાણે બન્ને શુક્લ અને કૃષ્ણ પક્ષના આદિમાં ચન્દ્રની વૃદ્ધિ ને ક્ષય પામતી કળાઓ કહેવાઈ છે. સૂર્યના નિમિત્તથી શુક્લ પક્ષમાં ચન્દ્રકળાઓની વૃદ્ધિ થતી હોય છે. ૧-૧૮

**વૃદ્ધિક્ષયૌ વૈ પક્ષાદૌ ષોડશ્યાં શશિનઃ સ્મૃતૌ।**
**એવં સૂર્યનિમિત્તૈષા પક્ષવૃદ્ધિર્નિશા કરે॥૧૮॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'ચંદ્રના રથનું વર્ણન' નામનો ૫૬મો અધ્યાય સંપૂર્ણ*



અધ્યાય ૫૭મો

# બુધ આદિ ગ્રહોના રથો તથા જ્યોતિશ્ચક્રમાં તેમની ગતિ



સૂત ઉવાચ

અષ્ટભિશ્ચ હયૈર્યુક્ત સોમપુત્રસ્ય વૈ રથઃ।
વારિ તેજોમયશ્ચાથ પિશંગૈશ્ચૈવ શોભનૈઃ॥૧॥

સૂત પુરાણી કહે છે:

બુધનો રથ તેજોમય અને રથમય છે. પિંગળા રંગના સુંદર આઠ અશ્વોથી તે યુક્ત છે. દૈત્યોના ગુરુ શુક્રનો રથ જુદા જુદા રંગના દસ બલિષ્ઠ અને પૃથ્વીમય અશ્વોથી યુક્ત છે. સુવર્ણના મંગળના અત્યંત સુંદર રથને અષ્ટ અશ્વો જોડેલા છે. ગુરુનો રથ સુવર્ણનો છે ને આઠ અશ્વોથી યુક્ત છે. શનિનો રથ લોખંડનો છે. કાળા રંગના દસ જળમય અશ્વો તેને જોડેલા છે. સૂર્યનારાયણના દુશ્મન રાહુનો રથ આઠ અશ્વોવાળો હોવાનું કહેલું છે. એ સર્વ ગ્રહો વાયુરૂપ દોરી દ્વારા ધ્રુવની સાથે જોડાયેલાં છે.

ધ્રુવ થકી ભ્રમણ કરાતા એ ગ્રહોના રથો પોતપોતાની ધરી પર ઘૂમતા રહે છે. તારાના પરિમાણમાં ભાસ્કરનાં કિરણો છે. એ બધાં ધ્રુવ સાથે જોડાઇને ભ્રમણ કર્યા કરે છે અને ધ્રુવને પોતાની ધરી પર ભ્રમણ કરાવે છે. વાયુમંડળથી પ્રેરાઇને તારાઓ અલાતચક્ર અથવા ઉંબાડિયું ગોળ-ગોળ ફેરવવામાં આવે તેમ પોતાની ધરી પર પ્રકાશિત થઇને ઘૂમે છે. જ્યોતિશ્ચક્ર જે વાયુથી ફર્યા કરે છે તે વાયુને પ્રવહ કહે છે. એ વાયુને કારણે સૂર્ય, નક્ષત્રો, ગ્રહો અને તારાગણ શિવલિંગનાં દર્શન કરવાને માટે ગગનમાં ઊર્ધ્વમુખ અને અભિમુખ થઇને ચક્રાકારે ધ્રુવને આધારે પોતાની ધરી પર ફરે છે. સૂર્યનો મધ્યભાગ ૯૦૦૦ યોજનના વિસ્તારનો છે. તેના મંડળના પ્રમાણથી તેનો વિસ્તાર ત્રણ ગણો છે. સૂર્યના વિસ્તારથી ચન્દ્રનો વિસ્તાર બે ગણો છે. રાહુનો વિસ્તાર સૂર્ય ને ચન્દ્રના વિસ્તાર જેટલો હોવાથી તે તેમના અડધા ભાગે રહીને ગતિ કરે છે અને મંડલાકૃતિવાળી પૃથ્વીની છાયાને ગ્રહણ કરે છે.

રાહુનું જે તમોમય સ્થાન છે તે ગ્રહમંડળમાં ત્રીજું સ્થાન છે. ચન્દ્રના ૧૬મા ભાગ જેટલો શુક્રનો વિસ્તાર છે. શુક્રના વિસ્તારથી ભાગ જેટલો ઓછો વિસ્તાર બૃહસ્પતિનો છે. શનિ તથા મંગળનો વિસ્તાર બૃહસ્પતિના વિસ્તાર પ્રમાણથી પા-પા ભાગ જેટલો ઓછો છે. મંગળ ને શનિ એ બન્નેના મંડળ વિસ્તારથી પા ભાગ જેટલો ઓછો વિસ્તાર બુધનો છે. પ્રકાશરૂપ દેહવાળા તારાઓ અને અશ્વિની વગેરે નક્ષત્રોના વિસ્તારને બુધના મંડળના વિસ્તાર જેટલો માનવો. એકબીજાથી ઊતરતી કોટિના નક્ષત્રરૂપ અસંખ્ય તારલાઓને એકબીજાથી ૫૦૦, ૪૦૦, ૩૦૦ અને ૨૦૦ યોજનના વિસ્તારના અંતરે રહેલા જાણવા. બધા તારાઓ તથા નક્ષત્રોથી ઉપર બે-બે યોજનના વિસ્તારનાં નાનાં તારામંડળો છે. તેમનાથી નાના આકારના અર્થાત્ બે યોજનના વિસ્તાર પ્રમાણથી નાના અન્ય તારાઓ નથી. તેમનાથી ઉપર દૂર-દૂર ગતિ કરનારા મંદચારી શનૈશ્ચર, ગુરુ તથા મંગળ — એ ત્રણે ગ્રહો છે. વળી તેમની નીચે બીજા સોમ, સૂર્ય, બુધ ને શુક્ર આ શીઘ્ર ગતિ કરનારા મોટા ચાર ગ્રહો છે. જે તારામંડળોના સમૂહથી નક્ષત્રો

થયેલાં છે એવા કોટિ-કોટિ તારાસમૂહોના તારાનક્ષત્રોની સંખ્યા જેટલા કરોડો સૂક્ષ્મ તારલાઓ ધ્રુવના નિયમ મુજબ નક્ષત્રોનાં તારામંડળોના માર્ગમાં નિશ્ચળ સ્થિતિ કરીને રહેલા છે. સૂર્યનારાયણના સાત અશ્વોની ગતિ ઉચ્ચ ને નીચના ક્રમથી કહેવામાં આવે છે.

ઉત્તરાયણના માર્ગમાં ચન્દ્રમા રહેલો હોય છે, ત્યારે ઉચ્ચત્વને કારણે પૂનમને દિને દેખાય છે. એ વખતે નીચ વીથિનો આશરો લઇને દક્ષિણાયનમાં રહેલો સૂર્ય પૂર્ણિમા અને અમાવાસ્યાના દિવસે ભૂમિરેખાથી આવૃત થવાને કારણે શીઘ્ર અસ્ત થાય છે. અમાવાસ્યાને દિવસે સૂર્ય તથા ચન્દ્રમા એક જ નક્ષત્રમાં હોય છે. તે દિવસે સૂર્ય ને પૃથ્વીની મધ્યે ચન્દ્રમા આવતો હોઈ તેના જે ભાગ પર સૂર્યને પ્રકાશ પડે તે ભાગ પૃથ્વી તરફ નથી રહેતો, તેથી જાણે ચન્દ્રમા છે જ નહીં એવું લાગે છે, એટલા માટે અમાસે ચન્દ્રમા દેખાતો નથી.

વિષુવ દિવસ અર્થાત્ તુલા અને મેષ સંક્રાન્તિના દિવસે ભાસ્કર અને ચન્દ્રમાનો ઉદય તથા અસ્તકાળ સરખા હોય છે. દિવસ અને રાત સરખી ઘડીવાળાં હોય છે. અર્થાત્ ૩૦ ઘડીનો દિવસ અને ૩૦ ઘડીની રાત થાય છે. ઉત્તરાવીથિમાં વિષમકાળથી સૂર્ય અને ચન્દ્રનો ઉદય-અસ્ત થાય છે. જ્યોતિશ્ચક્રનું અનુવર્તન કરનાર સૂર્ય અને ચન્દ્રના એ કાળ પૂનમ અને અમાસના દિવસ જાણવા. એ દિવસે સૂર્યનારાયણ ને ચન્દ્રના ઉદય-અસ્તકાળ વિષમ હોય છે. દક્ષિણાયનમાં સૂર્ય બધા ગ્રહોના અડધા ભાગે થઇને ભ્રમણ કરે છે. પોતાનાં મંડળને વિસ્તૃત કરીને ચન્દ્ર તેના ઉપરના ભાગમાં રહીને ગતિ કરે છે. બધાં નક્ષત્રોમાં તારામંડળ સોમથી ઉપલા ભાગમાં રહીને ફરે છે. નક્ષત્રોથી ઉપલા ભાગમાં બુધ અને બુધથી ઉપર રહીને શુક્ર ભ્રમણ કરે છે. મંગળ શુક્રથી ઉપરના ભાગમાં રહીને ગતિ કરે છે. બૃહસ્પતિથી ઉપર શનૈશ્ચર અને શનૈશ્ચરથી ઉપર સપ્તર્ષિઓનું મંડળ છે અને એ સપ્ત ઋષિઓના ઉપરના ભાગે ધ્રુવ પોતાની સ્થિતિ કરીને રહેલા છે. એ વિષ્ણુલોકનું શ્રેષ્ઠ જ્ઞાન પ્રાપ્ત કરીને મનુષ્ય પાપમુક્ત થાય છે.

અત્રે ઉપર્યુક્ત જણાવેલો ક્રમ ગ્રહો, નક્ષત્રો તથા તારલાઓ એકબીજાથી સહસ્રો યોજન ઉપર છે એવું સૂચવે છે. સૂર્ય ને ચન્દ્ર વગેરે ગ્રહો દિવ્ય તેજથી યુક્ત હોવાથી નક્ષત્રોમાં અને રાશિઓમાં હમેશાં નિત્ય ભ્રમણ કરે છે. સૂર્યાદિ ગ્રહો, નક્ષત્રો અને તારાઓમાં ઉચ્ચ, નીચ તથા ઋજુભાવે રહેલા છે. એમનો એકબીજા સાથે થતો સમાગમ અને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં થતું તેમનું ગમન એક સાથે જોવામાં આવે છે. તે એક જ વખતે નિહાળી શકાય છે.

સંવત્સર વગેરે ભેદથી છ ઋતુઓ પાંચ પ્રકારે પરિવર્તન પામે છે. એ પરસ્પર એકબીજાનો આશરો લઇને રહેલી છે. એક ઋતુ પૂરી થયા પછી તરત બીજી ઋતુ તેની જોડે જોડાઇ જાય છે. એમનું એ પરસ્પરનું જોડાણ વિશુદ્ધ હોય છે.

હે ઋષિવર્યો! સૂર્ય વગેરે ગ્રહોની ગતિ મેં જેવી સાંભળેલી અને અનુભવે જાણેલી હતી તે ટૂંકમાં તમને કહી છે.

શ્રી રામચંદ્રજીએ શૃંગવેર નગરનાં આધિપત્યપદે ગુહનો અભિષેક કર્યો હતો તથા રુદ્રે દેવતાઓના સૈન્ય સેનાપતિ પદે કાર્તિક સ્વામીને સ્થાપ્યા હતા. તે જ રીતે પદ્મયોનિ એવા બ્રહ્માજીએ હજાર કિરણવાળા સૂર્યનારાયણને બધા ગ્રહોના સ્વામીપદે અભિષિક્ત કર્યા છે.

પોતાનાં સઘળાં શુભ કાર્યો સફળ કરવા માટે તથા આદિત્ય વગેરે ગ્રહોથી થતી પીડાનું નિવારણ કરવાને માટે સત્પુરુષોએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ગ્રહોનું પૂજન કરવું અને તેમને ઉદ્દેશીને અગ્નિમાં હોમ કરવો.

તસ્માદ્ગ્રહાર્ચના કાર્યા અગ્નૌ ચોદ્યં યથાવિધિ।
આદિત્યગ્રહપીડાયાં સદ્ભિઃ કાર્યાઽર્થસિદ્ધયે॥૩૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'બુધ આદિ ગ્રહોના રથ તથા જ્યોતિશ્ચક્રમાં ગ્રહની ગતિનું વર્ણન' નામનો ૫૭મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫૮મો

# સૂર્ય આદિ તત્ત્વોના અભિષેકનું કથન



ઋષય ઊચુઃ
અભ્યષિઞ્ચત્કથં બ્રહ્મા ચાધિપત્યે પ્રજાપતિઃ।
દેવદૈત્યમુખાન્ સર્વાન્ સર્વાત્મા વદ સામ્પ્રતમ્॥૧॥

શૌનકાદિ ઋષિઓએ પૂછ્યું:

હે સૂત! સૌના આત્મારૂપ પ્રજાપતિ બ્રહ્માજીએ મુખ્ય દેવતાઓ અને દૈત્યો આદિ સૌને ક્યાં ક્યાં સ્થાનો પર શી રીતે અભિષિક્ત કર્યા તે હવે અમને આપ કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા:

હે ઋષિવર્યો! પિતામહ ભગવાન બ્રહ્માજીએ સૂર્યનારાયણને ગ્રહોના અધિપતિપદે અને સોમને નક્ષત્રો અને ઔષધિ અર્થાત્ અન્નાદિના સ્વામી તરીકે સ્થાપ્યા. જળના અધિષ્ઠાતા દેવતા વરુણ છે. ધનના અધિપતિ યક્ષોના રાજા કુબેર છે. આદિત્યોના શ્રીવિષ્ણુ, વસુઓના અગ્નિ; પ્રજાપતિઓના દક્ષ; મરુતના ઇન્દ્ર, દૈત્યો અને દાનવોના પ્રહ્‌લાદ; પિતૃઓના અધિપતિરૂપે ધર્મ; માંસ ખાનારાઓના નિર્ઋતિ; પશુઓના, ભૂતોના તથા ગણોના નાયક નંદીના રુદ્ર; અને વીરોના અધિપતિ વીરભદ્ર છે. પિશાચોના વિશ્વદેવ ગણ અને સઘળા દેવતાઓથી નમસ્કાર કરાયેલ ચામુંડાને માતાઓના અધિપતિપદે બ્રહ્માજી સ્થાપિત કર્યાં. રુદ્રોના અધિપતિપદે દેવાધિદેવ ભગવાન શંકરને અભિષિક્ત કર્યા. વિઘ્નોના અધિપતિપદે હાથીના મુખવાળા વ્યોમજ અર્થાત્ શંકર ભગવાનથી ઉત્પન્ન થયેલા ગણપતિ વિનાયક દેવને સ્થાપ્યા. સ્ત્રીઓનાં અધિષ્ઠાત્રીરૂપે ઉમાદેવીના અને વાણીના અધિપતિપદ પર પિતામહ બ્રહ્માજીએ સરસ્વતીદેવીને અભિષિક્ત કર્યાં.

શ્રીવિષ્ણુ માયાવીઓના અધિપતિ છે. વિશ્વના અધિપતિ તરીકે બ્રહ્માજીએ પોતાને સ્થાપ્યા છે. ગિરિઓના અધિપતિપદે હિમાલયને, નદીઓના અધિપતિ તરીકે ગંગાજીને અભિષિક્ત કર્યાં. સઘળા સાગરોના સ્વામી તરીકે વરુણને, વૃક્ષોના અધિપતિ વડ ને પીપળો છે. કિન્નરો, વિદ્યાધરો અને ગંધર્વો અધિપતિ તરીકે ચિત્રરથ નામના ગંધર્વને નિમ્યા. નાગોના સ્વામી તરીકે અત્યંત તેજસ્વી વાસુકિની ને સર્પોના અધિપતિ તરીકે અતિ પરાક્રમી તક્ષકની સ્થાપના કરી. દિગ્ગજોના અધિપતિપદે અત્યંત મહાબળવાન એરાવતને; પંખીઓના સ્વામી તરીકે ગરુડને તથા અશ્વોના રાજાને સ્થાને ઉચ્ચૈઃશ્રવાને અભિષિક્ત કર્યા. મૃગલાઓના અધિપતિરૂપે સિંહને, ગાયોના સ્વામી તરીકે બળદને તથા સિંહના અધિપતિપદે શરભ નામે હિંસક પ્રાણીને અભિષિક્ત કર્યા. અપ્રમેય કાર્તિક સ્વામીનો પિતામહ બ્રહ્માજીએ દેવસેનાના સેનાપતિ તરીકે અભિષિક્ત કર્યા. શંકરના અવતારરૂપ ઈશ એવા લકુલીશને શ્રુતિ-સ્મૃતિઓના સ્વામીપદે અભિષિક્ત કર્યા. એ જ પ્રમાણે કર્દમના પુત્ર શંખપદ અને સુધર્માને ક્રમશઃ દક્ષિણ તથા પૂર્વ દિશાના; કેતુમાનને પશ્ચિમ અને હેમરોમાને ઉત્તર દિશાના સ્વામીપદે બ્રહ્માજીએ સ્થાપિત કર્યા. પૃથ્વીના પાલકપદે પૃથુને અભિષિક્ત કર્યા.

'સર્વ' પદથી જેટલી ને જે જે વસ્તુનો બોધ થાય તે સૌના અધિપતિપદે મહેશ્વર શિવજીને અને પ્રાજ્ઞ, તૈજસ, વિશ્વ અને તુરીયરૂપ ચાર મૂર્તિઓમાં કલ્યાણકારી, બધા વિષયોના જ્ઞાની, ધર્મરૂપ વાહનવાળા શંકર સર્વજ્ઞ પરમાત્મા વૃષભધ્વજ પરમ શિવજીને બ્રહ્માજીએ અભિષિક્ત કર્યા. શંભુ પરમાત્માની કૃપાથી ભુવનોના ઈશ્વર પવિત્ર બ્રહ્માજી પૂર્વે આ પ્રમાણે ક્રમશઃ આ દેવોનો અભિષેક કર્યો. શંકર ભગવાનની કૃપાથી ભુવનોના પરમેશ્વર પવિત્ર બ્રહ્માજી પૂર્વે આ પ્રમાણે ક્રમશઃ આ દેવતાઓનો અભિષેક કરીને પોતપોતાના સ્થાને શોભવા લાગ્યા.

હે મુનિશ્રેષ્ઠો! વિશ્વયોનિ બ્રહ્માજીએ આ વિશિષ્ટ દેવોને જે જે સ્થાનો પર અભિષિક્ત કર્યા તે બધા વિશે મેં તમને સવિસ્તર કહ્યું. ૧-૧૭

**એતદ્વો વિસ્તરેણૈવ કથિતં મુનિપુંગવાઃ।**
**અભિષિક્તાસ્તતસ્ત્વેતે વિશિષ્ટા વિશ્વયોજિતા॥૧૭॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'સૂર્ય આદિ તત્ત્વોના અભિષેકનું કથન' નામનો ૫૮મો અધ્યાય સંપૂર્ણ*

❋ ❋ ❋

## અધ્યાય ૫૯મો

# સૂર્યના ઉદયાસ્તનું અને કિરણોના સ્વરૂપનું વર્ણન



સૂત ઉવાચ

**એતચ્છ્રુત્વા તુ મુનયઃ પુનસ્તં સંશયાન્વિતાઃ।**
**પપ્રચ્છુસ્તરં ભૂતસ્તદા તે રોમહર્ષણમ્॥૧॥**

સૂતજી બોલ્યા:

ઉપર્યુક્ત સઘળી વાતો સૂણીને શંકાગ્રસ્ત થયેલા મુનિવર્યોએ રોમહર્ષણને વારંવાર ફરીફરી પૂછવા લાગ્યા.

ઋષિઓ બોલ્યા: બધા પ્રવક્તાઓમાં શ્રેષ્ઠ હે સૂત! તમે અમને ગ્રહો અને નક્ષત્ર વગેરે વિશે અત્રે જે કહ્યું તે બધાનો નિશ્ચયપૂર્વકનું વૃત્તાંત અમને વિસ્તૃત રીતે કહેવાની કૃપા કરો.

ઋષિવર્યોનાં આ વચન સાંભળીને સૂતજી સ્વસ્થ ચિત્તના થઇને તેમની શંકાનું નિવારણ કરવાને માટે મધુર વાણીથી તેમને કહેવા લાગ્યા. આ વિષયમાં અગાધ જ્ઞાનવાળા અને સ્થિર વ્યાસ વગેરે મહાપ્રાજ્ઞોએ સૂર્ય ને ચન્દ્રની ગતિ વિશે જે કહ્યું છે, તે હું તમને કહું છું. સૂર્ય ને ચન્દ્ર વગેરે ગ્રહોનાં પોતપોતાનાં નિશ્ચિત સ્થાન છે.

હવે અગ્નિની ત્રણ જાતની ઉત્પત્તિ કહું છું:

દિવ્ય, પાર્થિવ અને ભૌતિક એમ અગ્નિના ત્રણ પ્રકાર છે. કલ્પાંતે અવ્યક્તસ્વરૂપ પ્રજાપતિ બ્રહ્માજીની રાત્રિ પૂરી થવા આવી, ત્યારે આ બ્રહ્માંડ હજી રાત્રિના તિમિરથી વ્યાપેલી હોવાથી સ્પષ્ટ જણાતું નહોતું. પ્રલયકાળે પૃથ્વીતત્ત્વ સિવાય સૃષ્ટિમાં કેવળ ચાર જ તત્ત્વ રહ્યાં હતાં ને બીજું સર્વ કંઈ નાશ પામ્યું હતું. ત્યારે વિશ્વનું સર્જન કરવાની ઇચ્છાથી સૌ લોકોનું હિત કરનાર સ્વયંભૂ પરમાત્મા બ્રહ્માજી આગિયાની જેમ બ્રહ્માંડમાં વિચરવા લાગ્યા. પૃથ્વી ને જળનો આશ્રય કરી રહેલા બ્રહ્માજીએ સૃષ્ટિની આદિમાં પૃથ્વી તથા જળનું સંયોજન કરીને પ્રકાશને માટે અગ્નિનું સર્જન કર્યું. પછી અગ્નિના ત્રણ વિભાગ કર્યા. બ્રહ્માંડમાં રહેલ વાયુ પાર્થિવ વહ્નિ કહેવાય છે. સૂર્યમાં રહેલો જે તાપ છે તે અગ્નિનું નામ શુચિ છે. જળથી પેદા થતા અગ્નિને વિદ્યુત કહે છે.

હવે એ ત્રણે અગ્નિનાં લક્ષણ કહું છું:

વૈદ્યુત, જાઠર અર્થાત્ જઠરમાં રહેલાં પાર્થિવને સાર અર્થાત્ સૂર્યથી ઉત્પન્ન થયેલો શુચિ — એ ત્રણે અગ્નિ વારિગર્ભ અર્થાત્ જળના ગર્ભથી પેદા થયેલો છે. સૂર્યનારાયણ સ્વકિરણો દ્વારા જળનું આકર્ષણ કરીને પ્રકાશે છે. વૈદ્યુત અગ્નિ જળથી ઉત્પન્ન થયેલો છે, એ અગ્નિ જળથી બુઝાવી શકાતો નથી. મનુષ્યોના જઠરમાં રહેલો પ્રદીપ્ત જઠર અગ્નિ શાન્ત થતો નથી. એ અગ્નિ કાંતિરહિત છે.

અસ્ત થતા સૂર્યનારાયણના શુકલ મંડળમાંથી નીકળતી ગરમી ને તેજનો પા ભાગ સૂર્યમાંથી રાત્રે અગ્નિમાં પ્રવેશે છે તેથી અગ્નિ દૂરથી યે પ્રકાશ આપે છે. તે જ પ્રમાણે ઉદય થતાં સૂર્યમાં અગ્નિની ઉષ્ણતા પુનઃ પ્રવેશે છે. અગ્નિમાં પાર્થિવ અગ્નિનો પા ભાગ હોવાથી તે ઉષ્ણતા આપે છે. શુચિ નામે અગ્નિમાં પ્રકાશ અને ઉષ્ણતાનો પ્રવેશ થતો હોઈ પરસ્પર એ બન્નેની વૃદ્ધિ થાય છે. વિષુવવૃત્તથી ઉત્તરે તથા દક્ષિણે ભૂમિના અડધા ભાગમાં સૂર્યમાં શુચિ નામનો રહેલો અગ્નિ પુનઃ પ્રકાશવા માંડે છે. સૂર્યનો ઉદય થતાં તેનાં કિરણો જળમાં પ્રવેશે છે. માટે જળ તામ્ર અર્થાત્ સહેજ અરુણ વર્ણનું જણાય છે.

રાત્રિમાં દિવસનો પ્રવેશ થતાં એટલે સંધ્યાટાણે સૂર્યનો અસ્ત થાય છે, ત્યારે દિવસે પ્રકાશતો સૂર્ય જળમાં પ્રવેશે છે તેથી કાન્તિમાન્ જળ તે વખતે શુકલ વર્ણનું જણાય છે. આ પ્રમાણે ભૂમિના ઉત્તર અને દક્ષિણાર્ધમાં રહેલો સૂર્ય ઉદય ને અસ્ત પામતી વેળા જળમાં પ્રવેશે છે. પોતાનાં કિરણો દ્વારા જળનું

આકર્ષણ કરીને **તપતા સૂર્યમાં રહેલા દિવ્ય અગ્નિનું** નામ શુચિ છે અને એ અગ્નિ પાર્થિવ અગ્નિ યુક્ત છે. હજાર કિરણોવાળો અગ્નિરૂપ સૂર્ય ઘડાના જેવો વર્તુળાકાર છે. એ સૂર્ય પોતાના સહસ્રો કિરણો દ્વારા નદી, કૂવા, વાવ, સાગર અને નહેર વગેરેમાંથી ચોતરફથી જળનું આકર્ષણ કરે છે અને શીત, વર્ષા તથા ઉષ્ણતારૂપે એ સહસ્રો કિરણોથી વિશ્વને તેની અનુભૂતિ કરાવે છે. એમાંના ૪૦૦ કિરણો વિચિત્ર સ્વરૂપે જળવૃષ્ટિ કરે છે. અમૃતા, પતના, કેતના, માલ્પા અને ભજના નામનાં સઘળાં કિરણો વૃષ્ટિનું સર્જન કરે છે. તે જ પ્રમાણે વાત્સ્યા, ચંદ્રભા, હ્લાદિ, વાત્સ્યા, મેધા અને રેશા આદિ ૩૦૦ કિરણો હિમનું સર્જન કરે છે. ચન્દ્રની જ્યોત્સ્ના જેવો એમનો વર્ણ હોય છે.

જગતનું પોષણ કરનાર સૂર્યનારાયણનાં કિરણો શુક્લ તથા પીત વર્ણનાં હોવાથી તે અત્યંત દીપ્તિમાન હોય છે. તે સર્વનું નામ શુકલ છે. એ ૩૦૦ કિરણો દુનિયાને ગરમીનો અનુભવ કરાવે છે. સોમ અને સૂર્યરૂપી સામ્બ સદાશિવ ઉપર્યુક્ત ત્રણ જાતનાં કિરણો દ્વારા મનુષ્યો, પિતૃઓ તથા દેવોનું પોષણ કરે છે. મનુષ્યોને ઔષધો વડે, પિતૃઓને સ્વધા દ્વારા તથા બધા દેવોને અમૃતથી ત્રણ જાતનાં કિરણો દ્વારા તૃપ્ત કરે છે.

વસંત ને ગ્રીષ્મ ઋતુમાં સૂર્યનારાયણ ૩૦૦ કિરણોથી તપીને ગરમી આવે છે. વર્ષા અને શરદ ઋતુમાં ૪૦૦ કિરણોથી જળવૃષ્ટિ કરે છે. હેમન્ત અને શિશિર ઋતુમાં ૩૦૦ કિરણોથી શીતળતા વરસાવે છે.

ઇન્દ્ર, વરુણ, મિત્ર, પૂષા, ભગ, ધાતા, અર્યમા, ત્વષ્ટા, વિવસ્વાન, અંશુ, અર્યમા, પર્જન્ય તથા વિષ્ણુ – એ બાર આદિત્યોમાંનો વરુણ નામનો આદિત્ય મહા માસનો અધિપતિ છે. ફાલ્ગુન મહિનાનો પૂષા; ચૈત્રનો અંશુ; વૈશાખનો ધાતા; જ્યેષ્ઠનો ઇન્દ્ર; અષાઢનો અર્યમા; શ્રાવણનો વિવસ્વાન; ભાદ્રપદનો ભગ; આશ્વિન મહિનાનો પર્જન્ય; કાર્તિકનો ત્વષ્ટા; માર્ગશીર્ષનો મિત્ર અને પોષના અધિપતિ વિષ્ણુ છે. એ સનાતન અર્થાત્ અવિનાશી છે.

વરુણ નામનો આદિત્ય તેના આધિપત્યમાં ૫૦૦૦ રશ્મિઓથી પૃથ્વીને તપ્ત કરે છે. પૂષા દેવતા ૬૦૦૦ કિરણોથી, અંશુ ૭૦૦૦ રશ્મિઓથી, ધાતા ૮૦૦૦ કિરણોથી, ઇન્દ્ર ૯૦૦૦ કિરણોથી, વિવસ્વાન ૧૦૦૦૦ કિરણોથી, મિત્ર ૭૦૦૦ કિરણોથી અને ત્વષ્ટા આદિત્ય તેના આધિપત્યમાં પૃથ્વીને ૮૦૦૦ કિરણોથી તપ્ત કરે છે. અર્યમા ૧૦૦૦૦થી, પર્જન્ય ૯૦૦૦થી અને પોષના અધિપતિ વિષ્ણુ નામના આદિત્ય તેના આધિપત્યમાં પૃથ્વીને ૬૦૦૦ કિરણોથી પ્રકાશિત અને તપ્ત કરે છે.

વસંતઋતુમાં સૂર્યનારાયણનો વર્ણ કપિલ હોય છે, ગ્રીષ્મમાં સુવર્ણની કાન્તિ જેવો, વર્ષામાં શ્વેત, શરદમાં પાંડુ, હેમંતમાં તાંબા જેવો અને શિશિરમાં લાલ હોય છે. આ પ્રમાણે સૂર્યનારાયણમાંથી ઉત્પન્ન થયેલા વર્ણ મેં તમને કહ્યા. સૂર્ય ઓષધિમાં બળ આપે છે; સ્વધા થકી પિતૃઓને તૃપ્ત કરે છે તથા દેવોને અમૃત આપે છે.

આ પ્રમાણે ઉપર્યુક્ત ત્રણ તત્ત્વોને સૂર્ય બળ, તૃપ્તિ તથા અમૃત — એ ત્રણ વસ્તુ આપે છે. આ મુજબ જળ, શીતળતા અને ઉષ્ણતા વરસાવનારાં સૂર્યનાં સહસ્રો કિરણો દુનિયાને પ્રાપ્ત થવાથી વિશ્વનું કલ્યાણ થાય છે. સૂર્યનું દેદીપ્યમાન મંડળ શુકલ વર્ણનું તથા દીપ્તમાન છે. સોમ તથા નક્ષત્રો વગેરે ગ્રહોનું ઉદ્ભવ તથા નિવાસસ્થાન છે. ચન્દ્ર આદિ નક્ષત્રો અને ગ્રહો સૂર્યથી ઉત્પન્ન થયા છે.

નક્ષત્રોનો અધિપતિ સોમ એ શંકર ભગવાનનું ડાબું ચક્ષુ છે. સૂર્ય સ્વયં શંકર ભગવાનનું જમણું નેત્ર છે. જગતમાં મનુષ્યોને તેઓ પોતપોતાના કાર્યમાં માર્ગદર્શન આપે છે તેથી 'નયન' કહેવાય છે. ૧-૪૫

**તેષાં જનાનાં લોકેઽસ્મિન્નયનં નયતે યતઃ ॥૪૫॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'સૂર્યના ઉદયાસ્તનું અને કિરણોના સ્વરૂપનું વર્ણન' નામનો ૫૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૬૦મો

# સૂર્યના પ્રભાવનું વર્ણન



**સૂત ઉવાચ**

**શેષાઃ પંચ ગ્રહા જ્ઞેયા ઈશ્વરાઃ કામચારિણઃ।**
**પઠ્યતે ચાગ્નિરાદિત્ય ઉદકં ચન્દ્રમાઃ સ્મૃતઃ ॥૧॥**

સૂત કહે છે:

મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ — સૂર્ય ને ચન્દ્ર સિવાયના બાકીના — આ પાંચ ગ્રહો સમર્થ હોઈ ઇચ્છાનુસાર ગતિ કરનારા છે. અગાઉ કહેવાયેલા બે ગ્રહોમાંનો સૂર્ય એ અગ્નિ છે ને ચન્દ્ર એ જળ છે. મંગળ વગેરે બાકીના ગ્રહોના સ્વરૂપનું સમ્યક્ રીતે વર્ણન કરું છું, તે સાંભળો.

મંગળ ગ્રહ એ દેવસેનાના અધિપતિ કાર્તિકેયનું સ્વરૂપ છે. જ્ઞાની લોકોએ બુધને નારાયણનું સ્વરૂપ કહ્યું છે. હે દ્વિજશ્રેષ્ઠ ઋષિવર્યો! ધીમે ચાલતા શનૈશ્વર સ્વયં સર્વ લોકોના શાસક યમનું સ્વરૂપ છે. લોકો પર દયા કરવા યા તો તેમને શિક્ષા કરવા માટે શક્તિશાળી હોઈ એ પોતે લોકશાસક છે. દેવોના ગુરુ બૃહસ્પતિ તથા અસુરોના ગુરુ શુક્ર એ બે મહા ગ્રહો સૂર્યનું સ્વરૂપ છે અને તેથી એમને પ્રજાપતિના પુત્રો કહેલા છે.

સમગ્ર ત્રિલોકનું મૂળ આદિત્ય છે, તેમાં શંકા નથી. દેવતાઓ, અસુરો તથા માનવીઓ સહિત સકળ વિશ્વ આદિત્યથી જ ઉત્પન્ન થાય છે. ઇન્દ્ર, ઉપેન્દ્ર, રુદ્ર, ચન્દ્ર, અગ્નિ, ભૃગુ, વિપ્રેન્દ્ર તથા દેવતા અને તેજસ્વીઓનું જે સાર્વલૌકિક સંપૂર્ણ તેજ છે તે સઘળા લોકોના ઈશ્વર સર્વાત્મા શંકર ભગવાન છે, તે જ પ્રજાપતિ છે. સૂર્ય જ ત્રિલોકના સ્વામી છે, એ જ સૌનું પરમ ભાગ્યવાન એવું ઉત્પત્તિસ્થાન છે, સૌનું મૂળ છે, એનાથી જ સૌ કોઈ ઉત્પન્ન થાય છે ને એમાં જ વિલીન થાય છે. લોકોની ઉત્પત્તિ, વિનાશ, જન્મ-મરણ, સત્-અસત્, પૂર્વે આદિત્યમાંથી જ ઉદ્ભવેલાં છે.

હે વિપ્રો! અત્યંત તેજસ્વી ને દીપ્તિમાન રવિ ગ્રહ અવિજ્ઞેય છે; એની મહત્તા તથા એના પ્રભાવ વિશે જાણવાનો પ્રયાસ કરાય તો પણ જાણી શકાય તેમ નથી. પ્રાણીઓ એનામાં જ મૃત્યુ પામે છે અને પુનઃ એનાથી ઉત્પન્ન થાય છે.

પળ, મુહૂર્ત, દિવસ, રાત્રિ, પક્ષ, મહિનો, સંવત્સર, ઋતુઓ અને યુગોનું કાળપરિમાણ સૂર્ય વિના સંભવે નહીં. કાળ વિના નિયમ પાળી શકાય નહીં, વ્રત કે દીક્ષા ગ્રહણ કરી શકાય નહીં; રોજિંદી ક્રિયા કરી શકાય નહીં, એનો ક્રમ જાળવી શકાય નહીં તથા ઋતુઓનું વિભાજન થાય નહીં; તો પછી ફૂલ, મૂળ અને ફળ આદિ તો ઉત્પન્ન થાય જ શી રીતે? અન્ન, ઘાસ, વનસ્પતિ આદિ તેના વગર થાય શી રીતે?

પૃથ્વીથી સ્વર્ગલોક સુધીનાં પ્રાણીઓના સર્વ વ્યવહાર જ અટકી પડે. રુદ્રરૂપ આદિત્ય વિના વિશ્વને ઉષ્ણતા અને પ્રકાશ મળે નહીં. વિશ્વને ઉજાસ અને ઉષ્ણતા આપનાર દેવ સૂર્ય જ છે, એ જ કાળ છે, અગ્નિ છે અને એ જ બાર આદિત્યરૂપ પ્રજાપતિ છે.

હે ઋષિવર્યો! સ્થાવર-જંગમ સમગ્ર ત્રિલોકને એ સૂર્ય જ ઉષ્ણતા અને પ્રકાશ આપે છે. તેજના સમુદાયરૂપ સૂર્ય એ જ બધા લોકોનો આત્મા છે ને જગતનાં ચક્ષુરૂપ છે. એનો ઉદયાસ્ત થવારૂપ શ્રેષ્ઠ માર્ગ રાત્રિ-દિવસનું નિર્માણ કરે છે અને સઘળી તરફથી પ્રકાશ ને ઉષ્ણતા આપે છે. ઘરમાં રહેલો દીવો સર્વ તરફ પ્રકાશ આપીને તિમિરનો નાશ કરે છે, તે જ પ્રમાણે વિશ્વસ્વામી અને ગ્રહોનો રાજા હજાર કિરણોવાળો સૂર્ય સ્વ-કિરણોથી અંધકારનો નાશ કરીને સકળ વિશ્વને પ્રકાશિત કરે છે. સૂર્યનારાયણનાં હજાર કિરણોમાંથી જળવૃષ્ટિ, શીત અને ઉષ્ણની વૃષ્ટિ થવા વિશે આ પહેલાં અધ્યાયમાં વિભાગવાર કહેવાયું છે. વળી, સુષુમ્ન, વિશ્વવ્યચા, સન્નદ્ધ, હરિકેશ, વિશ્વકર્મા, સ્વરાટ્ અને સર્વાવસુ — એ સાત કિરણો, શ્રેષ્ઠ હોવાથી ગ્રહોનું ઉદ્ભવસ્થાન છે. સૂર્યનારાયણનાં સુષુમ્ન રશ્મિઓ ચન્દ્રમાનું ઉદ્ગમસ્થાન છે. સૂર્યના કિરણની ઉપર-નીચે થતી ટૂંકી ગતિને સુષુમ્ન કિરણ કહે છે; હરિકેશ રશ્મિને નક્ષત્રનું ઉત્પત્તિસ્થાન કહ્યું છે. વિશ્વકર્મા કિરણ બુધને પ્રકટ કરે છે. વિશ્વવ્યચા શુક્રનું ઉત્પત્તિસ્થાન છે. સન્નદ્ધ રશ્મિ મંગળનું ઉદ્ભવસ્થાન છે, છઠ્ઠું સર્વાવસુ નામનું કિરણ બૃહસ્પતિનું પ્રભાવસ્થાન છે ને સ્વરાટ રશ્મિ શનૈશ્ચરને જન્મ આપે છે.

આ પ્રમાણે સૂર્યના તેજને લીધે ગ્રહો, નક્ષત્રો, તારલાઓ ગગનમાં દેખાય છે ને વિશ્વરૂપ આ જગત પ્રતીત થાય છે. નક્ષત્રોનો ક્ષય અર્થાત્ નાશ થતો નથી એટલા ખાતર જ નક્ષત્રોની નક્ષત્રતા કહેવાય છે.

૧-૨૬

**ન ક્ષીયન્તે યતસ્તાનિ તસ્માન્નક્ષત્રતા સ્મૃતા॥૨૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'સૂર્યના પ્રભાવનું વર્ણન' નામનો ૬૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૧મો

# ગ્રહો તથા નક્ષત્રોનાં રશ્મિરૂપ સ્થાનોનું વર્ણન



સૂત ઉવાચ

ક્ષેત્રાણ્યેતાનિ સર્વાણિ આતપન્તિ ગભસ્તિભિઃ।
તેષાં ક્ષેત્રાણ્યથાદત્તે સૂર્યો નક્ષત્ર તારકાઃ॥૧॥
ચીર્ણેન સુકૃતેનેહ સુકૃતાન્તે ગ્રહાશ્રયાઃ।

સૂતજી બોલ્યાઃ

ગ્રહોનાં આ સઘળાં સ્થાનો અર્થાત્ બધા ગ્રહો સૂર્યનાં કિરણોને કારણે પ્રકાશી શકે છે. ભરત ખંડમાં કહેલાં પુણ્ય કર્મોને કારણે એ ગ્રહોનાં સ્થાનો નિશ્ચિત થયાં છે, એમનાં સુકૃત અર્થાત્ પુણ્યની આખરે ગ્રહો અને તેમના આશરે રહીને ગ્રહોને અનુસરતાં નક્ષત્રો અને તારલાઓના તેજને સૂર્ય પોતાના તેજમાં વિલીન કરે છે.

તારલાના પુંજરૂપ એ ગ્રહો પોતાની આરાધના કરનારને ભવાટવીથી તારતા હોઈ તેને તારક કહે છે. એમનો વર્ણ શુકલ છે. શુકલત્વને કારણે પણ તે તારક કહેવાય છે. દિવ્ય તથા પાર્થિવ તેજને અને રાત્રિના તિમિરને પણ પૂર્ણપણે સૂર્ય નિત્ય ગ્રહણ કરતો હોઈ તે આદિત્ય કહેવાય છે. **'પુસ્ન'** ધાતુ અભિષવ અર્થાત્ સ્નાન અને સ્પંદન અર્થાત્ ઝરવું, નીતરવું, ટપકવું એવો અર્થ છે. જળ અને તેજ સૂર્યનાં રશ્મિઓનું સ્રવતાં-ઝરપતાં હોઈ સૂર્યને સવિતા કહે છે.

ચન્દ્રમાનું નામ બહુલ છે. બહુલ શબ્દનો અર્થ બહુ છે. 'ચન્દ્ર' શબ્દ પ્રકૃતિનો સૂચક છે. 'ચદિ' ધાતુ આહ્લાદ એટલે કે સુખ અને આનંદ આપવાના અર્થમાં છે. તે શુકલત્વ, શીતત્વ અને અમૃતત્વ અર્થનો બોધ કરાવે છે. સૂર્ય ને ચન્દ્રનું દિવ્ય મંડળ તેજમય અને જળમય છે. શુકલ વર્ણનું તથા કુંભ જેવું વર્તુળાકાર છે અર્થાત્ ચન્દ્ર-શશીનું મંડળ ઘન, તેજોમય ને શુકલવર્ણનું છે. એ સઘળા દેવતાઓનાં નિવાસસ્થાનો છે. બધા દેવતાઓ અને નક્ષત્રો બધાં મન્વન્તરોમાં સૂર્ય ગ્રહને આશરે રહે છે, તેથી ગ્રહોને 'ગૃહ' કહેવાય છે. સૂર્ય સૌર સ્થાનમાં, સોમ સોમ્યમાં અને ૧૬ કિરણોનો પ્રતાપી ને તેજસ્વી શુક્ર શૌક્રસ્થાનમાં વસવાટ કરે છે. બૃહસ્પતિ તેના બૃહત્ સ્થાનમાં, મંગળ લોહિત સ્થાનમાં રહે છે. શનૈશ્ચર દેવ શનૈશ્ચર સ્થાનમાં; બુધ બૌધમાં તથા સ્વર્ભાનુ એટલે કે રાહુ સ્વર્ભાનુ સ્થાનમાં રહે છે.

આ બધા ગ્રહો અને નક્ષત્રો પુણ્યાત્માઓનાં વાસ એટલે કે નિવાસ છે. કલ્પના વગેરેમાં બ્રહ્માજીએ એમનું નિર્માણ કર્યું છે. પ્રલયકાળ અર્થાત્ કલ્પાંત પર્યંત એ સ્થાનો બધાં મન્વન્તરોમાં વિદ્યમાન રહે છે. એ ગ્રહોના અભિમાની દેવતાઓ એ સ્થાનોમાં વસવાટ કરે છે.

હાલના વૈવસ્વત મન્વન્તરમાં ગ્રહોને વિમાનચારી કહેલા છે. એ ગ્રહોનો પરિચય અત્રે આ મુજબ આપેલો છે. વિવસ્વાન અર્થાત્ રશ્મિવાન સૂર્યનારાયણ અદિતિપુત્ર છે. દ્યુતિમાન સોમ દેવ અત્રિ

ઋષિપુત્ર છે, તેને વસુ કહે છે. અસુરોના પુરોહિત શુક્ર ભૃગુપુત્ર હોઈ ભાર્ગવ કહેવાય છે. વિપુલ તેજવાળા દેવતાઓના આચાર્ય બૃહસ્પતિ અંગિરા ઋષિપુત્ર છે તેથી તો તેને આંગિરસ કહે છે.

બુધનું સ્વરૂપ મનોહર છે. તેને પણ ઋષિપુત્ર કહેલો છે. વિકૃત રૂપનો અર્થાત્ વિરૂપ શનૈશ્ચર વિવસ્વાન સવિતા — સૂર્યથી સંજ્ઞામાં — છાયામાં ઉત્પન્ન થયેલો સંજ્ઞાનો પુત્ર છે. લાલ રશ્મિવાળો યુવાન મંગળ અગ્નિથી વિકેશીમાં થયેલો અગ્નિપુત્ર છે. ઋક્ષ એટલે કે નક્ષત્રોને દાક્ષાયણી કહેલાં છે. પ્રાણીઓને દુઃખી કરનાર રાહુ અસુર છે ને તે સિંહકાપુત્ર છે.

સૂર્ય, ચન્દ્ર અને બીજા ગ્રહો તથા નક્ષત્રોના અભિમાની દેવોનાં સ્થાન અત્રે આ મુજબ દર્શાવાયાં છે.

હજાર કિરણવાળા સૂર્યનારાયણનું અગ્નિમય સૌર સ્થાન છે. ચન્દ્રમાનું જળમય શુકલ સ્થાન છે. બુધનું કિરણ ગૃહ જળમય તેમ જ શ્યામ વર્ણનું હોવાથી મનોજ્ઞ અર્થાત્ સુંદર છે. ૧૬ કિરણોવાળા શુક્રનું સ્થાન પણ જળમય ને શુકલ વર્ણનું છે. નવ રશ્મિવાન ભૌમનું ઉત્તમ સ્થળ રક્તવર્ણનું છે. ૧૬ કિરણોવાળા બૃહસ્પતિનું બૃહત્ સ્થાન પીળા હળદરના જેવા વર્ણનું છે. શનૈશ્ચરનું અષ્ટરશ્મિવાળું ગૃહ કૃષ્ણ વર્ણનું છે, રાહુનું તિમિરમય સ્થાન પ્રાણીઓને સંતાપ આપનારું છે.

સઘળા તારલાઓને એક કિરણવાળા ઋષિઓ જાણવા. એમનો વર્ણ શુકલ છે ને પુણ્યશાળીઓનાં આશ્રયધામ છે. સૂર્યનારાયણનાં કિરણોના સંયોગથી પ્રકાશતા તારાઓ ઘનતોયાત્મક અર્થાત્ જળમય છે અને કલ્પના વગેરેમાં જ તેમનું નિર્માણ થયેલું છે.

આદિત્યનો વિસ્તાર ૯૦૦૦ યોજનનો છે; એના મંડળના પ્રમાણથી તેનો વિસ્તાર ત્રણ ગણો છે. ચન્દ્રમાનો વિસ્તાર સૂર્યના વિસ્તારથી બમણો છે. રાહુનો વિસ્તાર એ બેઉના વિસ્તાર જેટલો છે અને તેમના નીચેના ભાગમાં રહીને પૃથ્વીની મંડળાકૃતિ છાયાને ઓળંગીને ગતિ કરે છે; રાહુનું તમોમય બૃહત્ સ્થાન સૂર્ય તથા ચન્દ્ર પછીનું ત્રીજું સ્થાન છે.

આ ગ્રહ સૂર્યમંડળમાંથી નીકળીને અર્થાત્ કૃષ્ણપક્ષમાં અમાસ સુધી સોમમંડળમાં જાય છે. ત્યાર પછી શુકલ પક્ષમાં પૂનમ સુધી સોમમંડળમાં રહીને કૃષ્ણપક્ષના પડવાથી અમાવાસ્યા સુધી પુનઃ આદિત્યમંડળમાં પ્રયાણ કરે છે. સ્વર્ભાનુ એટલે ગગનમાં દીપ્તિમાન સૂર્યને પીડવાથી રાહુને સ્વર્ભાનુ કહે છે. મંડળના વિસ્તારથી ને યોજનના પ્રમાણથી શુક્ર એ ચન્દ્રમાનો ૧૬મો ભાગ છે. શુક્રથી પા ભાગ ઓછો વિસ્તાર બૃહસ્પતિનો છે. મંગળ તથા શનિના મંડળનો વિસ્તાર બૃહસ્પતિના મંડળ કરતાં પા ભાગનો ઓછો છે. મંગળ ને શનિના મંડળના વિસ્તાર કરતાં બુધનો વિસ્તાર પા ભાગનો ઓછો છે. પ્રકાશરૂપ દેહવાળા તારા તથા અશ્વિની વગેરે નક્ષત્રોનો વિસ્તાર બુધના મંડળના વિસ્તાર જેટલો છે.

પરસ્પરથી ઊતરતી કક્ષાના નક્ષત્રરૂપ અસંખ્ય તારલાઓ એકબીજાથી ૫૦૦, ૪૦૦, ૩૦૦ ને ૨૦૦ યોજનના વિસ્તારના અંતરે છે. બધા તારલાઓ તથા નક્ષત્રોથી ઉપર અડધા યોજનના વિસ્તારનાં નાનાં નાનાં તારામંડળો છે. એનાથી નાના તારાઓ નથી. તેમના કરતાં ઉપર દૂર-દૂર ગતિ કરનાર મંદચારી શનૈશ્ચર, ગુરુ ને મંગળ ગ્રહો છે. તેમની ક્રમશઃ ગતિ આ અગાઉ કહી છે.

આ નક્ષત્રોમાંથી જ બધા ગ્રહોનું ઉત્થાન થયું છે. જેવા કે હે ઋષિવર્યો! અદિતિપુત્ર કિરણવાળા સૂર્ય વિશાખા નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા છે ને બધા ગ્રહોમાં મુખ્ય ગ્રહ છે. શીત કિરણોવાળો કાન્તિમાન સોમ ધર્મપુત્ર છે ને વસુ છે. એ કૃત્તિકા નક્ષત્રમાં ઉત્પન્ન થયો છે. સઘળા તારા અને ગ્રહોમાં શ્રેષ્ઠ ૧૬ રશ્મિવાળો શુક્ર ભૃગુપુત્ર છે ને સૂર્ય પછી એ બીજે સ્થાને છે. એ પુષ્ય નક્ષત્રના ક્ષેત્રમાં જન્મેલો છે. બાર રશ્મિવાળા બૃહસ્પતિ અંગિરાપુત્ર હોઈ આંગિરસ કહેવાય છે.

એ જગદ્‌ગુરુ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં જન્મ્યો છે. પ્રજાપતિપુત્ર નવ રશ્મિવાળો મંગળ ગ્રહ પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉત્પન્ન થયો છે. સપ્ત કિરણોવાળો શનૈશ્ચર સૂર્યપુત્ર હોવાથી સૌરિ કહેવાય છે; તેનો જન્મ રેવતી નક્ષત્રમાં થયેલો છે. પાંચ રશ્મિવાળો બુધ ગ્રહ સોમપુત્ર હોઈ સૌમ્ય કહેવાય છે. તેનો જન્મ ધનિષ્ઠા નક્ષત્રમાં થયો છે. પ્રજાનો ક્ષય કરનારો તિમિરરૂપ કેતુ એ મૃત્યુપુત્ર છે. સઘળા પ્રાણીઓનો વિનાશ કરનાર આ ભયંકર ગ્રહ આશ્લેષા નક્ષત્રમાં ઉત્પન્ન થયો છે. બાકીનાં અન્ય દાક્ષાયણી જેવાં નક્ષત્રો તેના નામ મુજબ તે-તે નક્ષત્રોમાં ઉત્પન્ન થયાં છે. જેમ કે અશ્વિની નક્ષત્રમાં અશ્વિની; રોહિણીમાં રોહિણી; મૃગશીર્ષ, પુનર્વસુ, આર્દ્રા, પુનર્વસુ, મઘા, ઉત્તરા ફાલ્ગુની, ચિત્રા, હસ્ત, અનુરાધા, સ્વાતિ, જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા, મૂળ, શતતારકા, શ્રવણ, પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા — એ સર્વ નક્ષત્રો પોતપોતાની એ જ સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં જન્મેલાં છે.

તિમિરમય ને પરાક્રમશાળી રાહુ ગ્રહ તેની પ્રકૃતિથી જ કૃષ્ણવર્ણનો છે. સૂર્ય અને ચન્દ્રને પીડનાર આ ગ્રહ ભરણી નક્ષત્રમાં ઉત્પન્ન થયેલો છે. અત્રે ઉપર્યુક્ત જણાવેલાં નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલા શુક્રાદિ ગ્રહો ભ્રમણ કરતાં-કરતાં જ્યારે તેના પુષ્યાદિ જન્મ-નક્ષત્રમાં ગતિ કરતા આવે છે, ત્યારે તે અનિષ્ટ સ્થાનમાં રહ્યા હોવાનું કહેવાય છે. માટે તે ગ્રહો તેના જન્મ નક્ષત્રમાં રહીને તે-તે નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને પીડા આપે છે. એટલા માટે તે જન્મનક્ષત્રના ગ્રહોની અસર હેઠળના મનુષ્યોએ એ ગ્રહોની આરાધના કરવી કે જેથી તે ગ્રહોના દોષમાંથી મુક્ત થવાય છે.

આ બધા ગ્રહોના મુખ્ય ગ્રહને આદિત્ય કહેવામાં આવે છે. દીપ્તિમાન એવા તારાગ્રહોમાં શુક્રગ્રહ સર્વોચ્ચ છે અને ચારે દિશાઓમાં રહેલા ગ્રહોમાં એ ખરેખર મધ્યવર્તી કેન્દ્રીય ગ્રહ છે. નક્ષત્રોમાં ધનિષ્ઠા નક્ષત્ર તથા અયનોમાં ઉત્તરાયણ મુખ્ય અયન છે.

વર્ષના પાંચ ભેદ છેઃ સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર ને વત્સર. સૂર્યની ગતિથી સંવત્સર કહેવાય છે. બૃહસ્પતિની ગતિથી પરિવત્સર કહેવાય છે. ત્રીસ દિવસના માસથી ઇડાવત્સર; ચન્દ્રની ગતિથી અનુવત્સર તથા પૃથ્વી સૂર્યની એક પ્રદક્ષિણા કરે તેટલા વખતને વત્સર કહે છે. આ પાંચ વર્ષોમાં સંવત્સર નામનું વર્ષ મુખ્ય છે. જ્યારે શુકલ પ્રતિપદાને દિવસે સંક્રાંતિ હોય છે, ત્યારે સૌર માસ મુજબ ગણતરી કરતાં એક વર્ષમાં છ દિવસો વધે છે ને ચાન્દ્રમાસ મુજબ ગણતાં છ દિવસ ઓછા થાય છે. આમ ૧૨ દિવસનું અંતર થતાં સૌરમાસ ને ચાંદ્રમાસ આગળ-પાછળ થઈ જાય છે. આ રીતે પાંચ વર્ષ જાય છે તેમાં વચ્ચે બે અધિક(મલ) માસ આવે છે, તેથી પુનઃ ફરી છઠ્ઠે વર્ષે સુદ પડવાને દિવસે સંક્રાંતિ થાય છે. આમ સૂર્યની ગતિથી પાંચ વર્ષ વીત્યા બાદ છઠ્ઠે વર્ષે આવતા વર્ષને 'સંવત્સર' વર્ષ કહે છે.

ઋતુઓમાં શિશિર ઋતુ,મહિનાઓમાં માઘ મહિનો; પક્ષોમાં શુકલ-સુદ પક્ષ ને તિથિઓમાં પડવાની તિથિ મુખ્ય છે. અહોરાત્રનાં વિભાગમાં અહન્ અર્થાત્ દિવસને મુખ્ય કહેલો છે. મુહૂર્તોમાં આદિ મુહૂર્ત રુદ્રદૈવત છે. કાળવેત્તાઓએ નિમેષના આદિ કાળને ક્ષણ કહી છે.

શ્રવણ નક્ષત્ર પૂરું થયા બાદ સૂર્યનો ધનિષ્ઠા નક્ષત્રમાં પ્રવેશ થાય ત્યારથી રેવતી નક્ષત્ર ઊતરે ત્યાં સુધીના સૂર્યના પાંચ નક્ષત્રોના સમૂહકાળમાં વર્ષાઋતુનો ગર્ભ બંધાતો હોઈ સૂર્યનો તે નક્ષત્ર દીપ્તિકાળ આદ્ય છે. સૂર્યનારાયણની વિશિષ્ટ ગતિને કારણે અહોરાત્ર ચક્રની એક પછી એક ગતિ થયા કરે છે. એટલા માટે સર્વવ્યાપક સૂર્યને દિવાકર કહેવાય છે. સૂર્ય કાળનો નિર્માતા છે, વિભુ છે, સર્વત્ર વ્યાપ્ત છે અને સૌનો શાસક છે. ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ ને જરાયુજ એ ચાર જાતનાં પ્રાણીઓનો પ્રવર્તક છે તથા નિવર્તક હોઈ તેમની પ્રવૃત્તિ તથા નિવૃત્તિનું કારણ છે, એ સૂર્યના પણ સાક્ષાત્ પ્રવર્તક ભગવાન રુદ્ર છે.

આમ ગ્રહોનું નક્ષત્રોમાં થતું પરિભ્રમણ શંકર ભગવાને લોકવ્યવહાર માટે હેતુપૂર્વક નિર્માણ કરેલું છે. કલ્પના વગેરેમાં જ પરમાત્માએ બુદ્ધિથી આવી યોજના કરેલી છે. જ્યોતિઃસ્વરૂપ ગ્રહોના એ અભિમાની દેવતા સૌના આશ્રયરૂપ છે. પરબ્રહ્મ સ્વરૂપ એ પ્રધાન તત્ત્વની આ કાર્યની યોજના અદ્ભુત છે. એ જ્યોતિર્ગણની સંખ્યા પ્રત્યક્ષ ને સાચી રીતે ગણવાને માટે કોઈપણ વ્યક્તિ શક્તિશાળી નથી. ચર્મચક્ષુવાળા બુદ્ધિશાળી મનુષ્યે ગ્રહોનું શાસ્ત્ર, ગ્રહોની દૃષ્ટિ, તેમનો ઉદય-અસ્ત, તેમનું સ્વરૂપ, તેમની સમ અને વક્ર ગતિ અને ઉત્પત્તિની કુશળ ગણના આગમ, અનુમાન તથા પ્રત્યક્ષ પ્રમાણથી અને તર્કથી નિશ્ચય કરીને લેવી. ગ્રહોના પરિચય વિશે એમનું શાસ્ત્ર તથા એમની દૃષ્ટિ વગેરે પાંચ હેતુ આધાર તરીકે ગણવા. ૧-૬૩

**ચક્ષુઃ શાસ્ત્રં જલં લેખ્યં ગણિતં મુનિસત્તમાઃ।**
**પઞ્ચૈતે હેતવો જ્ઞેયા જ્યોતિર્માનવિનિર્ણયે॥૬૩॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'ગ્રહો તથા નક્ષત્રોનાં રશ્મિરૂપ સ્થાનોનું વર્ણન' નામનો ૬૧મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૨મો

# ભુવનકોશમાં ધ્રુવના સ્થાનનું વર્ણન



**ઋષય ઊચુઃ**
**કથં વિષ્ણોઃ પ્રસાદાદ્વૈ ધ્રુવો બુદ્ધિમતાં વરઃ।**
**મેઢીભૂતો ગ્રહાણાં વૈ વક્તમર્હસિ સામ્પ્રતમ્॥૧॥**

શૌનકાદિ ઋષિવર્યો સૂતજીને પૃચ્છા કરે છે:

જ્ઞાનીઓનાં શ્રેષ્ઠ ધ્રુવને શ્રીવિષ્ણુ ભગવાનની કૃપાથી ગ્રહોની મધ્યમાં આધારરૂપ સ્થાન કઈ રીતે પ્રાપ્ત થયું, તે કૃપા કરીને આપ હવે મને કહો.

સૂતજી બોલ્યા: હે ઋષિવર્યો! વિવિધ શાસ્ત્રોના મર્મના જ્ઞાતા મુનિ માર્કંડેયને અગાઉ મેં એક વખત આ જ વાત પૂછી હતી, તેથી તેમણે આ વિશે શ્રવણ કરવાને ઉત્સુક એવા મને જે કહેલું તે તમને કહું છું.

માર્કંડેય બોલ્યા:

પૃથ્વી પર અગાઉ શસ્ત્ર ધારણ કરનારામાં સર્વશ્રેષ્ઠ મહાપરાક્રમી ઉત્તાનપાદ નામના એક ચક્રવર્તી રાજા રાજ્ય કરતા હતા. ઉત્તાનપાદને સુરુચિ અને સુનીતિ નામની બે પત્નીઓ હતી. મોટી પત્ની સુનીતિ દ્વારા મહાજ્ઞાની ને મહા બુદ્ધિશાળી કુળદીપક ધ્રુવ અને કીર્તિમાન નામે પુત્ર જન્મેલો હતો. ધ્રુવ માત્ર સાત વર્ષનો થયો હતો, ત્યારે એક દિવસ એવું બન્યું કે, તેને પિતા ઉત્તાનપાદના ખોળામાં બેસવાનું ઘણું મન થયું. બાળસહજ વહાલ અને ઇચ્છાથી ધ્રુવ દોડતો-દોડતો પિતાના ખોળામાં જઇને બેસી ગયો.

પછી સુરુચિ ત્યાં આવી પહોંચતાં તેની ચાર આંખ થઈ ગઈ. સુરુચિએ ગુસ્સે થઇને ધ્રુવને હડધૂત કરીને રાજા ઉત્તાનપાદના ખોળામાંથી ઉઠાડી મૂક્યો. સુરુચિને પોતાના સૌંદર્યનું અત્યંત અભિમાન હતું. તેણે પોતાના પુત્રને પ્રેમપૂર્વક રાજાના ખોળામાં બેસાડી દીધો. એ જોઇને પિતાના ખોળામાં બેસવાનું નહીં મળવાથી ધ્રુવના મનમાં ઘણું જ દુ:ખ થયું. તેણે માતા સુનીતિની સમક્ષ આવીને ધ્રુસકે-ધ્રુસકે રડવા માંડ્યું. સુનીતિ ધ્રુવને રડતા જોઇને શોકમગ્ન થઈ ગઈ. તે ધ્રુવને કહેવા લાગી: 'હે વત્સ! સુરુચિ તેના પતિને ઘણી વહાલી હોવાથી તેનો પુત્ર પણ તેને પ્રિય છે. હું દુર્ભાગી છું તેવો જ મારો પુત્ર તું, કમનસીબ છે. પણ તું શીદને શોક કરે છે? શાને વારંવાર રડે છે? વળી તું રડીને મને પણ દુ:ખી કરે છે. હે પુત્ર! તું સ્વસ્થ થા અને તારું શાન્ત અને નિશ્ચિત સ્થાન તારી શક્તિથી પ્રાપ્ત કર!'

માતા સુનીતિના કહેવાથી ધ્રુવ વનમાં તપ કરવાને ગયો. વનમાં તેને વિશ્વામિત્રનાં દર્શન થયાં. ધ્રુવ તેમને પ્રણામ કરીને પૂછવા લાગ્યો: 'હે ભગવન્! હે ઋષિવર્ય! હું સૌથી ઉચ્ચ સ્થાન કેવી રીતે પ્રાપ્ત કરી શકું? હે પ્રભુ! હું મારા પિતા રાજા ઉત્તાનપાદના ખોળામાં પ્રેમથી બેઠો હતો, ત્યારે હે મુને! મારી બીજી માતા સુરુચિએ હડધૂત કરીને પિતાજીના ખોળામાંથી ઉઠાડી મૂક્યો, છતાં પણ પિતાજીએ તેને કંઈ પણ કહ્યું નહીં. તેથી મને અત્યંત દુ:ખ થયું ને મેં મારી માતા સુનીતિને કહ્યું; એટલે હે બ્રહ્મન્! મેં આજે અત્રે આપનાં દર્શન કર્યાં છે. મને શ્રદ્ધા અને વિશ્વાસ છે કે, આપની કૃપાથી હું અદ્ભુત એવા પરમ પદને મેળવી શકીશ.'

ધ્રુવની આ વાત સૂણીને મુનિ વિશ્વામિત્રે હસતાં હસતાં કહ્યું: 'હે રાજકુમાર! સાંભળ. તું જે શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ અર્થે અભિલાષા રાખે છે તે તને મળશે. તેને માટે તું વિશ્વના સ્વામી, કલેશનો નાશ કરનાર કેશવની જ આરાધના કર. તેઓ જ્ઞાનરૂપ મહાદેવજીના જમણા અંગથી ઉત્પન્ન થયા છે. હે મહાપ્રાજ્ઞ! શંકર ભગવાનની આરાધના માટે બધાં પાપોનો નાશ કરનારા, ઇષ્ટફળ દેનાર, પરમ પવિત્ર, શુદ્ધ ને મળરહિત એક મંત્ર કહું છું, તેનો તું દરરોજ જપ કરજે. તે મંત્ર આ છે: '**ૐ નમો ભગવતે વાસુદેવાય**' જપ ને હોમમાં એકાગ્ર-પરાયણ રહીને, ઇન્દ્રિયોને સંયમમાં રાખીને અવિનાશી શ્રીવિષ્ણુનું મનમાં ધ્યાન ધરીને પ્રણવ સહિત આ મંત્રનો તું નિત્ય જપ કરતો રહેજે.'

પરમ પવિત્ર મુનિવર્ય વિશ્વામિત્રે ધ્રુવને ઉપર પ્રમાણે કહ્યું, ત્યારે તેણે તેમને પ્રણામ કર્યા અને તે પછી પૂર્વ દિશા ભણી મોં રાખીને, સંયમી થઇને, પ્રેમપૂર્વક ધ્રુવે ઉપર્યુક્ત મંત્રનો નિયમિત જપ કરવા માંડ્યા. કંદમૂળ, શાક અને ફળફળાદિનો આહાર કરીને આળસ વગરના થઇને એક વર્ષ પર્યંત સતત મંત્રના જપ કર્યા. તે વખતે તેની બુદ્ધિમાં મોહ પેદા કરવા માટે સિંહ, ભયંકર રાક્ષસો, વેતાલ વગેરે હિંસક પ્રાણીઓ મહાત્મા ધ્રુવ પાસે આવતા હતા, પણ ધ્રુવ તો મંત્રજપ કરતો હતો અને તેમના ભણી કંઇપણ ધ્યાન રાખતો નહોતો.

એકવાર તો એક પિશાચણી ધ્રુવની માતા સુનીતિનું રૂપ લઇને આવીને અતિ દુઃખથી રડતી-રડતી કહેવા લાગી — 'અરે! તું તો મારો એકમેવ પુત્ર છે, તું શાને આવું કષ્ટ સહન કરે છે? હું અનાથ છું તેનો ત્યાગ કરીને તું કેમ તપ કરવાને બેઠો છે?!'

સૂત પુરાણજી શૌનક વગેરે ઋષિઓને કહે છે: 'હે મહાતપસ્વી ઋષિવર્યો! તે પિશાચણીએ ધ્રુવને આ વચનો કહ્યાં તો પણ તેણે તેના ભણી જોયું નહીં અને તે પ્રસન્ન ચિત્તથી શ્રીહરિના નામનો જપ કરતો રહ્યો. પછી સર્વ વિઘ્નો શમી ગયાં.

પછી સર્વ દેવતાઓથી વીંટળાયેલા તેમ જ મહર્ષિઓ દ્વારા સ્તુતિ કરાતા, બધાં દુઃખોનો નાશ કરનાર તથા કૃષ્ણ વર્ણના મેઘ સમી કાન્તિવાળા શ્રીવિષ્ણુ ભગવાન ગરુડ પર આરૂઢ થઇને ધ્રુવ પાસે આવ્યા.

તેમને આવેલા જોઇને ધ્રુવ 'એ કોણ હશે!' એવા વિચારમાં પડ્યો. જગતના સ્વામી હૃષીકેશના રૂપનું તે નેત્રો દ્વારા પાન કરવા લાગ્યો ને મહાતેજસ્વી ધ્રુવ ઇષ્ટમંત્રનો જપ જપતો રહ્યો. તે વખતે શ્રીવિષ્ણુ ભગવાને શંખના છેડાથી તેના મોંનો સ્પર્શ કર્યો. શંખનો સ્પર્શ થતાં જ ધ્રુવને આત્મજ્ઞાન થયું ને તે બે હાથ જોડીને બધા લોકોના ઈશ્વર શ્રીહરિ પુરુષોત્તમની સ્તુતિ કરવા લાગ્યો. બધા લોકોના આત્મારૂપ! પવિત્ર વેદસ્વરૂપ! શંખ, ચક્ર, ગદા ધારણ કરનાર દેવાધિદેવ હે કેશવ! હે ઈશ! હું આપને શરણે છું. આપ મહાત્માના સ્વરૂપને તેમ જ આપના મહિમાને સનક વગેરે મહર્ષિઓ પણ જાણી શક્યા નથી, તો પછી હે ભુવનેશ્વર! હું તો આપને જાણી જ શી રીતે શકું! આપને નમસ્કાર હો.

આ પ્રમાણે ધ્રુવે કરેલી સ્તુતિથી શ્રીવિષ્ણુ ભગવાન પ્રસન્ન થયા ને હસતાં હસતાં બોલ્યા:

'વત્સ! આવ! મારી પાસે અહીં આવ! તું ધ્રુવ છે!'

આમ કહીને શ્રીવિષ્ણુ ભગવાન ધ્રુવને ભેટી પડ્યા અને તેને કહ્યું: 'તું ધ્રુવપદને પ્રાપ્ત કરીને ગ્રહો, તારલાઓ અને નક્ષત્રોનો અગ્ર થા, તને તેમનું અગ્રસ્થાન મળો! તું તારી માતા સહિત તારલાઓની મધ્યે ધ્રુવ સ્થાનને પ્રાપ્ત કર. મારું એ દિવ્ય ધ્રુવસ્થાન અવિનાશી અને પાવક છે. મેં પૂર્વે તપ કરીને દેવોના ઈશ શંકર ભગવાનની આરાધના કરીને એ સ્થાન તેમની પાસેથી પ્રાપ્ત કરેલું છે. પ્રણવ સહિત નમસ્કાર સહિત ભગવત્ શબ્દ સાથે વાસુદેવ બોલીને જે મનુષ્ય **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** — એ મંત્રનો નિત્ય જપ કરે છે તે જ્ઞાનીજન ધ્રુવસ્થાનને મેળવે છે.'

શ્રીવિષ્ણુ ભગવાને ધ્રુવને વરદાન આપ્યા બાદ ઉપર્યુક્ત દ્વાદશાક્ષર મંત્રનો જપ કરીને મહાન સિદ્ધિ પ્રાપ્ત કરી, એ વાત હે સૂત! મેં તમને કહી.

માર્કંડેયનાં આ વચન સૂણ્યા પછી સૂત પુરાણીજી શૌનકાદિ ઋષિઓને કહે છે:

હે ઋષિઓ! જે મનુષ્યો વાસુદેવ ભગવાનને નમસ્કાર કરે છે ને દ્વાદશાક્ષર મંત્રનો જપ કરે છે તેને ધ્રુવની જેમ ધ્રુવલોકની પ્રાપ્તિ થાય છે અને તે અવિચળ એવા ધ્રુવપદને મેળવે છે.' ૧-૪૨

**તસ્માદ્યો વાસુદેવાય પ્રણામં કુરુતે નરઃ।**
**સયાતિ ધ્રુવસાલોક્યં ધ્રુવત્વં તસ્ય તત્તથા॥૪૨॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'ભુવનકોશમાં ધ્રુવના સ્થાનનું વર્ણન' નામનો ૬૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૬૩મો

# દેવ આદિની સૃષ્ટિનું કથન



ઋષય ઊચુઃ
**દેવાનાં દાનવાનાં ચ ગંધર્વોરગરક્ષસામ્।**
**ઉત્પત્તિં બ્રૂહિ સૂતાદ્ય યથાક્રમમનુત્તમમ્॥૧॥**

શૌનકાદિ ઋષિવર્યો બોલ્યા:

હે સૂત! દેવતાઓ, દાનવો, ગંધર્વો, ઉરગો — એટલે કે છાતીએ ચાલનારાં પ્રાણીઓ — તથા રાક્ષસોની ઉત્પત્તિ શી રીતે થઈ તે ક્રમશઃ આપ અમને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા:

બ્રહ્માજી વગેરેની ઉત્પત્તિ સંકલ્પ દ્વારા, દૃષ્ટિથી તથા માત્ર સ્પર્શથી થવાનું કહ્યું છે. પ્રાચેતસ દક્ષ પછીની સૃષ્ટિ સ્ત્રી-પુરુષના સંયોગથી થયેલી મૈથુનની સૃષ્ટિ છે. દેવો, ઋષિઓ ને પન્નગોનું સર્જન થયા પછી પણ જ્યારે લોકમાં પ્રજાની વૃદ્ધિ નહીં થઈ, ત્યારે દક્ષે તેની સૂતિ નામની સ્ત્રીથી મૈથુન દ્વારા ૫૦૦૦ પુત્રો ઉત્પન્ન કર્યા. વિધવિધ પ્રકારની પ્રજાનું સૃજન કરવાની ઇચ્છાવાળા હૈર્યશ્વ વગેરે મહાભાગ્યવાન દક્ષપુત્રોને જોઇને નારદજીએ તેમને કહ્યું કે, 'સંસારના ક્ષેત્રની ઉત્પત્તિરૂપ લિંગનું શૃંગ ક્યાં પૂરું થાય છે અને નીચલા ભાગમાં મૂળ ક્યાં છે તે બધું જાણ્યા પછી તમે સૃષ્ટિની રચના કરજો.'

નારદજીની એ વાત સૂણીને પ્રાચેતસ દક્ષના હર્યશ્વ વગેરે પુત્રો લિંગનું શિખર ને તેનું મૂળ શોધવાને માટે બધી દિશામાં ચાલી નીકળ્યા, પણ સાગરને મળ્યા બાદ જે પ્રમાણે નદીઓ પાછી વળતી નથી તેમ હર્યશ્વ વગેરે દક્ષપુત્રો લિંગનું શૃંગ અને મૂળ શોધવાને માટે ગયા હતા તેઓ હજી પાછા ફર્યા નથી.

દક્ષના હર્યશ્વાદિ પુત્રો પાછાં નહીં ફરવાથી પુનઃ દક્ષે તેની સૂતિ નામે સ્ત્રીથી શબલાદિ એક હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. શબલ બ્રાહ્મણો પ્રજાનું સર્જન કરવાના ઉદ્દેશથી એકઠા થઇને વિચારવા લાગ્યા. વળી નારદજી પુનઃ સૂર્યનારાયણ જેવા તેજસ્વી શબલ વગેરે દક્ષપુત્રો પાસે ગયા ને તેમને કહેવા માંડ્યા:

'તમે લિંગનું શિખર અને તેનું મૂળ ક્યાં છે તથા તમારા બંધુઓ ક્યાં ગયા તથા તેમનું શું થયું તે બધું જાણીને પાછા આવો ત્યાર પછી તમે સૃષ્ટિની રચના કરજો.' આથી તે સર્વ પણ બંધુઓના રસ્તે ગયા અને વિનાશ પામ્યા.

શબલ વગેરે પુત્રોનો નાશ થયા પછી પ્રજાપતિ દક્ષ પ્રચેતસે વૈરિણી નામની સ્ત્રીથી ૬૦ કન્યાઓ ઉત્પન્ન કરી. દક્ષે તેમાંની દસ કન્યાઓને ધર્મને આપી, તેર કશ્યપને આપી, સત્તાવીસ સોમને આપી, અરિષ્ટનેમિને ચાર કન્યાઓ આપી, ભૃગુપુત્ર શુક્રને બે, કૃશાશ્વને બે અને અંગિરાના પુત્ર બૃહસ્પતિને બે આપી.

એ દેવમાતાઓનાં નામ તથા પ્રજાનો આદિ વિસ્તાર સવિસ્તર સૂણો. એ સર્વનાં નામ આ મુજબ છે:

ભાનુ, અરુંધતી, લંબ, યામિ, વસુ, મરુત્વતી, મુહૂર્તા, સાધ્યા અને સંકલ્પા.

હવે હું તમને તેમના પુત્રોનાં નામ કહું છું તે સૂણો:

સાધ્યાએ સાધ્યોને અને વિશ્વાના પુત્રો વિશ્વેદેવા છે. મરુત્વતીથી મરુત્વાન થયા. વસુથી વસુઓ, ભાનુના પુત્રો ભાનુઓ તથા મુહૂર્તાને મુહૂર્તકો થયા. લંબાને ઘોષનામા, યામિનીને નાગવીથિ તથા સંકલ્પાને સંકલ્પ નામે પુત્ર થયા.

હવે વસુઓની સૃષ્ટિ વિશે કહેવામાં આવે છે: સઘળા દિશાઓમાં વ્યાપી રહેલા તથા સઘળાં પ્રાણીઓને હિતેચ્છુ તેજસ્વી દેવાને વસુ કહેવામાં આવે છે. આઠ વસુઓ સોમ, પૃથ્વી, ધ્રુવ, જળ, અગ્નિ, વાયુ, પ્રત્યૂષ અને પ્રભાસક છે. ભૈરવ, હર, ત્ર્યંબક, બહુરૂપ, સાવિત્ર, વિરૂપાક્ષ, અહિર્બુધ્ન્ય, એકપાદ, અજ, એકપાદ, સાવિત્ર ગણોના સ્વામી આ અગિયાર રુદ્ર છે.

હવે કશ્યપની પત્નીઓથી થયેલા પુત્ર-પૌત્રાદિ વિશે કહું છું: સુરસા, અરિષ્ટા, દિતિ, અદિતિ, વિનતા, સુરભિ, મુનિ, ઇલા, ક્રોધવશા, તામ્રા, ત્વિષા, કદ્રૂ, ઇલા ને દનુ — એ તેર કશ્યપની પત્નીઓ છે. ચાક્ષુષ મન્વંતરમાં તુષિતા નામે જે દેવો હતા તેમને વૈવસ્વત મન્વંતરમાં બાર આદિત્ય કહ્યા છે. તેમનાં નામ આ છે: ભગ, ધાતા, ઇન્દ્ર, વરુણ, મિત્ર, ત્વષ્ટા, વિવસ્વાન, અર્યમા, પૂષા, સવિતા, અંશુમાન તથા વિષ્ણુ-સહસ્ર કિરણવાળા એ બાર આદિત્ય છે.

કશ્યપથી દિતિને બે પુત્રો થયા, એવું અમે સાંભળ્યું છે. એમાંના એકનું નામ હિરણ્યકશિપુ અને બીજાનું નામ હિરણ્યાક્ષ હતું. કશ્યપથી દનુને ૧૦૦ બળવાન પુત્રો થયા. તેઓ સ્વ-બળને કારણે ગર્વિષ્ઠ થયા હતા. હે ઋષિવર્યો! એ બધા પુત્રોમાં વિપ્રચિત્તિ સર્વથી મોટો હતો.

કશ્યપની તામ્રા નામે પત્નીએ સુગ્રીવી, ભાસી, શ્યેની, શુકી, શુચિ અને ગૃધ્રિકા નામની છ કન્યાઓને જન્મ આપ્યો. શુકીએ પોપટ તથા ઘુવડોને જન્મ આપ્યો. શ્યેનીએ બાજને; ભાસીએ મૃગોને તથા ગૃધ્રીએ ગીધ, કબૂતર, અને પારાવત પક્ષીઓને જન્મ આપ્યો. શુચિએ હંસ, સારસ, કારંડ તથા જળકાગડાને; સુગ્રીવીએ બકરાં, ઘોડાં, ઘેટાં, ઊંટ ને ગધેડાંને જન્મ આપ્યો.

કશ્યપની પત્ની વિનતાએ ગરુડને, અરુણને અને બધા લોકોને ડરાવનારી તથા સુંદર વર્ણની કન્યા વીજળી-સૌદામિનીને જન્મ આપ્યો. પત્ની સુરસાએ ૧૦૦૦ સર્પોને તથા કદ્રૂએ સહસ્ર ફેણવાળા

અત્યંત ભયંકર ૧૦૦૦ બીજા સર્પોને જન્મ આપ્યો. તેમાંના ૨૬ મુખ્ય ને શ્રેષ્ઠ છે — જેનાં નામ છે: કર્કોટક, વાસુકિ, શેષ, મહાનીલ, ધનંજય, કંબલ, ઐરાવત, શંખ, મહાપદ્મ, એલાપત્ર, તક્ષક, અશ્વતર, પદ્મ, મહાશંખ, શંખપાલ, બલાહક, ધૃતરાષ્ટ્ર, વામન, નહુષ, શંખલોમા, શુભાનન, પુષ્પદંષ્ટ્ર, પતંજલિ, દુર્મુખ, કપિલ અને ફણિત.

ક્રોધવશા પત્નીએ મહામાયાવી રાક્ષસોના સમૂહને જન્મ આપ્યો. સુરભિએ રુદ્રગણને તથા ભેંસ, ગાય, બળદ વગેરેને જન્મ આપ્યો.

મુનિ નામની કશ્યપની પત્નીએ મુનિઓના સમુદાય અને અપ્સરાઓને જન્મ આપ્યો. અરિષ્ટાએ ગંધર્વો અને કિન્નરોને જન્મ આપ્યો. ઇલાએ લતા, વૃક્ષ, તૃણ અને ગુલ્મ વગેરેને જન્મ આપ્યો. કશ્યપની ત્વિષા નામે પત્નીએ યક્ષો અને કોટિ કોટિ રક્ષોને જન્મ આપ્યો. કશ્યપની આ સંતતિનું અત્રે સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું. તેમના પુત્ર-પૌત્રાદિનો વિશાળ વંશ કહેવાય છે.

કશ્યપ મહાત્માએ આમ ઘણી સંતતિને જન્મ આપ્યો ને ચર-અચર સઘળાં પ્રાણીઓમાં તેમને નિવાસ આપ્યો. પ્રજાપતિએ તેમાંના પ્રધાનને તેમનો અધિપતિપદે અભિષેક કર્યો. વૈવસ્વત મનુને મનુષ્યોના અધિપતિ બનાવ્યા.

સ્વાયંભુવ મન્વન્તર પૂર્વે બ્રહ્માજીએ જે મનુઓને મનુષ્યોના અધિપતિ તરીકે અભિષિક્ત કર્યા હતા. તેમના દ્વારા સપ્તદ્વીપ અને પર્વતો સહિતની પૃથ્વીનું તેમના આદેશ પ્રમાણે આજે પણ ધર્મપૂર્વક પાલન થાય છે. પૂર્વે સ્વાયંભુવ મન્વન્તરમાં બ્રહ્માજીએ પૃથ્વી પર જે રાજાઓનો નૃપતિ પદે અભિષેક કર્યો હતો તેઓ મનુઓ થઇને તે પદે અભિષિક્ત થશે. એ સ્વાયંભુવ વગેરે વ્યતીત થયેલા મન્વન્તરોમાં થઈ ગયેલા રાજાઓનું અતિક્રમણ થયા બાદ આગામી મન્વન્તરોમાં બીજા રાજાઓ અભિષિક્ત થશે. આમ મન્વન્તરોમાં થઈ ચૂકેલા તથા થનારા રાજાઓને પ્રજાની વૃદ્ધિ માટે પુત્રરૂપે જન્મ આપીને વંશની વૃદ્ધિ ઇચ્છનારા કશ્યપ પુનઃ તપ કરીને 'મારા વંશની વૃદ્ધિ કરનાર પુત્ર મને પ્રાપ્ત થાય' — એમ વિચારવા લાગ્યા.

મહાત્મા કશ્યપ આમ વિચારતા હતા, ત્યારે બ્રહ્માજીનું સાક્ષાત્ દર્શન કરાવનાર સમાધિના પ્રભાવથી અસિત ને વત્સર નામના અત્યંત મહા તેજસ્વી તથા બ્રહ્મવાદી એવા બે પુત્રોનો પ્રાદુર્ભાવ થયો. વત્સરથી રૈભ્ય અને નૈધ્રુવ એમ બે પુત્રો જન્મ્યા. રૈભ્યના રૈભ્ય કહેવાયા.

હવે નૈધ્રુવ વિશે કહું છુ. ચ્યવનની કન્યા એ નૈધ્રુવની પત્ની હતી. તેનાથી નૈધ્રુવથી સુમેધા નામનો પુત્ર જન્મ્યો. નૈધ્રુવની એ પત્ની કુંડાકાર ચમસપાત્ર વડે સોમવલ્લીનું પાન કરનાર એવા કુંડપાયીઓની માતા હતી.

અસિતથી એકપર્ણા નામની પત્નીથી મહા તપસ્વી દેવલ થયા. શાંડિલ્યોમાં સૌથી મુખ્ય પુરુષ હતા. આમ કશ્યપના વંશમાં શાંડિલ્ય-દેવલ, નૈધ્રુવ અને રૈભ્ય — આ ત્રણ કશ્યપ ગોત્રના પ્રવર્તક પ્રવર ઋષિઓ થયા.

હવે પુલસ્ત્યના નવ રાક્ષસ પુત્રોના જન્મ વિશે કહે છે. મનુનો અગિયારમો ચતુર્યુગ વીત્યા બાદ જ્યારે ત્રેતાયુગ ચાલતો હતો, ત્યારે વૈવસ્વત મનુના નરિષ્યન્ત નામના પુત્રને દમ નામનો એક પુત્ર હતો.

એ દમને ત્રેતાયુગના પૂર્વ–આદિ ભાગમાં તૃણબિન્દુ નામે એક રાજર્ષિ પુત્ર જન્મ્યો હતો. તેને ઇલવિલા નામની એક અત્યંત લાવણ્યમયી કન્યા હતી. એ રાજર્ષિએ પોતાની કન્યા પુલસ્ત્યને આપી હતી. પુલસ્ત્યથી એ કન્યાને ઐલવિલ નામે ઋષિ ઉત્પન્ન થયા હતા. તેને જ વિશ્રવા કહે છે; એને ચાર પત્નીઓ હતી. એ પૌલસ્ત્ય કુળની વૃદ્ધિ કરનારી હતી. તેમાંની એક પત્નીનું નામ દેવવર્ણિની હતું. તે સૌંદર્યવાન કન્યા બૃહસ્પતિની હતી. બીજી બે પત્નીઓનાં નામ પુષ્પોત્કટા તથા બલાકા હતાં. એ બેઉ માલ્યવાનની કન્યાઓ હતી. ચતુર્થ પત્નીનું નામ કૈકસી હતું, તેને સુમાલિની પુત્રી હતી.

હવે એ પત્નીઓથી જન્મેલી સંતતિનાં નામ સૂણો. દેવવર્ણિનીએ વૈશ્રવણ–કુબેર નામે પુત્રને જન્મ આપ્યો. કૈકસીએ રાક્ષસોના અધિપતિ રાવણ, કુંભકર્ણ તથા વિભીષણના ત્રણ પુત્રો તથા શૂર્પણખા નામે પુત્રીને જન્મ આપ્યો. વિશ્રવાની ત્રીજી પત્ની પુષ્પોત્કટાએ મહોદર, પ્રહસ્ત, મહાપાર્શ્વ અને ખર નામના ચાર પુત્રોને અને કુંભનસી કન્યાને જન્મ આપ્યો. બલાકા નામે પત્નીને વિશ્રવાથી ત્રિશિરા, વિદ્યુજ્જિહ્વ અને દૂષણ નામે ત્રણ પુત્રો ને માલિકા નામની પુત્રી થઈ. રાવણ, કુંભકર્ણ, મહોદર, પ્રહસ્ત, મહાપાર્શ્વ, વિદ્યુજ્જિહ્વ, દૂષણ, ત્રિશિરા ને ખર નામે ક્રૂર કર્મ કરનાર નવ રાક્ષસો પૌલસ્ત્ય વંશમાં જન્મ્યા છે. મૃગ, વ્યાઘ્ર તથા દાઢવાળા હિંસક પ્રાણીઓ, ભૂત, પિશાચ, હાથી, ભૂંડ, સર્પ, કિન્નરો, વાંદરા તથા કિંપુરુષો — એ બધા પુલસ્ત્યના પુત્રો છે.

એ જ વૈવસ્વત મન્વંતરમાં થયેલા ક્રતુ નામે ઋષિ કે જેઓ બ્રહ્માજીના માનસ પુત્ર હતા તે નિઃસંતાન હતા.

ભદ્રાશ્વથી ઘૃતાચી નામે અપ્સરાથી દશ પુત્રીઓ થયેલી તે અત્રિ ઋષિની દસ પતિવ્રતા સૌંદર્યવાન પત્નીઓ હતી. તેમનાં નામો આ છે: જલદા, ભદ્રા, અભદ્રા, ગોપાબલા, અબલા, બલા, નંદા, મંદા, વસ્ક્રીડા તથા તામરસા. એ બધી આત્રેય વંશની ઉત્પાદક હતી. ભદ્રા વગેરે સ્ત્રીઓના પતિ પ્રભાકર અર્થાત્ અત્રિ હતા. સૂર્યમાંથી પ્રભા નીકળે છે. રાહુથી સૂર્ય ઢંકાઈ ગયેલો ત્યારે પૃથ્વી પર અંધારું થયેલું અને સૂર્યનારાયણ એના સ્થાનથી ચ્યુત થઇને જાણે પૃથ્વી પર પડી જશે, એમ અત્રિ ઋષિને જણાતાં તેમણે સૂર્યને કહ્યું, 'તમારું કલ્યાણ થાઓ.'

અત્રિએ આમ કહેતાં જ સૂર્યનારાયણ પોતાને સ્થાને સ્થિર થયા. બ્રહ્મર્ષિ અત્રિના વચનને કારણે સૂર્યને પ્રભા પ્રાપ્ત થઈ. સૂર્યને સ્વતેજ પ્રાપ્ત થવાથી સર્વવ્યાપી સૂર્યનું પૃથ્વી પર પતન નહીં થયું. અત્રિના આશીર્વચનથી સૂર્યને પ્રભા પ્રાપ્ત થઈ તેથી સમર્થ અત્રિ ઋષિને મહર્ષિઓએ પ્રભાકર કહ્યા છે.

અત્રિ ઋષિએ ભદ્રા નામે પત્નીથી યશસ્વી પુત્ર ચંદ્રને ઉત્પન્ન કર્યો. તેણે અન્ય પત્નીઓથી તપરૂપ ધનવાળા તપસ્વી પુત્રોને જન્મ આપ્યો. વેદના પાર પામેલા એ ઋષિઓને સ્વસ્ત્યાત્રેય કહ્યા છે. તેમાંના બે મહાતેજસ્વી તથા બ્રહ્મનિષ્ઠ પુત્રો તેમના યશને લીધે વિશ્વભરમાં પ્રખ્યાત થયા છે. જ્યેષ્ઠ પુત્ર દત્તાત્રેય તથા લઘુ પુત્ર દુર્વાસા થયા છે. તેમને અમલા નામે નાની બહેન હતી, જે બ્રહ્મવાદિની હતી. તે બેઉ ગોત્રમાં ફલ્ગુ, પ્રત્વસ, શ્યાવ ને ગહ્વર નામે ઋષિ મહાત્માઓ થયા છે, તે પૃથ્વી પર જાણીતા થયા છે.

આત્રેય મહાત્માઓના ચાર પક્ષ વિભાગ છે : નારદ, પર્વત, કશ્યપ અને અનુદ્ધત — આ કશ્યપ વગેરે ચાર બ્રહ્માજીના મનથી થયેલા માનસપુત્રો છે.

હવે વસિષ્ઠનાં પત્ની અરુંધતીની સંતતિ વિશે સૂણો. ઊર્ધ્વરેતા ને મહાતેજસ્વી નારદે દક્ષે આપેલા શાપને કારણે વસિષ્ઠને અરુંધતી મળે એવી દક્ષને ભલામણ કરી, પણ પોતે તો બ્રહ્મચારી જ રહ્યા.

પૂર્વે તારક અસુર સહિત અસુરો તથા દેવો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. અનાવૃષ્ટિને કારણે પ્રજા પીડાવા લાગી. રાજાઓ સમેત પ્રજા વિનાશ પામવા લાગી, ત્યારે આત્મજ્ઞાની વસિષ્ઠ ઋષિએ તપ દ્વારા લોકોનું પોષણ કર્યું. એમણે અન્ન, જળ, ફળ, મૂળ, ઔષધિ ઉત્પન્ન કરી અને પ્રાણીઓ પર કરુણા કરીને સૌને તે અન્ન વગેરેથી જીવાડ્યાં.

વસિષ્ઠે અરુંધતીથી ૧૦૦ પુત્રોને જન્મ આપ્યો. જ્યેષ્ઠ પુત્ર શક્તિથી અદૃશ્યંતીને પરાશર થયા. શક્તિને કલ્માષપાદ રાક્ષસ ખાઈ ગયો હતો તેથી શક્તિના લોહી દ્વારા પરાશરને ઉત્પન્ન કર્યા હતા. પરાશરની પત્નીનું નામ કાલી હતું. તેણે પરાશરથી શક્તિવાન કૃષ્ણ દ્વૈપાયનને જન્મ આપ્યો હતો. દ્વૈપાયને અરણિથી શુક પુત્ર ને પીવર નામે પત્નીથી ઉપમન્યુને પેદા કર્યો.

કૃષ્ણ, શંભુ, પ્રભ, ભૂરિશ્રવા તથા ગૌર શુકના પુત્રો છે. વળી શુકને કીર્તિમતી નામે પુત્રી પણ હતી. તેને યોગમાયા પણ કહે છે.

અનુહની પત્ની ધૃતવ્રતા હતી. તે બ્રહ્મદત્તની માતા હતી. કૃષ્ણ, ધૂમ્ર, ગૌર, શ્વેત, અરુણ, શ્યામ, આદરિક ને નીલ — એ સર્વ પરાશરના વંશજો છે. પરાશર વંશના આ આઠ ફાંટા છે.

હવે ઇન્દ્રપ્રમિતિની ઉત્પત્તિ વિશે શ્રવણ કરો. વસિષ્ઠને ઘૃતાચી નામે અપ્સરાથી કપિંજલ્યનો જન્મ થયો. તેને જ ત્રિસ્વરૂપના ઇન્દ્રપ્રમિતિ કહ્યા છે. ઇન્દ્રપ્રમિતિનું બીજું નામ કપિંજલ્ય છે.

પૃથુની પુત્રીથી ભદ્રનો જન્મ થયો. વસુ તેનો પુત્ર હતો. વસુને ઉપમન્યુ નામનો પુત્ર હતો. ઉપમન્યુને ઘણા પુત્રો હતા. મિત્રવરુણના પુત્ર વસિષ્ઠથી કૌંડિન્યો અને એકાર્ષેય આદિ થયા. એ સૌ વાસિષ્ઠ નામે વસિષ્ઠના પુત્રો તરીકે જાણીતા હતા. એ સર્વ વસિષ્ઠના વંશજો છે ને બ્રહ્માજીના માનસ પુત્રો છે. એ સર્વ મહાભાગ્યવાન વાસિષ્ઠો સૌનું પોષણ કરતા હોઈ ભર્તા કહેવાય છે. દેવતાઓ તથા ઋષિઓના કુળમાં થયેલા એ પવિત્ર પુરુષો ત્રિલોકનું પોષણ કરવામાં શક્તિવાન-સમર્થ છે. એમના યે સેંકડો ને હજારો પુત્રો-પૌત્રાદિ થયેલા છે. ભાસ્કરનાં કિરણો જેવા એ વાસિષ્ઠોથી ત્રિલોક વ્યાપ્ત થયા છે. ૧-૯૫

**તેષાં પુત્રાશ્ચ પૌત્રાશ્ચ શતશોઽથ સહસ્રશઃ।**
**યૈસ્તુ વ્યાપ્તાસ્ત્રયો લોકાઃ સૂર્યસ્યેવ ગભસ્તિભિઃ॥૯૫॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'દેવ આદિની સૃષ્ટિનું કથન' નામનો ૬૩મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૪મો

# વસિષ્ઠના વંશનું વર્ણન તથા શક્તિપુત્ર પરાશરને પુલસ્ત્યનું વરદાન

ઋષય ઊચુઃ

કથં હિ રક્ષસા શક્તિર્ભક્ષિતાઃ સાનુજૈઃ સહ।
વાસિષ્ઠો વદતાં શ્રેષ્ઠ સૂત વક્તુમિહાર્હસિ॥૧॥

ઋષિઓ બોલ્યા:

હે સૂત! વસિષ્ઠપુત્ર શક્તિ અને તેના લઘુબંધુઓએ વાસિષ્ઠોનું ભક્ષણ રાક્ષસે શાને કર્યું તે હવે આપ અમને કહેવાની કૃપા કરો.

સૂત બોલ્યા: પૂર્વે સૂર્યવંશી રાજા હરિશ્ચન્દ્રના પિતા ત્રિશંકુએ કરેલા યજ્ઞના નિમંત્રણ વખતે વસિષ્ઠપુત્ર શક્તિને વિશ્વામિત્રે દીધેલા શાપને કારણે તેના નાના બંધુઓ સહિત શક્તિને રુધિર નામે રાક્ષસ ખાઈ ગયો હતો.

સૂર્યવંશી રાજા સુદાસનો પુત્ર સૌદાસ એક વખત મૃગયા કરવાને ગયો, ત્યારે તેણે બે રાક્ષસો જોયા. તેમાંના એકને તેણે માર્યો ને બીજો નાસી ગયો. નાસી ચૂકેલા રાક્ષસે વેર લેવાનું વિચાર્યું અને સૌદાસને ત્યાં રસોઇયાનો વેશ લઇને ચાકરી કરવાને રહ્યો.

સૌદાસને ત્યાં અતિથિરૂપે આવેલા વસિષ્ઠ ઋષિના ભોજનમાં તે રાક્ષસ રસોઇયાએ નરમાંસ ભેળવ્યું. વસિષ્ઠને એની ખબર પડી, ત્યારે તેણે રાજાને શાપ આપ્યો કે, તું રાક્ષસ થશે અને બાર વર્ષ પછી પાછો રાજા થશે. રાજા પણ વસિષ્ઠને શાપ આપવાને તૈયાર થયો, પરંતુ વસિષ્ઠને શાપ આપવાને મંત્રેલું જળ પોતાના જ પગ પર નાખ્યું તેથી સૌદાસનું નામ કલ્માષપાદ પડ્યું.

જ્યારે સૌદાસ રાજા રાક્ષસ યોનિમાં હતો, ત્યારે વિશ્વામિત્રે પોતાના શરીરમાં રુધિર નામે રાક્ષસને પ્રવેશ કરાવી એના હસ્તે વસિષ્ઠના શક્તિ વગેરે ૧૦૦ પુત્રોને મરાવ્યા. પછી રાક્ષસ તેમને ખાઈ ગયો.

શક્તિશાળીઓમાં શ્રેષ્ઠ શક્તિને તેના બંધુઓ સહિત રુધિર નામે રાક્ષસ-કલ્માષપાદ થયેલો રાજા સૌદાસ ખાઈ ગયો છે એવું ધર્મજ્ઞ વસિષ્ઠ ઋષિએ જાણ્યું, ત્યારે 'હે પુત્ર! હા પુત્ર! ઓ મારા પુત્ર!' એમ બોલીને તેઓ ભારે વિલાપ કરતા કરતા દુઃખથી આકુળવ્યાકુળ થઈ અરુંધતી સહિત ભોંય પર પછડાયા. 'હાય હાય! મારા કુળનો નાશ થયો!' એમ બોલી મોટા પુત્ર શક્તિ અને ૧૦૦ પુત્રોને યાદ કરતા તેઓ મરવાને તૈયાર થયા. 'હું હવે શક્તિ વગર જીવી શકું નહીં!' એવા વિચારથી વસિષ્ઠ ઋષિ અતિ દુઃખી થયા ને તેમનાં પત્ની અરુંધતી સાથે એક પર્વતના શિખરેથી ઝંપલાવ્યું. તે વખતે હસ્તિઓ ક્રીડા કરતી વખતે જે ગતિથી ચાલતા હોય છે તેવી ગતિ ધારણ કરનાર, સુંદર દેહધારી પૃથ્વીએ પ્રત્યક્ષ થઇને તેના કમળ સમાન હાથોથી તેમને ઝીલ્યા. વસિષ્ઠના દુઃખથી દુઃખી થઇને પૃથ્વી રડવા માંડી.

તે વેળા ભયથી અતિ વિહ્વળ થયેલી શક્તિની પત્ની ને મહામુનિ વસિષ્ઠની પુત્રવધૂએ રડતાં રડતાં જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ ઋષિને કહ્યું – 'હે ભગવન્! હે વિભુ! મારા સુત ને આપના પૌત્રને જોવાને આપના આ પવિત્ર દેહનું રક્ષણ કરો, કેમ કે સઘળી કામનાઓને પૂર્ણ કરનાર શક્તિપુત્ર મારા ગર્ભમાં છે.'

આમ કહીને ધર્મ જાણનાર અને કમળના સમાન નેત્રોવાળી શક્તિની પત્નીએ પ્રણામ કરીને સ્વહસ્તથી શ્વસુરને ઊભા કર્યા. નેત્રોને જળથી ધોઇને દુ:ખી થયેલી તેણે તેના દુ:ખી શ્વસુરના રક્ષણને માટે અરુંધતીને પ્રાર્થના કરવા લાગી.

થોડા વખત બાદ મુનિ શાર્દૂલ વસિષ્ઠ ઋષિ ભાનમાં આવ્યા ને પુત્રવધૂની વાત સાંભળીને ધરતી પરથી ઊભા થયા અને અરુંધતીને આલિંગન આપ્યું. પછી અશ્રુથી ઊભરાતી નેત્રોવાળી પોતાની પુત્રવધૂ અદશ્યંતીને શિરે સ્પર્શ કરીને પુત્રપ્રેમમાં આસક્ત વસિષ્ઠ ઋષિ પોતાની પત્ની અરુંધતી સાથે પુત્રશોકથી વિહ્વળ થઇને રુદન કરવા લાગ્યા. આથી અદશ્યંતી પણ અત્યંત દુ:ખી થઇને ભૂમિ પર ઢળી પડી.

પછી શ્રીવિષ્ણુના નાભિકમળમાં રહેલા ચતુર્મુખ બ્રહ્માજી વેદ ભણતા હોય તેમ અદશ્યંતીના ગર્ભમાં રહેલ કુમાર વેદની ઋચાઓ ભણવા માંડ્યો. અદશ્યંતીના ગર્ભમાં ભણાતી વેદની ઋચાઓને વસિષ્ઠ ભગવાન આદરથી સાંભળવા લાગ્યા અને એ ઋચા કોણ બોલે છે એમ વિચારીને તેઓ સાવધ થયા. તેવામાં કૃપાસાગરરૂપ, કમળ સમાન નેત્રોવાળા શ્રીવિષ્ણુ ભગવાને અંતરિક્ષમાં રહીને વસિષ્ઠ મુનિને કૃપાપૂર્ણ વચન કહ્યું: 'સુતવત્સલ હે વિપ્રેન્દ્ર! હે મારા પ્રિય વત્સ! વસિષ્ઠ! અત્યારે જે વેદની ઋચા સાંભળવામાં આવે છે, તે અદશ્યંતીના ગર્ભસ્થ તમારા પૌત્રના મુખેથી નીકળી રહી છે. હે સર્વસમર્થ ઋષિ! શક્તિથી જન્મેલો તમારો આ પૌત્ર મારા જેવો જ છે, બ્રહ્માજીના પુત્રોમાં શ્રેષ્ઠ હે વસિષ્ઠ! શોક ત્યાગીને હવે ઊભા થાવ! ગર્ભસ્થ બાળક રુદ્રનો ભક્ત છે અને હમેશાં રુદ્રની પૂજા કરતો રહેશે. રુદ્રના પ્રભાવથી એ તમારા કુળનો ઉદ્ધાર કરશે.'

મુનિ શાર્દૂલ વસિષ્ઠ ઋષિને આમ કહીને પરમ દયાવાન પુરુષોત્તમ ભગવાન ત્યાં જ અંતર્ધાન થયા. કમળ સમાન નેત્રોવાળા શ્રીવિષ્ણુ ભગવાનને વસિષ્ઠ ઋષિએ શિર નમાવીને પ્રણામ કર્યા અને મહાતેજસ્વી એ મુનિએ આદરપૂર્વક તેની પુત્રવધૂ અદશ્યંતીના ઉદરને સ્પર્શ કર્યો અને હે મારા પુત્ર! હે વત્સ! અરે પુત્ર! એમ બોલતાં બોલતાં અત્યંત દુ:ખી થઇને વિલાપ કરતા ધરતી પર ઢળી પડ્યા.

સૂત પુરાણી શૌનકાદિ ઋષિઓને કહે છે કે, હે મુનિઓ! પુત્રના શોકથી અરુંધતી પણ વિલાપ કરતી રડતી હતી. વસિષ્ઠ ઋષિ તેમને જોઇને પુન: પુત્ર શક્તિનું સ્મરણ કરવા લાગ્યા ને દુ:ખથી વિલાપ કરીને બોલવા લાગ્યા: 'હે મારા વહાલા પુત્ર શક્તિ, હે વત્સ! હે શક્તિ! અહીં આવ! વંશવૃદ્ધિ કરનાર તારા પુત્રને જોઇને તારી માતા સાથે હું તારી પાસે આવીશ, તેમાં જરા પણ શંકા નથી.

સૂત બોલ્યા: આમ કહીને વસિષ્ઠ મુનિ રુદન કરવા લાગ્યા અને અરુંધતીને આલિંગન આપીને પૃથ્વી પર પડ્યા. હવે બીજી તરફ વસિષ્ઠની પવિત્ર પુત્રવધૂ અદશ્યંતી દુ:ખી થઇને તેનું પેટ કૂટવા લાગી અને શક્તિ પુત્રના સ્થાનરૂપ પોતાનું ઉદર ચીરી નાખવાને તત્પર થઇને વિલાપ કરતી ભૂમિ પર પછડાઈ.

પુત્રવધૂનું આવું કૃત્ય જોઇને અરુંધતી ગભરાઈ ગઈ. મહાજ્ઞાની વસિષ્ઠ મુનિએ પુત્રવધૂને ઊભી કરી. ગભરાયેલાં એ પતિ-પત્ની એ બાળાને કહેવા લાગ્યા: 'સાનભાન ગુમાવી દીધેલી હે આર્ય નારી! તારા કરકમળથી દુર્લભ એવા તારા ગર્ભનો નાશ કરીને સમગ્ર વસિષ્ઠ કુળને ઉચ્છેદવા તું શા માટે તૈયાર થઈ છે? તે કહે.'

વળી વધુમાં અરુંધતીએ કહ્યું: 'શક્તિપુત્ર અને તારો આત્મજ તારા ગર્ભમાં છે એ જાણીને તે આર્યપુત્રનું વેદની ઋચા ઉચ્ચારતા અમૃત સમાન મુખને જોવાને માટે તેના દર્શનનો આસ્વાદ લેવાને માટે ઋષિઓમાં ઇન્દ્રરૂપ વસિષ્ઠે પોતાના દેહની રક્ષાને માટે નિશ્ચય કર્યો છે, એટલા માટે તું પણ તારા ગર્ભની અને તારા દેહની રક્ષા કર.'

સુત બોલ્યા: અરુંધતીએ આ મુજબ તેની પુત્રવધૂને ઠપકારતાં આર્તસ્વરે કહ્યું: 'હે સુવ્રતે! આ ઋષિ, આ ગર્ભ અને મારા જીવનનો આધાર તું જ છે તેથી તું અમારું અને તારા જીવનનું રક્ષણ કર. માતારૂપ તારા શરીર માટે જે હિતકારી હોય તેવું વર્તન કર.'

અદૃશ્યંતી બોલી: મુનિશ્રેષ્ઠ વસિષ્ઠના દેહની રક્ષા કરવાનો મેં નિર્ણય કર્યો છે તેથી હે મારા પવિત્ર યા અપવિત્ર દેહની પણ કોઈ રીતે રક્ષા કરીશ. હું અસતી દુ:ખને પ્રાપ્ત થઈ છું તેમાં શંકા નથી. હું દુ:ખથી બળી રહી છું. હે મુનિ! હું આપના પુત્રી છું. હે વિભો! તેમ છતાં યે હું દુ:ખી છું, એ આશ્ચર્યની વાત છે. બ્રહ્માજીના પુત્ર હે જગદ્‌ગુરુ! હે બ્રહ્મન્! મને દુ:ખથી બચાવો. પતિવિહોણી સ્ત્રી દીન હોય છે. એનો બધે પરાભવ થાય છે. હે આર્યેન્દ્ર! મારી રક્ષા કરો. માતા, પિતા, પુત્ર, પૌત્ર તથા સસરા એ સર્વ સ્ત્રીઓના બંધુ નથી; નારીઓનો સાચો બંધુ તો પતિ જ છે, એ જ એની પરમ ગતિ છે. પત્ની પતિની અર્ધાંગિની છે, એવું પંડિતો કહે છે, તે વાત પણ અત્રે ખોટી ઠરી છે, કેમ કે મારા પતિ શક્તિ તો ગયા, પરંતુ તેમના અર્ધાંગરૂપ એવી હું અત્રે જ રહેલી છું. હે મુનિપુંગવ! આ મારા મનની કઠોરતા છે કે, મારા પ્રાણ જેવા પ્રિય મારા પતિનો ત્યાગ કરીને પળવાર પણ હું રહી શકું! હે વસિષ્ઠ મુનિ! અશ્વત્થ વગેરે વૃક્ષોનો આશરો લઇને મૂળરહિત વેલ જીવતી રહે છે એ તો માની શકાય, પણ પતિરૂપ વૃક્ષથી ત્યજાયેલ દીન ને અનાથ હું તેમના વિના પણ જીવંત રહી છું.

પુત્રવધૂની આ વાત સૂણીને ગૃહસ્થાશ્રમી વસિષ્ઠ ઋષિએ તેમનાં પત્ની અરુંધતી સાથે પોતાના આશ્રમે જવાને વિચાર્યું અને અદૃશ્યંતી સહિત દુ:ખી હૃદયે આવીને ક્ષણભરમાં જ પોતાના આશ્રમમાં પુણ્યાત્મા વસિષ્ઠ ભગવાને પ્રવેશ કર્યો અને તેઓ ભવિષ્યનો વિચાર કરવા લાગ્યા.

સૂત પુરાણી મુનિઓને કહે છે કે , હે ઋષિઓ! શક્તિની પતિવ્રતા પત્ની અદૃશ્યંતીએ કુળવૃદ્ધિના હેતુથી પોતાના ગર્ભનું પાલન કરવા માંડ્યું.

અરુંધતીએ જે પ્રમાણે શક્તિમાન શક્તિને, અદિતિએ સૂર્યનારાયણને, સ્વાહાએ કાર્તિકેય સ્કંદને, અરણિએ અગ્નિને જન્મ આપ્યો હતો તે પ્રમાણે શક્તિની પત્ની અદૃશ્યંતીએ સાક્ષાત્ શક્તિ સમાન પરાશર નામે તેજસ્વી પુત્રને દસમે મહિને જન્મ આપ્યો. શક્તિના પુત્ર પરાશરનો જ્યારે ધરતી પર જન્મ

થયો, ત્યારે શક્તિનો આત્મા દુઃખ ત્યજીને પિતૃઓની સમતાને પ્રાપ્ત થયો. હે મુનિપુંગવો! આદિત્યો સાથે ભાસ્કર શોભે છે તેમ પવિત્ર શક્તિ તેના બંધુઓ સાથે પિતૃલોકમાં શોભી રહ્યો.

પરાશરના જન્મ વખતે હે ઋષિઓ! તેમના પિતૃઓ ગાવા લાગ્યા ને પિતામહ તથા પ્રપિતામહ વગેરે નૃત્ય કરવા લાગ્યા. એ જ પ્રમાણે બ્રહ્મવાદીઓ પૃથ્વી પર તથા દેવો સ્વર્ગમાં નૃત્ય કરવામાં પ્રવૃત્ત થયા. પુષ્કર વગેરે મેઘો જળવૃષ્ટિને અને દેવતાઓ ગગનમાંથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. રાક્ષસોનાં નગરોમાં ગીધ વગેરે પક્ષીઓ તથા શિયાળ આદિ પશુઓ અમંગળ શબ્દ થકી કલકલ કરવા લાગ્યાં, આશ્રમવાસી ઋષિઓ હર્ષધ્વનિ કરવા લાગ્યા, અંડમાંથી ચતુર્વક્ત્ર બ્રહ્માજી તથા મેઘ સમૂહમાંથી ભાસ્કર પ્રકટ્યા હોય તેમ અદૃશ્યંતીથી ભાનુ સમાન પરાશર જન્મ્યા.

અરુંધતી અને વસિષ્ઠપુત્ર તથા પોતાના પતિ શક્તિનું સ્મરણ થતાં અદૃશ્યંતીને દુઃખ થયું. પુત્ર જન્મેલો જોઇને દુઃખ થયું. એ પ્રમાણે અદૃશ્યંતીને એક જ વખતે સુખ ને દુઃખનો સાથે જ અનુભવ થયો. અત્યંત તેજસ્વી એવા પોતાના પુત્ર પરાશરને જોઇને તેને તેના પતિ શક્તિની સ્મૃતિ થવાથી અત્યંત દુઃખી થયેલી એ બાળા અતિ વિહ્વળ થઇને વિલાપ કરતી-કરતી ધરતી પર પછડાઈ. દેવતાઓ અને દાનવોથી પૂજિત અને તરતમાં જ જન્મેલા અતિજ્ઞાની, નિષ્પાપ, પરાશરને જગાડી હાસ્યવાળી અદૃશ્યંતી નેત્રોમાં અશ્રુ સહિત વિલાપ કરતાં બોલવા લાગી: 'હાય! વસિષ્ઠપુત્ર તમે ક્યાં ગયા! પુત્રનું મુખ નિહાળવા માટે અત્યંત ઇચ્છુક, દીન વદનવાળી એવી મુજને ત્યજીને, તમે વનમાં ગયા છો? તમારા પવિત્ર પુત્રને અહીં આવીને જુઓ તો ખરા! મહેશ્વરે પ્રસન્ન વદને પોતાના ગણો સાથે પોતાના પુત્ર ષડાનન કાર્તિકેયને જોયા હતા તેમ હે શક્તિ! તમે પણ તમારા બંધુઓ સાથે અત્રે આવીને તમારા પવિત્ર પુત્રને નિહાળો.'

ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠ, પુત્રવધૂનો આ વિલાપ સાંભળી અત્યંત દુઃખી થયા અને 'રડતી નહીં' — એમ કહીને તેને સાંત્વન આપવા લાગ્યા. વસિષ્ઠ મુનિની આજ્ઞાથી બાળ હરણનાં નેત્ર જેવાં નેત્રવાળી અદૃશ્યંતી શોકનો ત્યાગ કરીને નવજાત પુત્રનું પાલન કરવા લાગી. અશ્રુપૂર્ણ નેત્રોવાળી એ સાધ્વી અબળાને મંગળ અલંકારો રહિત તથા આકુળવ્યાકુળ ચિત્તવાળી જોઇને પુત્ર તેને કહેવા લાગ્યા:

શક્તિપુત્ર શાક્તેય પરાશર વદ્યા: માતે! મંગળ આભૂષણો વિનાનો તમારો દેહ શાભતો નથી. તમે ચંદ્રબિંબ વિનાની નિશા સમાન નિસ્તેજ શાને છો? એનું શું કારણ છે? તે તમે મને હમણાં કહો. હે માતા! સૌભાગ્યનાં અલંકારોનો તમે શાને ત્યાગ કર્યો છે? સ્વામી વિનાનાં હો એવાં કેમ લાગો છો? હે પવિત્ર જનની! આનું કારણ શું છે, તે મને કહો.

પુત્રનાં આ વચન સુણીને અદૃશ્યંતીએ શુભ યા અશુભ એવું કશું જ પુત્રને કહ્યું નહીં, એટલે ભગવાન પરાશરે પુનઃ માતાને પૃચ્છા કરી: હે માતે! મારા તેજસ્વી અને પરાક્રમી પિતા ક્યાં છે તે મને કહો.

પુત્રના આ શબ્દો સૂણીને માતા દુઃખથી અત્યંત વિહ્વળ થઈ અને રડતાં રડતાં બોલી: 'હે મારા તાત! મારા વહાલા વત્સ! તારા પિતાને રાક્ષસ ખાઈ ગયો છે!' આમ કહેતાં તે ધરતી પર ઢળી પડી.

પુત્રવધૂનાં અને પૌત્રનાં આ વચન સૂણીને દયાવાન વસિષ્ઠ મુનિ રડી પડ્યા. અરુંધતી અને બીજા મુનીશ્વરો તેમ જ આશ્રમના અંતેવાસીઓ પણ રડવા માંડ્યા ને વસિષ્ઠ ઋષિ તો ભૂમિ પર જ ઢળી પડ્યા.

'તારા પિતાને રાક્ષસ ખાઈ ગયો છે!' આવું વચન માતાને મુખેથી સાંભળીને મહાજ્ઞાની પરાશરનાં નેત્રો અશ્રુથી છલકાઈ ગયાં અને તે માતાને કહેવા લાગ્યા.

પરાશર બોલ્યા:

દેવાધિદેવ શંકર ભગવાનની પૂજા કરીને હે માતા! હું પલકવારમાં સચરાચર ત્રિલોકને બાળી નાખીશ અને મારા પિતાનાં તમને દર્શન કરાવીશ, એવું ખચિત માનજો!

વત્સની આ આનંદદાયક વાત સાંભળીને માતા આશ્ચર્ય પામીને હસી અને પુત્રને જોઇને બોલી: 'હે પુત્ર! હે મારા વહાલા પુત્ર! તું કહે છે, તે સાચું જ છે, તું ભગવાન શિવજીનું પૂજન કર!'

શક્તિના પુત્રનો આ સંકલ્પ જાણીને દયાસાગર, ઋષિશ્રેષ્ઠ મહાજ્ઞાની વસિષ્ઠ મુનિ પૌત્ર પરાશરને કહેવા માંડ્યા: 'હે સુવ્રત! સદાચરણશીલ, મુનિપુંગવ હે પૌત્ર! તમે જે વિચાર કર્યો છે તે યોગ્ય છે. તમારો સંકલ્પ બરાબર છે, છતાં સાંભળો. તમારે ત્રિલોકનો વિનાશ નહીં કરવો. ત્રૈલોક્યે તમારો શો અપરાધ કર્યો કે, તેને બાળી નાખવા તત્પર થયા છો? રાક્ષસોના નાશ અર્થે સર્વેશ્વર એવા મહાદેવજીની પૂજા કરો, શંકરની આરાધના કરો.'

ત્યાર પછી વસિષ્ઠની આજ્ઞાથી શક્તિપુત્ર પરાશરે રાક્ષસોનો નાશ કરવા વિચાર્યું. તેણે માતા અદશ્યંતી, પિતામહ વસિષ્ઠ ને પિતામહી અરુંધતીને પ્રણામ કર્યા.

મુનિ પરાશરે વસિષ્ઠ મુનિની નજર સમક્ષ રેતીનું શિવલિંગ બનાવીને પૂજા કરી અને શિવસૂક્ત, પવિત્ર ત્ર્યંબકમંત્ર, શિવસંકલ્પ, નીલરુદ્ર સૂક્ત, લિંગસૂક્ત અને શિવ અથર્વશીર્ષ વગેરે સૂક્તો ભણીને શક્તિપુત્ર પરાશરે વિધિસર રુદ્રને અર્ઘ્ય આપી તેની આરાધના કરી. પછી તેનો સદાશિવ પરમાત્માને પ્રાર્થના કરવા લાગ્યા.

પરાશર બોલ્યા: હે રુદ્ર! હે ભગવન્! હે શિવ! રુધિર નામે રાક્ષસ મારા તેજસ્વી પિતા શક્તિ અને તેમના બંધુઓને ખાઈ ગયો છે. હે પ્રભુ! હું મારા પિતા તથા તેમના ભાઇઓને જોવા માગું છું.

આમ કહીને પરાશરે લિંગને વારંવાર પ્રણામ કર્યા અને 'હા રુદ્ર! રુદ્ર! હે રુદ્ર!'નો પોકાર કરતાં કરતાં રડતા રડતા ધરતી પર ઢળી પડ્યા.

પરાશરને આ દશામાં જોઇને શંકર ભગવાન ઉમા દેવીને કહેવા લાગ્યા: હે મહાભાગ્યવાન દેવી! મારું સ્મરણ કરનાર અને મારા પૂજન-આરાધનામાં તત્પર રહેનાર અશ્રુપૂર્ણ નેત્રોવાળા આ બાળકને જુઓ!

'હે રુદ્ર! હે હર!' એમ બોલીને લિંગના પૂજનમાં આસક્ત રહેલા, દુ:ખી હૃદયવાળા અને અશ્રુવાળાં લોચનના પરાશરને જોઈ પવિત્ર મહાદેવી ઉમાએ વિશ્વસ્વામી પોતાના ભર્તા શંકરને કહ્યું: 'હે પરમાત્મા! આપ આના પર પ્રસન્ન થાઓ અને એને જે જોઇતું હોય તે બધું એની ઇચ્છા પ્રમાણે આપો!'

મહાદેવી ઉમાની વાત સૂણીને હલાહલ વિષનું પાન કરનાર પરમેશ્વર શિવજીએ આર્યપત્ની ઉમાને કહ્યું: 'ખીલેલા કમળ જેવાં લોચનવાળા આ વિપ્રર્ષિ વત્સનું હું રક્ષણ કરીશ. મારા સ્વરૂપનું દર્શન કરવાને એ શક્તિશાળી થાય તેવી દિવ્ય દૃષ્ટિ હું તેને આપું છું.'

આમ કહીને ઇન્દ્ર, બ્રહ્માજી, શ્રીવિષ્ણુ તથા રુદ્ર વગેરેથી ઘેરાયેલા નીલલોહિત ભગવાન પરમાત્માએ દિવ્ય ગણો સાથે વસિષ્ઠ મુનિના પૌત્ર અને મુનિ શક્તિના આત્મજ્ઞાની પુત્ર પરાશરને દર્શન દીધાં. મહાદેવજીને પ્રત્યક્ષ જોઇને પરાશરનાં લોચનિયાં આનંદાશ્રુઓથી ઉભરાયાં અને અતિ હર્ષ પામીને તેઓ સદાશિવ ભગવાનનાં ચરણોમાં સાદર પ્રણામ કરવા લાગ્યા. પછી ભવાની તથા મહાત્મા નંદીનાં ચરણોને વંદન કર્યાં. પછી બ્રહ્માજી વગેરે દેવોને પરાશરે કહ્યું: 'આજે મારું જીવન સફળ થયું. બાલેન્દુના ભૂષણવાળા શંકર ભગવાન મારું રક્ષણ કરવાને આજે અત્રે પધાર્યા છે. દેવ, દાનવ કે બીજા કોઈ પણ આ લોકમાં મારા સમાન સદ્ભાગી કોણ છે! સદાશિવ ભગવાનનાં દર્શનથી હું આજે પરમ ભાગ્યવાન થયો છું.'

શક્તિપુત્ર શાક્તેય પરાશર આમ બોલી રહ્યા છે તે જ ક્ષણે તેમણે પોતાના પિતાને તથા તેમના બંધુઓને અંતરિક્ષમાં રહેલા જોયા. સૂર્યમંડળ જેવી કાન્તિવાળા દિવ્ય એવા વિશાળ વિમાનમાં ભાઇઓ સહિત પિતા શક્તિને જોઇને હર્ષિત થઇને પરાશરે પ્રસન્ન અંતઃકરણથી તેમને પ્રણામ કર્યા, પછી પુત્રને જોવાને અત્યંત ઉત્સુક થયેલા વસિષ્ઠપુત્ર શક્તિને, પત્ની તથા ગણો સહિત પ્રત્યક્ષ થયેલા વૃષધ્વજ મહાદેવ કહેવા લાગ્યા—

મહાદેવજી બોલ્યા: હે શક્તિ! હર્ષાશ્રુથી ભર્યાં નેત્રોવાળા તમારા બાળપુત્રને, તમારી પત્ની અદૃશ્યંતીને, તમારા પિતા વસિષ્ઠને અને દેવતુલ્ય એવાં મહાભાગ્યવાન કલ્યાણી માતા અરુંધતીને અત્રે જુઓ. હે મહાજ્ઞાની શક્તિ! તમારાં માતા-પિતાને—બન્નેને પ્રણામ કરો. આથી દેવાધિદેવ મહાદેવ અને દેવી ઉમાને પ્રણામ કરીને શક્તિએ જગતના નાથ શંકર ભગવાનની આજ્ઞાથી વસિષ્ઠ ઋષિને અને મહાભાગ્યશાળી, કલ્યાણી એવી પતિવ્રતા અરુંધતી માતાને તરત પ્રણામ કર્યા. પછી તેઓ પરાશરને કહેવા લાગ્યા:

શક્તિ બોલ્યા: હે વત્સ! વત્સ! હે વિપ્રેન્દ્ર! મહાદ્યુતિમાન હે પરાશર! હે તાત! તમે ગર્ભમાં રહીને મારા કુળને બચાવ્યું છે. હે પરાશર! હે બાળ! આજે તમારું મુખડું નિહાળીને મને અણિમા વગેરે સિદ્ધિઓ જ જાણે પ્રાપ્ત થઈ ગઈ છે! હે મહામતિ! હે વત્સ! મહાભાગ્યશાળી અદૃશ્યંતીની રક્ષા કરજો અને મારાં માતા-પિતા અરુંધતી તથા વસિષ્ઠની હરહંમેશ સેવા કરજો, એવો મારો આદેશ છે. હે વત્સ! તમે મારા સમસ્ત કુળનો ઉદ્ધાર કર્યો છે. પુત્ર દ્વારા લોકને તરી જવાય છે. આમ સજ્જનો દ્વારા હંમેશ કહેવામાં આવે છે. રાક્ષસોનો નાશ કરવા રૂપ ઇષ્ટ વરદાન તમે વિશ્વના સર્જક શંકર ભગવાન પાસેથી મેળવશો. હવે ઇશ એવા સદાશિવને વંદન કરીને હું મારા બંધુઓ સહિત પિતૃલોકમાં જાઉં છું.

શક્તિએ આ પ્રમાણે પોતાના પુત્ર પરાશરને કહીને મહાદેવજીને પ્રણામ કર્યા. પછી વસિષ્ઠ અને અરુંધતીની સાથે રહેલી અદૃશ્યંતીની તરફ જોઇને એ સંયમી શક્તિ પિતૃલોકમાં ગયા.

પિતાના ગમન પછી પરાશરે શશિરૂપ ભૂષણવાળા શંકર ભગવાનનું પૂજન કરીને સ્તોત્રોથી તેમની સ્તુતિ કરી. આથી મન્મથ અને અંધકનું મર્દન કરનાર મહાદેવજી પ્રસન્ન થયા ને શાક્તેય પરાશર પર કૃપા કરીને ત્યાં જ અંતર્ધાન થયા.

ઉમા સહિત મહેશ્વરના ગયા બાદ પરાશરે પુનઃ સ્મરણપૂર્વક તેમને પ્રણામ કરીને તે સર્વજ્ઞ ઋષિ મંત્ર દ્વારા રાક્ષસોના કુળનો વિનાશ કરવા લાગ્યા.

પૌત્ર પરાશરનું આ કૃત્ય જોઇને ઋષિઓથી વીંટળાઇને બેઠેલા ધર્મજ્ઞ વસિષ્ઠમુનિ તેને કહેવા લાગ્યા: હે તાત! હવે રાક્ષસો પર વધારે કોપ નહીં કરશો, ક્રોધ ત્યજો. રાક્ષસોનો કોઈ અપરાધ નથી, તમારા પિતાના પ્રારબ્ધ મુજબ જ બધું થયું છે. મૂર્ખજનોને જ ક્રોધ થાય; જ્ઞાનીઓને ક્રોધ નહીં થાય. હે તાત! કોણ કોને મારે છે? કોઈ કોઇને મારતું નથી પણ માનવી પોતે કરેલાં સંચિત કર્મોનું ફળ જ ભોગવે છે. મનુષ્યે એ અત્યંત કલેશ ને કષ્ઠ વેઠીને મેળવેલા યશ તથા તપનો ક્રોધ નાશ કરે છે, તેથી નિર્દોષ રાક્ષસોનો વિનાશ કરવાનું આ કામ તું હવે બંધ જ કર; કેમ કે સજ્જનોનું ભૂષણ ક્ષમા હોય છે.

વસિષ્ઠ મુનિએ આ પ્રમાણે પરાશરને કહેવાથી તે મુનિપુંગવે તેના પિતામહના વચનને માન આપીને તત્કાળ તે કાર્ય સમેટી લીધું. આથી મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ ભગવાન પરાશર પર પ્રસન્ન થયા.

રાક્ષસોનો વિનાશ કરવારૂપ યજ્ઞ ચાલુ હતો, તેટલામાં બ્રહ્માજીના પુત્ર પુલસ્ત્ય ત્યાં આવ્યા હતા, તેથી વસિષ્ઠ મુનિએ તેમને અર્ઘ્ય, પાદ્ય ને આસન આપીને પૂજન કર્યું ને ત્યાં બેઠેલા પરાશર મુનિને પ્રણામ કરીને પુલસ્ત્ય ઋષિ કહેવા લાગ્યા: 'મહાન વેર કરનારાને પણ ક્ષમા આપવી.'

આ મુજબ તમારા ગુરુરૂપ પિતાનાં વચનનો તમે આજે આદર કર્યો છે તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું. તમે મારી સંતતિ પર ક્રુદ્ધ થયા છતાં મારા કુળનો નાશ નહીં કર્યો તેથી તમે સઘળાં શાસ્ત્રોના જ્ઞાતા થશો. હે મહાભાગ્યવાન! તમને હું વરદાન આપું છું કે, તમે પુરાણ, સંહિતા તથા સ્મૃતિઓના કર્તા થશો અને તેમના વાસ્તવ રૂપને યોગ્ય રીતે જાણનાર થશો. કર્મની પ્રવૃત્તિ ને નિવૃત્તિને જાણવામાં તમારી નિશ્ચયાત્મક, બુદ્ધિ નિર્મળ અને મારી કૃપાથી તે શંકારહિત થશે.

પછી જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ મુનિએ કહ્યું કે, હે વત્સ! પુલસ્ત્ય મુનિએ કહ્યું છે તે મુજબ તમે સઘળાં શાસ્ત્રોના જ્ઞાતા થશો અને તમારી બુદ્ધિ નિર્મળ થશે.

પુલસ્ત્ય અને વસિષ્ઠ ઋષિની કૃપા અને તેમના આશિષથી પરાશરે બધા વેદોના અર્થથી યુક્ત, જ્ઞાનના સંચયરૂપ, બધા પ્રયોજનોને સિદ્ધ કરનાર ૬૦૦૦ શ્લોકોની એક પુરાણસંહિતાનું નિર્માણ કર્યું. એને વેદોના ષડંશરૂ વૈષ્ણવ પુરાણ કહે છે. સંહિતા ગ્રંથોમાં એને ચતુર્થ પુરાણ કહેલું છે અને એ અત્યંત પવિત્ર મનાય છે.

હે મુનિશ્રેષ્ઠો! આ પ્રમાણે મેં તમને વસિષ્ઠપુત્ર વાસિષ્ઠોની ઉત્પત્તિ કહી અને શક્તિપુત્ર પરાશરના પ્રભાવના વૃત્તાંત સંક્ષિપ્તમાં કહ્યો. ૧-૧૨૩

**એષ વઃ કથિતઃ સર્વો વાસિષ્ઠાનાં સમાસતઃ।**
**પ્રભવઃ શક્તિસૂનોશ્ચ પ્રભાવો મુનિપુંગવઃ॥૧૨૩॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'વસિષ્ઠના વંશનું વર્ણન તથા શક્તિપુત્ર પરાશરને પુલસ્ત્યનું વરદાન' નામનો ૬૪મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૫મો

# સૂર્ય અને ચન્દ્રવંશની ઉત્પત્તિ તથા તંડીરચિત શિવસહસ્ર નામનું વર્ણન

ઋષય ઊચુઃ

આદિત્યવંશં સોમસ્ય વંશં વંશવિદાં વર।
વક્તુમર્હસિ ચાસ્માકં સંક્ષેપાદ્રોમહર્ષણમ્॥૧॥

ઋષિમુનિઓ બોલ્યા:

વંશોના ઇતિહાસના જાણકારોમાં શ્રેષ્ઠ હે સૂત! આદિત્યવંશ અને સોમવંશનું રોમાંચક વૃત્તાન્ત અમને કહેવાની આપ કૃપા કરો.

સૂતજી બોલ્યા:

કશ્યપ મુનિનાં પત્નીએ કશ્યપથી આદિત્ય નામે પુત્રને જન્મ આપ્યો. અદિતિપુત્ર આદિત્યને સંજ્ઞા નામે પત્ની હતી અને તદુપરાંત રાજ્ઞી, પ્રભા તથા છાયા નામે અન્ય પણ ત્રણ પત્નીઓ હતી. હવે એ ચારેય સ્ત્રીઓના પુત્રો વિશે કહું છું.

સૂર્યનાં પત્ની સંજ્ઞાએ સૂર્યથી યમ ને મનુ નામે બે પુત્રો તથા યમુના નામે પુત્રીને જન્મ આપ્યો. રાજ્ઞીએ રેવતને; પ્રભાએ પ્રભાતને જન્મ આપ્યો. હે વિપ્રર્ષિઓ! છાયાએ આદિત્યથી સાવર્ણિ અને શનિ નામે પુત્રોને અને તપતી તેમજ વિષ્ટિ નામે પુત્રીઓને જન્મ આપ્યો.

છાયા તેના પુત્ર સાવર્ણિ પ્રત્યે અધિક પ્રેમ દર્શાવતી હતી; તેથી તેને સ્નેહ કરતી હતી, સંજ્ઞાના પહેલા પુત્ર વૈવસ્વત મનુથી એ સહન થઈ શક્યું નહીં અને વળી યમ તો ક્રોધથી મૂર્ચ્છિત જેવો થઈ ગયો. તેથી યમે જમણો પગ ઉગામી છાયાને લાત મારી. તેથી છાયાને દુઃખ થયું અને તેણે યમને શાપ આપ્યો. છાયાએ યમને શાપ આપ્યો તેથી યમનો જમણો પગ સડી ગયો અને તેમાં પરુ અને રક્ત થવાથી તે પગ કીડાઓથી ખદબદવા લાગ્યો.

દુઃખમુક્ત થવાને માટે યમે શંકર ભગવાનની આરાધના કરવાનું વિચાર્યુ. તે ગોકર્ણ ક્ષેત્રમાં ગયા ને નિરાહાર રહીને લાકડાની પાટ પર બેસીને સહસ્રો વર્ષ પર્યંત શંકર ભગવાનની આરાધના કરતા રહ્યા. સદાશિવ ભગવાનની કૃપાથી યમને લોકપાલપણું તથા પિતૃઓનું આધિપત્ય પ્રાપ્ત થયું. વળી તેઓ દેવાધિદેવ શૂલપાણિ ભગવાનના પ્રભાવથી શાપમુક્ત થયા અને તેમનો પગ સાજો થયો.

પૂર્વે સૂર્યની પાવક પત્ની સંજ્ઞાથી સૂર્યનું તેજોમય રૂપ નહીં સહન થવાથી પોતાના શરીરમાંથી તેના જેવી જ છાયા નામે એક દાસીનું નિર્માણ કરીને સ્વ-સ્થાને મૂકી, તપ કરવા માટે વનમાં ગઈ. ઘોડીનું રૂપ લઇને તે તપ કરવા લાગી.

સંજ્ઞાને સ્થાને રહેલી સ્ત્રી છાયા નામે દાસી છે, પણ એ સંજ્ઞા નથી, એવી સૂર્યને જાણ થતાં તેઓ સંજ્ઞાને શોધવા નીકળ્યા. ઘોડીના રૂપમાં રહેલી સંજ્ઞાને સૂર્યનારાયણ ઓળખી ગયા, ત્યારે તેમણે ઘોડાનું

સ્વરૂપ લીધું ને ઘોડીના સ્વરૂપની સંજ્ઞા સાથે તેમણે સંભોગ કર્યો. ભાસ્કર સૂર્યનો સમાગમ થતાં સંજ્ઞાએ અશ્વિનીકુમાર નામે બે દેવવૈદ્યોને જન્મ આપ્યો.

સૂર્યનાં પત્ની સંજ્ઞા વિશ્વકર્માની પુત્રી હતી. સૂર્યનું તેજ સંજ્ઞાથી સહન નહીં થવાથી વિશ્વકર્માએ દિવાકરને ચક્ર પર ચડાવ્યા તથા તેના તેજનો આઠમો ભાગ કાપી નાખ્યો.

શ્રીવિષ્ણુનું દિવ્ય અને મુખ્ય આયુધરૂપ ભયંકર ચક્ર વિશ્વકર્મા ત્વષ્ટા ભગવાને સૂર્યમંડળમાંથી નિર્માણ કર્યું અને રુદ્રની કૃપાથી તેનું સુદર્શન એવું પવિત્ર નામ પાડ્યું. પ્રલયકાળના અગ્નિ સમાન તેજસ્વી ચક્ર કૃષ્ણ ભગવાનને પ્રાપ્ત થયું.

સૂર્યને સંજ્ઞા પત્નીથી થયેલા પ્રથમ પુત્ર મનુ–વિવસ્વતને તેના જેવા જ પ્રતાપવાન નવ પુત્રો હતા. તેમના નામ છેઃ ઇક્ષ્વાકુ, શર્યાતિ, નરિષ્યંત, ધૃષ્ણુ, નભગ, અરિષ્ટ, કરૂષ, પૃષધ અને નાભાગ. વૈવસ્વન મનુને ઇલા નામે કન્યા હતી. તેને વસિષ્ઠ ઋષિના અનુગ્રહથી પુરુષપણું પ્રાપ્ત થયું હતું. પાછળથી તે સુદ્યુમ્નને નામે જાણીતો થયો હતો.

એકવાર સુદ્યુમ્ન ઉમાદેવીના ક્રીડાસ્થાનરૂપ શરવણ નામે સ્થળે ગયો, ત્યારે શંકર ભગવાનની આજ્ઞાથી સોમવંશની વૃદ્ધિ કરવાને માટે સુદ્યુમ્નને પુનઃ સ્ત્રીત્વ પ્રાપ્ત થયું અને તે ઇલા થઈ હતી.

ઇક્ષ્વાકુએ અશ્વમેધ યજ્ઞ કર્યો, ત્યારે ઇલા કિંપુરુષ થઈ ગઈ, તે કિંપુરુષ એક મહિનો વીત્યા બાદ સ્ત્રી થાય અને બીજે માસે પુરુષ થાય. પુરુષભાવને પ્રાપ્ત થાય ત્યારે ઇલાનું સુદ્યુમ્ન નામ રહેતું.

સોમપુત્ર બુધની પાસે રહેતી ઈલા એકવાર બુધ સાથે મૈથુન કરવા લાગી. આથી ઈલાને પુરૂરવા નામનો પુત્ર જન્મ્યો. સોમવંશનો અગ્રજ પુરૂરવા જ્ઞાની ને શંકર ભગવાનનો ભક્ત હતો.

હે ઋષિશ્રેષ્ઠો! હાલમાં હું સોમવંશનું વર્ણન કરું છું. ઇક્ષ્વાકુ વંશનો કેવી રીતે વિસ્તાર થયો તે હવે પછી આગળ કહીશ.

હે દ્વિજોત્તમો! સુદ્યુમ્નને ઉત્કલ, વિનતાશ્વ અને ગય નામના ત્રણ પુત્રો હતા. ઉત્કલને ઉત્કલનું રાષ્ટ્ર, વિનતાશ્વને ઉત્કલની પશ્ચિમનો દેશ તથા ગયને પરમ ગયાપુરી મળ્યાં. ગયા નગરીમાં દેવતાઓ અને પિતૃઓ હમેશાં વસવાટ કરે છે.

મનુનો જ્યેષ્ઠ પુત્ર ઇક્ષ્વાકુ હતો. તેને મધ્યદેશનું રાજ્ય મળ્યું. ઇક્ષ્વાકુની બહેન ઇલાને–પુંસ્ત્વ અને કન્યાભાવ પ્રાપ્ત થતો રહેતો હોઈ સુદ્યુમ્નને ભાગ આપવામાં આવ્યો નહીં. વસિષ્ઠના વચનથી પ્રતિષ્ઠામાં ધર્મરાજ એવા પ્રતાપી મહાત્મા સુદ્યુમ્નનું રાજ્ય થયું. મહાયશસ્વી સુદ્યુમ્ને રાજ્ય પુરૂરવાને આપ્યું.

ઇક્ષ્વાકુને ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ એવો વિકુક્ષિ નામે ૧૦૦ પુત્રોમાં જ્યેષ્ઠ પુત્ર હતો. એ વિકુક્ષિને પંદર પુત્રો હતા. તેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ કુકુત્સ્થ હતું. કુકુત્સ્થને સુયોધન; સુયોધનને પૃથુ તથા વિશ્વક; વિશ્વકને આર્દ્રક; આર્દ્રકને યુવનાશ્વ; યુવનાશ્વને શાબસ્તિ; અને શાબસ્તિને વંશક નામનો પુત્ર હતો. એ વંશકે બંગાળ ને બિહારના સીમાપ્રદેશમાં શાબસ્તિ નગરી વસાવી, વંશકને બૃહદશ્વ તથા બૃહદશ્વને કુવલાશ્વ નામે પુત્ર થયો. મધુ નામે રાક્ષસના અત્યંત બળવાન પુત્ર ધુંધુને હણવાથી કુવલાશ્વ ધુંધુમાર કહેવાયો. કુવલાશ્વ યાને ધુંધુમારને ચંડાશ્વ, કપિલાશ્વ અને દઢાશ્વ નામે ત્રણ પુત્રો થયા. દઢાશ્વને પ્રમોદ ને તેને હર્યશ્વ

નામનો પુત્ર હતો. હર્યશ્વને નિકુંભ અને નિકુંભને સંહતાશ્વ, સંહતાશ્વને કુશાશ્વ તથા રણાશ્વ પુત્રો હતા. રણાશ્વને યુવનાશ્વ, યુવનાશ્વને માંધાતા, માંધાતાને પુરુકુત્સ, પરાક્રમી અંબરીષ તથા મહાત્મા મુચુકુંદ નામે ત્રણ પુત્રો હતા. એ ત્રણે પુત્રો ત્રિલોકમાં પ્રખ્યાત હતા.

અંબરીષનો પુત્ર યુવાનાશ્વ (બીજો) ને યુવનાશ્વને હરિત, હરિતના પુત્રો હારિત કહેવાયા. ક્ષત્રિય કુળથી થયેલા દ્વિજાતિઓ અંગિરસ ઋષિના ગોત્રના છે.

પુરુકુત્સથી નર્મદાને ત્રસદ્દસ્યુ નામે મહાયશસ્વી પુત્ર થયો. તેને સંભૂતિ નામે પુત્ર હતો. સંભૂતિને વિષ્ણુ વૃદ્ધ પુત્ર હતો, તેના પુત્રો વિષ્ણુવૃદ્ધ કહેવાયા. ક્ષત્રિયકુળથી થયેલા એ સર્વ પણ અંગિરસ ગોત્રના છે.

સંભૂતિને અનરણ્ય નામે બીજો પણ પુત્ર હતો. ત્રિલોક પર વિજય મેળવવા જતાં રાવણને હાથે તે મરાયો. અનરણ્યને બૃહદશ્વ અને તેને હર્યશ્વ પુત્ર હતો. હર્યશ્વને દૃષદ્વતી નામની પત્નીથી વસુમના નામનો પુત્ર જન્મ્યો. એ રાજાના પુત્રનું નામ ત્રિધન્વા હતું. ત્રિધન્વા શંકર ભગવાનનો ભક્ત હતો.

એક તંડી નામે ઋષિની કૃપાથી એ રાજાને ઋષિનું શિષ્યત્વ મળ્યું. પછી ૧૦૦૦ અશ્વમેધ યજ્ઞોનું ફળ એ ઋષિના આશિષથી મળ્યું. શિવભક્ત એ પરાક્રમી ત્રિધન્વા રાજાને પછી શંકર ભગવાનના ગણોનું ઐશ્વર્ય મળ્યું. ત્રિધન્વાને અશ્વમેધના ફળની શી રીતે પ્રાપ્તિ થઈ તે કહે છે.

એક વખત ત્રિધન્વા રાજાને અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર આવ્યો, પણ 'હું તો ધન વિનાનો ગરીબ છું માટે યજ્ઞ શી રીતે કરી શકું?' એવી ચિંતા થવાથી તેનો ઉપાય જાણવાને માટે એ ધર્માત્મા રાજા એક બ્રાહ્મણપુત્ર તંડી નામે ઋષિ પાસે ગયો. તંડી ઋષિએ મહેશ્વરનાં ૧૦૦૦ નામોથી શિવ ભગવાનની સ્તુતિ કરીને એમના ગણનું પદ પ્રાપ્ત કર્યું હતું.

તંડી ઋષિને રાજા ત્રિધન્વાએ પોતાના વિચાર દર્શાવ્યો તેથી તંડી ઋષિએ તેને રુદ્રનાં ૧૦૦૦ નામો સંભળાવ્યાં. ત્રિધન્વાએ ૧૦૦૦ નામોથી શંકર ભગવાનની સ્તુતિ કરી ને હજારો અશ્વમેધ યજ્ઞો કરવાથી પણ પ્રાપ્ત નહીં થનાર શિવજીનું ગણપદ પ્રાપ્ત થવા રૂપ ફળ એ રાજાને મળ્યું.

ઋષિઓ બોલ્યાઃ હે સદાચારી સૂત! તંડી વિપ્રર્ષિએ સઘળા વેદાર્થના સારરૂપ રુદ્રનાં એક સહસ્ર નામ ત્રિધન્વા રાજાને કહ્યાં. તે પવિત્ર સહસ્ર નામ અમને કહેવાની આપ કૃપા કરો.

સૂત બોલ્યાઃ હે ઋષિઓ! સઘળાં પ્રાણીઓના આત્મારૂપ, અત્યંત તેજસ્વી એવાં રુદ્રનાં ૧૦૬૦ નામ તમને કહું છું તે સૂણો. હે મુનિશ્રેષ્ઠો! આ સહસ્ર નામોના પાઠ કરવાથી ત્રિધન્વા રાજાને શંકર ભગવાનના ગણોમાં સ્થાન પ્રાપ્ત થયું હતું.

રુદ્રનાં સહસ્ર નામનું સ્તોત્ર આ મુજબ છેઃ

**ૐ સ્થિરઃ સ્થાણુઃ પ્રભુર્ભાનુઃ પ્રવરો વરદો વરઃ।**
**સર્વાત્મા સર્વવિખ્યાતઃ સર્વઃ સર્વકરો ભવઃ॥**
**જટી દંડી શિખંડી ચ સર્વગઃ સર્વભાવનઃ॥૫૪-૫૫॥**

ગમન આગમનથી રહિત કૂટસ્થ ભાવને કારણે સ્થિર; બધાં પ્રાણીઓના નિવાસરૂપ હોઈ સ્થાણુ; સર્વના સ્વામી હોઈ પ્રભુ; સૂર્યરૂપે ભાસે છે તેથી ભાનુ; સર્વશ્રેષ્ઠ હોવાથી અથવા ચાર પ્રકારના પુરુષાર્થ

સિદ્ધ કરવા ઇચ્છનારા દ્વારા ઉત્કટ પ્રાર્થના કરાતી હોઈ પ્રવર; ભક્તોને અભીષ્ટ વર આપતા હોઈ યા માયાના આવરણને ખંડિત કરતા હોવાથી વરદ; અભીષ્ટરૂપ હોઈ વર; સર્વાત્મા હોવાથી યા પ્રત્યગ્રૂપે સૌના અંતર્યામી હોઈ સર્વાત્મા; સઘળા જીવોમાં ખ્યાત અથવા સૌના નિયંતા હોવાથી પોતે જ સૌમાં પ્રતીત થનારા હોવાથી સર્વવિખ્યાત; વિશ્વરૂપ હોઈ સર્વ; બધાં પ્રાણીઓ અને વસુ માત્રને ઉત્પન્ન કરતા હોવાથી સર્વકર; બ્રહ્મરૂપ શંકર ભગવાનમાં જ સૌ પ્રાણીઓ પેદા થાય છે માટે ભવ. ૫૪

વાળની લાંબી લટોને લીધે જટી યા જટાવાન; દંડ ધારણ કરતા હોઈ દંડી; અર્જુન પર પ્રસન્ન થવાથી કિરાતરૂપ ધારણ કરીને મસ્તક પર મોરનાં પીંછાંનો મુકુટ પહેર્યો હતો તેથી શિખંડી; સૌમાં ગમન કરતા હોઈ સર્વગ; જગતની બધી વસ્તુઓ પેદા કરતા હોઈ સર્વભાવન. ૫૫

હરિશ્ચ હરિણાક્ષશ્ચ સર્વભૂતહરઃ સ્મૃતઃ।
પ્રવૃત્તિશ્ચ નિવૃત્તિશ્ચ શાન્તાત્મા શાશ્વતો ધ્રુવઃ॥૫૬॥
સ્મશાનવાસી ભગવાન્ખચરો ગોચરોऽર્દનઃ।
અભિવાદ્યો મહાકર્મા તપસ્વી ભૂતધારણઃ॥૫૭॥

પાપહર્તા હોઈ હર તથા માત્ર નામનું સ્મરણ કરવા માત્રથી પાપને દૂર કરીને તેનો વિનાશ કરતા હોઈ હરિ; હરણના સમાન નેત્રોવાળા હોઈ હરિણાક્ષ અર્થાત્ વિશાળ નેત્રોવાળા; સઘળાં પ્રાણીઓનો સંહાર કરતા હોઈ સર્વભૂત હર; મુમુક્ષુઓ હમેશાં આપનું સ્મરણ કરતા હોવાથી સ્મૃત; કર્મમાર્ગમાં પ્રવૃત્તિ હોઈ પ્રવૃત્તિ; મોક્ષમાર્ગરૂપ નિવૃત્તિરૂપ શાન્તાત્મા અર્થાત્ ઇચ્છાઓનો ત્યાગ કરનાર શાન્તજનોના આત્મા તેથી શાન્તાત્મા; શાશ્વત અર્થાત્ નિરંતર વિદ્યમાન હોઈ શાશ્વત; અચળ હોઈ ધ્રુવ; શવ અર્થાત્ મડદાં જે સ્થળે સૂએ તે સ્મશાન; તેમાં હે શંકર! આપ નિવાસ કરો છો તેથી સ્મશાનવાસી; ઐશ્વર્ય, પરાક્રમ, યશ, જ્ઞાન, શ્રી તથા વૈરાગ્યથી યુક્ત હોઈ પરમાત્મા; ગો અર્થાત્ ઇન્દ્રિયોમાં વિષયરૂપે વિહરતા હોઈ યા ઇન્દ્રિયોને ભોગવતા હોઈ ગોચર; પાપીઓને કાલાન્તરૂપથી અર્દન; સૌ લોકો થકી અભિવાદન કરવાને યોગ્ય છો માટે અભિવાદ્ય; વિશ્વનું સર્જનાદિ મહાન કર્મ કરતા હોઈ મહાકર્મા; તપ એ જ જેનું ધન છે યા તપ યુક્ત હોઈ તપસ્વી; આકાશ વગેરે પંચભૂતોને ધારણ કરતા હોઈ ભૂતધારણ. ૫૬-૫૭

ઉન્મત્તવેષઃ પ્રચ્છન્નઃ સર્વલોકઃ પ્રજાપતિઃ।
મહારૂપો મહાકાયઃ શવરૂપો મહાયશાઃ॥૫૮॥

ઉન્મત્તના સમાન વેશવાળા હોવાથી ઉન્મત્તવેશ (દારુવનમાં વસવાટ કરનારા ઋષિઓની પરીક્ષા કરવા માટે ઉન્મત્ત વેશે આવેલા શિવ ભગવાનનું વર્ણન આ પુરાણમાં અગાઉ ૨૯મા અધ્યાયમાં કરાયું છે); માયારૂપ પડદા પાછળ પ્રકર્ષરૂપે છુપાયેલા હોઈ પ્રચ્છન્ન; સૌને જુઓ છો માટે સર્વલોક; હિરણ્યગર્ભ વગેરે પ્રજાના પતિ અર્થાત્ સ્વામી હોઈ પ્રજાપતિ; મહાન અપરિચ્છિન્ન રૂપવાળા હોઈ મહારૂપ; મહાન એટલે કે મોટી કાયાવાળા; વિરાટરૂપ હોઈ મહાકાય; સર્વ દૃશ્યમાત્ર રૂપના હોઈ સર્વરૂપ; મહત્ એટલે કે અતિશય એવા વિશાળ યશવાળા હોઈ મહાયશા. ૫૮

મહાત્મા સર્વભૂતશ્ચ વિરૂપો વામનો નરઃ।
લોકપાલોઽન્તર્હિતાત્મા પ્રસાદોઽભયદો વિભુઃ॥૫૯॥

સમુદાયરૂપે પૂજાતો વ્યક્તિ જીવ એ મહા આત્માવાળો હોઈ મહાત્મા; જેનાથી સકળ જગત એટલે કે ભૂત ઉત્પન્ન થયાં છે તે સર્વભૂત; વિરૂપ એટલે કે વિશિષ્ટ રૂપના; હ્રસ્વરૂપના હોઈ વામન; પુરુષરૂપ યા નરાવતારરૂપ હોઈ નર; ભૂઃ આદિ લોકોનું પાલન કરતા હોઈ લોકપાલ; અવિદ્યા અહમ્‌થી ગુપ્ત રહેલા આત્મા એટલે કે અખંડ એક રસ સ્વરૂપના હોઈ અંતર્હિત આત્મા; મોક્ષરૂપ પરમ ગતિને પ્રાપ્ત કરાવનારા હોઈ યા પ્રસન્ન સ્વરૂપના હોઈ પ્રસાદ; અભય આપનાર હોઈ અભયદ; વ્યાપક હોઈ વિભુ. ૫૯

પવિત્રશ્ચ મહાંશ્ચેવ નિયતો નિયતાશ્રયઃ।
સ્વયંભૂઃ સર્વકર્મા ચ આદિરાદિકરો નિધિઃ॥૬૦॥

પવિત્ર એટલે પાવન કરનાર છો માટે પવિત્ર; પૂજ્ય હોઈ મહાન; ઇન્દ્રિયોની વૃત્તિઓનો નિગ્રહ કરતા હોઈ નિયત; સદા આશરાવાળા હોવાથી નિયતાશ્રય; સ્વયં ઉત્પન્ન થતા હોઈ સ્વયંભૂ લિંગરૂપ; વિશ્વકર્મરૂપ હોઈ સર્વકર્મા; સઘળા દેવતાઓથી પ્રથમ થયેલા હોઈ આદિ; આદિમાં હિરણ્યગર્ભને ઉત્પન્ન કરનાર હોઈ આદિકર; પદ્મ શંખ આદિરૂપ નિધિના રક્ષ હોઈ નિધિ. ૬૦

સહસ્રાક્ષો વિશાલાક્ષઃ સોમો નક્ષત્ર સાધકઃ।
ચન્દ્રઃ સૂર્યઃ શનિઃ કેતુર્ગ્રહો ગ્રહપતિર્મતઃ॥૬૧॥

જગત આપનું રૂપ છે માટે સહસ્ર એટલે કે અનંત ચક્ષુઓવાળા હોઈ સહસ્રાક્ષ; વિસ્તૃત ચન્દ્ર સૂર્યરૂપ વિશિષ્ટ નયનના હોઈ વિશાળાક્ષ; ઉમા સહિત હોઈ સોમ; ચન્દ્ર અને નક્ષત્રો વગેરે ગ્રહરૂપે ગતિ કરતા હોઈ નક્ષત્રસાધક; સૂર્ય, ચન્દ્ર, કેતુ એ ગ્રહો આપનાં જ રૂપ છે; ગ્રહણ કરે તે ગ્રહ એટલે કે વૃષ્ટિનો અવરોધ કરનાર મંગળ; ગ્રહોના પતિ માટે ગ્રહપતિ એટલે કે ગુરુ; આપ બુધ ગ્રહ હોઈ મત છો. ૬૧

રાજા રાજ્યોદયઃ કર્ત્તા મૃગબાણાર્પણો ઘનઃ।
મહાતપા દીર્ઘતપા અદશ્યો ધનસાધકઃ॥૬૨॥

સ્વ-તેજથી શુક્રરૂપે પ્રકાશના હોઈ રાજા; રાજ્યોદય જેનાથી થાય તે રાજ્યનો ઉદય એટલે કે રાહુ; વિશ્વનું સર્જન કરવારૂપ વ્યાપાર કરનાર હોઈ કર્તા; મૃગરૂપધારી બ્રહ્માજીને બાણ અર્પણ કરેલું હોઈ મૃગબાણાર્પણ; મેઘરૂપ હોઈ ઘન છો; સૌના કરતાં વધુ તપ કર્યું હોવાથી મહાતપા; દીર્ઘકાળ સુધી તપ કર્યું છે તેથી દીર્ઘતયા; ઇન્દ્રિયોથી પર હોઈ અતીન્દ્રિ છો અને માટે કોઇને નજરે પડતા નથી તેથી અદશ્ય છો; સકામ ભક્તો પાસેથી ધન મેળવતા હોઈ ધનસાધક; ૬૨

સંવત્સરઃ કૃતો મંત્રઃ પ્રાણાયામઃ પરન્તપઃ।
યોગી યોગો મહાબીજો મહારેતા મહાબલઃ॥૬૩॥

પ્રભવાદિ સંવત્સર સ્વરૂપ, કૃતયુગરૂપ કૃત, મનન કરવાથી રક્ષણ આપો તે પ્રણવાદિ મંત્ર. યોગના અંગરૂપ પ્રાણાયામ, પર એટલે કે અસુરોને તપાવે-પીડે તેવા પંતપ, ચિત્તની વૃત્તિના નિરોધરૂપ એવા યોગ

યુક્ત યોગી, સમાધિરૂપ યોગ, વિશ્વના કારણરૂપ મહાબીજ, મહત્તત્ત્વરૂપ રેતવાળા એવા મહારેતા, મહત્ એટલે કે અતુલ બળવાળા મહાબળ, ૬૩

**સુર્વણરેતાઃ સર્વજ્ઞઃ સુબીજો વૃષવાહનઃ।**
**દશબાહુસ્ત્વનિમિષો નીલકંઠ ઉમાપતિઃ॥૬૪॥**

સુવર્ણરૂપ રેત એટલે કે વીર્યવાળા સુવર્ણરેતા; સઘળી વસ્તુઓને જાણે છે, એકી સાથે જુએ છે એવા સર્વજ્ઞ, સુ એટલે કે શોભન એવા અમોઘ વીર્યબીજવાળા સુબીજ, એ બીજ એટલે કે વીર્ય અગ્નિમાં નાખવા છતાં સ્કંદ સમાન પુત્રને જન્મ આપવાને માટે સમર્થ થયું હતું માટે સુબીજ એવા શંકર ભગવાન વૃષ એટલે કે નંદિકેશ્વરરૂપ વાહનવાળા વૃષવાહન, દસ બાહુ, અનિમેષ એટલે કે જેનાં નેત્રોની પલક પડતી નથી એવા અનિમેષ શંકર ભગવાન નીલ ગ્રીવાવાળા નીલકંઠ, પ્રણવરૂપિણી ચિત્શક્તિ એવા ઉમાદેવીના સ્વામી ઉમાપતિને નમસ્કાર. ૬૪

**વિશ્વરૂપઃ સ્વયંશ્રેષ્ઠો બલવીરો બલાગ્રણીઃ।**
**ગણકર્ત્તા ગણપતિર્દિગ્વાસાઃ કામ્ય એવ ચ॥૬૫॥**

વિશ્વ જેનું રૂપ છે એવા વિશ્વરૂપ, બીજા કોઈ પણ દેવ કરતાં પોતે શ્રેષ્ઠ છે એવા સ્વયં શ્રેષ્ઠ શિવજી, બળ એટલે કે પોતાના સામર્થ્યથી એવા બળવીર બળમાં અગ્રણી એવા બલાગ્રણી, પોતાના ભક્તોને મહાદેવજી સર્વશ્રેષ્ઠ સ્થાન આપે છે. ગણ એટલે કે પોતીકા સેવકોના સંઘને ઉત્પન્ન કરનાર ગણકર્તા, પોતાના પ્રમથ વગેરે ગણોના પતિ ગણપતિ, દિશારૂપ વસ્ત્રવાળા દિગ્વાસા, સ્પૃહા કરવાને યોગ્ય કામ્યને નમસ્કાર. ૬૫

**મંત્રવિત્પરમો મંત્રઃ સર્વભાવકરો હરઃ।**
**કમંડલુધરો ધન્વી બાણહસ્તઃ કપાલવાન્॥૬૬॥**

સમગ્ર મંત્રોના જ્ઞાતા મંત્રવિદ, સર્વોત્કૃષ્ટ એવા પરમ શ્રેષ્ઠ વિચારસ્વરૂપ મંત્ર, સૌને ઉત્પન્ન કરવાના સ્વભાવના એવા સર્વભાસ્કર, સ્મરણ કરવા માત્રથી જે ભક્તોના અનિષ્ટને હરે છે એવા હર; ઉદકપાત્ર રૂપ કમંડલુને ધારણ કરનાર કમંડલુધર, આજગવ નામે ધનુષને ધારણ કરનાર ધન્વી, વિષ્ણુરૂપ બાણને હાથમાં ધરનાર બાણહસ્ત, બ્રહ્માજીનું કપાલ જેની પાસે છે એવા કપાલવાનને નમસ્કાર. ૬૬

**શરીશતઘ્ની ખડ્ગી ચ પટ્ટીશી ચાયુધી મહાન્।**
**અજશ્ચ મૃગરૂપશ્ચ તેજસ્તેજસ્કરો વિધિઃ॥૬૭॥**

વિશિષ્ટ જાતના બાણવાળા શરીર, શતઘ્ની નામે વિશિષ્ટ શક્તિથી યુક્ત એવા શતઘ્ની, ચન્દ્રહાસ નામે ખડ્ગવાળા ખડ્ગી, સરળ આકૃતિના પટ્ટિશ નામે વિશિષ્ટ ખડ્ગવાળા પટ્ટિશી, પોતાના અસાધારણ શૂલ આયુધને ધારણ કરનાર આયુધી, મહત્તત્ત્વરૂપ એવા મહાન, જેને જન્મ લેવો પડતો નથી એવા અજ, જેના રૂપને શોધવું પડે એવા મૃગરૂપ, જેનું રૂપ તેજ છે, એવા તેજ, તેજને ઉત્પન્ન કરનાર તેજસ્કર, બ્રહ્માજીરૂપ વિધિને નમસ્કાર. ૬૭

ઉષ્ણીષી ચ સુવક્ત્રશ્ચ ઉદગ્રો વિનતસ્તથા।
દીર્ઘશ્ચ હરિકેશશ્ચ સુતીર્થઃ કૃષ્ણ એવ ચ॥૬૮॥

શિરોવેષ્ટન એટલે કે શિર ઢાંકવારૂપ જટાયુક્ત એવા ઉષ્ણીષી સુન્દર મુખડાવાળા સુવક્ત્ર, વૃદ્ધિ પામેલા રૂપના ઉદગ્ર, નમ્ર એટલે કે વિનત, અત્યંત ઉચ્ચ એવા દીર્ઘ, 'હરિ' એટલે કે શ્રીવિષ્ણુ અને 'ક' એટલે બ્રહ્માજી એ બેઉના ઈશ એટલે કે સ્વામી એવા હરિકેશ, પુષ્કરાદિ તીર્થ જેનાથી પાવન થાય છે એવા સુતીર્થ, અઘોર સ્વરૂપમાં શ્યામ-કૃષ્ણ વર્ણવાળા એવા કૃષ્ણ એટલે કે મહાદેવજીને નમસ્કાર. ૬૮

શૃગાલરૂપઃ સર્વાર્થો મુંડઃ સર્વશુભંકરઃ।
સિંહશાર્દૂલરૂપશ્ચ ગંધકારી કપર્દ્યપિ॥૬૯॥

શૃગાલ દૈત્યને હણવાને માટે ધારણ કરેલા શૃગાલરૂપ શંકર, ધન આદિ સર્વાર્થ જેનાથી નિષ્પન્ન થાય છે તે સર્વાર્થ એવા મહાદેવજી, પરિવ્રાટરૂપ મુંડ, પોતાના સઘળા ભક્તોનું, શુભ કરનાર હોઈ સર્વ શુભંકર યા સૌનું શુભ-કલ્યાણ કરનાર છો, માટે પણ સર્વ શુભંકર, સિંહ ને શાર્દૂલ-વાઘ; દેવીના વાહનરૂપ એ બન્નેની પ્રશંસા કરનાર સિંહ-શાર્દૂલરૂપ, ગંધ એટલે કે કસ્તૂરી વગેરે સુગંધી દ્રવ્યોને ઉત્પન્ન કરનાર ગંધકારી, કપર્દ એટલે કે જટાજૂટથી યુક્ત કપર્દીને નમસ્કાર. ૬૯

ઊર્ધ્વરેતોર્ધ્વલિંગી ચ ઊર્ધ્વશાયી નભસ્તલઃ।
ત્રિજટી ચીરવાસાશ્ચ રુદ્રઃ સેનાપતિર્વિભુઃ॥૭૦॥

અખંડિત બ્રહ્મચર્યવાળા ઊર્ધ્વરેતા, સર્વોપરિ લિંગવાળા હોઈ ઊર્ધ્વલિંગી, અંતરિક્ષમાં શયન કરવાના સ્વભાવવાળા ઊર્ધ્વશાયી, આકાશરૂપ નભ, પાતાળરૂપ તલ, સત્ત્વાદિ ત્રિગુણની જટા એટલે કે મૂળ તે ત્રિજટા; ત્રિજટારૂપ પ્રકૃતિના ત્રિજટી, ચીર એટલે કે વસ્ત્ર યા વલ્કલ એટલે છાલરૂપ વસ્ત્રવાળા ચીરવાસા મહાદેવ, રોગ ને જન્મ-મરણાદિ દુઃખોને દૂર કરી તેમનો નાશ કરનાર રુદ્ર, દેવસેનારૂપ સેના, પાલક પતિ, પોતાનો આવિર્ભાવ કરે છે તેથી વિભુ એવા શંકર ભગવાનને નમસ્કાર. ૭૦

અહોરાત્રશ્ચ નક્તશ્ચ તિગ્મમન્યુઃ સુવર્ચસઃ।
ગજહા દૈત્યહા કાલો લોકધાતા ગુણાકરઃ॥૭૧॥

દિન-રાતના અપ્રકટ સ્વરૂપના અહોરાત્ર મહાદેવ, નક્તવ્રતરૂપ નક્ત, તિગ્મ-તીક્ષ્ણ એવા મન્યુ એટલે કે ક્રોધિત સુવર્ચસ, ગજ નામે અસુરને હણનાર ગજઘ્ન, દિતિપુત્ર દૈત્યોને હણનાર દૈત્યઘ્ન યા દૈત્યહા, નિમેષ વગેરે રૂપ કાળ, ચૌદ ભુવનના ધાતા એટલે કે આધારભૂત લોકધાતા, આ પુરાણ-લિંગમહાપુરાણ—ના ૧૬મા અધ્યાયમાં કહેલા યોગાદિગુણ યા નૈયાયિકોએ કહેલા રૂપ વગેરે ૨૪ ગુણોના આકાર એટલે કે ખાણરૂપ ગુણાકારને નમસ્કાર. ૭૧

સિંહશાર્દૂલરૂપાણામાર્દ્રચર્મામ્બરધરઃ ।
કાલયોગી મહાનાદઃ સર્વવાસશ્ચતુષ્પથઃ॥૭૨॥

સિંહ તથા શાર્દૂલરૂપ ક્રૂરતાના આર્દ્ર એટલે કે તરત ઉખેડેલા ચર્મવસ્ત્રોને ધારણ કરનાર સિંહશાર્દૂલરૂપ આર્દ્ર ચર્માંબરધર, સર્વકાળે રહેલા યોગી તે કાળયોગી, મહાનાદવાળા મહાનાદ, સકળ જગત જેનું

નિવાસસ્થાન છે એવા સર્વાવાસ, ધર્માદિ ચાર પુરુષાર્થના પંથરૂપ ચતુષ્પથ યા બ્રહ્મચર્યાદિ ચાર પંથ જેમાંથી નીકળ્યા છે એવા ચતુષ્પથ શંકર ભગવાનને નમસ્કાર. ૭૨

**નિશાચરઃ પ્રેતચારા સર્વદર્શી મહેશ્વરઃ।**
**બહુભૂતો બહુધનઃ સર્વસારોઽમૃતેશ્વરઃ॥૭૩॥**

નિર્ઋતિ વગેરે રક્ષરૂપે નિશાએ-રાત્રિએ ભ્રમણ કરનાર નિશાચર, પ્રેતભાવે ભ્રમણ કરનાર યા શબને વાહન કરનાર પ્રેતચારી, સઘળું કાંઈ દેખનારા એવા સર્વદર્શી, મહાન બ્રહ્માજી, ઇન્દ્રાદિ ઈશ્વરો જેમાંથી ઉત્પન્ન થાય છે તે મહેશ્વર, અનેક રૂપના એવા બહુ, ભૂત એટલે કે અતીત કાળરૂપ ભૂત, બહુ એટલે કે અપરિમિત ધન જેમાંથી મળે છે એવા બહુધન, મહાદેવ, સૌના સાર એટલે કે બળરૂપ સર્વસાર, અમૃત એટલે કે મોક્ષના ઈશ્વર માટે અમૃતેશ્વર. ૭૩

**નૃત્યપ્રિયો નિત્યનૃત્યો નર્તનઃ સર્વસાધકઃ।**
**સ કાર્મુકો મહાબાહુર્મહાઘોરો મહાતપાઃ॥૭૪॥**

તાંડવ નૃત્ય પ્રિય હોઈ નિત્યપ્રિય; નિત્ય એટલે કે સતત નૃત્ય કરતા હોઈ નિત્યનૃત્ય; સૌના પ્રેરક હોઈ નર્તન; સઘળી સિદ્ધિઓને પ્રાપ્ત કરાવનાર હોઈ સર્વસાધક; ધનુષ સહિત હોઈ સકાર્મુક; વિશાળ બાહુના હોઈ મહાબાહુ; મહાપ્રલય કરનાર હોઈ મહાઘોર; મહાતપસ્વી હોઈ મહાતપા. ૭૪

**મહાશરો મહાપાશો નિત્યો ગિરિચરો મતઃ।**
**સહસ્રહસ્તો વિજયો વ્યવસાયો હ્યનિન્દિતઃ॥૭૫॥**

ત્રિપુરદાહક મહાન શર એટલે કે બાણવાળા હોઈ મહાશર; માયારૂપ મહાન પાશવાળા હોઈ મહાપાશ; અવિનાશી એવા નિત્ય શંકર ભગવાનને નમસ્કાર. ગિરિ એટલે કે કૈલાસ વગેરે પર્વતોમાં વિચરનાર ગિરિચર, વિકૃત આકૃતિ ધારણ કરવાથી દારુવનમાં નિવાસ કરનાર ઋષિઓને અજ્ઞાત એવા અમત, અસંખ્ય બાહુઓના સહસ્ર હસ્ત, જેમની કૃપાથી પાર્થ અને રામ વગેરેનો જય થયો એ વિજય, ઋષિમુનિઓ દ્વારા સવિશેષ નિશ્ચિત કરાતો હોઈ વ્યવસાય એવા શિવજી, સઘળા દોષો રહિત અનિંદિતને નમસ્કાર. ૭૫

**અમર્ષણો મર્ષણાત્મા યજ્ઞહા કામનાશનઃ।**
**દક્ષહા પરિચારી ચ પ્રહસો મધ્યમસ્તથા॥૭૬॥**

પાપને નહીં સહેનારા અમર્ષણ, ભક્તના ગુનાઓની ક્ષમા આપવાના સ્વભાવના મર્ષણાત્મા, દક્ષના યજ્ઞનો નાશ કરનાર યજ્ઞહા, જેનાથી કામનો નાશ થાય છે તે કામનાશન, પ્રજાપતિ દક્ષને હણનાર દક્ષહા, બધે ભ્રમણ કરવાના સ્વભાવના પરિચારી, પ્રકૃષ્ટ હાસ્ય કરનાર પ્રહસ સૃષ્ટિ ને પ્રલયના મધ્યે રહેનાર હોવાથી મધ્યે એટલે કે મધ્યમ એટલે કે રુદ્રદેવને નમસ્કાર. ૭૬

**તેજોઽપહારી બલવાન્વિદિતોઽભ્યુદિતોઽબહુઃ।**
**ગંભીરઘોષો યોગાત્મા યજ્ઞહા કામનાઽશનઃ॥૭૭॥**

વહ્નિરૂપ તેજ, સમસ્ત વિશ્વના અપહારક એટલે કે વિનાશ કરનાર એવા અપહારી, દેહના સામર્થ્યથી યુક્ત એવા બલિષ્ઠ, જેનાથી બ્રહ્મજ્ઞાન થાય છે તે બ્રહ્મ-વિદ્રૂપ વિદિત, બધી રીતે અરૂપ ને અરસ એવા અભ્યુદિત, એકરૂપ એવા અબહુ, સાગરરૂપ ગંભીર ઘોષ, યોગસ્વરૂપ યોગાત્મા, દક્ષયજ્ઞનો નાશ કરનાર યજ્ઞહા, મુમુક્ષારૂપ કામના, ભોજન કરનાર એટલે કે વિશ્વભક્ષક. ૭૭

**ગંભીરરોષો ગંભીરો ગંભીરબલવાહનઃ।**
**ન્યગ્રોધરૂપો ન્યગ્રોધો વિશ્વકર્મા ચ વિશ્વભુક્॥૭૮॥**

અપાર રોષના, અડગ એટલે કે ભમાવવાને અશક્ય એવા ગંભીર, ગંભીર એટલે કે અક્ષોભ્ય એવા બલિષ્ઠ વાહનવાળા ગંભીર બળવાહન, ન્યક એટલે કે નીચેથી ઉત્પન્ન થતા ન્યગ્રોધરૂપ સંસારવૃક્ષને પેદા કરનાર ન્યગ્રોધરૂપ શંકર ભગવાન, વટવૃક્ષરૂપ ન્યગ્રોધ, વિશ્વ-જગત અર્થાત્ બ્રહ્માંડ જેનું કર્મ છે એવા વિશ્વકર્મા શિવજી, જગતનો પ્રલય કરનાર-ભક્ષણ કરનાર વિશ્વભુક્. ૭૮

**તીક્ષ્ણાપાયશ્ચ હર્યશ્વઃ સહાયઃ કર્મકાલવિત્।**
**વિષ્ણુઃ પ્રસાદિતો યજ્ઞઃ સમુદ્રો વડવામુખઃ॥૭૯॥**

નિશિતરૂપ તીક્ષ્ણ, અભક્તો માટે ધન વગેરેની પ્રાપ્તિરૂપ આય જેનાથી દૂર કરાય છે તે અપાય, હરિ એટલે કે શ્રીવિષ્ણુ જેના અશ્વરૂપ વાહન છે તે હર્યશ્વ, સ્વભક્તોને મદદ કરનાર સહાય, ઇષ્ટાપૂર્તાદિરૂપ એવા કર્મ, સૌના ઇષ્ટ, અને અનિષ્ટ કાળ એટલે કે વખતને પિછાણનાર કાળવિદ, સૌનું પાલન કરનાર શ્રીવિષ્ણુ, અસુરોના ડરથી રક્ષણ મેળવવાને માટે દેવો થકી સ્તુતિ કરીને પ્રસન્ન કરાયેલા પ્રસાદિત, દેવતાઓ દ્વારા પૂજન યોગ્ય યજ્ઞ, સમુદ્રરૂપ સાગર, સાગરના જળને શોષનાર અગ્નિરૂપે વડવામુખ. ૭૯

**હુતાશનસહાયશ્ચ પ્રશાન્તાત્મા હુતાશનઃ।**
**ઉગ્રતેજા મહાતેજા જયો વિજય કાલવિત્॥૮૦॥**

હુતાશન એટલે કે અગ્નિ-વહ્નિના વાયુરૂપે મદદરૂપ એવા હુતાશન સહાય, પ્રશાન્ત સ્વરૂપના પ્રશાન્તાત્મા, વિધિસર અગ્નિમાં નાખવામાં આવેલા હવિનું અશન કરનાર હુતાશન, અગ્નિ-વહ્નિરૂપ ઉગ્ર એટલે કે દાહક તેજવાળા ઉગ્રતેજ, પોતીકા મહાતેજથી જગતને પ્રકાશિત કરનાર સૂર્યરૂપ મહાતેજ, જયરૂપ જય, વિજયના કાળના જાણકાર વિજય કાલવિત્। ૮૦

**જ્યોતિષામયનં સિદ્ધિઃ સંધિર્વિગ્રહ એવ ચ।**
**ખંગી શંગી જટી જ્વાલી ખચરો દ્યુચરો બલી॥૮૧॥**

ગ્રહો ને નક્ષત્રોના સ્થાનભૂત જ્યોતિષના અયન, ઇચ્છિત ફળની પ્રાપ્તિરૂપ સિદ્ધિ, દુશ્મન સાથે મૈત્રી કરવારૂપ સંધિ, કલહરૂપ વિગ્રહ, ખડ્ગ નામના આયુધવાળા એવા ખડ્ગી, શંખયુક્ત શંખી, જટા એટલે કે જેનામાં વિશ્વનું મૂળ રહેલું છે તે જટી, આર્ચર વગેરે માર્ગરૂપ જ્વાળાઓવાળા જ્વાલી, ગગનમાં વિહાર કરનાર ખચર, દ્યુ એટલે કે સ્વર્ગમાં વિહાર કરનાર દ્યુચર, બળ એટલે કે સૈન્ય યુક્ત બલી. ૮૧

**વૈષ્ણવી પણવી કાલઃ કાલકંઠઃ કટંકટઃ।**
**નક્ષત્ર વિગ્રહો ભાવો નિભાવઃ સર્વતોમુખઃ ॥૮૨॥**

વેણુવાદ્ય ધરાવનાર વૈષ્ણર્વા, પણવ નામે વાદ્ય ધરાવનાર પણવી, મૃત્યુરૂપ કાળ, વિષરૂપ કૃષ્ણ-શ્યામ વર્ણના કંઠવાળા કાળકંઠ, કટ એટલે કે ગજાનનના શિરને કટ એટલે કે પ્રેમથી ઢાંકનાર એવા કટંકટ શંકર, નક્ષત્રરૂપ સ્વરૂપના નક્ષત્રવિગ્રહ, શ્રદ્ધારૂપ ભાવ, વિશ્વની આત્યંતિક સત્તા એટલે કે વિશ્વનું અસ્તિત્વ જેને કારણે છે તે નિભાવ, સર્વતોમુખી એવા સર્વમુખ. ૮૨

**વિમોચનમસ્તુ શરણવો હિરણ્યકવચોદ્ભવઃ।**
**મેખલાકૃતિરૂપશ્ચ જલાચારઃ સ્તુતસ્તથા॥૮૩॥**

ચોવીસ તત્ત્વોના બંધનથી મુક્તિ અપાવનાર વિમોચન, ભક્તોના રક્ષક એવા શરણ, હિરણ્યગર્ભની ઉત્પત્તિ જેનાથી થાય તે હિરણ્યકવચોદ્ભવ, લિંગપરિણાલિકા રૂપ મેખલા, કૃતિ એટલે કે યત્નરૂપ એવા કૃતિ, ચોતરફથી ભાગીરથી જળનો જેનામાંથી સંચાર થાય તે જલાચાર, ભગીરથ વગેરેથી સ્તુતિ કરાયેલા-સ્તુત. ૮૩

**વીણી ચ પણવી તાલી નાલી કલિકટુસ્તથા।**
**સર્વતૂર્યનિનાદી ચ સર્વવ્યાપ્યપરિગ્રહઃ॥૮૪॥**

વીણારૂપ વાદ્યથી યુક્ત એવા વીણી, પણ એટલે કે વ્યવહાર, તે કરનાર પણવી, તાલ નામે વાદ્યથી યુક્ત એવા તાલી, એટલે કે કમળદંડથી યુક્ત નાલી, જેને કળિયુગ પ્રિય નથી એવા કલિકટુ, સર્વ તૂર્ય વાદ્યોને વગાડવાના સ્વભાવના સર્વતૂર્યનિનાદી, સૌથી સૂક્ષ્મ સ્વરૂપ એટલે કે પરિગ્રહવાળા એવા સર્વવ્યાપ્ય-પરિગ્રહ. ૮૪

**વ્યાલરૂપી બિલાવાસી ગુહાવાસા તરંગવિત્।**
**વૃક્ષઃશ્રીમાલકર્મા ચ સર્વબંધવિમોચનઃ॥૮૫॥**

વાસુકિ નાગ યુક્ત એવા વ્યાલરૂપી શંકર, બિલ અર્થાત્ પાતાળમાં રહેનારા બિલાવાસી, તરંગ એટલે કે સાગર વગેરેની ઊર્મિઓના જાણકાર તરંગવિદ, બિલ્વ સંજ્ઞાના વૃક્ષ, શ્રીમાલ એટલે લક્ષ્મીક્ષેત્ર જેનું પૂજાદિક કર્મ છે તે શ્રીમાલકર્મા, (**'માલં ક્ષેત્રે જલે' ઇતિ વિશ્વઃ**) અવિદ્યા કામાદિ બંધનોથી છુટકારો કરાવે તે સર્વબંધવિમોચન. ૮૫

**બંધનસ્તુ સુરેન્દ્રાણાં યુધિ શત્રુવિનાશનઃ।**
**સખા પ્રવાસો દુર્વાપઃ સર્વસાધુનિષેવિતઃ॥૮૬॥**

અભક્તોને અવિદ્યા વગેરે બંધનોમાં નાખનાર એવા બંધન, ઇન્દ્રાદિ દેવોના દૈત્યાદિ દુશ્મનોનો યુદ્ધમાં વિનાશ કરનાર એવા શત્રુ વિનાશન શિવજી, જીવન મિત્ર એવા સખા, પ્રકૃષ્ટ રૂપે જેનામાં સકળ ભૂતોનો વાસ છે એવા પ્રવાસ, અતિ કષ્ટથી નિગ્રહ કરી શકાય એવા મનને શાન્ત કરવામાં શક્તિશાળી-સમર્થ એવા દુર્વાપ, બધા સત્પુરુષોથી અત્યંત સેવાયેલા એવા સર્વસાધુનિષેવિત. ૮૬

**પ્રસ્કન્દોઽપ્યવિભાવશ્ચ તુલ્યો યજ્ઞવિભાગવિત્।**
**સર્વવાસઃ સર્વચારી દુર્વાસા વાસવો મતઃ॥૮૭॥**

બ્રહ્માદિને યે જે પોતાનાં સ્થાનથી ચલિત કરે એવા પ્રસ્કંદ, જેનું સ્વરૂપ સ્થૂળ ઐશ્વર્યવાળું નથી એવા અવિભાવ, સૌના પ્રતિ તુલ્ય એટલે કે નિષ્પક્ષપાત છે એવા તુલ્ય, અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞોના ભેદોના જાણકાર યજ્ઞવિભાગવિદ, જેનાથી સઘળું વેષ્ટિત કરાય છે એ સર્વવાસ, સૌમાં વિચરનાર એવા સર્વચારી, દુર્વાસા મુનિ, વાસવ એટલે કે ઇન્દ્રસ્વરૂપ, અદ્વૈતાદિ મતરૂપે મત. ૮૭

**હૈમો હેમકરો યજ્ઞઃ સર્વધારી ધરોત્તમઃ।**
**આકાશો નિર્વિરૂપશ્ચ વિવાસા ઉરગઃ ખગઃ॥૮૮॥**

સુવર્ણ વિકારરૂપ હૈમ, હેમ એટલે કે સોનું ઉત્પન્ન કરનાર હેમકર, પરોપકારરૂપે યજ્ઞ અનંત બ્રહ્માંડ સમુદાયને ધારણ કરનાર સર્વધારી, પૃથ્વી એટલે કે ધરાને ધારણ કરનાર શેષાદિમાં પણ ઉત્તમ એવા ધરોત્તમ, જે બધી બાજુએ દીપે છે તે આકાશ, વિશેષ એટલે કે સગુણ રૂપ જેમાંથી નીકળી ગયું છે તે નિર્વિરૂપ; વિશિષ્ટ એટલે કે સર્વોત્તમ નિવાસવાળા તે વિવાસાયા વસ્ત્રહીન એવા વિવાસા; ઉર એટલે કે છાતીથી ચાલનાર સર્પાદિરૂપે ઉરગ, ખ એટલે કે આકાશગમન કરે તે પક્ષીરૂપે ખગ. ૮૮

**ભિક્ષુશ્ચ ભિક્ષુરૂપી ચ રૌદ્રરૂપઃ સુરૂપવાન્!**
**વસુરેતા સુવર્ચસ્વી વસુવેગા મહાબલઃ॥૮૯॥**

સંન્યાસીરૂપે ભિક્ષુક, સંન્યાસીની પ્રશંસા કરનાર ભિક્ષુકરૂપી, રૌદ્ર એટલે કે ભયંકર રૂપવાળા રૌદ્રરૂપ, સુરૂપ એટલે કે શાન્ત રૂપવાળા સુરૂપવાન, વસુ એટલે કે જેનું સુવર્ણ રેત છે તે વસુરેતા શંકર ભગવાન, સુંદર વર્ચા-તેજવાળા સુવર્ચસ્વી દેવતા, વસુવેગ એટલે કે ધનથી વેગીલા બનાવનાર દેવતા, સૈન્યરૂપ મહાબળવાળા મહાબલ. ૮૯

**મનો વેગો નિશાચરઃ સર્વલોકશુભપ્રદઃ।**
**સર્વાવાસી ત્રયીવાસી ઉપદેશકરોઽધરઃ॥૯૦॥**

મન, શીઘ્રતારૂપ વેગ, રાત્રિરૂપ નિશા, પ્રાણીઓનાં શુભાશુભ કર્મ જોવાને માટે ગુપ્તપણે વિચરનાર ચર, 'હું કોણ?' 'અત્રે શાથી આવ્યો?' વગેરે અવલોકન કરી વિચારનારા સઘળા લોકોને શુભ એટલે કે પરમસુખ આપનાર તે સર્વલોકશુભપદ; સર્વત્ર વસવાટ કરવાના સ્વભાવના એવા સર્વાવાસી, ત્રિલોકમાં નિવાસ કરનાર ત્રયીવાસી, ગુરુરૂપે ઉપદેશ કરનાર ઉપદેશકર, જેનો કોઈ ધારક નથી એવા અધર. ૯૦

**મુનિરાત્મા મુનિર્લોકઃ સભાગ્યશ્ચ સહસ્રભુક્।**
**પક્ષી ચ પક્ષરૂપશ્ચ અતિદીપ્તો નિશાકરઃ॥૯૧॥**

મનનશીલ એવા મુનિ; દેશ, કાળ વગેરેની સીમારહિત આત્મા, જિતેન્દ્રિયરૂપે મુનિ, ભુવનરૂપ લોક, અચિંત્ય ઐશ્વર્યથી યુક્ત એવા સભાગ્ય, સહસ્ર એટલે કે અનંત જીવ સમૂહને ખાય છે યા ખવડાવે છે યા તેમનું પાલન કરે છે એવા સહસ્રભુક્, ઋક અને સામરૂપ પાંખાળાં પંખી, શુકલ ને કૃષ્ણ પક્ષરૂપ સંજ્ઞાવાળા પક્ષરૂપ દેવ, અતિદીપ્ત એવા સૂર્યનારાયણરૂપ અત્યંત દીપ્ત, રાત્રિ વખતે કર એટલે કે — ચન્દ્રનાં કિરણવાળા નિશાકર. ૯૧

**સમીરો દમનાકારો હ્યર્થો હ્યર્થકરો વશઃ।**
**વાસુદેવશ્ચ દેવશ્ચ વામદેવશ્ચ વામનઃ॥૯૨॥**

સમ્યક્ રીતે વિશ્વને પ્રેરણા આપનાર વાયુરૂપ એવા સમીર, દમન એટલે કે શાન્તિરૂપ આકારના દમનાકાર, ધર્માદિ પુરુષાર્થરૂપે અર્થ, ચતુર્વિધ પુરુષાર્થ કરનાર એવા અર્થકર, વશ અર્થાત્ પોતાના ભક્તને અધીન એવા વશ, સૌને આચ્છાદિત કરે તે વસુ; સ્વ-માયાથી પોતાના સ્વરૂપને ઢાંકીને ક્રીડા કરનાર દેવતા તે વાસુદેવ, પુણ્ય-પાપ પ્રમાણે ફળ પ્રદાનરૂપ વ્યવહાર કરનાર દેવ, વામ એટલે કામ, તેને દિવ્ય કરવાની એટલે કે જીતવાને ઇચ્છુક કામદેવ, વામનાવતારરૂપે વામન. ૯૨

**સિદ્ધિયોગાપહારી ચ સિદ્ધઃ સર્વાર્થસાધકઃ।**
**અક્ષુણ્ણઃ ક્ષુણ્ણરૂપશ્ચ વૃષણો મૃદુરવ્યયઃ॥૯૩॥**

ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ. યોગની સિદ્ધિ દ્વારા અહંભાવનું હરણ કરનાર એવા સિદ્ધિ યોગાપહારી, કપિલ વગેરે રૂપે સિદ્ધ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ પુરુષાર્થને સિદ્ધ કરનાર એટલે પોતીકા ભક્તોને પ્રાપ્ત કરાવનાર સર્વાર્થસાધક, પ્રલયકાળને યે જીતનાર અક્ષુણ્ણરૂપ, પ્રલયકાળરૂપે પણ રહેનાર ક્ષુણ્ણરૂપ, પ્રાણીઓમાં જીવનશક્તિનું સિંચન-વર્ષણ કરનાર વૃષણ, મૃદુરૂપ એવા મૃદુ, નાશ નહીં પામનાર અવિનાશી એટલે અવ્યય. ૯૩

**મહાસેનો વિશાખશ્ચ ષષ્ટિભાગો ગવામ્પતિઃ।**
**ચક્રહસ્તુસ્તુ વિષ્ટમ્ભી મૂલસ્તંભન એવ ચ॥૯૪॥**

સ્કંદરૂપ મહાસેન, સ્કંદની મૂર્તિરૂપે વિશાખ, માંડૂક્યોપનિષદમાં પ્રસિદ્ધ સાઠ તત્ત્વોના ભાગરૂપ ષષ્ટિભાગ, છંદરૂપ ગાયોના પ્રણવરૂપ પતિ એવા ગવાંપતિ, જળથી પેદા થયેલ સુદર્શન ચક્ર હસ્તમાં ધારણ કરનાર ચક્રહસ્ત, સઘળા દેવોને સવિશેષ સ્તંભિત કરનાર વિષ્ટંભી, મૂળ એટલે કે વિશ્વના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિનું સ્તંભન કરનાર મૂલસ્તંભન. ૯૪

**ઋતુર્ઋતુકરસ્તાલો મધુર્મધુકરો વરઃ।**
**વાનસ્પત્યો વાજસનો નિત્યમાશ્રમપૂજિતઃ॥૯૫॥**

વસંતાદિરૂપે ઋતુ, ઋતુઓને તે તે વખતે ઉત્પન્ન કરનાર ઋતુકર, સંસારવૃક્ષના મૂળમાં બીજરૂપે રહેનારાં તાલ, મધુ એટલે કે ચૈત્ર મહિનારૂપ યા જીવરૂપ મધુ, મધુ એટલે કે પુષ્પરસને પેદા કરનાર મધુકર, સર્વશ્રેષ્ઠ વર, વનસ્પતિ એટલે કે વૃક્ષોમાં ફળરૂપે પેદા થનાર વાનસ્પત્ય, વાજસન નામે સૂર્યનારાયણે નિર્માણ કરેલી શાખારૂપ વાજસન, નિર્વિકાર બ્રહ્મરૂપ એવા નિત્ય, બ્રહ્મચર્યવગેરે આશ્રમોમાં પૂજાયેલા એટલે કે માન પામેલા એવા આશ્રમપૂજિત. ૯૫

**બ્રહ્મચારી લોકચારી સર્વચારી સુચારવિત્।**
**ઈશાન ઈશ્વરઃ કાલો નિશાચારી હ્યનેકદૃક્॥૯૬॥**

બ્રહ્મ એટલે કે વેદ એટલે જ્ઞાનમાં વિચરનાર બ્રહ્મચારી, લોક અર્થાત્ ચૌદ ભુવનમાં વિચરનાર લોકચારી સર્વત્ર અપ્રતિહત એટલે કે રોકટોક વિહીન ગતિથી વિચરનાર સર્વચારી, સુંદર આચારના

જાણકાર સુચારવિંદ, સર્વ વિદ્યાઓના સ્વામી એટલે કે ઈશાન, સૌ ભૂતોના નિયંતા ઈશ્વર, સૌને ગમન કરાવે છે એવા કાળ, નિશા એટલે કે કાળરાત્રિમાં વિચરણ કરનાર નિશાચારી, અનેક સહસ્ર નેત્રોવાળા અનેકદૃક્. ૯૬

**નિમિત્તસ્થો નિમિત્તશ્ચ નન્દિર્નન્દિકરો હરઃ।**
**નન્દીશ્વરઃ સુનન્દી ચ નંદનો વિષમર્દનઃ॥૯૭॥**

વિશ્વના નિમિત્તકારણરૂપે રહેલ એવા નિમિત્તસ્થ, નિમિત્ત, શૈલાદિરૂપ નંદી, અત્યંત વૈભવના ઈશ્વર, સુનંદ નામે મુસલને ધારનારા સંકર્ષણરૂપ સુનંદી, આનંદકર્તા એવા નંદન, કાળકૂટ વિષનું મર્દન કરીને તેને પ્રભાવહીન કરનાર વિષમર્દન. ૯૭

**ભગહારી નિયન્તા ચ કાલહો લોકપિતામહઃ।**
**ચતુર્મુખો મહાલિંગશ્ચારુલિંગસ્તથૈવ ચ॥૯૮॥**

ભગ એટલે ઇન્દ્ર વગેરેના ઐશ્વર્યને હરનાર ભગહારી, વિશ્વરૂપ રથના નિયંતા, મહાકાળરૂપ કાળ, લોક એટલે જીવ-પ્રાણીઓના પિતામહ એવા લોકપિતામહ, ચતુર્મુખ યા ચારેય વેદ જેના મુખમાં છે એવા ચાર મુખવાળા બ્રહ્માજીરૂપ, મહત્ એવા સૌથી પૂજિત લિંગવાળા મહાલિંગ, ચારુ અર્થાત્ રમણીય લિંગવાળા ચારુલિંગ. ૯૮

**લિંગાધ્યક્ષઃ સુરાધ્યક્ષઃ કાલાધ્યક્ષો યુગાવહઃ।**
**બીજાધ્યક્ષો બીજકર્ત્તા અધ્યાત્માનુગતો બલઃ॥૯૯॥**

લિંગ એટલે કે અવ્યક્તના અધ્યક્ષ એટલે પ્રકૃતિના નિયામક-લિંગાધ્યક્ષ, દેવતાઓના અધ્યક્ષ એટલે સ્વામી સુરાધ્યક્ષ, મહાકાળના અધ્યક્ષ એટલે નિયામક કાલાધ્યક્ષ, કૃત આદિયુગોને યોગ્ય કાળે પ્રાપ્ત કરાવનાર યા યુગોનું વહન કરનાર યુગાવહ, ધર્માધર્મરૂપ બીજના અધ્યક્ષ એટલે કે ફળદાતા એવા બીજાધ્યક્ષ, ધર્મઅધર્મરૂપ બીજના કર્તા એટલે કે ઉત્પાદક થયેલા બીજકર્તા, આત્મા સાથે સંબંધ રાખનાર એવા અધ્યાત્મ, મુમુક્ષુથી સેવ્ય એવા અનુગત, બળસ્વરૂપ હોઈ બળ. ૯૯

**ઇતિહાસશ્ચ કલ્પશ્ચ દમનો જગદીશ્વરઃ।**
**દંભો દંભકરો દાતા વંશો વંશકરઃ કલિઃ॥૧૦૦॥**

મહાભારત વગેરે રૂપ ઇતિહાસ, રુદ્ર વગેરે કલ્પરૂપ કલ્પ, સઘળા ભૂતોનું દમન કરનાર એવા દમન, અખિલ જગતના ભગવન્ જગદીશ્વર, શત્રુઓનું દમન કરનાર દંભ, દંભ કરનાર દંભકર, સર્વસ્વ આપનાર દાતા, સૂર્યવંશ આદિ વંશોના ઉત્પાદક વંશકર છે; કળિયુગરૂપે કળિ. ૧૦૦

**લોકકર્ત્તા પશુપતિર્મહાકર્ત્તા હ્યધોક્ષજઃ।**
**અક્ષરં પરમં બ્રહ્મ બલવાંછુક એવ ચ॥૧૦૧॥**

લોક યાને ચૌદ ભુવનોના કર્તા એટલે ઉત્પાદક લોકકર્તા, પશુ યાને બ્રહ્માજી વગેરે શરીરધારીઓના પતિ એવા પશુપતિ, બ્રહ્માંડના ઉત્પાદક મહાકર્તા, ઇન્દ્રિયજન્ય જ્ઞાનના અવિષય એવા અધોક્ષજ,

નાશશૂન્ય કૈવલ્યરૂપ એવા અક્ષર, સૌથી પર હોઈ પરમ; સત્, ચિત્ ને આનંદરૂપ બ્રહ્મ, બળ એટલે શક્તિવાન એવા બળવાન, શુક્લ વર્ણના શુક્ર. ૧૦૧

**નિત્યો હ્યનીશઃ શુદ્ધાત્મા શુદ્ધો માનો ગતિર્હવિઃ।**
**પ્રાસાદસ્તુ બલો દર્પો દર્પણો હવ્યમિન્દ્રજિત્॥૧૦૨॥**

સતત ત્યાગનાર નિત્ય, જેના કોઈ ઈશ નથી એવા અનીશ, શુદ્ધ મનોરૂપ શુદ્ધાત્મા, માયારહિત એવા શુદ્ધ પ્રમાણરૂપ માન, સન્માર્ગરૂપ ગતિ, યાગદ્રવ્યરૂપ હવિ, દેવાલયરૂપ પ્રાસાદ, બળ એટલે કૈલાસ આદિ સ્થાનવાળા બળ, અસુરોને મોહ ઉપજાવનાર દર્પ, દુનિયા જેમાં પ્રતિબિંબિત થાય છે એવા દર્પણ, યજ્ઞમાં હોમવારૂપ હવ્ય, ઇન્દ્રને જીતનાર ઇન્દ્રજિત. ૧૦૨

**વેદકારઃ સૂત્રકારો વિદ્વાંશ્ચ પરમર્દનઃ।**
**મહામેઘનિવાસી ચ મહાઘોરો વશી કરઃ॥૧૦૩॥**

વેદકર્તા વેદકાર, બ્રહ્મસૂત્ર આદિને કરનાર સૂત્રકાર, આત્મજ્ઞાન ધરાવનાર સર્વજ્ઞ વિદ્વાન, પર એટલે શત્રુઓનું મર્દન કરનાર પરમર્દન, વિષ્ણુરૂપ મહામેઘમાં વસવાટ કરનાર મહામેઘનિવાસી, મહાન અને અઘોર એવા મહાઘોર, જેને સર્વસ્વ વશ છે એવા વશી, જગતનો સંહાર કરનાર એવા કર. ૧૦૩

**અગ્નિજ્વાલો મહાજ્વાલઃ પરિધૂમ્રાવૃતો રવિઃ।**
**ધિષણઃ શંકરોઽનિત્યો વર્ચસ્વી ધૂમ્રલોચનઃ॥૧૦૪॥**

અગ્નિ જેવી જ્વાળાવાળા અગ્નિજ્વાલ, પ્રલયકાળના વહ્નિની મહાજ્વાળારૂપ મહાજ્વાલ, પરિતઃ એટલે કે ચોતરફથી ધૂમ્ર જેવી અવિદ્યાથી ઘેરાયેલ પરિધૂમ્રાવૃત, રુદન કરે છે એટલે કે અનાહત ધ્વનિ કરે છે એવા રવિ, પ્રશસ્ત મતિના હોઈ ધીષણ, શમ્ એટલે કે સુખ કર્તા શંકર ભગવાન, વિશ્વરૂપ અનિત્ય, નિત્ય વર્ચસ્થી યુક્ત એવા વર્ચસ્વી, વહ્નિરૂપ ધૂમ્રલોચન યા ધૂમ્રવર્ણનાં લોચનવાળા ધૂમ્રલોચન. ૧૦૪

**નીલસ્તથાંગલુપ્તશ્ચ શોભનો નરવિગ્રહઃ।**
**સ્વસ્તિ સ્વસ્તિસ્વભાવશ્ચ ભોગી ભોગકરો લઘુઃ॥૧૦૫॥**

અઘોર મૂર્તિરૂપ નીલ વર્ણના નીલ, દેવીના પ્રેમ દ્વારા લુપ્ત થયેલા-હરાયેલા વામાંગવાળા અંગલુપ્ત, અર્ધનારીરૂપે શોભતા શોભન, નર એટલે કે અર્જુન સાથે શૌર્યની પરીક્ષા માટે થયેલા વિગ્રહ એટલે કલહવાળા નરવિગ્રહ, મંગળરૂપ એવા સ્વસ્તિ, સ્વસ્તિ એટલે મંગળ સ્વભાવના એવા સ્વસ્તિસ્વભાવ, ભોગ એટલે નિત્ય સુખી એવા ભોગી, પોતાના ભક્તોને ભોગ એટલે સુખ આપનાર ભોગકર, મનોજ્ઞ-સુંદર એવા લઘુ. ૧૦૫

**ઉત્સંગશ્ચ મહાંગશ્ચ મહાગર્ભઃ પ્રતાપવાન્।**
**કૃષ્ણવર્ણઃ સુવર્ણશ્ચ ઇન્દ્રિયઃ સર્વવર્ણિકઃ॥૧૦૬॥**

ઉત્ એટલે નીકળી ગયેલા સંગ એટલે આસક્તિવાળા ઉત્સંગ, વિરાટ રૂપવાળા મહાંગ, સમસ્ત જગત જેમના ગર્ભમાં છે એવા મહાગર્ભ, તેજયુક્ત પ્રતાપી, ઉત્કૃષ્ટ વર્ણના એવા કૃષ્ણવર્ણ, સુંદર વર્ણના સુવર્ણ, ઇન્દ્ર દ્વારા પ્રસન્ન કરવામાં આવેલા ઇન્દ્રિય, સઘળા વર્ણો એટલે રૂપવાળા એવા સર્વવર્ણિક. ૧૦૬

**મહાપાદો મહાહસ્તો મહાકાયો મહાયશાઃ।**
**મહામૂર્ધા મહામાત્રો મહામિત્રો નગાલયઃ॥૧૦૭॥**

મોટાં પાદ એટલે કે ચરણવાળા મહાપાદ, મહાન એટલે વિશાળ હસ્તવાળા મહાહસ્ત, વિશાળ કાયાવાળા મહાકાય, મહાન યશવાળા મહાયશ, મહાન મૂર્ધા એટલે શિરવાળા મહામૂર્ધા, નિવારી શકાય નહીં એવા મૃત્યુરૂપી ગજના નિયંતા મહામાત્ર, શ્રીવિષ્ણુ સમાન મહાન મિત્રવાળા મહામિત્ર, નગ એટલે કૈલાસ પર્વતમાં વાસ કરનાર નગાલય. ૧૦૭

**મહાસ્કન્ધો મહાકર્ણો મહાષ્ઠશ્ચ મહાહનુઃ।**
**મહાનાસો મહાકંઠો મહાગ્રીવઃ શ્મશાનવાન્॥૧૦૮॥**

મહા વિટપ એટલે મહાન વૃક્ષ એવા મહાસ્કંધ, મોટા કાન ને મોટા હોઠવાળા મહાકર્ણ તથા મહોષ્ઠ, મોટી હડપચીના મહાહનુ, મોટી નાસિકાના મહાનાસ, મહા કંઠવાળા મહાકંઠ, મહાન ગ્રીવાવાળા મહાગ્રીવ, શ્મ એટલે શરીરોનો શાન એટલે વિસ્તાર કરનાર સ્મશાનવાન. ૧૦૮

**મહાબલો મહાતેજા હ્યન્તરાત્મા મૃગાલયઃ।**
**લંબિતોષ્ઠશ્ચ નિષ્ઠશ્ચ મહામાયઃ પયોનિધિઃ॥૧૦૯॥**

મહાન એટલે અમર્યાદિત બળવાળા મહાબળ, જેનાથી સૂર્યનારાયણ વગેરેને મહાતેજ મળે છે, એવા મહાતેજ, સર્વન મધ્યવર્તી એવા અંતર, અન્નમય વગેરે કોશરૂપ આત્મા, મૃગો એટલે અવિદ્યારૂપ અહમ્‌ના સ્થાનરૂપ મૃગાલય, ગજાનનરૂપે લંબિતોષ્ઠ, કૂટસ્થ હોઈ જેઓ નિત્ય સ્થિતિ કરીને રહેલા છે એવા અચંચળ એટલે નિષ્ઠ, શ્રીવિષ્ણુ વગેરેને મોહ પમાડનાર મહામાયાવાળા મહામાય, ક્ષીર સાગરરૂપે પયોનિધિ. ૧૦૯

**મહાદન્તો મહાદંષ્ટ્રો મહાજિહ્વો મહામુખઃ।**
**મહાનખો મહારોમા મહાકેશો મહાજટઃ॥૧૧૦॥**

દુનિયાનાં પ્રાણીઓરૂપે પોતે જ હોઈ મોટા દાંતના, મોટા દંષ્ટ્રા-દાઢોના, મોટી જીભના, મોટા મુખના, મોટા નખના, મોટાં રુવાંટાંના, મોટા વાળવાળા ને મોટી જટાવાળા. ૧૧૦

**અસપત્નઃ પ્રસાદશ્ચ પ્રત્યયો ગીતસાધકઃ।**
**પ્રસ્વેદનોઽસ્વહેનશ્ચ આદિકશ્ચ મહામુનિઃ॥૧૧૧॥**

જેને જગદંબિકા સિવાય પત્ની નથી યા જેને દુશ્મન એવા અસપત્નને નમસ્કાર. અસુર વગેરેનો અતિ નાશ કરનાર એવા પ્રસાદ, પ્રતીતિરૂપ હોવાથી એવા પ્રત્યય, ગીતની સિદ્ધિ કરનાર ગીતસાધક, ઘણો પ્રસ્વેદ કરનાર પ્રસ્વેદન, શોભન એટલે સુંદર અહઃ એટલે દિવસ, તેના ઇન એટલે સ્વામી તે સ્વહેન. અ એટલે શ્રીવિષ્ણુ જેનાથી ઉત્પન્ન થાય છે તેવા અસ્વહેન શંકર ભગવાન. આદિક એટલે મુખ્ય પ્રજાપતિ આદિક, નારદ આદિરૂપે મહામુનિ. ૧૧૧

**વૃષકો વૃષકેતુશ્ચ અનલો વાયુવાહનઃ।**
**મંડલી મેરુવાસશ્ચ દેવવાહન એવ ચ॥૧૧૨॥**

ધર્મરૂપ વૃષક વૃષ એટલે નંદિકેશ્વર જેના કેતુ એટલે કે ધ્વજામાં રહેલ છે એવા વૃષકેતુ મહાદેવજી, અગ્નિરૂપ અનલ, વાયુરૂપ વાહનના વાયુવાહન, સૂર્ય-ચન્દ્રનાં મંડળ જેનાં નેત્ર છે એવા મંડલી, મેરુ પર્વત પર નિવાસ કરનાર મેરુવાસ, દેવ એટલે ધર્મરૂપ વાહનના દેવવાહન. ૧૧૨

**અથવશીર્ષઃ સામાસ્ય ઋક્સહસ્રોર્જિતેક્ષણઃ।**
**યજુઃ પાદભુજો ગુહ્યઃ પ્રકાશૌજાસ્તથૈવ ચ॥૧૧૩॥**

અથર્વવેદરૂપ શીર્ષ એટલે મસ્તકના-અથર્વશીર્ષ, સામવેદરૂપ મુખ એટલે આસ્યવાળા સામાસ્ય, સહસ્રો ઋચાઓના સમૂહરૂપ સમર્થ નેત્રવાળા ઋક્ સહસ્રોર્જિતેક્ષણ શંકર ભગવાન, યજુર્વેદરૂપ ચરણ તથા હાથવાળા એવા યજુઃપાદભુજ, ગુહા એટલે મતિ તેને પોતાની અંદર રાખે એવા ગુહ્ય, અત્યંત દીપ્તિમાન-પ્રકાશૌજા. ૧૧૩

**અમોઘાર્થ પ્રસાદશ્ચ અન્તર્ભાવ્યઃ સુદર્શનઃ।**
**ઉપહારઃ પ્રિયઃ સર્વઃ કનકઃ કાંચનસ્થિતઃ॥૧૧૪॥**

અમોઘ એટલે વ્યર્થ નહીં એવા અવ્યર્થ, જેની પ્રસન્નતા સફળ છે તે અમોઘાર્થ પ્રસાદ, હૃદયમાં પૂજવા લાયક એવા અંતર્ભાવ્ય, જેનાં દર્શન પાવન ને આનંદ આપનારાં છે એવા સુદર્શન, જેને માટે બધા દેવતાઓ બલિભાગ લઈ જાય છે માટે ઉપહાર, પ્રિય એટલે સૌના આત્મા હોઈ પ્રિય, સર્વ સ્વરૂપ એવા સર્વ, સુવર્ણરૂપ એવા કનક, કાંચનના એટલે સુવર્ણના આસન પર બેઠા છે તેથી કાંચનસ્થિત. ૧૧૪

**નાભિર્નન્દિકરો હર્મ્યઃ પુષ્કરઃ સ્થપતિઃ સ્થિતઃ।**
**સર્વશાસ્ત્રો ધનશ્ચાદ્યો યજ્ઞો યજવા સમાહિતઃ॥૧૧૫॥**

ભુવન મધ્યરૂપ નાભિ, યજ્ઞફળની સમૃદ્ધિ કરનાર નંદિકર, હર્મ્ય એટલે કુબેરગૃહ જેનું નિવાસસ્થાન છે, તેથી હર્મ્ય, પુષ્કર તીર્થવાળા પુષ્કર, પ્રભુ યાને અધ્યક્ષ એવા સ્થપતિ, અચંચળ એવા સ્થિત, સઘળાં શાસ્ત્રો જેનામાંથી ઉત્પન્ન થયાં છે તે સર્વ શાસ્ત્રો, ધનસ્વરૂપ ધન, સૌના આદિમાં ઉત્પન્ન થયેલા એવા આદ્ય, પરોપકાર સ્વરૂપે યજ્ઞ, વિધિવત્ યજ્ઞ કરનાર એવા યજ્વા, સમત્વભાવમાં સ્થિત હોઈ સમાહિત. ૧૧૫

**નગો નીલઃ કવિઃ કાલો મકરઃ કાલપૂજિતઃ।**
**સગણો ગણકારશ્ચ ભૂતભાવનસારથિઃ॥૧૧૬॥**

શ્રીશૈલાદિરૂપ પર્વત એવા નગ, લાંછનરૂપ નીલ, કાવ્ય રચનારા કવિ, યમરૂપ કાળ, મત્સ્યેન્દ્રરૂપ મકર, કાળ એટલે યમથી પૂજાયેલ કાળપૂજિત, ગણો સહિત સગણ, ગણોને બનાવનાર ગણકાર, ભૂતભાવન એટલે પ્રાણીઓના સર્જક બ્રહ્માજી જેના સારથિ છે તેથી ભૂતભાવન સારથિ. ૧૧૬

**ભસ્મશાયી ભસ્મગોપ્તા ભસ્મભૂત તનુર્ગણઃ।**
**આગમશ્ચ વિલોપશ્ચ મહાત્મા સર્વપૂજિતઃ॥૧૧૭॥**

ભસ્મમાં શયન કરનાર ભસ્મશાયી, ભસ્મ દ્વારા રક્ષણ કરનાર ભસ્મગોપ્તા, ભસ્મથી ઉત્પન્ન થયેલ શરીરના ભસ્મભૂત તનુ, ભૃંગી વગેરે રૂપે ગણ, શાસ્ત્રરૂપ સ્વ-આત્માને પ્રાપ્ત કરાવે છે તેથી

આગમ, પોતીકા ભક્તોને માટે ખાસ રૂપે વિશ્વનો લોપ કરે છે એવા વિલોપ, સૌથી મહાન આત્મારૂપ હોઈ મહાત્મા, સૌમાં પૂજાયેલ એવા સર્વપૂજિત. ૧૧૭

શુકલઃ સ્ત્રીરૂપસંપન્નઃ શુચિર્ભૂતનિષેવિતઃ।
આશ્રમસ્થઃ કપોતસ્થો વિશ્વકર્મા પતિર્વિરાટ્‌ઃ॥૧૧૮॥

શુકલ એટલે શુદ્ધ, સ્ત્રીરૂપ વામ ભાગયુક્ત યા રૂપસંપન્ન પરમ રૂપવતી ત્રિપુરસુંદરીથી યુક્ત સ્ત્રીરૂપ સંપન્ન, બાહ્ય ને આભ્યંતર મળથી શૂન્ય એવા શુચિ, સઘળાં પ્રાણીઓથી, સેવિત ભૂતનિષેવિત, ચાર આશ્રમોમાં ધર્મરૂપે રહેલ આશ્રમસ્થ, શિબિની કસોટી કરવા માટે કપોતરૂપે આવેલ વહ્નિ જેનામાં રહેલો છે તેવા કપોતસ્થ, દેવતાઓના શિલ્પીરૂપે વિશ્વકર્મા, ગતિરૂપે પતિ, વિશિષ્ટરૂપે શોભે છે તેથી વિરાટ. ૧૧૮

વિશાલશાખસ્તામ્રોષ્ઠો હ્યમ્બુજાલઃ સુનિશ્ચિતઃ।
કપિલઃ કલશઃ સ્થૂલ આયુધશ્ચૈવ રોમશઃ॥૧૧૯॥

વેદરૂપે વિશાળ શાખાઓના વિશાળ શાખ, તામ્ર જેવા હોઠવાળા તામ્રોષ્ઠ, અંબુ એટલે જળના જાળ એટલે સમૂહરૂપ અંબુજાળ, સજ્જનોનો અત્યંત નિશ્ચિત વિષય એવા સુનિશ્ચિત, વિશિષ્ટ વર્ણના કપિલ, જીવનરૂપ જળ જેમાં રહેલું છે એવા દેહ રૂપે કળશ, બૃહદ્ પંચમહાભૂતોરૂપ મહા દેહવાળા હોઈ સ્થૂળ, વજ્ર વગેરે રૂપે આયુધ, રોમશ ગણ રૂપે રોમશ. ૧૧૯

ગંધર્વો હ્યદિતિસ્તાર્ક્ષ્યો હ્યવિજ્ઞેયઃ સુશારદઃ।
પરશ્વધાયુધો દેવો હ્યર્થકારી સુબાન્ધવઃ॥૧૨૦॥

ચિત્રરથ વગેરે રૂપે ગંધર્વ, દેવમાતઃરૂપ અદિતિ, ગરુડ, પ્રત્યક્રૂપ વડે જાણી શકાય નહીં એવા અવિજ્ઞેય, સુંદર શારદા એટલે વાણી જેનાથી મળે છે એવા સુશારદ, પરશુ જેનું આયુધ છે એવા પરશ્વધાયુધ, જીતવા ઇચ્છનાર દેવ, વિવિધ અર્થો કરનાર અર્થકારી, આપત્તિકાળે પણ ઉપકારક બાંધવ એટલે સુબાંધવ. ૧૨૦

તુમ્બવીણો મહાકોપ ઊર્ધ્વરેતા જલેશયઃ।
ઉગ્રો વંશકરો વંશો વંશવાદી હ્યનિન્દિતઃ॥૧૨૧॥

તુંબડીની વીણાવાળા તુંબવીણ, — તેથી જ એવી વીણાને રુદ્રવીણા કહે છે — પ્રલયકાળે મહાક્રોધવાળા મહાકોપ, ઊર્ધ્વ એટલે બ્રહ્માંડની ઉપર ઉદકરૂપ રેતવાળા ઊર્ધ્વરેતા, જળમાં શયન કરનાર નારાયણરૂપ જલેશય, ક્રૂર રૂપે ઉગ્ર, સોમવંશના પ્રવર્તક વંશકર, સોમવંશરૂપ વંશ, વંશ એટલે વાંસની વેણુ વગાડનાર વંશવાદી, કોઇથી નિન્દિત નથી એવા દધીચિ વગેરે ઋષિઓ થયેલા માટે આનંદિત. ૧૨૧

સર્વાંગરૂપી માયાવી સુહૃદો હ્યનિલો બલઃ।
બંધનો બંધકર્ત્તા ચ સુબંધનવિમોચનઃ॥૧૨૨॥

દુનિયાનાં સઘળાં અંગો રૂપ હોઈ સર્વાંગરૂપી, માયા એટલે પ્રકૃતિ જેને વશ છે તેથી માયાવી. જેનામાં સાધુઓ વસવાટ કરે છે તેવા સુહૃદ, હમેશાં વિષયોને ગ્રહણ કરતો રહે તે નિલ એટલે જીવ; જે નિલ નથી

તે પરમાત્મારૂપ અનિલ, હલાયુધરૂપે બલ, બલિને માટે ધર્મપાશરૂપે બંધન થયેલા તેથી બંધન, વામનરૂપ બંધકર્તા, સંસારરૂપ સુબંધનથી મુક્તિ આપનાર સુબંધન વિમોચન. ૧૨૨

**રાક્ષસઘ્નોઽથ કામારિર્મહાદંષ્ટ્રો મહાયુધઃ।**
**લંબિતો લંબિતોષ્ઠશ્ચ લંબહસ્તો વરપ્રદઃ॥૧૨૩॥**

રાક્ષસોને હણનાર રાક્ષસઘ્ન, કામ અરિ એટલે નાશ કરનાર કામારિ, યજ્ઞવરાહની મહાદંષ્ટ્રાથી યુક્ત મહાદંષ્ટ્ર મહાન એટલે પૂજ્ય આયુધવાળા મહાયુધ, મહાકાલના રૂપને કારણે અત્યંત દીર્ઘ લંબિત, જગતનું ભક્ષણ કરવાને માટે લાંબા ઓષ્ઠના લંબિતોષ્ઠ, દીર્ઘબાહુવાળા લંબહસ્ત, વર એટલે ભક્તોની અભિલાષ પૂરી કરનાર વરપ્રદ. ૧૨૩

**બાહુસ્ત્વનન્દિતઃ સર્વઃ શંકરોઽથાપ્યકોપનઃ।**
**અમરેશો મહાઘોરો વિશ્વદેવઃ સુરારિહા॥૧૨૪॥**

સૌના હસ્તરૂપ બાહુ, જેનાથી વધારે બીજું કંઈ ઇંદિત એટલે પરમ ઐશ્વર્ય નથી એવા અનિંદિત, જ્ઞાનરૂપ સર્વ, શમ્ એટલે કલ્યાણકારક શંકર, કોપ વિનાના અકોપન, અમર એટલે દેવ તેમના ઈશ એટલે અમરેશ સ્વામી, મહાન એટલે પૂજ્ય, ઘોર એટલે ભયંકર સ્વરૂપના મહા ઘોર, જગતની સાથે ક્રીડા કરે છે એવા વિશ્વદેવ, સુરોના અરિ એટલે દેવતાઓના દુશ્મનોને હણનાર સુરારિહા. ૧૨૪

**અહિર્બુધ્ન્યો નિર્ઋતિશ્ચ ચેકિતાનો હલી તથા।**
**અજૈકપાચ્ચ કાપાલી શંકુમારો મહાગિરિઃ॥૧૨૫॥**

બુધ્ન એટલે પૃથ્વીનું મૂળ એટલે પાતાળ, તેમાં વસનારા બુધ્ન્ય એટલે અહિ એટલે સર્પ એવા અહિબુધ્ન્ય શેષ, દિક્પાલરૂપ નિર્ઋતિ, ક્તિ એટલે જ્ઞાન, અતિ જ્ઞાનવાળા – એક સાથે સર્વ કાંઈ જાણનાર, ચેકિતાન, હલ નામે આયુધથી યુક્ત એવા હલી, રુદ્રરૂપ અજૈકપાદ, અર્ધનારી રૂપતાને કારણે અજૈપાદ, દ્યાવા પૃથ્વી રૂપો દ્વારા નિર્મિતકાપાલી, સુખરૂપ એવા શમ્, સનત્કુમાર વગેરે રૂપકુમાર, હિમાલયરૂપી મહાગિરિ. ૧૨૫

**ધન્વન્તરિર્ધૂમકેતુઃ સૂર્યો વૈશ્રવણસ્તથા।**
**ધાતા વિષ્ણુશ્ચ શક્રશ્ચ મિત્રસ્ત્વષ્ટા ધરો ધ્રુવઃ॥૧૨૬॥**

ભિષગ્વરરૂપ ધન્વંતરિ, ધૂમ જેનો કેતુ એટલે ધ્વજા છે એવા વહ્નિરૂપ ધૂમકેતુ, વિશ્વને ધારણ કરનાર ધાતા, સર્વત્ર વ્યાપ્ત એવા શ્રીતિષ્ણુ, દેવરાજરૂપ શક્ર-ઇન્દ્ર, આદિત્યરૂપ મિત્ર, આદિત્યરૂપ ત્વષ્ટા, વસુરૂપ ધર અને અવિચળ ધ્રુવ. ૧૨૬

**પ્રભાસઃ પર્વતો વાયુરર્યમા સવિતા રવિઃ।**
**ધૃતિશ્ચૈવ વિધાતા ચ માન્ધાતા ભૂતભાવનઃ॥૧૨૭॥**

વસુરૂપ પ્રભાસ, ઋષિરૂપ પર્વત, સર્વત્ર ગતિ કરનાર વાયુ, આદિત્ય રૂપ અર્યમા, વિશ્વને સર્જનારા સવિતા, પ્રકાશિત કરનાર રવિ, ધૈર્યરૂપ ધૃતિ, વિશેષરૂપે પોષણ કરનાર વિધાતા, ભૂપાલરૂપ માંધાતા, ભૂતોને ઉત્પન્ન કરનાર ભૂતભાવન. ૧૨૭

નીરસ્તીર્થશ્ચ ભીમશ્ચ સર્વકર્મા ગુણોદ્વહઃ।
પદ્મગર્ભો મહાગર્ભશ્ચન્દ્ર વક્ત્રો નભોઙનઘઃ॥૧૨૮॥

સતત એકસ્થળેથી બીજા સ્થળને પ્રાપ્ત થતા નીર, સઘળાં તીર્થરૂપ તીર્થ, ભયંકર એવા ભીમ, જેનું સર્વ કાંઈ કર્મ છે એવા સર્વકર્મા, જેનાથી સઘળા ગુણ પ્રાપ્ત થાય છે એવા ગુણોદ્વહ, પદ્મ એટલે હૃત-કમળરૂપ ગર્ભમાં રહેલા પદ્મગર્ભ, મહાન એટલે વિરાટ ગર્ભના મહાગર્ભ, ચન્દ્ર એટલે આહ્‌લાદક વક્ત્ર યા મુખવાળા ચન્દ્રવક્ત્ર, જેનું કોઈ જન્મ નક્ષત્ર નથી એવા નભ, પાતકરહિત અનઘને નમસ્કાર. ૧૨૮

બલવાંશ્ચોપશાન્તશ્ચ પુરાણઃ પુણ્યકૃત્તમઃ।
ક્રૂરકર્ત્તા ક્રૂરવાસી તનુરાત્મા મહૌષધઃ॥૧૨૯॥

ગંગાજીને ધારણ કરનાર બળવાન, શમ એટલે જેનામાં શાન્ત ગુણ રહેલો છે તે ઉપશાન્ત, પૂર્વે પણ જે નવું હતું એવા પુરાણરૂપ પુરાણ, પાવક કર્મ કરનાર પુણ્યકૃત, તમોગુણરૂપ તમ, ક્રૂર એટલે સિંહ, વાઘ વગેરે ક્રૂર પ્રાણીઓને ઉત્પન્ન કરનાર ક્રૂરકર્તા, ક્રૂર પ્રાણીઓમાં પણ વાસ કરનાર ક્રૂરવાસી, દેહ-શરીરરૂપ તનુ, જીવરૂપ આત્મા, સઘળા રોગોનું નિવારણ કરનાર મહૌષધ. ૧૨૯

સર્વાશયઃ સર્વચારી પ્રાણેશઃ પ્રાણિનામ્પતિઃ।
દેવદેવ સુખોત્સિક્તઃ સદસત્સર્વરત્નવિત્॥૧૩૦॥

જેનામાં સઘળાં પ્રાણીઓ શયન કરે છે તેવા સર્વાશય, સમુદાયરૂપે સૌમાં વિચરનાર સર્વચારી, પ્રાણ નામના વાયુના ઈશ-પ્રાણેશ, પ્રાણીઓના પતિ, શ્રીવિષ્ણુ વગેરે દેવતાઓની ગતિરૂપ દેવદેવ, જેનામાં સુખ વૃદ્ધિ પામેલું છે એવા સુખોત્સિક્ત, સત્કારણરૂપ સત્, અસત્ કાર્યરૂપ એવા અસત્, રત્નરૂપ સર્વોત્તમ વસ્તુઓ જાણનાર સર્વ રત્નવિદ્. ૧૩૦

કૈલાસસ્થો ગુહાવાસી હિમવદ્ગિરિસંશ્રયઃ।
કુલહારી કુલકર્ત્તા બહુવિત્તો બહુપ્રજઃ॥૧૩૧॥

કૈલાસ પર્વતમાં વસવાટ કરનાર એવા કૈલાસસ્થ, મેરુ પર્વતની ગુફામાં વાસ કરનાર ગુહાવાસી, કેદારસ્થાનરૂપ હિમવાન, હિમાલય પર્વતના સંશ્રય એટલે આશ્રયભૂત ગિરિસંશ્રય, કુલ એટલે દેહોને હરનાર કુલહારી, કુલ એટલે દેહોને ઉત્પન્ન કરનાર કુલકર્તા, પુષ્કળ વિત્ત જેના દ્વારા પ્રાપ્ત થાય એવા બહુવિત્ત, કૃષ્ણ વગેરે વર્ણની ઘણી પ્રજા જેનાથી ઉત્પન્ન થાય છે એવા બહુપ્રજ. ૧૩૧

પ્રાણેશો બંધકી વૃક્ષો નકુલશ્ચાદ્રિકસ્તથા।
હ્રસ્વગ્રીવો મહાજાનુરલોલશ્ચ મહૌષધિઃ॥૧૩૨॥

પ્રાણોના ઈશ એટલે સ્વામી એવા પ્રાણેશ, માયારૂપ બંધનનો નાશ કરનાર બંધકી, માયા છેદનાર હોઈ વૃક્ષ, જેનું કુળ નથી એવા નકુલ, અદ્રિરૂપ એટલે પર્વતરૂપે અદ્રિક, હ્રસ્વ ગ્રીવાવાળા હ્રસ્વગ્રીવ, મહા ઢીંચણના મહાજાનુ, અચંચળ એવા અબોલ, વ્રીહિ વગેરે વિપુલ ઔષધિઓ જેનાથી ઉત્પન્ન થાય છે તેથી મહૌષધિ. .૧૩૨

**સિદ્ધાન્તકારી સિદ્ધાર્થશ્છન્દો વ્યાકરણોદ્‌ભવઃ।**
**સિંહનાદઃ સિંહદંષ્ટ્રઃ સિંહાસ્યઃ સિંહવાહનઃ॥૧૩૩॥**

સિદ્ધાન્ત કરનાર સિદ્ધાન્તકારી, જેનાથી સૌ અર્થો સિદ્ધ થયેલા છે તેવા સિદ્ધાર્થ, ગાયત્રી વગેરે છંદરૂપ છંદ, વ્યાકરણ એટલે વિશ્વ જેનાથી ઉદ્‌ભવ પામ્યું છે એવા વ્યાકરણોદ્‌ભવ, સિંહ એટલે શત્રુનો નાશ કરનાર - નાદ કરનાર સિંહનાદ, સિંહના જેવી દંષ્ટ્રાવાળા સિંહદંષ્ટ્રા, સિંહના આસ્ય એટલે મુખ જેવા મુખવાળા નૃસિંહરૂપ સિંહાસ્ય, સિંહ યુક્ત વાહનવાળા સિંહવાહન. ૧૩૩

**પ્રભાવાત્મા જગત્કાલઃ કાલઃ કમ્પી તરુસ્તનુઃ।**
**સારંગો ભૂતચક્રાંકઃ કેતુમાલી સુવેધકઃ॥૧૩૪॥**

પ્રભાવ એટલે સત્તારૂપ આત્માના સ્વરૂપના પ્રભાવાત્મા, જગતને ગતિ આપનાર જગત્કાલ, યમસ્વરૂપ કાળ, વાયુરૂપે કંપી, વૃક્ષરૂપ તરુ, સૂક્ષ્મ એવા તનુ, પક્ષરૂપ સારંગ, ભૂતોનું ચક્ર એટલે પરિવર્તનના અંક એટલે ચિહ્નવાળા એવા ભૂતચક્રાંક, કેતુ એટલે વૃષધ્વજથી શોભિત કેતુમાલી, અજ્ઞાનરૂપી, ગ્રંથીઓના નાશક સુવેધક. ૧૩૪

**ભૂતાલયો ભૂતપતિરહોરાત્રો મલોઽમલઃ।**
**વસુભૃત્સર્વભૂતાત્મા નિશ્ચલઃ સવિદુર્બુધઃ॥૧૩૫॥**

ભૂત નામે વન જેનું આલય છે એટલે નિવાસસ્થાન છે તેવા ભૂતાલય, પંચભૂતોના પતિ ભૂતપતિ, અહઃ એટલે દિવસ તેને 'રા' એટલે આપનાર તે અહોરા. એ અહોરા એટલે સૂર્યનું ત્રાણ એટલે રક્ષણ કરનાર અહોરાત્ર, માયાના અધિષ્ઠાનરૂપે મલરહિત એટલે નિષ્પાપ અમલ, વસુ એટલે રશ્મિને ધારણ કરનાર વસુભૃત, સઘળા ભૂતોના આત્મા સર્વભૂતાત્મા, કંપરહિત નિશ્ચલ, સુપેરે જાણે છે એવા સુવિદુ, બુધ એટલે કવિ એવા બુધ. ૧૩૫

**અસુહૃત્સર્વભૂતાનાં નિશ્ચલશ્ચલવિદ્‌બુધઃ।**
**અમોઘઃ સંયમો હૃષ્ટો ભોજનઃ પ્રાણધારણઃ॥૧૩૬॥**

સૌ પ્રાણીઓના અસુ એટલે પ્રાણોને હરનાર એવા સર્વભૂતાનામસુહૃત્. ચલ એટલે અંતઃકરણ કે જેમાંથી નીકળી ગયેલું છે તે નિંશ્ચલ, ચલ એટલે ચિત્ત, તેને જાણનાર ચલવિદ, બોધરૂપ હોઈ બુધ મોઘ એટલે વ્યર્થ નથી તેવા અમોઘ, પ્રાણાયામરૂપે સંયમ, હર્ષયુક્ત એવા હૃષ્ટ, અભ્યવહારકર્તા એટલે ભોજન કરનાર, પ્રાણસંજ્ઞક વાયુને ધારણ કરનાર પ્રાણાધારણને નમસ્કાર. ૧૩૬

**ધૃતિમાન્મતિમાંસ્ત્ર્યક્ષઃ સુકૃતસ્તુ યુધાંપતિઃ।**
**ગોપાલો ગોપતિર્ગ્રામો ગોચર્મવસનો હરઃ॥૧૩૭॥**

ધૈર્યવાળા એવા ધૃતિમાન, મતિ યુક્ત એવા મતિમાન, ત્રિનેત્રવાળા ત્ર્યક્ષ, સારું કરનાર સુકૃત, યોદ્ધાઓના પતિ યુધાંપતિ છે; ગો એટલે ઇન્દ્રિયોનું પાલન કરનાર ગોપાલ, ગો એટલે વાણીના પતિ ગોપતિ, સ્વરશાસ્ત્રમાં કહેલા ગ્રામરૂપ ગ્રામ, ગો એટલે બળદના ચામડાના વસ્ત્રવાળા ગોચર્મવસન, સૌને હરનાર હર. ૧૩૭

હિરણ્યબાહુશ્ચ તથા ગુહાવાસઃ પ્રવેશનઃ।
મહામનઃ મહાકામો ચિત્તકામો જિતેન્દ્રિયઃ॥૧૩૮॥

હિરણ્યથી શોભિત બાહુઓવાળા હિરણ્યબાહુ, ગુહા એટલે મતિ જેનું આવાસ છે એવા ગુહાવાસ, ભક્તના હૃદયમાં પ્રવિષ્ટ થનાર પ્રવેશન, મહત્ અર્થાત્ પૂજ્ય મનના મહામના, સર્વવિજયી કામદેવનો પરાજય કરનાર મહાકામ, કામને મહાદેવે અંગ વગરનો કરવાથી ચિત્તમાં જ રહેતો હોઈ ચિત્તકામ, ઇન્દ્રિયોને જીતેલી હોઈ જીતેન્દ્રિય. ૧૩૮

ગાંધારશ્ચ સુરાપશ્ચ તાપકર્મરતો હિતઃ।
મહાભૂતો ભૂતવૃતો હ્યપ્સરો ગણસવિતઃ॥૧૩૯॥

સ્વરરૂપ હોઈ ગાંધાર, 'આ' એટલે ચારે બાજુથી 'પા' એટલે રક્ષણ કરતા હોઈ આપઃ એટલે કે જળ; સુર એટલે દેવો — તેમનું આપ સુરાપ, યા સુરા એટલે અમરવારુણીનું પાન કરે છે માટે સુરાપ, વહ્નિરૂપ એવા તાપકર્મમાં રત તાપકર્મરત, હિતરૂપ હિત, સૌ ભૂતો જેમાં રહેલાં છે તે મહાભૂત, ભૂત એટલે પોતીકા ભક્તોથી વીંટળાયેલા ભૂતવૃત, આપ એટલે જળપૂર્ણ, સરોવરરૂપ અપ્સર, ગણોથી સેવિત ગણસેવિત. ૧૩૯

મહાકેતુર્ધરાધાતા નૈકતાનરતઃ સ્વરઃ।
અવેદનીય આવેદ્યઃ સર્વગશ્ચ સુખાવહઃ॥૧૪૦॥

મહાકેતુ એટલે ધ્વજરૂપ મહાકેતુ, ધરતીના ધાતા એટલે ધારક એવા ધરામાતા, એક નહીં તેથી નૈક ને તાન એટલે મૂર્છનાઓમાં રત એવા નૈકતાનરત, ઉદાત્ત આદિરૂપે સ્વર, જેનું સ્વરૂપ જાણવામાં આવી નહીં શકે એવા અવેદનીય, વ્યાપક સ્વરૂપે જાણી શકાય એવા આવેદ્ય, સૌથી સ્તુતિગાન કરાય છે તે સર્વગ, સુખ પ્રાપ્ત કરાવે છે એવા સુખાવહ. ૧૪૦

તારણશ્ચરણો ધાતા પરિધા પરિપૂજિતઃ।
સંયોગી વર્ધનો વૃદ્ધો ગણિકોઽથ ગણાધિપઃ॥૧૪૧॥

ભવસાગરથી તારે છે માટે તારણ, બહ્વૃચાદિરૂપ ચરણ, પોષણ કરનાર ધાતા, ચારે તરફ ધારણ કરે છે તેથી પૃથ્વીરૂપ પરિધા, સર્વ તરફથી પૂજિત એવા પરિપૂજિત, પ્રકૃતિ સાથેના સંયોગવાળા સંયોગી, દુનિયાની વૃદ્ધિ કરનાર વર્ધન, વયમાં અધિક વૃદ્ધ, ગણના કરીને કહેનાર ગણિક, ગણોના અધિપ ગણાધિપ. ૧૪૧

નિત્યોધાતઃ સહાયશ્ચ દેવાસુરપતિઃ પતિઃ।
યુક્તશ્ચ યુક્તબાહુશ્ચ સુદેવોઽપિ સુપર્વણઃ॥૧૪૨॥

નાશરહિત હોઈ નિત્ય, બ્રહ્માજીરૂપે ધાતા, સૌની સાથે ગતિ કરનાર એવા સહાય, દેવતાઓ તથા અસુરોના પતિ દેવાસુરપતિ, સૌના પાલક પતિ, ઉમા સાથે નિત્ય રહેનાર એવા યુક્ત, ઉમા સાથે જોડાયેલા બાહુઓથી યુક્ત એવા યુક્તબાહુ, દેવીની સાથે સુપેરે ક્રીડા કરે છે એવા સુદેવ, શરીરના સુન્દર સાંધાના યા સુંદર લક્ષણોના સુપર્ણણ. ૧૪૨

**આષાઢશ્ચ સુષાઢશ્ચ સ્કન્ધદો હરિતો હરઃ।**
**વપુરાવર્ત્તમાનોઽન્યો વપુઃ શ્રેષ્ઠો મહાવપુઃ॥૧૪૩॥**

ચારે બાજુથી સહન કરનાર હોઈ આષાઢ, સરળતાથી સહન કરાવે એવા સુષાઢ, શાખાઓને આપનાર અને કાપનાર હોઈ સ્કંધદ, હરિત વર્ણના હરિત, 'હ' એટલે અદ્ભુત ને 'રા' એટલે આપનાર હર, જગતબીજનો વિસ્તાર કરનાર વપુ, સંવત્સરાદિરૂપે આવર્ત એટલે પરિવર્તન પામનાર આવર્તમાન, વિશ્વ-દુનિયાથી ભિન્ન એવા બીજા, શ્રેષ્ઠ વપુ એટલે શરીરવાળા વપુશ્રેષ્ઠ, મહત્ એટલે પૂજ્ય વપુ એટલે શરીરવાળા એવા મહાવપુ. ૧૪૩

**શિરો વિમર્શનઃ સર્વલક્ષ્યલક્ષણભૂષિતઃ।**
**અક્ષયો રથગીતશ્ચ સર્વ ભોગી મહાબલઃ॥૧૪૪॥**

યજુર્વેદરૂપ શિરને નમસ્કાર, '**તસ્ય યજુરેવ શિરઃ**' એવી શ્રુતિ છે — વિમર્શ એટલે વિચારે તે વિમર્શન, સૌના દ્વારા લક્ષમાં લેવા યોગ્ય લક્ષણોથી ભૂષિત એટલે અલંકૃત એવા સર્વલક્ષ્ય લક્ષણભૂષિત, નાશશૂન્ય હોઈ અક્ષય, રથંતર સામથી ગાન એટલે સ્તુતિ કરાયેલ રથગીત, સૌને ભોગ આપનાર સર્વભોગી, મહત્ એટલે પૂજ્ય બળવાળા મહાબળ. ૧૪૪

**સામ્નાયોઽશ્ચ મહામ્નાયસ્તીર્થદેવો મહાયશાઃ।**
**નિર્જીવો જીવનો મંત્રઃ સુભગો બહુકર્કશઃ॥૧૪૫॥**

આમ્નાય એટલે વેદ, તેનાથી યુક્ત સામ્નાય, મહાન વેદ જેનાથી ઉત્પન્ન થયા છે એવા મહામ્નાય, તીર્થોના દેવ એટલે સ્વામી તીર્થ દેવ, જેનો મહાન યશ ફેલાયો છે તે મહાયશ, અચેતનસ્વરૂપ નિર્જીવ, જીવાડે છે માટે જીવન, પરમ સ્વરૂપના મંત્ર, સુભગ એટલે શોભન એવા સુભગ, વિચારરૂપ યમપણાને કારણે નિર્દય એવા બહુકર્કશ. ૧૪૫

**રત્નભૂતોઽથ રત્નાંગો મહાર્ણવનિપાતવિત્।**
**મૂલં વિશાલો હ્યમૃતં વ્યક્તાવ્યક્તસ્તપોનિધિઃ॥૧૪૬॥**

ચૌદ રત્નો જેનાથી ઉત્પન્ન થયાં છે એવા રત્નભૂત, શ્રેષ્ઠ તત્ત્વો એટલે રત્નો જેના અંગમાં છે તે રત્નાંગ, મહાર્ણવ એટલે સંસારસાગર, તેનો નિપાત એટલે નાશને જાણનાર મહાર્ણવનિપાતવિત્, સંસારવૃક્ષના અંઘ્રિ એટલે મૂળરૂપ, વિશેષરૂપે વૃદ્ધિ પામે છે—વધે છે એવા વિશાળ, સુધારૂપ અમૃત, વ્યક્ત એટલે વિશ્વ ને અવ્યક્ત એટલે મૂળ પ્રકૃતિ જેનાથી ઉદ્ભવે છે, એવા વ્યક્તાવ્યક્ત, તપનિધિ એટલે સ્થાનભૂત એવા તપોનિધિ. ૧૪૬

**આરોહણોઽધિરોહશ્ચ શીલધારી મહાતપાઃ।**
**મહાકંઠો મહાયોગી યુગો યુગકરો હરિઃ॥૧૪૭॥**

પરમપદ પ્રાપ્ત કરાવનાર આરોહણ ભક્તો જેના સ્વરૂપમાં આગળ વધે છે એવા અધિરોહ, શીલ એટલે સદાચારને ધારનારા શીલધારી મહત્ એટલે જ્ઞાનમય તપવાળા મહાતપ, સઘળી તરફથી કંઠને વ્યાપ્ત રહેલા તે આકંઠ, મહઃ એટલે આનંદમય વિશ્વરૂપવાળા એવા મહાકંઠ, મહાન એવા અષ્ટાંગ

યોગોથી યુક્ત યોગી તે મહાયોગી, કૃત વગેરે રૂપ યુગ, યુગોનું નિર્માણ કરનાર યુગકર, અજ્ઞાનરૂપ સંસારનાં દુઃખોને હરનાર હોઈ હરિ. ૧૪૭

યુગરૂપા મહારૂપો વહનો ગહનો નગઃ।
ન્યાયો નિર્વાપણોઽપાદઃ પંડિતો હ્યચલોપમઃ॥૧૪૮॥

શીતોષ્ણ વગેરે દ્વંદ્વરૂપ એવા યુગરૂપ, મહાન તેમ જ અરૂપ એવા મહારૂપ, સર્વ કંઈ પ્રાપ્ત કરાવનાર વહન, દુર્ગમ એવા ગહન, બિલ્વાદિ વૃક્ષરૂપે નગ, યથાર્થ નિર્ણયરૂપ ન્યાય, ક્ષેત્રમાં નિરંતર બીજ વાવતા રહેનાર નિર્વાપણ, પગરહિત અપાદ, વિવેકી એવા પંડિત, અચળ એટલે જેની ઉપમા પર્વત છે એવા અચલોપમ-કૂટસ્થ. ૧૪૮

બહુમાલો મહામાલઃ શિપિવિષ્ટઃ સુલોચનઃ।
વિસ્તારો લવણઃ કૂપઃ કુસુમાંગઃ ફલોદયઃ॥૧૪૯॥

સૃષ્ટિમંડળોરૂપ ઘણી માળાઓ જેમને છે તે બહુમાલ, મહતી એટલે પગ સુધી લટકતી મોટી માળાવાળા મહામાલ, વિષ્ણુરૂપ શિપિવિષ્ટ, શોભતાં નેત્રો એટલે નેત્રવાળાં સુલોચન, જેનામાં સકળ જગત વિસ્તાર પામે છે તે વિસ્તાર, ક્ષીર સાગરરૂપ લવણ, જ્ઞાનરૂપ ઊંડાણવાળા કુસુમાંગ, સત્કર્મનાં ફળોનો ઉદય જેનાથી થાય છે તે સત્કર્મ ફલોદય. ૧૪૯

ઋષભો વૃષભો ભંગો મણિબિંબજટાધરઃ।
ઇન્દુર્વિસર્ગઃ સુમુખઃ શૂરઃ સર્વાયુધઃ સહઃ॥૧૫૦॥

સર્વશ્રેષ્ઠ એવા ઋષભ, નંદિકેશ્વર વૃષભ, અનેકવિધ બુદ્ધિતરંગોરૂપે ભંગ મણિઓનાં બિંબ જેવી જટાઓને ધારણ કરનાર મણિબિંબ જટાધર, ચન્દ્રરૂપ ઇન્દુ, જરા-મૃત્યુથી રહિત રુદ્રગણની વિશિષ્ટ સૃષ્ટિ જેનાથી ઉત્પન્ન થઈ છે એવા વિસર્ગ, શોભાયુક્ત મુખના સુમુખ, વિક્રમી એટલે વ્યાપક મતિના, સઘળાં આયુધો જેનાથી ઉત્પન્ન થયેલાં છે એવા સર્વાયુધ, સઘળા પ્રકારનાં આયુધોના પ્રહારને પણ જે ગણકારતા નથી પણ સહન કરે છે એવા સહ. ૧૫૦

નિવેદનઃ સુધાજાતઃ સ્વર્ગદ્વારો મહાધનુઃ।
ગિરાવાસો વિસર્ગશ્ચ સર્વલક્ષણલક્ષ્યવિત્॥૧૫૧॥

જીવોમાં જે જ્ઞાન પ્રકાશિત કરે છે તે નિવેદન, સુધા એટલે અમૃત જેનાથી ઉત્પન્ન થયેલું છે એવા સુધાજાત, સ્વર્ગ એટલે મોક્ષસુખ, તેનાં દ્વાર એટલે કે સ્વર્ગદ્વાર, વૈરાગ્યરૂપ મહાન ધનુષવાળા મહાધનુષ, વાણી એટલે ગિરા જેની સાથે અર્થરૂપે વસે છે એવા ગિરાવાસ, વિસર્જનીય એટલે વિશિષ્ટ રૂપથી સર્જન કરનાર એવા વિસર્ગ, સઘળાં લક્ષણોના લક્ષ્યને જાણનાર સર્વલક્ષણલક્ષ્યવિત્. ૧૫૧

ગંધમાલી ચ ભગવાનન્તઃ સર્વલક્ષણઃ।
સન્તાનો બહુલો બાહુઃ સકલઃ સર્વપાવનઃ॥૧૫૨॥

પોતાના અંગની સુવાસથી શોભે છે એવા ગંધમાલી, ભગ અર્થાત્ જેનામાં ઐશ્વર્ય રહેલું છે તેવા પરમાત્મા-ભગવાન, જેનો અંત નથી એવા અનંત, જેનામાં સઘળાં લક્ષણો રહેલાં છે એવા સર્વલક્ષણ,

કલ્પવૃક્ષરૂપે સંતાન, બહુ આપે છે એવા બહુલ, પોતાના ભક્તોને બોલાવે છે એવા બાહુ, કળા અર્થાત્ પોતાના અંશ રૂપ જીવોથી સહિત એવા સકળ, સૌને પાવન કરે છે તેથી સર્વપાલન. ૧૫૨

**કરસ્થાલી કપાલી ચ ઊર્ધ્વસંહનનો યુવા।**
**યંત્ર તંત્ર સુવિખ્યાતો લોકઃ સર્વાશ્રયો મૃદુઃ॥૧૫૩॥**

કર એટલે હાથ એ જ જેની સ્થાલી એટલે ભોજનનું પાત્ર છે એવા કરસ્થાલી, 'ક' એટલે બ્રહ્માજીનું જે પાલન કરે છે તે કપાલી, ઊર્ધ્વ એટલે જેનું સર્વોપરિ સંહનન એટલે બળ છે એવા ઊર્ધ્વસંહનન, નિત્ય તરુણ એવા યુવાન, મંત્ર ને તંત્રમાં જે પ્રખ્યાત છે એવા મંત્રતંત્રસુવિખ્યાત, જેના દ્વારા દેખાય છે તે લોક એટલે સૂર્ય આદિરૂપ, સૌના આશ્રયરૂપ એવા સર્વાશ્રય, અત્યંત કોમળ એવા મૃદુ. ૧૫૩

**મુંડો વિરૂપો વિકૃતો દંડી કુંડી વિકુર્વણઃ।**
**વાર્યક્ષઃ કકુભો વજ્રી દીપ્તતેજાઃ સહસ્રપાત્॥૧૫૪॥**

મુંડાયેલા શિરવાળા મુંડ, વિશેષ રૂપવાળા વિરૂપ, વિશિષ્ટકૃત એવા વિકૃત, સર્વનું દમન કરવારૂપ દંડવાળા દંડી, કુંડ એટલે ગંગોદકના આશ્રયરૂપ જલાગાર જેના શિર પર છે એવા કુંડી, જે કરે છે તે કુર્વાણ, જેનામાંથી કર્મને અભાવે કૃતકર્મ નીકળી ગયું છે એવા વિકુર્વણ કૃપારૂપ જળથી યુક્ત નેત્રના વાર્યક્ષ, વીણાના અંક એટલે વીણાની નીચેનું તુંબડાનું પાત્ર એવા કુકુભ, વજ્ર એટલે હીરાનાં અલંકારવાળા એવા વજ્રી, દીપ્ત તેજવાળા દીપ્તતેજા, સહસ્ર એટલે અનંત પાદ એટલે પગવાળા સહસ્રપાદ. ૧૫૪

**સહસ્રમૂર્ધા દેવેન્દ્રઃ સર્વદેવમયો ગુરુઃ।**
**સહસ્રબાહુઃ સર્વાંગઃ શરણ્યઃ સર્વ લોકકૃત્॥૧૫૫॥**

સહસ્ર એટલે અપરિમિત શિરવાળા એવા સહસ્રમૂર્ધા, દેવોના ઇન્દ્ર એટલે શ્રેષ્ઠ તે દેવેન્દ્ર, સર્વ દેવતારૂપ એટલે સર્વ દેવમય, હિતકારક ઉપદેશ આપનાર ગુરુ, સહસ્ર અર્થાત્ અસંખ્ય બાહુવાળા સહસ્રબાહુ, સકળ બ્રહ્માંડ જેનું અંગ છે એવા સર્વાંગ, શરણે જવાને માટે યોગ્ય એવા શરણ્ય, સૌ લોકોનું નિર્માણ કરનાર સર્વલોકકૃત. ૧૫૫

**પવિત્રં ત્રિમધુર્મન્ત્રઃ કનિષ્ટઃ કૃષ્ણપિંગલઃ।**
**બ્રહ્મદંડવિનિર્માતા શતઘ્નઃ શતપાશધૃક્॥૧૫૬॥**

પવિ એટલે વજ્રથી યે સ્વભક્તોનું રક્ષણ કરનાર એવા પવિત્ર, ત્રણ જાતના મધુના સર્જક એવા ત્રિમધુ, મનન કરનારને તારનાર હોઈ મંત્ર, નિત્ય યુવાન યા અવિજ્ઞેય મૂર્તિકનિષ્ઠ, કંઠમાં કૃષ્ણ વર્ણવાળા, ને અન્યત્ર પિંગલ લોહિત વર્ણના કૃષ્ણપિંગલ, બ્રહ્માજીના દંડના નિર્માતા એટલે કન્યાગમનકાળે તેમને દંડ કરનાર બ્રહ્મદંડ વિનિર્માતા, સેંકડો યા અસંખ્ય પાશો ધારણ કરનાર શતપાશધૃક્। ૧૫૬

**કલા કાષ્ઠા લવો માત્રા મુહૂર્તોઽહઃ ક્ષપા ક્ષણઃ।**
**વિશ્વક્ષેત્રપ્રદો બીજં લિંગમાદ્યસ્તુનિર્મુખઃ॥૧૫૭॥**

કાળના માનરૂપ કળા એટલે અઢાર નિમેષની એક કાષ્ઠા અને ત્રીસ કાષ્ઠાની એક કળા કહેવાય. અઢાર નિમેષાત્મક કાલરૂપ કાષ્ઠા, લેશમાત્ર કાલરૂપ લવ, હ્રસ્વ 'અચ્' એટલે અ, ઈ, ઉ, ઋ, લૃ, એ, ઐ,

ઓ, ઔ — ના ઉચ્ચારણ કાલરૂપ માત્રા બે ઘડીના કાલરૂપ મુહૂર્ત, દિવસરૂપ અહન્, રાત્રિરૂપ ક્ષપા, ૩૦ કળાના કાળરૂપ ક્ષણ, પ્રકર્ષરૂપે આપે તે પ્રદ, જગત-વિશ્વ એટલે સઘળા જીવોના ક્ષેત્ર એટલે દેહને આપનાર વિશ્વક્ષેત્રપ્રદ, વીર્યરૂપ બીજ, ચિહ્નરૂપ લિંગ, બ્રહ્માંડની ઉત્પત્તિની પૂર્વે લિંગરૂપે પ્રાદુર્ભાવ પામનાર આદ્ય, મુખ-વિશિષ્ટ રૂપ જેમાંથી ઉત્પન્ન થયું છે તે નિર્મુખ. ૧૫૭

**સદસદ્વ્યક્તમવ્યક્તં પિતા માતા પિતામહઃ।**
**સ્વર્ગદ્વારં મોક્ષદ્વારં પ્રજાદ્વારં ત્રિવિષ્ટપઃ॥૧૫૮॥**

સત્-અસત્ એટલે ચેતન-અચેતન રૂપે સદ સત્, સવિશેષરૂપે અક્ત એટલે માયાકાર્યથી અનુરંજિત બ્રહ્મરૂપ વ્યક્ત, વ્યક્ત નહીં એવા અવ્યક્ત, સકળ જગતનાં જનનીરૂપ માતા, બ્રહ્માજીરૂપ પિતામહ, તપરૂપ સ્વર્ગદ્વાર, વૈરાગ્યરૂપ મોક્ષદ્વાર, રાગરૂપ લોકદ્વાર, સ્વર્ગ, મૃત્યુ ને પાતાળના અધીશ ત્રિવિષ્ટપ. ૧૫૮

**નિર્વાણં હૃદયશ્ચૈવ બ્રહ્મલોકઃ પરા ગતિઃ।**
**દેવાસુરવિનિર્માતા દેવાસુર પરાયણઃ॥૧૫૯॥**

મોક્ષરૂપે નિર્વાણ, અય એટલે પ્રાપ્ત થવું, હૃત્પ્રદેશમાં પ્રાપ્ત થનાર હૃદય, સત્યલોકરૂપ બ્રહ્મલોક, મોક્ષ નામક ગતિ જેનાથી પ્રાપ્ત થાય છે એવા પરાગતિ, દેવો અને અસુરોના વિનિર્માતા એટલે ઉત્પાદક એવા દેવાસુર વિનિર્માતા, દેવતાઓ અને અસુરોના પરાયણ એટલે પરમ સ્થાનભૂત એવા દેવાસુર પરાયણ. ૧૫૯

**દેવાસુરગુરુર્દેવો દેવ સુરનમસ્કૃતઃ।**
**દેવાસુર મહામાત્રો દેવાસુરગણાશ્રયઃ॥૧૬૦॥**

દેવતાઓ અને અસુરોના ગુરુ એટલે હિતોપદેશક એવા દેવાસુર ગુરુ, દેવતાઓ અને અસુરોના જ્ઞાન દ્વારા પ્રકાશિત કરનાર હોઈ દેવ, દેવો અને અસુરોના મહામાત્ર એટલે નિયંતા દેવાસુર-મહામાત્ર, દેવો અને અસુરોના ગણના આશ્રય એવા દેવાસુર ગણાશ્રય. ૧૬૦

**દેવાસુર ગણાધ્યક્ષો દેવાસુર ગણાગ્રણીઃ।**
**દેવાધિદેવો દેવાર્ષદેવાસુરવરપ્રદઃ॥૧૬૧॥**

દેવતાઓ અને અસુર ગણોના અધ્યક્ષ એવા દેવાસુર ગણાધ્યક્ષ, દેવો અને અસુરગણોના નેતા એવા દેવાસુરગણાગ્રણી, દેવોને પોતાની પાસે ક્રીડા કરાવે છે તે દેવાધિદેવ, દેવોના ઋષિ દેવર્ષિ, દેવો અને અસુરોને વર પ્રદાન કરનાર દેવાસુર વરપ્રદ. ૧૬૧

**દેવાસુરેશ્વરો વિષ્ણુર્દેવાસુરમહેશ્વરઃ।**
**સર્વદેવમયોઽચિંત્યો દેવતાત્મા સ્વયંભવઃ॥૧૬૨॥**

દેવો અને અસુરોના ઈશ્વર દેવા સુરેશ્વર, દેવો અને અસુરોની સભામાં મોહિની રૂપથી પ્રવિષ્ટ થનાર શ્રીવિષ્ણુ, દેવો તથા અસુરોના મહેશ્વર એટલે પૂજ્ય એવા દેવાસુર મહેશ્વર, સઘળા દેવોમાં રહેલા હોઈ સર્વ

દેવમય, વિષયરૂપે ચિંતન કરી નહીં શકાય એવા હોઈ અચિંત્ય, દેવતાઓના આત્મા એવા દેવતાત્મા, સ્વયં એટલે પોતે જ, ભવ એટલે ઉત્પન્ન થનાર એવા સ્વયંભવ. ૧૬૨

**ઉદ્‌ગતસ્ત્રિક્રમો વૈદ્યો વરદોઽવરજોઽમ્બરઃ।**
**ઇજ્યો હસ્તી તથા વ્યાઘ્રો દેવસિંહો મહર્ષભઃ॥૧૬૩॥**

ઉત્કૃષ્ટ ગતિના ઉદ્‌ગત, ત્રિભુવનોમાં ક્રમ એટલે પાદવિક્ષેપ કરનાર ત્રિકમ, ભવરોગના ચિકિત્સક વૈદ્ય, વર એટલે સૌથી ઉત્કૃષ્ટ દૈત્યોનાં ત્રિપુરને 'દ' એટલે ખંડિત કરનાર વરદ, 'અ' એટલે શ્રીવિષ્ણુ — તેમણે આપેલ વરદાનથી સાંબરૂપે ઉત્પન્ન થયેલા યા અવર એટલે પ્રલયકાળે કાલાગ્નિરૂપે ઉત્પન્ન થનાર અવરજ, આકાશરૂપે અમ્બર, યજન કરવાને યોગ્ય ઇજ્ય, ઐરાવતરૂપ હસ્તી, દેવીના વાહનરૂપ વાઘ, અસુરોને જીતવા ઇચ્છે છે માટે દેવ અને સિંહ તે દેવસિંહ, સૌથી પૂજિત નંદિકેશ્વરરૂપ મહાન ઋષભ એવા મહર્ષભ. ૧૬૩

**વિબુધાગ્ર્ય સુરઃ શ્રેષ્ઠઃ સ્વર્ગદેવસ્તથોત્તમઃ।**
**સંયુક્તઃ શોભનો વક્તાઆશાનાં પ્રભવોઽવ્યયઃ॥૧૬૪॥**

વિબુધ એટલે દેવોમાં અગ્ર- પ્રથમ એવા વિબુધાગ્ર, દેવોરૂપે સુર, અત્યંત પ્રશસ્ય એવા શ્રેષ્ઠ, સ્વર્ગના દેવ એટલે સ્વામી એવા સ્વર્ગદેવ, પરમેશ્વરરૂપ ઉત્તમ, પ્રાણીમાત્ર સાથે જોડાયેલા એવા સંયુક્ત, પોતાની કૃપામાત્રથી સૌનું શોભન કરનાર એટલે સૌને સુખ દેનારા એવા શોભન, શ્રેષ્ઠ વચન વદનાર વક્તા, આશા એટલે દિશાઓના પ્રભાવ એટલે કારણ એવા આશાનાં પ્રભવ, જેમનામાં કંઈ ક્ષીણતા કે ઘટાડો થતો નથી એવા અવ્યય. ૧૬૪

**ગુરુઃ કાન્તો નિજઃ સર્ગઃ પવિત્રઃ સર્વવાહનઃ।**
**શૃંગી શૃંગપ્રિયો બભ્રૂ રાજરાજો નિરામયઃ॥૧૬૫॥**

વિશ્વરૂપ બીજનું સિંચન કરનાર ગુરુ, 'ક' એટલે બ્રહ્માજી, તેમનો પણ જેમનાથી અંત આવે છે એવા કાન્ત, સઘળાં પ્રાણીઓના નિજ, જગતનું સર્જન કરનાર એવા સર્ગ, પાલન કરનાર હોઈ પવિત્ર, બધાં શરીરો જેનાં વાહન છે એવા સર્વવાહન, કૈલાસ પર્વતરૂપ શૃંગવાળા શૃંગી, જેને શિખર પ્રિય છે એવા શૃંગપ્રિય, રાજાઓના રાજા એવા રાજરાજ, પિંગલ વર્ણના બભ્રુ, આમય એટલે ભવ વગેરે રોગ, જેમાંથી નીકળી ગયા છે એવા નિરામય. ૧૬૫

**અભિરામઃ સુશરણો નિરામઃ સર્વસાધનઃ।**
**લલાટાક્ષો વિશ્વદેહો હરિણો બ્રહ્મવર્ચસઃ॥૧૬૬॥**

જેના સ્વરૂપમાં ચોતરફ યોગીઓ રમે છે એવા અભિરામ, સુન્દર શરણ એટલે ગૃહો જેમનાથી નિર્માણ કરવામાં આવે છે એવા સુશરણ, જેમના સ્વરૂપમાં યોગીઓ નિત્ય સ્મરણ કરે છે એવા નિરામ, જેમનામાંથી સઘળાં સાધનો નિષ્પન્ન થાય છે એવા સર્વસાધન, લલાટમાં અક્ષિ એટલે નેત્રવાળા લલાટાક્ષ, વિશ્વરૂપ દેહના વિશ્વદેહ, તિમિરને હરનાર પ્રકાશરૂપે હરિણ, વિદ્યારૂપ તપથી ઉત્પન્ન થયેલા તેજવાળા એવા બ્રહ્મવર્ચસ. ૧૬૬

**સ્થાવરાણાં પતિશ્ચૈવ નિયતેન્દ્રિયવર્તનઃ।**
**સિદ્ધાર્થઃ સર્વભૂતાર્થોઽચિન્ત્યઃ સત્યઃ શુચિવ્રતઃ॥૧૬૭॥**

સ્થાવર એટલે ગુલ્મ વૃક્ષાદિના પતિ એટલે પાલક એવા સ્થાવરપતિ, સંયમપૂર્ણ ઇન્દ્રિયોવાળા એવા નિયતેન્દ્રિય વર્તન, નિત્ય સિદ્ધ એવા સિદ્ધાર્થ, અથવા મોક્ષરૂપ અર્થ જેનાથી સિદ્ધ થાય છે તે સિદ્ધાર્થ, સર્વભૂતોના ધર્માદિ અર્થો જેનાથી નિષ્પન્ન થાય છે તે સર્વભૂતાર્થ, જેનું ચિંતન એટલે ધ્યાન કરવું પણ અશક્ય છે એવા અચિંત્ય અને યથાર્થ સ્વરૂપના હોઈ સત્ય, શુચિ એટલે પવિત્ર વ્રતવાળા શુચિવ્રત. ૧૬૭

**વ્રતાધિપઃ પરંબ્રહ્મ મુક્તાનાં પરમાગતિઃ।**
**વિમુક્તો મુક્તકેશશ્ચ શ્રીમાઞ્છ્રીવર્ધનો જગત્॥૧૬૮॥**

વ્રતોના સ્વામી એવા વ્રતાધિપ, નિર્ગુણ બ્રહ્મરૂપે પર, નિર્ગુણ અને સગુણ સ્વરૂપે બ્રહ્મ, આસક્તિથી મુક્ત એવી પરમ ગતિ રૂપે, વિશેષરૂપે એટલે અદ્વૈત અનુભવથી જેના દ્વારા મુક્ત થવાય છે તે વિમુક્ત, મુક્ત એટલે માયાબંધનથી રહિત, 'ક' એટલે બ્રહ્માજી તેના પણ ઈશ એટલે સૃષ્ટિ વગેરેના નિયંતા એવા મુક્તકેશ, નિત્ય શ્રીથી યુક્ત એવા શ્રીમાન, શ્રી એટલે પોતાના ભક્તોની સંપત્તિને વધારનાર એવા શ્રીવર્ધન, સકળ જગતરૂપે જગત.

આ મુજબ તંડી ઋષિએ ત્રિધન્વા રાજાને સ્વરચિત રુદ્રનાં એક સહસ્ર આઠ નામોથી કરેલી સ્તુતિ સંભળાવી. વધુમાં તેણે ભગવાન શંકરની સ્તુતિ કરતાં શિવજીને કહ્યું કે, હે ભગવન્, આ હજાર નામોમાં મેં શિવજીનાં નામ અલગ કહ્યાં નથી તેનું કારણ એટલું જ કે, આ સર્વ નામ આપનાં જ છે. યજ્ઞપતિ વિભુ અર્થાત્ સર્વવ્યાપી શંકર આપ જ છો તેથી ભક્તિપૂર્વક કરેલી આપની આ સ્તુતિ આપને અર્પણ.

ત્રિલોકમાં વિખ્યાત રાજા ત્રિધન્વાએ તંડી ઋષિ પાસેથી આ પ્રમાણે શિવજીનું સ્તોત્ર પ્રાપ્ત કર્યું અને આનો પાઠ કરીને તે મહાયશસ્વી રાજાએ એક સહસ્ર અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવ્યું. તંડી ભગવાનના તેજથી રાજાને શંકર ભગવાનના ગણોનું આધિપત્ય પ્રાપ્ત થયું.

હે ઋષિઓ! જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે યા પાઠ કરીને બ્રાહ્મણોને સંભળાવે છે તેને એક હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. બ્રાહ્મણની હત્યા કરનાર, મદ્યપાન કરનાર, ચોરી કરનાર, ગુરુપત્ની જોડે ગમન કરનાર, શરણે આવેલાની હત્યા કરનાર, મિત્રનો વિશ્વાસઘાત કરનાર, માતા-પિતાનો વધ કરનાર, વીર પુરુષની તેમ જ ગર્ભની હત્યા કરનાર એવો જે કોઈ પણ મહાપાપી માનવી શંકર ભગવાનના મંદિરમાં ત્રિકાળ શંકર ભગવાનનું પૂજન કરીને એક વર્ષ પર્યન્ત આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે તે સઘળાં પાપોથી મુક્ત થાય છે. ૧-૧૭૫

**સંવત્સરં ક્રમાજ્જપ્ત્વા ત્રિસંધ્યં શંકરાશ્રમે।**
**દેવમિષ્ટ્વા ત્રિસંધ્યં ચ સર્વ પાપૈઃ પ્રમુચ્યતે॥૧૭૫॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'સૂર્ય અને ચન્દ્રવંશની ઉત્પત્તિ તથા તંડીરચિત શિવસહસ્ર નામનું વર્ણન' નામનો ૬૫મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૬મો

# સૂર્યવંશના ત્રિધન્વા અને ચંદ્રવંશના યયાતિ આદિ રાજાઓનો વૃત્તાંત

સૂત ઉવાચ

ત્રિધન્વા દેવદેવસ્ય પ્રસાદાત્તણ્ડિનસ્તથા।
અશ્વમેધસહસ્રસ્ય ફલં પ્રાપ્ય પ્રયત્નતઃ॥૧॥

સૂતજી બોલ્યા:

ત્રિધન્વા રાજાએ દેવાધિદેવ શંકર ભગવાન અને તંડીની કૃપાથી એક સહસ્ર અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવ્યું અને બધા દેવતાઓથી માન પામીને તેને શિવજીના પવિત્ર ગણોમાં સ્થાન મળ્યું.

રાજા ત્રિધન્વાને ત્રય્યારુણ નામે પુત્ર હતો. તેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું. ત્રય્યારુણ રાજાને સત્યવ્રત નામે મહાબળવાન પુત્ર હતો.

એકવાર વિદર્ભના અમિતૌજસ નામના રાજાનું લગ્ન થતું હતું, ત્યારે પાણિગ્રહણના મંત્રો હજી બોલાતા હતા, લગ્ન અંગેનો સર્વ વિધિ પૂરો થયો નહોતો, તેવામાં જ સત્યવ્રતે અમિતૌજસને મારી નાખ્યો ને તેની પત્નીનું લગ્નના મંડપમાંથી જ સત્યવ્રતે અપહરણ કર્યું. આથી ત્રય્યારુણે એ અધર્મી પુત્રને ત્યજી દીધો.

શૌનકાદિ ઋષિઓને સૂત પુરાણી કહે છે:

હે ઋષિમુનિઓ! ત્યજાયેલા સત્યવ્રતે પિતાને પૂછ્યું કે, 'તમે મને ત્યજી દીધો છે, તો હવે હું ક્યાં જાઉં?' પિતાએ તેને ચાંડાળોની સાથે રહેવા જવા કહ્યું. પિતાના એ આદેશથી સત્યવ્રત ચાંડાળોની વસ્તીમાં ગયો ને તેમની જોડે રહેવા લાગ્યો. તેના પિતા ત્રય્યારુણ રાજપાટ મંત્રીઓને સોંપીને તપ કરવાને માટે વનમાં ગયા.

પૂર્વે પુણ્યશાળી વસિષ્ઠ ઋષિના ક્રોધથી સત્યવ્રત રાજા ત્રિશંકુને નામે વિશ્વમાં પ્રખ્યાત થયો હતો. એટલામાં નવ વર્ષ પર્યંત ભારે દુકાળ પડ્યો. આ દુકાળમાં વિશ્વામિત્રની સ્ત્રી અને તેમના ત્રણ પુત્રોને અત્યંત શ્રમ કરીને માંસ આદિ પૂરું પાડીને ત્રિશંકુએ જિવાડ્યાં.

એકવાર વસિષ્ઠની ગાય ત્રિશંકુથી કપાઈ ગઈ. વસિષ્ઠે તેને શાપ આપ્યો કે, સ્ત્રીનું અપહરણ, પિતાનો કોપ ને ગોહત્યા — એ ત્રણ ઘોર પાપોને કારણે તારું નામ ત્રિશંકુ પડશે. એ વખતથી એની મતિ વધારે ભ્રષ્ટ થતી ગઈ અને તે પિશાચની જેમ વનમાં અહીંતહીં રખડવા લાગ્યો. ત્યાર પછી તે વિશ્વામિત્રને શરણે ગયો. વિશ્વામિત્રે તેને અભીષ્ટ વરદાન આપ્યું ને પિતાના રાજ્ય પર તેનો અભિષેક કર્યો. ત્રિશંકુને સદેહે સ્વર્ગમાં જવાની ઇચ્છા થતાં તેને યજ્ઞ કરવાની ઇચ્છા થઈ. વિશ્વામિત્ર સમક્ષ તેણે હાથ જોડીને પોતાની અભિલાષ વ્યક્ત કરી.

આથી વિશ્વામિત્રે ઘણા ઋષિઓને બોલાવીને તેમને યજ્ઞ કરવા કહ્યું. વિશ્વામિત્રના કોપને કારણે ઋષિઓએ યજ્ઞ કર્યો અને વિશ્વામિત્ર અધ્વર્યુ થયા. પછી વિશ્વામિત્રે જ્યારે દેવોને હવિર્ભાગ આપવા ઇચ્છ્યું, ત્યારે કોઈ પણ દેવ આવ્યા નહીં. આથી વિશ્વામિત્રને ક્રોધ ચડ્યો ને માત્ર પોતાના તપોબળથી

ત્રિશંકુને સદેહે સ્વર્ગમાં મોકલ્યો. ઇન્દ્રે તેને મૃત્યુલોકમાં પાછો ધકેલી દીધો. ત્રિશંકુ જ્યારે ઊંધે માથે નીચે પડવા લાગ્યો, ત્યારે વિશ્વામિત્રે તેને આકાશમાં જ રોક્યો અને કોપિત થઇને દક્ષિણ ભણી બીજા સપ્તર્ષિઓ અને નક્ષત્રોનું નિર્માણ કરવા માંડ્યું. આથી દેવો ભયભીત થયા ને વિશ્વામિત્ર પાસે ગયા. વિશ્વામિત્રે કહ્યું કે, ત્રિશંકુને સદેહે સ્વર્ગમાં મોકલવા માટે મેં પ્રતિજ્ઞા લીધી છે, તેથી તે જ્યાં છે ત્યાં જ રહેશે. દેવોએ તેમની વાત સ્વીકારી. બસ, ત્યારથી ત્રિશંકુ આકાશમાં ઊંધે મસ્તકે લટકે છે તથા નક્ષત્રો તેની પ્રદક્ષિણા કરે છે.

સત્યવ્રતને કેકય વંશની સત્યવતી નામની પત્ની હતી. તેણે હરિશ્ચન્દ્ર નામના નિષ્પાપ પુત્રને જન્મ આપ્યો. હરિશ્ચન્દ્રને રોહિત નામે પરાક્રમી પુત્ર થયો. તે ધુંધુહારિત પણ કહેવાય છે. ધુંધુને સુતેજા અને વિજય નામે બે પુત્રો હતા, વિજયે બધા ક્ષત્રિય રાજાઓને જીત્યા, તેથી તે વિજય નામે વિખ્યાત થયો. વિજયનો પુત્ર રુચક અત્યંત ધાર્મિક રાજા હતો. રુચકનો પુત્ર વૃક ને તેનો બાહુ નામે પુત્ર હતો. બાહુને સગર નામે પુત્ર હતો. સગર રાજા પરમ ધાર્મિક હતો.

રાજા સગરને ભાનુમતી અને પ્રભા નામે બે પત્નીઓ હતી. સગરે પુત્ર મેળવવાની ઇચ્છાથી અગ્નિ જેવી તેજસ્વી ઓર્વ નામે ઋષિની આરાધના કરી. ઔર્વે પ્રસન્ન થઇને સગરને અભીષ્ટ વરદાન આપ્યું. પ્રભાને ૬૦૦૦૦ પુત્રો થયા તથા ભાનુમતીને અસમંજસ નામે પુત્ર થયો હતો.

રાજા સગરે અશ્વમેધ યજ્ઞ કરવાને માટે એક અશ્વને છોડી મૂક્યો. ઇન્દ્ર અશ્વનું હરણ કરી ગયા. અશ્વની શોધખોળ કરવાને માટે રાજા સગરના સાઠ હજાર પુત્રો પૃથ્વીની પ્રદક્ષિણા કરવા લાગ્યા. ભૂતલ પર અશ્વ મળ્યો નહીં તેથી તેમણે પૃથ્વીને ખોદવા માંડી. પૃથ્વીની સાથે સાગર પણ ખોદ્યો; તેમ છતાં ઘોડો મળ્યો નહીં. અશ્વમેધનો અશ્વ ચોરીને ઇન્દ્રે કપિલ મુનિના આશ્રમમાં બાંધ્યો હતો. સગરના પુત્રો તપાસ કરતાં કરતાં કપિલ મુનિના આશ્રમમાં જઈ ચડ્યા અને ત્યાં તેમણે અશ્વ જોયો. 'કપિલ ઋષિ જ અશ્વની ચોરી કરીને લાવ્યા છે' — એવું માનીને સમાધિસ્થ કપિલને તેઓ મારવા લાગ્યા. ઋષિ સમાધિમાંથી જાગ્રત થતાં જ તેમની સામે જોઇને હુંકાર કર્યો. વિષ્ણુરૂપ કપિલ મુનિના હુંકારમાત્રથી જ સગરપુત્રો બળીને ખાખ થયા.

અસમંજસને અંશુમાન નામે પુત્ર થયો. તેનો પુત્ર દિલીપ ને દિલીપને ભગીરથ નામનો પુત્ર થયો. એ ભગીરથે તપ કરીને ભાગીરથી ગંગાનું પૃથ્વી પર અવતરણ કર્યું હતું.

ભગીરથના પુત્રનું નામ શ્રુત હતું ને તેનો નાભાગ પુત્ર હતો. પ્રતાપવાન નાભાગ શંકર ભગવાનનો પરમ ભક્ત હતો. નાભાગને અંબરીષ નામે પુત્ર હતો. અંબરીષને સિંધુદ્વીપ નામનો પુત્ર હતો. અંબરીષ તથા નાભાગે તેના ભુજબળથી પૃથ્વીને આધિ, વ્યાધિ તથા ઉપાધિ યા આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક — એ ત્રણે તાપમુક્ત કરી હતી.

સિંધુદ્વીપને અયુતાયુ નામનો પુત્ર હતો. અયુતાયુને ઋતુપર્ણ નામે મહાયશસ્વી ને બુદ્ધિશાળી પુત્ર હતો. તે જુગાર ખેલવામાં અને ગણતરીમાં અત્યંત હોશિયાર હતો. બલિષ્ઠ નળરાજા તેનો મિત્ર હતો.

નળરાજા તેને ત્યાં બાહુક નામ ધરાવીને રહ્યા હતા. નળ નામે બે પુરુષો પુરાણમાં પ્રખ્યાત છે, તેમાંના એક, ઇક્ષ્વાકુ કુળમાં થયેલ વીરસેનનો પુત્ર છે.

ઋતુપર્ણનો સુદાસ નામે પુત્ર સાર્વભૌમ રાજા હતો. સાર્વભૌમ ઇન્દ્ર જેવો શક્તિવાન તથા ઐશ્વર્યશાળી હતો. સુદાસનો સૌદાસ નામનો પુત્ર કલ્માષપાદ નામે ખ્યાતિ પામ્યો હતો. તે જ મિત્રસહ તરીકે પણ કહેવાય છે. કોઈ બ્રાહ્મણીના શાપને કારણે મિત્રસહ એટલે કલ્માષપાદ રાજાથી સ્ત્રી સાથે સંભોગ થાય તેમ નહોતું; સ્ત્રી-સંગ કરવાથી તેનું મરણ થવાના શાપને કારણે તથા રાજાનો વારસ તો જોઇએ તેથી રાજાએ મહાતેજસ્વી વસિષ્ઠ ઋષિ પાસે પોતાની સ્ત્રીમાં ગર્ભાધાન કરાવ્યું. સાત-સાત વર્ષ વીતી જવા છતાં રાણીને પ્રસવ થયો નહીં, ત્યારે રાણીએ આખરે અશ્મક એટલે પત્થરથી પેટ ફાડીને પુત્રને બહાર કાઢ્યો. ઇક્ષ્વાકુ કુળની વૃદ્ધિ અર્થે તે રાજા અશ્મક કહેવાયો.

રાજા અશ્મકને ઉત્તરા પત્નીથી મૂલક નામનો પુત્ર થયો. ક્ષત્રિયોના કાળરૂપ પરશુરામના ડરને કારણે એ રાજા નારીરૂપ કવચને આશ્રયે સ્વરક્ષણ કરવાની ઇચ્છાથી સ્ત્રીઓથી વીંટળાઇને જંગલમાં વસતો હતો. મુલકને શતરથ નામે પુત્ર-રાજા ધર્માત્મા હતો. શતરથને ઇલવિલ નામે બલિષ્ઠ પુત્ર હતો. ઇલવિલનો પુત્ર ઐલવિલિ-વૃદ્ધશર્મા હતો. તે પ્રતાપી હતો. વિશ્વસહ તેનો પુત્ર હતો.

વિશ્વસહને દિલીપ નામે પુત્ર રાજા ખટ્વાંગને નામે પ્રખ્યાત છે. સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આવીને એક મુહૂર્તમાત્રના જીવિતકાળમાં સત્ય દ્વારા તેણે સ્વબુદ્ધિથી ત્રણ અગ્નિ અને ત્રિલોક જીત્યા હતા. એ રાજા મોટા યજ્ઞો કરતો હતો. એના યજ્ઞમાં વિશ્વાવસુ આદિ સાઠ હજાર ગંધર્વો ગાન કરતા હતા. એના યજ્ઞના પશુને બાંધવાનો સ્તંભ સુવર્ણનો હતો. એકવાર તેણે યુદ્ધમાં દેવતાઓને વિજય અપાવ્યો હતો. તેથી દેવોએ તેને વરદાન માગવાનું કહેતાં તેણે કહ્યું કે, મારું કેટલું આયુષ્ય હજી બાકી છે, તે કહો, પછી વરદાન માગીશ! દેવોએ કહ્યું કે, ફક્ત એક મુહૂર્તનું જ તમારું આયુષ્ય શેષ રહેલું છે. તે સાંભળીને બીજું કંઈ જ નહીં માગતાં તે ગતિશીલ વિમાનમાં અયોધ્યા પહોંચ્યો. ત્યાં જઇને પોતાના દીર્ઘબાહુ પુત્રને ગાદી પર બેસાડીને પોતે આત્મસ્વરૂપનું ચિંતન કરતો પરબ્રહ્મને પામ્યો.

દીર્ઘબાહુને રઘુ નામે પુત્ર હતો. રઘુનો પુત્ર અજ હતો. અજને ઇક્ષ્વાકુ વંશની વૃદ્ધિ કરનાર પુત્ર દશરથ હતા. દશરથના સુપુત્ર રામ ધર્મજ્ઞ હતા અને વિશ્વમાં વિખ્યાત થયા હતા. દશરથ રાજાને બીજા પુત્રો ભરત, લક્ષ્મણ તથા શત્રુઘ્ન એમ ત્રણ પુત્રો હતા. દશરથ રાજાના ચાર પુત્રો પૈકી મહાતેજસ્વી અને અત્યંત પરાક્રમી રામ સર્વશ્રેષ્ઠ હતા. તેમણે યુદ્ધમાં રાવણનો વધ કર્યો હતો અને અશ્વમેધ વગેરે યજ્ઞો કરીને ઐશ્વર્યશાળી થયા હતા. રામ લોકોત્તર પુરુષ ને સામર્થ્યવાન એટલે પુરુષોત્તમ હતા. રામે દસ હજાર વર્ષ પર્યન્ત પૃથ્વી પર રાજ્ય કર્યું હતું. રામને લવ-કુશ બે પુત્રો હતા. કુશનો પુત્ર અતિથિ ને તેનો પુત્ર નિષધ હતો. નિષધને નળ નામનો પુત્ર હતો. નળને નભ પુત્ર થયો. નભના પુત્રનું નામ પુંડરીક હતું અને તેના પુત્રનું નામ ક્ષેમધન્વા હતું. તેને દેવાનીક નામનો પ્રતાપી અને વીર પુત્ર હતો. તેનો પુત્ર અહીનર તથા તેનો પુત્ર સહસ્રાશ્વ હતો. સહસ્રાશ્વને તારાપીડ નામે પુત્ર હતો. તારાપીડનો પુત્ર ચન્દ્રગિરિ અને તેનો પુત્ર

ભાનુચન્દ્ર હતો. તેનો પુત્ર શ્રુતાયુ અને શ્રુતાયુને બૃહદ્બલ નામનો પુત્ર હતો. પરાક્રમી બૃહદ્બલ રાજાને મહાભારતના યુદ્ધમાં અભિમન્યુએ મારી નાખ્યો હતો.

આમ ઇક્ષ્વાકુ વંશમાં થયેલા મુખ્ય-મુખ્ય રાજાઓનાં નામ તથા ચરિત્ર વિશે તમને કહ્યું. એ સર્વ રાજાઓએ પાશુપત જ્ઞાન મેળવીને શંકર ભગવાનની વિધિપૂર્વક પૂજા કરી અને પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાન મુજબ યજ્ઞયાગાદિ કરીને એ મહાત્માઓ સ્વર્ગને પ્રાપ્ત થયા તથા કેટલાક રાજાઓ ભવબંધનથી મુક્ત થયા.

નૃગ નામે રાજા એક બ્રાહ્મણના શાપને કારણે કાચંડો થયો હતો. તેને રણધૃષ્ટ, યમબાલ અને ધૃષ્ટકેતુ નામે પુત્રો હતા. શર્યાતી રાજાની સુકન્યા નામની પુત્રી હતી. તેને આનર્ત નામનો પુત્ર હતો. આનર્તનો રોચમાન નામે પુત્ર હતો. રોચમાનને રેવ અને રેવનો રૈવત નામે પુત્ર થયો. અન્ય ૧૦૦ પુત્રોમાંનો કુકુદ્મી મોટો પુત્ર હતો. તેને રેવતી નામની કન્યા હતી. તે બળરામની પત્ની હતી. નરિષ્યંતને જિતાત્મા નામે અત્યંત બળવાન પુત્ર હતો.

નાભાગને શ્રીવિષ્ણુ ભગવાનનો પરમ ભક્ત ને મહાપ્રતાપી અંબરીષ નામનો પુત્ર હતો. (આ પહેલાં કહેવાયેલો અંબરીષ જુદો હતો.) તેને ઋત નામે પુત્ર હતો અને તે ધર્મજ્ઞોમાં સર્વશ્રેષ્ઠ હતો. તેનો પુત્ર કૃત ધર્મિષ્ઠ હતો. તે પૃષિત નામે વિખ્યાત હતો. કરુષના પુત્રો કારુષને નામે ખ્યાતનામ હતો.

એકવાર પૃષિતે રાત્રે વ્યાઘ્ર સમજીને ગુરુની ગાયની હત્યા કરી હતી તેથી તેને પાપ લાગ્યું હતું. તેને શાપને કારણે શૂદ્રત્વ પ્રાપ્ત થયું હતું. તે ચ્યવનને નામે ખ્યાતનામ હતો. દિષ્ટનો નાભાગ (પુત્ર) હતો. નાભાગને ભલંદન નામે પુત્ર હતો. તેને અજવાહન નામે પરાક્રમી પુત્ર હતો. આમ મનુના મહાબળવાન પુત્રો વિશે કહેવાયું છે.

હવે ઐલના પુત્રોનો વૃત્તાત કહું છું:

સૂતજી બોલ્યા:

ઐલને પુરુરવા નામે પુત્ર હતો. તે ચન્દ્રવંશી પ્રતાપી રાજા રુદ્રનો ભક્ત હતો. તે યમુનાની ઉત્તરે આવેલા મુનિઓથી સેવિત પ્રયાગના પાવક પ્રદેશમાં નિષ્કંટક શાસન કરતો હતો. તેને મહાતેજસ્વી સાત પુત્રો હતા. ઉર્વશીને વિશ્વાયુ, અમાયુ, માયુ, આયુ, સત્યાયુ, શતાયુ અને શ્રુતાયુ નામના સાત પુત્રો ગંધર્વલોકમાં વિખ્યાત હતા. તે સર્વ મહાદેવજીના ભક્ત હતા.

પુરુરવા રાજાથી ચન્દ્રવંશનો વિસ્તાર વધ્યો. આ રાજાના જન્મ વિશે કહેવાય છે કે, બૃહસ્પતિની પત્ની તારા તથા ચન્દ્રમાથી બુધ ઉત્પન્ન થયો તે ચન્દ્રવંશનો આદ્ય પુરુષ હતો. બુધના ઇક્ષ્વાકુની બહેન ઇલા સાથે લગ્ન થયાં. ઇલાથી પુરુરવા જન્મ્યો હતો. પુરુરવા અતિ રૂપાળો, બુદ્ધિશાળી ને પરાક્રમી હતો. તેનાથી જ ચન્દ્રવંશનો વિસ્તાર વધ્યો. એ રાજાએ અનેક યજ્ઞો અને દાનો કર્યાં હતાં. ઇન્દ્રસભામાં તેની કીર્તિ ગવાતી હતી. વળી તેની ગતિ પૃથ્વીમાં તથા સ્વર્ગમાં અકુંઠિત હતી. તેના રાજ્યમાં બધી રૈયત ધર્મ અને નીતિને માર્ગે ચાલતી હતી. પુરુરવા રાજા ધનુર્ધારીઓમાં સર્વશ્રેષ્ઠ હોઈ ઇન્દ્ર હમેશાં તેની મદદ લેતા. ઇન્દ્ર તેના પર ઘણો પ્રેમ રાખતા હતા.

સ્વર્ગની અપ્સરા ઉર્વશીને કેશી નામે દૈત્ય પાસેથી પુરુરવાએ છોડાવી, ત્યારથી તે એકબીજાને પ્રેમ કરવા લાગ્યાં. એકવાર સ્વર્ગમાં ઉર્વશી નૃત્ય કરતી હતી, તેમાં તેનાથી પુરુરવાનું નામ લેવાઈ જતાં શાપિત થઇને તે પૃથ્વી પર આવી, માટે પુરુરવાએ તેના સૌંદર્યથી મોહિત થઇને તેની સાથે લગ્ન કરવાની માગણી કરી. ત્યારે ઉર્વશીએ પુરુરવા સમક્ષ ત્રણ શરતો મૂકી. તે શરતો કબૂલ રાખીને પુરુરવા તેની સાથે પરણ્યો.

એક દિવસ ઉર્વશીને શાપમાંથી મુક્ત કરવાને માટે તેના પલંગ પાસે બાંધેલાં બે ઘેટાં લઇને એક ગંધર્વ દોડવા લાગ્યો. પુરુરવાને તે પાછાં લઈ લેવાને માટે નગ્ન સ્થિતિમાં તેની પૂંઠે દોડ્યો, તેથી ઉર્વશી શાપથી મુક્ત થઇને સ્વર્ગે જતી રહી. પુરુરવા ઘણા દિવસો સુધી વિલાપ કરતો રહ્યો. તેણે એક દિવસ કુરુક્ષેત્રમાં આવેલા પ્લક્ષતીર્થમાં હેમવતી પુષ્કરિણીને કઠિ ઉર્વશીને જોઈ. તેને જોઇને રાજા પુરુરવા ઘણો વિલાપ કરવા લાગ્યો. તેને ઉર્વશીએ કહ્યું કે, આપનાથી મને ગર્ભ રહ્યો છે. થોડાક વખતમાં હું આપના પુત્રોને લઇને આપની પાસે આવીશ ને એક રાત્રિ રહીશ.

ઉપર કહ્યા મુજબ ઉર્વશીને પુત્રો જન્મ્યા બાદ તે પુત્રોને લઇને પુરુરવા રાજા પાસે ગઈ અને પુરુરવા પાસે એક રાત રહી. ગંધર્વોએ એક અગ્નિપાત્ર પુરુરવાને આપ્યું. રાજાએ આ અગ્નિથી અનેક યજ્ઞો કર્યા. આખરે તેને ગંધર્વોમાં સ્થાન મળ્યું. ઉર્વશીની સાથે તે શાશ્વત કાળ પર્યંત રહ્યો. એ પવિત્ર રાજા વૃદ્ધ થતાં પુત્રને રાજ્ય સોંપીને તપશ્ચર્યા કરવાને માટે વનમાં ગયો અને પરમ પદને પામ્યો.

પુરુરવાના સાત પુત્રો પૈકીના આયુ નામે પુત્રને પરાક્રમી ને મહાતેજસ્વી પાંચ પુત્રો હતા. તે સ્વર્ભાનુની પ્રભા નામે પુત્રથી જન્મ્યા હતા. એ પાંચે પુત્રોમાં સર્વથી મોટો નહુષ હતો ને ધર્મિષ્ઠ હતો. નહુષને ઇન્દ્ર સમાન છ તેજસ્વી પુત્રો હતા. તેઓ વિરજાથી જન્મ્યા હતા. યતિ, યયાતિ, આયાતિ, અંધક, સંયાતિ તથા વિજાતિ — એ નહુષના છ પુત્રો તેમની કીર્તિને કારણે વિખ્યાત થયા હતા. એ છ પુત્રો પૈકી સર્વથી જ્યેષ્ઠ યતિ મોક્ષની ઇચ્છાથી બ્રહ્મરૂપ થયો હતો. બાકીના પાંચમાંનો યયાતિ બીજો પુત્ર હતો, તે રાજ્યનો હકદાર થયો. તે મહા બલિષ્ઠ ને પરાક્રમી હતો. યયાતિને શુક્રાચાર્યની પુત્રી દેવયાની તથા વૃષપર્વા નામે અસુરની શર્મિષ્ઠા નામે કન્યા પત્ની તરીકે હતી.

દેવયાનીને યદુ અને તુર્વસુ નામે પુત્રો જન્મ્યા. તે બન્ને પવિત્ર કર્મ કરનાર અને વિદ્વાન હતા. વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ અનુ, પુરુ અને દ્રહ્યુને જન્મ આપ્યો. કન્યાનાં લગ્ન વેળા પ્રતાપી શુક્રે યયાતિને દિવ્ય સુવર્ણ-રથ આપ્યો. તેને મન જેવા વેગીલા અશ્વો જોડેલા હતા. એ રથ યુદ્ધમાં ઉપયોગી સર્વ સાધન-સામગ્રીથી યુક્ત હતો. એ અવિનાશી રથમાં બેસીને દિવ્ય બાણોને ધારનારા યયાતિએ છ મહિનામાં પૃથ્વીને જીતી. દેવો, દાનવો તથા મનુષ્યો માટે યયાતિ યુદ્ધમાં અજેય રહ્યો હતો. શંકર ભગવાનનો ભક્ત યયાતિ રાજા પુણ્યાત્મા, ધર્મિષ્ઠ અને વિવેકી હતો. તે બધા પ્રાણીઓ પ્રતિ દયા રાખતો હતો. એ ઘણા યજ્ઞો કરતો હતો. યયાતિનો રથ બધા માટે આશીર્વાદરૂપ નીવડ્યો હતો. પુરુવંશના પરીક્ષિત રાજાના પુત્ર જનમેજયને પ્રાપ્ત થયેલો તે રથનો ગર્ગ ઋષિના શાપથી નાશ થયો હતો.

ઋષિ ગર્ગના બાળપુત્ર અક્રૂરની જનમેજય રાજાએ હિંસા કરવાથી તેને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું હતું. તેના દેહમાંથી લોહીના જેવી દુર્ગંધ નીકળતી હોવાથી તે આકુળવ્યાકુળ થઇને અહીંતહીં દોડતો રહેતો હતો.

નગરજનો તેનાથી હમેશાં દૂર જ રહેતા. તેનો તેમણે ત્યાગ કર્યો હતો. તેથી એ રાજા જનમેજયને કશે પણ સુખ-શાન્તિ મળતાં નહોતાં. દુઃખર્થા સંતપ્ત રાજા જનમેજય વ્યથિત થઇને શૌનક ઋષિને શરણે ગયો.

ઇન્દ્રેતિ નામના ઉદાર હૃદયના તે મુનિએ રાજા જનમેજયને પવિત્ર કરવાને માટે તેની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. પરિણામે મહાયશસ્વી રાજા જનમેજય બ્રહ્મહત્યાના પાતકથી મુક્ત થયો. તેના દેહમાંથી નીકળતી રુધિરની દુર્ગંધ દૂર થઈ. દ્યુલોકમાં ગયેલો તે દિવ્ય રથ યજ્ઞને અંતે કરવામાં આવેલા અવભૃથ સ્નાન વેળા બૃહદ્રથને પ્રાપ્ત થયો. જરાસંધના પિતા બૃહદ્રથને રથ મળ્યા બાદ ભીમસેને જરાસંધનો વધ કરીને તે સર્વોત્તમ રથ પ્રેમથી શ્રીકૃષ્ણ ભગવાનને અર્પણ કર્યો.

સૂતજી વદ્યા:

હે ઋષિઓ! યયાતિના બધા પુત્રોમાંના નાના પુત્ર પુરુએ તેનું યૌવન પિતાને અર્પણ કરીને તેમની આજ્ઞાનું પાલન કર્યું હતું, તેથી યયાતિએ પુત્રનો ઉપકાર માનીને પુરુનો રાજગાદી પર અભિષેક કરવા વિચાર્યું. તે વખતે બ્રાહ્મણ વગેરે વર્ણના લોકો તેને કહેવા માંડ્યા: 'અરે! તમે આ શું કરી રહ્યા છો?! શુક્રની પુત્રી દેવયાનીના મોટા પુત્ર યદુના હકની અવગણના કરીને તમે નાના પુત્ર પુરુનો રાજ્યાભિષેક શા માટે કરો છો?! યદુ રાજ્યાસનનો ઉત્તરાધિકારી છે. માટે રાજ્યસિંહાસન પર તેને અભિષિક્ત કરવો ઘટે. અમે સૌ એને માટે આપને વિજ્ઞપ્તિ-પ્રાર્થના કરીએ છીએ. માટે હે રાજન્! અમારી સૌની પ્રાર્થના સ્વીકારો અને ધર્મની રક્ષા સાથે તમારું કર્તવ્ય પાલન કરો. ૧-૮૩

એતે સંબોધયામસ્ત્વાં ધર્મં ચ અનુપાલય॥૮૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'સૂર્ય વંશના ત્રિધન્વા અને ચંદ્ર વંશના યયાતિ આદિ રાજાઓનો વૃત્તાંત' નામનો ૬૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૭મો

# રાજા યયાતિના ચરિત્રનું વર્ણન



યયાતિરુવાચ

બ્રાહ્મણપ્રમુખા વર્ણાઃ સર્વે શૃણ્વન્તુ મે વચઃ।
જ્યેષ્ઠઃ પ્રતિ યથા રાજ્યં ન દેયં મે કથઞ્ચન॥૧॥

યયાતિ બોલ્યા:

બ્રાહ્મણ વગેરેના વર્ણોના પ્રજાજનો! મારા જ્યેષ્ઠ પુત્રને હું કોઈ પણ રાજ્ય અધિકાર આપવા ઇચ્છતો નથી, તેનું કારણ હું તમને કહું છું; માટે તમે સૌ મારી વાત સાંભળો. મારા મોટા પુત્ર યદુએ મારી આજ્ઞાનું પાલન કર્યું નથી. વળી તે વિપરીત બુદ્ધિનો છે. સજ્જનોના મત મુજબ એવાને પુત્ર ગણી શકાય નહીં. માતા-પિતાની આજ્ઞા માનનાર પુત્રની સદ્પુરુષોએ પ્રશંસા કરી છે. માતા-પિતા પ્રત્યે પૂજ્યભાવ રાખીને પુત્ર જેવું વર્તન કરીને પુત્ર તરીકે રહે તે જ પુત્ર છે. યદુએ ને તુર્વસુએ પણ મારી આજ્ઞાની

અવગણના કરેલી છે, એ જ પ્રમાણે મારા અન્ય પુત્રો અનુ તથા દ્રુહ્યુએ પણ મારી આજ્ઞાની અત્યંત ઉપેક્ષા કરેલી છે. એકમાત્ર પુરુએ જ મારા વચનને માન આપીને મારી આજ્ઞા પાળી છે. મારા સૌથી નાના પુત્ર પુરુએ મારી વૃદ્ધાવસ્થા લઇને તેનું યૌવન મને અર્પણ કર્યું હતું. મારી પત્ની દેવયાનીને લીધે તેના પિતા શુક્રે મને વૃદ્ધાવસ્થા મળે એવો શાપ આપ્યો છે, પણ મેં તેમને પ્રાર્થના કરતાં તેમણે મારા પર કૃપા કરીને મારી વૃદ્ધાવસ્થા જો કોઈ લઈ શકે તો મને ફરીથી યૌવન મળી શકે છે, એવું કહ્યું હતું; માટે મારી જરાવસ્થા મારા પુત્ર પુરુએ લઇને તેનું યૌવન મને આપ્યું હતું. કવિ ઉશના શુક્રાચાર્યે પોતે મને વરદાન આપેલું છે કે, મારી આજ્ઞાનું પાલન કરશે તેને જ રાજ્યનું સિંહાસન ધારશે; માટે તમે સૌ આ વાત જાણી લો કે, પુરુનો જ રાજ્યાસન પર અભિષેક કરાશે! યયાતિની આ યોગ્ય વાતને પ્રજાએ ટેકો આપ્યો.

પ્રજાજન બોલ્યા:

જે પુત્ર સદ્‌ગુણોવાળો હોય અને હમેશાં માતા-પિતાનું હિત ઇચ્છતો હોય તે પુત્ર નાનો હોય તો પણ તે રાજ્યસિંહાસનનો અધિકારી છે. શાસન કરવાને લાયક છે, એટલા માટે તમારી આજ્ઞાનું પાલન કરનાર તમારો પુત્ર પુરુ આ રાજ્ય પર અભિષિક્ત થવનો માટે સર્વથા લાયક છે. વળી શુક્રે તમને જે વરદાન આપ્યું છે, તે પ્રમાણે જ કરવાનું યોગ્ય છે.

સૂતજી બોલ્યા: યયાતિની એ વાત સાંભળીને પ્રજાજનોએ પ્રસન્ન થઇને તેને ઉપર મુજબ કહ્યું તેથી તેણે પોતાના પુત્ર પુરુનો રાજ્યસિંહાસન પર અભિષેક કર્યો. પૂર્વ ને દક્ષિણ દિશા મધ્યે આવેલા અગ્નિ ખૂણાની પૃથ્વીનું રાજ્ય તુર્વસુને આપ્યું. દક્ષિણ દિશાનું રાજ્ય મોટા પુત્ર યદુને આપ્યું. પશ્ચિમ દિશાની પૃથ્વીનું રાજ્ય દ્રહ્યુને તથા ઉત્તરનું રાજ્ય અનુને આપ્યું. સમુદ્ર સહિત સપ્તદ્વીપવાળી સમસ્ત પૃથ્વી યયાતિએ જીતીને તેનું રાજ્ય પુત્રોને વહેંચી દીધું.

યયાતિએ તેના રાજ્યના ત્રણ વિભાગ પાડ્યા. રાજ્યનો મધ્ય ભાગ પુરુને, દક્ષિણ ને પૂર્વ દિશાનું રાજ્ય દેવયાનીના પુત્રો યદુ તથા તુર્વસુને આપ્યું ને પશ્ચિમ તથા ઉત્તર દિશાનું રાજ્ય શર્મિષ્ઠાના બન્ને પુત્રો દ્રહ્યુ અને અનુને આપ્યું.

આમ યયાતિએ તેના બધા પુત્રોને પૃથ્વી પરનું રાજ્ય વહેંચ્યા પછી તેને સંતોષ થયો અને તેના મનને આનંદ થયો.

અત્રે યયાતિ રાજાએ પૂર્વે એક વાત કહેલી છે. મનુષ્યે કાચબાની જેમ પોતાનાં સઘળાં અંગોને કામવાસનાથી સમેટી લેવાં. ઇન્દ્રિયોને વિષય ભોગવવાને સ્વચ્છંદી થવા નહીં દેવી. આ મુજબ વર્તવાથી જ તેનું કલ્યાણ થાય છે. બીજાં કોટિ-કોટિ કર્મ કરવાથી પણ તેનું હિત થતું નથી. સાચે જ આ વાત સત્ય છે કે, કામનું સેવન કરવાથી કામ કદાપિ શાન્ત થતો નથી; પણ અગ્નિમાં ઘી નાખતાં અગ્નિ પ્રજ્વલિત થાય છે તેમ કામનો ઉપભોગ કરવાથી ઊલટો કામ અતિ વધે છે. ધરતી પરનાં બધાં ધાન્ય, સુવર્ણ, પશુઓ તથા સ્ત્રીઓ બધાં મળીને પણ એક 'કામ'ને સંતોષવાને માટે પૂરતાં થતાં નથી, એટલે કામ એવી વસ્તુ છે કે, તેની વૃદ્ધિ થતાં બધા પદાર્થો તેને મળે તો પણ ઓછા પડે છે.

સંસારની સર્વ વસ્તુઓથી પણ કામને જીતી શકાતો નથી, એમ માનીને કામના પર સંયમ રાખવો. મન, વાણી-વચન અને કર્મથી પાપકર્મ કરવામાં આવે નહીં, ત્યારે આત્મજ્ઞાન થાય છે. જ્યારે માનવ કોઇથી ડરતો નથી; કોઇની નિંદા કરતો નથી તેમ કોઇનો દ્વેષ કરતો નથી, ત્યારે એને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. દુર્મતિવાળા મનુષ્યો જેનો ત્યાગ કરી શકતા નથી; મનુષ્ય જીર્ણ થાય છતાં જે જીર્ણ થતી નથી; રોગરૂપે પ્રાણની સમીપે રહેનારી કામના કે તૃષ્ણાનો ત્યાગ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે. જીર્ણ થયેલા મનુષ્યના વાળ તથા દાંત જીર્ણ થતાં ખરે છે; નેત્રો તથા કાન જોવાની તથા શ્રવણ કરવાની શક્તિ ગુમાવે છે; પણ તૃષ્ણા ક્યારેય જીર્ણ થતી નથી. દેહધારી બધાં પ્રાણીઓ સ્વભાવે જ વૃદ્ધ થાય છે, તે વિશે શંકા નથી.

માનવી વૃદ્ધ થાય તો પણ જીવંત રહેવાની તેમ જ ધન પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા મટતી નથી. વિશ્વમાં કામક્રીડા કરવાનું સુખ મોટું સુખ છે, પણ તૃષ્ણાનો ક્ષય થતાં મળતા સુખનો એ કામસુખ સોળમો ભાગ પણ નથી.

આમ કહીને રાજર્ષિ યયાતિ પોતાની પત્ની સાથે વનમાં ગયા. ભૃગુતુંગ પર જઇને નિરાહાર રહીને તપશ્ચર્યા કરતાં કરતાં પત્ની સહિત તેઓ ત્યાં જ સ્વર્ગ પામ્યા.

દેવતાઓ અને ઋષિઓથી સત્કાર પામેલા એમના પાંચ પુત્રોથી, સૂર્યનાં કિરણો જેવા સમસ્ત પૃથ્વી વ્યાપેલી છે.

યયાતિના પવિત્ર ચરિતનો પાઠ કરનાર યા બીજા મનુષ્ય દ્વારા સાંભળનાર બુદ્ધિશાળી માનવી પૈસાદાર, સંતતિવાન, આયુષ્યમાન ને કીર્તિવંત થાય છે. તે સઘળાં પાતકોથી મુક્ત થઇને શિવજીના લોકમાં પૂજાય છે. ૧-૨૮

**યયાતિચરિતં પુણ્યં પઠઞ્છૃણ્વંશ્ચ બુદ્ધિમાન્।**
**સર્વપાપવિનિર્મુક્તઃ શિવલોકે મહીયતે॥૨૮॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'રાજા યયાતિના ચરિતનું વર્ણન' નામનો ૬૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૬૮મો

# યદુના વંશનું વર્ણન



સૂત ઉવાચ
**યદોર્વંશં પ્રવક્ષ્યામિ જ્યેષ્ઠસ્યોત્તમતેજસઃ।**
**સંક્ષેપેણાનુપૂર્વ્યાચ્ચ ગદતો મે નિબોધત॥૧॥**

સૂત પુરાણી યયાતિના જ્યેષ્ઠ પુત્ર યદુવંશનું વર્ણન કરતાં શૌનકાદિ ઋષિઓને કહે છે કે, હે ઋષિઓ! ચન્દ્રવંશના રાજા યયાતિના મહાતેજસ્વી મોટા પુત્ર યદુવંશ અને તેની પરંપરાનું હું ટૂંકમાં વર્ણન કરું છું તે શ્રવણ કરો.

યદુને દેવ સમાન પાંચ પુત્રો હતા. તેમાં જ્યેષ્ઠ પુત્ર સહસ્રજિત હતો. સહસ્રજિતને શતજિત નામે પુત્ર હતો. શતજિતને હૈહય, હય ને વેણુહય નામે ત્રણ પુત્રો હતા.

હૈહયના પુત્રનું નામ ધર્મ હતું. એ ધર્મને કીર્તિ અને કીર્તિનો પુત્ર સંજય હતો. સંજયને મહિષ્માન, તેનો પુત્ર ભદ્રશ્રેણ્ય તથા ભદ્રશ્રેણ્યને દુર્દમ પુત્ર હતો. દુર્દમને ધનક નામનો બુદ્ધિશાળી પુત્ર હતો. ધનકને કૃતવીર્ય, કૃતાગ્નિ, કૃતવર્મા અને કૃતૌજા નામના ચાર પુત્રો હતા. કૃતૌજાને કાર્તવીર્ય અર્જુન નામે પુત્ર હતો. સપ્તદ્વીપવાળી પૃથ્વીના એ સમ્રાટને સહસ્ર બાહુ હતા. તેને નારાયણસ્વરૂપ પરશુરામે મૃત્યુરૂપ થઇને હણ્યો હતો.

પરશુરામ સાક્ષાત્ શ્રીવિષ્ણુ ભગવાનના અવતાર હતા.

કાર્તવીર્ય અર્જુનને સો પુત્રો હતા. તેમાંના શૂર, કૃષ્ણ, જયધ્વજ, ધૃષ્ટ, શૂરસેન નામના મહારથી પાંચ પુત્રો હતા. એ સર્વ મહાત્મા, શૂરવીર શસ્ત્રાસ્ત્રોને ધારણ કરનાર, મનસ્વી ને અત્યંત બળવાન હતા.

જયધ્વજને તાલજંઘ નામે પરાક્રમી પુત્ર હતો. તાલજંઘ ઉજ્જયિનીનો રાજવી હતો. તેને સો પુત્રો હતા. તે સર્વ તાલજંઘ કહેવાતા હતા. તેમાંના જ્યેષ્ઠ પુત્રનું નામ વીતિહોત્ર હતું. તેને વૃષ વગેરે પુણ્યશાળી પુત્રો હતા.

વૃષને મધુ નામે પુત્ર હતો. મધુને સો પુત્રો હતા. તેમાં સૌથી મોટો પુત્ર વૃષ્ણિ હતો. તે રાજ્યનો ઉત્તરાધિકારી હતો. વૃષ્ણિના વંશજો વાર્ષ્ણેય, મધુના માધવો તથા યદુના વંશજો યાદવ કહેવાયા.

હૈહયોના પાંચ વંશ હતા. તેમને શૂરસેન, ભોજ, હર્યાત, વીતિહોત્ર અને તાલજંઘ કહેવાય છે. કૃષ્ણ, જયધ્વજ, વૃષ, શૂરસેન અને શૂર એ પાંચ હૈહયવંશના શ્રેષ્ઠ રાજાઓ હતા. શૂરસેનના શૂરવીર પુત્રોના રાજ્યપ્રદેશ શૂરસેન કહેવાતો હતો.

વીતિહોત્રના પુત્રનું નામ વિશ્રુત હતું. કૃષ્ણનો પુત્ર નામ દુર્જય અને તેને અમિત્રકર્શન-શત્રુને સંતાપ આપનાર કહેવાય છે.

ક્રોષ્ટુના અપોરુષ એવા શ્રેષ્ઠ વંશ વિશે હવે સૂણો. એ કુળમાં વૃષ્ણિવંશની વૃદ્ધિ અને તેનો વિસ્તાર કરનાર વાસુદેવ થયેલા છે.

ક્રોષ્ટુને વૃજિનીવાન નામે મહાયશસ્વી પુત્ર હતો. તેને સ્વાતિ ને સ્વાતિને કુશંકુ નામે પુત્ર હતો. મહાબળવાન કુશંકુએ જુદા જુદા પ્રકારની પુષ્કળ દક્ષિણા આપીને સંતતિ પ્રાપ્તિની ઇચ્છાથી મોટા મોટા યજ્ઞો કર્યા. યજ્ઞના ફળ સ્વરૂપે તેને ચિત્રરથ નામે પુત્ર થયો.

વીર ચિત્રરથે પણ ઘણી દક્ષિણા આપીને કરેલા યજ્ઞના પ્રભાવથી તેને શશબિંદુ નામે પુત્ર જન્મ્યો. શશબિન્દુ મહાપરાક્રમી ચક્રવર્તી રાજ થયો. તેને સહસ્રો પુત્રો હતા. તેમાં અનંતક નામનો પુત્ર જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ હતો. અનંતકને યજ્ઞ નામે પુત્ર હતો. તેને ધૃતિ અને ધૃતિને ઉશના નામનો પુત્ર હતો. ઉશનાએ સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. ઉશનાને સિતેષુ નામે પુત્ર હતો. તેનો પુત્ર મરુત હતો. મરુતને વીર પુત્ર કંબલબર્હિ હતો. તે વિદ્વાન હતો. તેને રુક્મકવચ નામે પુત્ર હતો. કવચ ધારણ કરનાર રાજા રુક્મકવચે રણસંગ્રામમાં અનેક ધનુર્ધારી વીરલાઓને તીક્ષ્ણ બાણોથી હણીને તેમનાં રાજ્યો હસ્તગત કર્યાં હતાં. એ રાજા ધર્માત્મા હતો. તેણે અશ્વમેધ યજ્ઞમાં ઋત્વિજોને પૃથ્વીનું દાન કર્યું હતું.

રુક્મકવચને દુશ્મનોનો સંહાર કરનાર પરાવૃત નામે પુત્ર હતો. તેને જયામઘ, પરિઘ, હરિ, પૃથુરુક્મ અને રુક્મેષુ નામે મહાબળવાન પાંચ પુત્રો હતા. હરિ અને પરિઘને તેના પિતાએ કૈવલ્ય-મુક્તિમાર્ગમાં જોડ્યા હતા. રુક્મેષુ રાજા થયો. પૃથુરુક્મ રુક્મેષુની જોડે રહ્યો. તેમણે જયામઘને વનમાં મોકલ્યો. તે વનમાં એક આશ્રમમાં નિવાસ કરીને ઋષિઓના ઉપદેશ સૂણીને શાન્ત ચિત્તે રહેતો હતો.

એકવાર તે ધનુષ ધારણ કરીને બીજા પ્રદેશમાં ગયો અને નર્મદા નદીને તટે પત્ની સાથે રહેવા લાગ્યો. ત્યાંથી તે ઋક્ષવાન પર્વત પર ગયો. તેની પત્ની શૈબ્યા હતી. શૈબ્યા પતિવ્રતા ને સુશીલ સતી હતી. તેને મોટી ઉંમરે વિદર્ભ નામે પુત્ર જન્મ્યો હતો. વિદર્ભને કૈશિક અને ક્રથ નામના બે વિદ્વાન પુત્રો હતા. એ બન્ને યુદ્ધકળામાં કુશળ અને શૂરવીર હતા. વિદર્ભને રોમપાદ નામનો એક ત્રીજો પુત્ર પણ હતો. તેના પુત્રનું નામ બભ્રુ હતું. બભ્રુને સુધૃતિ નામે પુત્ર હતો. તે પરમ ધર્મિષ્ઠ ને વિદ્વાન હતો. તેને કૌશિક નામે પુત્ર હતો. તેનો ચૈદ્ય પુત્ર હતો.

વિદર્ભના ક્રથ નામના પુત્રને કુંતિ નામનો પુત્ર હતો. કુંતિને વૃત અને વૃતને રણધૃષ્ટ નામે પુત્ર હતો. તે પ્રતાપી હતો. રણધૃષ્ટના પુત્રનું નામ નિધૃતિ હતું. નિધૃતિને દશાર્હ, તેનો પુત્ર વ્યાપ્ત અને વ્યાપ્તને જીમૂત પુત્ર હતો. જીમૂતને વિકૃતિ અને વિકૃતિને ભીમરથ નામે પુત્ર હતો. ભીમરથને નવરથ નામનો પુત્ર હતો. નવરથ દાનવીર તથા ધર્મિષ્ઠ અને સત્યપરાયણ સદાચારી હતો. નવરથને દઢરથ અને તેને શકુનિ નામે પુત્ર હતો. શકુનિને કરંભ અને કરંભને દેવરાત નામે પુત્ર હતો. દેવરાતને મહાયશસ્વી દેવરાતિ નામે પુત્ર થયો. તેને દેવો સમાન દેવક્ષત્ર નામનો પુત્ર હતો. દેવક્ષત્રને મધુ નામે પુત્ર હતો. મધુને કુરુવંશક અને તેને અનુ નામે પુત્ર હતો. અનુને પુરુષોમાં ઉત્તમ અને પુરુત્વાન નામે પુત્ર હતો. પુરુત્વાનને વિદર્ભપુત્રી ભદ્રવતીથી અંશુ જન્મ્યો. અંશુને ઐક્ષ્વાકીથી સત્ત્વ અને સત્ત્વને કુળની વૃદ્ધિ કરનાર, સઘળા સદ્ગુણોથી યુક્ત સાત્ત્વત નામે પુત્ર થયો હતો.

આમ મેં જયામઘના વંશજોનું વિસ્તૃત વર્ણન તમને કહી સંભળાવ્યું. જે મનુષ્ય આનો પાઠ કરે છે કે, સૂણે છે તે દીર્ઘાયુષ્ય ભોગવીને રાજ્યસુખ અને સ્વર્ગ પામે છે. ૧-૫૧

**પ્રજીવત્યેતિ વૈ સ્વર્ગં રાજ્યં સૌખ્યં ચ વિન્દતિ॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'યદુના વંશનું વર્ણન' નામનો ૬૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૬૯મો

# ચન્દ્રવંશ તથા કૃષ્ણના આવિર્ભાવ અને તિરોભાવનું વર્ણન



સૂત ઉવાચ

**સાત્ત્વતઃ સત્યસમ્પન્નઃ પ્રજજ્ઞે ચતુરઃ સુતાન્।**
**ભજનં ભ્રાજમાનં ચ દિવ્યં દેવાવૃધં નૃપમ્॥૧॥**

સૂતજી બોલ્યા:

સત્યવાદી સાત્ત્વતને દિવ્ય દેવાયુધ, તેજસ્વી ભજન, ભાગ્યવાન અંધક અને યદુપ્રિય વૃષ્ણિ નામે ચાર પુત્રો હતા. હે ઋષિઓ! એ ચારેની ઉત્પત્તિ વિસ્તૃત રીતે કહું છું તે તમે શ્રવણ કરો. ભજનને સૃંજયીથી અયુતાયુ, હર્ષકૃત અને શતાયુ નામે પુત્રો જન્મ્યા.

સાત્ત્વતનો દ્વિતીય પુત્ર દેવાવૃધ પુત્ર પ્રાપ્તિની ઇચ્છાથી તપશ્ચર્યા કરવા માંડ્યો. આથી તેને પવિત્ર ચારિત્ર્યનો, સદ્ગુણી તથા સર્વ નૃપોમાં શ્રેષ્ઠ એવા બભ્રુ નામે પુત્ર થયો. આ વંશનો ઇતિહાસ જાણનારાઓ દેવાવૃધના એ મહાત્મા પુત્ર બભ્રુના ગુણોનું જે કીર્તન કરે છે તે અમે દૂરથી યે સાંભળ્યું છે અને નજીકમાં રહીને એ ગુણોમાં અમે દર્શન સુદ્ધાં કર્યાં છે. સદાચરણવાળા બભ્રુએ યજ્ઞયાગ વગેરે કર્યાં છે, એ ઉદારતાથી દાનો કરે છે, વળી એ પવિત્ર ને વીર છે. એણે કરેલાં સત્કર્મોથી અસંખ્ય મનુષ્યોને અમરપણું અને સદ્ગતિ મળ્યાં છે. સઘળાં મનુષ્યોમાં બભ્રુ શ્રેષ્ઠ છે.

સાત્ત્વત રાજાના કુળમાં એ કીર્તિવંત, મહાતેજસ્વી તથા મહારથી છે. એ એના પિતા દેવવૃધ જેવો સદ્ગુણી અને પવિત્ર છે. એના વંશમાં દેવ જેવા ભોજવંશજો ઉત્પન્ન થયા છે.

સાત્ત્વતના કનિષ્ઠ પુત્ર વૃષ્ણિને માદ્રી એને ગાંધારી એમ બે પત્નીઓ હતી. ગાંધીરીને સુમિત્ર નામે પુત્ર હતો. માદ્રીને પ્રથમ દેવમીઢ થયો અને પછી અનમિત્ર અને શિનિ બે પુત્રો થયા. અનમિત્રના પુત્રનું નામ નિઘ્ન હતું અને નિઘ્નને સત્રાજિત અને પ્રસેન પુત્રો હતા.

સત્રાજિતનો મિત્ર સૂર્ય હતો, જે તેને પ્રાણ સમાન વહાલો હતો. સૂર્યે સત્રાજિતને સ્યમંતક મણિ આપ્યો હતો. પૃથ્વી પરના બધા મણિઓમાં સ્યમંતક મણિ શ્રેષ્ઠ હતો. એકવાર સત્રાજિત, પ્રસેન સાથે વનમાં શિકાર કરવાને ગયો હતો. ત્યાં ભયાનક સિંહે પ્રસેનને મારી નાખ્યો.

વૃષ્ણિનંદન એવા કનિષ્ઠ પુત્ર શિનિથી સત્યધર્મ યુક્ત ને સત્ય વાણી વદનાર પુત્ર સત્યક થયો. સત્યકને સાત્યકિ અને સાત્યકિને યુયુધાન નામનો પુત્ર હતો. તે શિનિનો પૌત્ર હતો. યુયુધાનને અસંગ અને તેનો પુત્ર કુણિ હતો. કુણિને યુગંધર નામે પુત્ર હતો. એ સર્વ શૈનેય કહેવાયા.

માદ્રીના પહેલા પુત્ર દેવમીઢુષને યુધાજિત નામે પુત્ર હતો. વૃષ્ણિકુળમાં થયેલો તે યુધાજિત શ્વફલ્ક નામે ત્રિલોકમાં પ્રખ્યાત હતો. તે ધર્માત્મા હતો. તેના રાજ્યમાં ક્યારેય અનાવૃષ્ટિનો કે વ્યાધિનો ભય પેદા થતો નહોતો.

કાશિરાજે તેની ગાંદિની નામે પુત્રી શ્રીફલ્કની સાથે પરણાવી હતી. એ ગાંદિની ઘણાં વર્ષ પર્યંત માતાના પેટમાં રહી, પણ ગર્ભની બહાર આવી નહીં. આથી એના પિતા કાશિરાજે ગર્ભમાં રહેલી પુત્રીને કહ્યું કે, 'તું ગર્ભમાંથી કેમ બહાર આવતી નથી? તું સત્વરે બહાર આવ. તારું કલ્યાણ થાવ.'

આ સાંભળી ગાંદિની તેના પિતા કાશિરાજને કહેવા લાગી કે, 'તમે ત્રણ વર્ષ પર્યંત બ્રાહ્મણને એકેક ગાય આપો તો હે પિતા! હું ગર્ભમાંથી બહાર આવું!' તેના પિતાએ કહ્યું, 'ભલે! તેમ કરીશ!' આમ તેના પિતાએ તેને કહ્યું અને તેણે દર્શાવેલી ઇચ્છા પૂરી કરી.

ગાંદિનીને શ્વફલ્કથી અક્રૂર નામે પુત્ર થયો. એ અક્રૂર દાતા, શૂરવીર, દેવનો પૂજક અને વિદ્વાન હતો. યજ્ઞ કરીને તે બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપતો હતો. અતિથિઓનો પ્રેમપૂર્વક સત્કાર કરતો હતો.

શાલ્વે તેની રત્ના નામે કન્યા અક્રૂરને લગ્નમાં પત્નીરૂપે આપી. અક્રૂરને રત્નાથી જે સંતતિ થઈ તેમનાં નામ છે — જનમેજય, વૃત, માગુ, ઉપમન્યુ, ધર્મભૃત, શત્રુઘ્ન, ઉપેક્ષ, ગિરિરક્ષ, પ્રતિવાહ, આવાહ, ગોધન, દુષ્ટધર્મા નામે પુત્રો અને સુધારા નામની કન્યા થઈ. અક્રૂરની બીજી પત્ની ઉગ્રસેનીથી દેવવાન અને ઉપદેવ નામે પુત્રો થયા.

ગાંધીરીપુત્ર સુમિત્રને ચિત્રક નામનો પુત્ર થયો. ચિત્રકને અશ્વગ્રીવ, પૃથુ, વિપૃથુ, અરિષ્ટનેમિ, ગવેક્ષણ, સુધાસૂક, સુબાહુ, બહુભૂમિ, સુભૂમિ, ધર્મભૃત, ધર્મ, અશ્વ નામે પુત્રો અને શ્રવણા અને શ્રવિષ્ઠા નામે પુત્રીઓ જન્મી.

કાશિરાજની પત્ની દુહિતાથી કંબલબર્હિષ, શુચિ, ભજમાન અને અંધક એમ ચાર પુત્રો થયા. કુકુરને વૃષ્ણિ નામે પુત્ર થયો હતો. વૃષ્ણિને શૂર, શૂરને કપોતરોમા અને તેને વિલોમક નામે પુત્ર થયો. તેને નળ નામે વિદ્વાન પુત્ર હતો. તેને તુંબુરુ નામનો ગંધર્વમિત્ર હતો. નળને ચંદનાનકદુંદુભિ પણ કહેવામાં આવે છે. તેને અભિજિત નામે પુત્ર હતો.

અભિજિતનો પુનર્વસુ નામે પુત્ર હતો. અભિજિતે પુત્રની પ્રાપ્તિને અર્થે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. યજ્ઞના પ્રભાવથી તેને પુનર્વસુ નામનો યજ્ઞ કરનાર, દાતા, સર્વજ્ઞ અને વિદ્વાન પુત્ર પ્રાપ્ત થયો હતો. પુનર્વસુને આહુક અને આહુકી નામે બે કીર્તિવંત પુત્રો હતા. કાશિરાજની પુત્રીથી આહુકને બે પુત્રો થયા હતા. તે દેવક તથા ઉગ્રસેન હતા. દેવકને દેવરક્ષિત, સુદેવ, ઉપદેવ તથા દેવવાન પુત્રો થયા. તે બધા દેવો જેવા તેજસ્વી હતા. એ ભાઇઓની સાત બહેનો હતી. તે વસુદેવને લગ્નમાં આપી હતી. દેવકની એ સાત પુત્રીનાં નામ હતાં: દેવકી, સહદેવા, શાન્તિદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, ઉપદેવા અને વૃષદેવા. એ સર્વમાં દેવકી જ્યેષ્ઠ હતી.

ઉગ્રસેનના નવ પુત્રો હતા. તેમાં કંસ સૌથી મોટો હતો. એ પુત્રોને સેંકડો પુત્રો ને સહસ્રો પૌત્રો હતા. દેવકની પુત્રી દેવકી વસુદેવની પત્ની અને બુદ્ધિશાળી હતી. એ પતિવ્રતા દેવકીને દેવો પણ માન આપીને વન્દન કરતા હતા.

બાહ્લીકની પુત્રી મહાભાગ્યવાન રોહિણી વસુદેવની બીજી પત્ની હતી. એણે હળરૂપ આયુધવાળા બળરામને જન્મ આપ્યો હતો. દેવકીના ગર્ભસ્થ બાળકને કંસ મામા મારી નાખશે એવા ડરથી દેવકીના ગર્ભમાંથી નીકળીને પોતાના ગર્ભમાં આવેલા બળરામને રોહિણીએ જન્મ આપ્યો હતો.

મામા કંસે અત્યંત સુન્દર છઠ્ઠા ગર્ભનો નાશ કર્યો; પણ બળદેવનો જન્મ તો થઈ ગયો હતો. પછી વસુદેવે દેવકીમાં શ્રીહરિ એવા શ્રીકૃષ્ણ ઉત્પન્ન કર્યા. દેવાધિદેવ એ જનાર્દન જ પરમાત્મા છે. રજત સમાન કાન્તિવાન હલાયુધ બળરામ શેષનાગરૂપ છે. ભૃગુ ઋષિના શાપને કારણે પરમાત્મા શ્રીવિષ્ણુએ માનવદેહે અવતાર લેવાનું સ્વીકાર્યુ હતું તેથી જનાર્દન ભગવાન દેવકીમાં વાસુદેવરૂપે જન્મ્યા.

ઉમાના દેહથી જન્મેલી યોગનિદ્રા કૌશિકી દેવોના દેવની આજ્ઞાથી યશોદાની પુત્રીરૂપે જન્મી હતી. બધા દેવોએ વન્દન કરેલી યોગનિદ્રા જ સાક્ષાત્ માયા છે. કૃષ્ણ ભગવાન પુરુષ છે. એ ધર્મ તથા મોક્ષનું ફળ આપે છે. આમ પુરુષ અને પ્રકૃતિનો માનવદેહે જન્મ થયો.

ચતુર્ભુજા અને વિશાળ નેત્રોવાળા; શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરનાર; શ્રીવત્સના ચિહ્નવાળા જનાર્દનરૂપ પુત્રનું રક્ષણ કરવા માટે બુદ્ધિશાળી વસુદેવે એ પુત્રને યશોદાને આપીને તેનું રક્ષણ કરવાને નંદબાબાને કહ્યું. વળી વસુદેવે નંદને કહ્યું કે, અમિત તેજવાન શંકર ભગવાનની કૃપાથી જગરક્ષક શ્રીવિષ્ણુએ સ્વેચ્છાએ માનવદેહ ધારણ કર્યું. જગદ્ગુરુ ભગવાન શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર હલકો કરવાને માટે માનવદેહ ધારણ કર્યો. તેનાથી સર્વ યાદવોનું કલ્યાણ થશે. દેવકીનો એ પુત્ર આપણા શત્રુઓનો વિનાશ કરશે. આ મારો પુત્ર હું તમને સોંપું છું, તમે તેને સાચવજો!

આમ કહીને વસુદેવે બળરામ સાથે જ શ્રીકૃષ્ણને નંદબાબાને સુપ્રત કર્યા અને યોગમાયારૂપ યશોદાની પુત્રીને લઇને ઉગ્રસેનના પુત્ર કંસ પાસે ગયા અને કન્યાને કંસ સમક્ષ રજૂ કરી. વળી કહ્યું કે, હે કંસ! તમારી બહેન દેવકીનો આ આઠમો ગર્ભ છે. પૂર્વે એવી વાણી સાંભળવામાં આવી છે કે, દેવકીનો આઠમો ગર્ભ તમારું મૃત્યુ નિપજાવશે એમાં શંકા નથી.

વસુદેવની આ વાત સાંભળીને કંસ તેને મારી નાખવા તૈયાર થયો, ત્યારે તેના હાથમાંથી છટકીને તે યોગમાયા આકાશમાં ગઈ અને અષ્ટ ભુજાવાળા તે દેવી વાદળાં જેવી ગંભીર વાણીમાં કહેવા લાગી, 'તું તારા દેહની રક્ષા કરજે. તારું મૃત્યુ આવી પહોંચ્યું છે. કંસરૂપી માયાવી દેહનું રક્ષણ કરવાને ઇચ્છતા ઓ મૂઢ! તેં કેવું પાપ કર્યું છે! તારો વિનાશ કરનાર તો જન્મી ચૂક્યો છે!'

'દેવકીનો આઠમો ગર્ભ પોતાને મારી નાખશે' — એમ મુનિઓ કહે છે માટે એવા મૃત્યુના ભયને લીધે કંસે દેવકીના આઠમા ગર્ભને મારી જ નાખ્યો છે, એવું કંસ માનવા લાગ્યો.

સૂત પુરાણી શૌનકાદિ ઋષિઓને કહે છે કે, હે મુનિશાર્દૂલો! શ્રીહરિના પ્રભાવ થકી દેવકીના આઠમા ગર્ભને મારી નાખવા માટે કંસે કરેલો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. ઊલટો એ યોગમાયાએ કંસને સ્તબ્ધ કર્યો.

અંતે તંતે શ્રીકૃષ્ણે મામા કંસને મારી નાખ્યો અને દેવો તથા બ્રાહ્મણોની હત્યા કરનાર કંસના અન્ય ઘણા સહાયકોને પણ મારી નાખ્યા.

શ્રીકૃષ્ણ ભગવાનને પ્રદ્યુમ્ન વગેરે અનેક પુત્રો હતા, તે સર્વ યુદ્ધકળામાં બાહોશ હતા. શ્રીકૃષ્ણના પુત્રો કૃષ્ણ જેવા જ પરાક્રમી હતી. તેમાંના રુક્મિણીના ચારુદેષ્ણ વગેરે મહાબળવાન ને શત્રુઓનો નાશ કરનારા હતા.

શ્રીકૃષ્ણને સોળ હજાર એકસો એક પત્નીઓ હતી. તેમાંની મુખ્ય પત્ની રુક્મિણી શ્રીકૃષ્ણને અત્યંત વહાલી હતી.

અકિલષ્ટ કર્મા શ્રીકૃષ્ણે પુત્રપ્રાપ્તિ માટે રુક્મિણી સાથે રહીને બાર વર્ષ પર્યન્ત વાયુ ભક્ષણ કરીને શંકર ભગવાનની આરાધના કરી હતી. શૂલપાણિ મહાદેવજીની કૃપાથી ચારુવેષ, યશોધર, સુચારુ, ચારુદેષ્ણ, સાંબ, પ્રદ્યુમ્ન, ચારુયશ, ચારુશ્રવા નામના પુત્રો રુક્મિણીથી પ્રાપ્ત થયા હતા. રુક્મિણી તથા

તેના તે વીર પુત્રોને જોઇને શ્રીકૃષ્ણની પત્ની જાંબવતી તેમને કહેવા લાગી કે, 'હે પુંડરીકાક્ષ! સર્વ સદ્‌ગુણવાળી અને શંકરના જેવો પુત્ર મને આપવાની કૃપા કરો.'

જગન્નાથ શ્રીહરિએ જાંબવતીનાં આ વચન સૂણીને તપશ્ચર્યા કરવા વિચાર્યું. અનિંદિત, તપોનિધિ, શંખ, ચક્ર, ગદા ધારણ કરનાર નારાયણરૂપ શ્રીકૃષ્ણ વ્યાઘ્રપાદ નામના મુનિના આશ્રમમાં ગયા. તેમના પાવન આશ્રમમાં અંગિરા ઋષિને જોઇને શ્રીકૃષ્ણે તેમને વન્દન કર્યા. તેમની પાસે શ્રીકૃષ્ણે દિવ્ય પાશુપતયોગ પ્રાપ્ત કર્યો. તેમની આજ્ઞાથી શ્રીકૃષ્ણે દાઢી-મૂછના વાળ કઢાવી નાખ્યા; શરીરે ઘીનું લેપન કર્યું. મુંજની મેખલા પહેરી. પાશુપતયોગની દીક્ષા ગ્રહણ કરીને શત્રુઓને સંતાપનાર શ્રીકૃષ્ણે તપ કરવાનું શરૂ કર્યું. તેઓ ઊંચા હસ્ત રાખતા; પગના અંગૂઠાના અગ્ર ભાગ પર કશા આધાર વગર ઊભા રહેતા. જિતેન્દ્રિયોને પ્રત્યક્ષ થનાર શ્રીકૃષ્ણે શિયાળો, ઉનાળો અને ચોમાસું – ત્રણે ઋતુઓમાં માત્ર વાયુ, જળ અને ફળાહાર કરીને કઠોર તપ કર્યું.

શ્રીકૃષ્ણના તપથી પ્રસન્ન થઇને ભગવાન શંકરે તેમને ઘણાં વરદાન આપ્યાં. શ્રીકૃષ્ણથી જાંબવતીએ સામ્બ નામે પુત્રને પ્રાપ્ત કર્યો તેથી અદિતિને આદિત્યની પ્રાપ્તિથી ઘણો હર્ષ થયો હતો તેવો અમર્યાદ હર્ષ જાંબવતીને થયો.

બાણાસુરને રુદ્ર ભગવાનનો શાપ હતો તેથી હે મુનિપુંગવો! શ્રીકૃષ્ણે બાણાસુરની સહસ્ર ભુજાઓ કાપી નાખી. વળી તેમણે નરકાસુરનો પણ વધ કર્યો. એ નરકાસુરે બંદીખાનામાં કેદ કરેલી સોળ હજાર એકસો કન્યાઓને નારદના વરદાનને લીધે મુક્ત કરી. એ બધી કન્યાઓ શ્રીકૃષ્ણને પરણી. નરકાસુરને ઋષિઓનો શાપ હતો તેથી તેમણે તેના સમગ્ર કુળનો સંહાર કર્યો અને શ્રીકૃષ્ણ પ્રભાસમાં રહ્યા. તે વખતે શ્રીકૃષ્ણને સો વર્ષ થયાં હતાં ત્યાંથી વૃદ્ધત્વને દૂર કરનાર શ્રીકૃષ્ણ દ્વારિકા ગયા.

નારદ, કણ્વ અને વિશ્વામિત્રનો શાપ તથા દુર્વાસાનાં વચનને સિદ્ધ કરવાને માટે જરક નામે પારધીના બાણથી પગે વીંધાઈ, પિંડારક ક્ષેત્રમાં શ્રીકૃષ્ણે મનુષ્યદેહનો ત્યાગ કર્યો. શ્રીકૃષ્ણે એ પારધી પર કૃપા કરી અને સ્વયં સ્વર્ગે-સ્વધામ સિધાવ્યા.

અષ્ટાવક્રે શ્રીકૃષ્ણની પત્નીઓને શાપ આપ્યો હતો, તેથી ચોરો શ્રીકૃષ્ણની પત્નીઓનું હરણ કરી ગયા. શ્રીકૃષ્ણની માયાબળથી બળભદ્રે પણ પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યો અને નાગનું રૂપ ધારણ કરીને પાતાળમાં ગયા. શ્રીકૃષ્ણની રુક્મિણી વગેરે બધી પત્નીઓએ શ્રીકૃષ્ણ સાથે તથા રેવતીએ બળભદ્રના દેહ સાથે ચિતામાં અગ્નિપ્રવેશ કર્યો અને પતિ સાથે સ્વર્ગે ગઈ.

પરમ પરાક્રમી બાણાવળી અર્જુને શ્રીકૃષ્ણનો, બળરામનો અને અન્ય વૃષ્ણીઓનો અગ્નિસંસ્કાર કર્યો હતો. અંત્યેષ્ટિકર્મ માટે આવશ્યક સામગ્રીના અભાવને કારણે પાર્થે કંદ, મૂળ અને ફળ વગેરેથી બલિકાર્ય કર્યું. તેણે પણ પોતાના ભાઇઓ સમેત સ્વર્ગમાં ગમન કર્યું.

લીલારૂપ કર્મ કરનાર શ્રીકૃષ્ણ મહાત્માની ઉત્પત્તિ તથા સ્વૈચ્છિક વિલયનું વૃત્તાંત મેં તમને સંક્ષિપ્તમાં કહ્યું. હે ઋષિઓ! ચન્દ્રવંશી રાજાઓનું ચરિત્ર આ મુજબ કહેવામાં આવ્યું છે.

જે કોઈ મનુષ્ય આ ચરિતનો પાઠ કરે છે કે શ્રવણ કરે છે અથવા બ્રાહ્મણોને સંભળાવે છે, તે વિષ્ણુલોકને પામે છે, એ વિશે શંકા કરવી નહીં. ૧-૯૪

**યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ બ્રાહ્મણાન્ શ્રાવયેદપિ।**
**સ યાતિ વૈષ્ણવં લોકં નાત્ર કાર્યા વિચારણા॥૯૪॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'ચન્દ્રવંશ તથા કૃષ્ણના આવિર્ભાવ અને તિરોભાવનું વર્ણન' નામનો ૬૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૦મો

# આદિસૃષ્ટિનો વિસ્તાર



ઋષય ઊચુઃ
આદિ સર્ગસ્ત્વયા સૂત સૂચિતો નઃ પ્રકાશિતઃ।
સામ્પ્રતં વિસ્તરેણૈવ વક્તુમર્હસિ સુવ્રત॥૧॥

શૌનક વગેરે ઋષિઓ સૃષ્ટિના વિષયમાં સૂત પુરાણીજીને વિસ્તૃત રીતે પૂછે કે, હે સૂત! તમે અમને આદિસૃષ્ટિના વિશે જાણવા જેવી વાતો સંભળાવશો એમ પૂર્વે કહેલું, પણ હજી સુધી એ બાબતમાં હજી કંઇપણ જણાવ્યું નથી. માટે તે સર્વ વિસ્તારથી અમને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા:

હે ઋષિઓ! મહેશ્વર ભગવાન શિવ પ્રકૃતિ ને પુરુષના નિયંતા રૂપે રહેલા છે. શિવથી વિશ્વના ઉપાદાન કારણરૂપ અવ્યક્ત થયું. સાંખ્યવાદીઓ અવ્યક્તને મુખ્ય અને પ્રકૃતિ કહે છે. અવ્યક્ત એટલે બ્રહ્મ વર્ણ, ગંધ, શબ્દ, રસ તથા સ્પર્શથી રહિત છે; ધ્રુવ છે, અવિનાશી છે, અજર-અમર છે, નિત્ય છે, આત્મામાં રહેલા છે. જગતનું એ ઉત્પત્તિસ્થાન છે, પંચમહાભૂતરૂપ છે અને સનાતન હોવાથી સદા વિદ્યમાન છે. એ સઘળાં પ્રાણીઓનું સ્વરૂપ છે અને પરમાત્માની આજ્ઞાથી પ્રેરિત થાય છે. બ્રહ્મ અનંત, અનાદિ, સૂક્ષ્મ, અજ, ત્રિગુણોનું સર્જક અને વિકારથી રહિત છે. અવિજ્ઞેય અને અપ્રકાશ બ્રહ્મ સર્વના આદિમાં શંકર ભગવાનથી પ્રાદુર્ભાવ પામ્યું. શિવજીની ઇચ્છાથી સકળ વિશ્વ તેનાથી વ્યાપ્ત હતું.

સૃષ્ટિના આદિકાળમાં ચોમેર અંધકાર વ્યાપ્ત હતો, ત્યારે જગત અવ્યક્ત હતું. સૃષ્ટિના સર્જનકાળે ક્ષેત્રજ્ઞ એવા પુરુષથી અધિષ્ઠિત મુખ્ય તત્ત્વથી મહત્તત્ત્વનો પ્રાદુર્ભાવ થયો. પૂર્વે એવા મહત્ તથા અવ્યક્તથી વિશ્વ આવૃત હતું. એ મહત્તત્ત્વ સત્ત્વગુણવાળું મુખ્યત્વે હતું. મહાન એ જ મહત્તત્ત્વ છે. સમષ્ટિરૂપ મનને સર્વોત્કૃષ્ટ કારણ માનેલું છે. સમષ્ટિથી લિંગમાત્ર વ્યષ્ટિરૂપ અંતઃકરણ થયું. જીવોમાં અંતઃકરણ રહેલું છે. ભગવાન શંકરથી પ્રેરાઇને પ્રકૃતિએ સૃષ્ટિ સર્જવાની ઇચ્છા કરી. ઉત્પન્ન થયેલા જીવોના હેતુરૂપ વેદો, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો મહત્તત્ત્વે વિસ્તાર કર્યો. શંકરને જ ઈશ્વર, પ્રજ્ઞા, ચિતિ, સ્મૃતિ, સંવિદ, વિશ્વેશ, બ્રહ્મ, પૂઃ, મતિ, મહાન, મન આદિ તેર સંજ્ઞાના કહેવામાં આવેલા છે.

સઘળા જીવોની ચેષ્ટા તથા કર્મફળ જેનાથી જાણી શકાય છે તે મન અત્યંત સૂક્ષ્મ હોઈ કરેલાં કર્મો પ્રમાણે વ્યક્તિમાત્રમાં જુદા જુદા સ્વરૂપનું હોય છે. મહત્તત્ત્વ અહમ્ આદિ તત્ત્વોથી પૂર્વે ઉત્પન્ન થયેલું છે ને સત્ત્વાદિ ગુણો તથા ગગન વગેરે ભૂતોની શબ્દ વગેરે તન્માત્રાઓથી વિશેષ પૂજ્ય હોઈ મહત્તત્ત્વને 'મહાન' કહ્યું છે.

પુરુષ એટલે પરમેશ્વર અજ્ઞાનીઓને પણ બધી જાતના ભોગો આપીને તેમનું પોષણ કરે છે અને સકલ પ્રમાણને જાણે છે; તેમ જ બધા જીવોના ભેદનો બોધ કરાવે છે માટે મહેશ્વરને 'મતિ' કહે છે.

અતિ મહાન એટલે બૃહત્ હોઈ ઉત્પન્ન થનાર જીવોને પોષે છે ને સૌને આશ્રય આપે છે. બધા જીવોને પોતાનામાં ધારણ કરે છે ને આશરો આપે છે, માટે મહેશ્વર 'બ્રહ્મ' છે.

ભગવાન છે માટે સર્વ દેવતાઓ પર કૃપા કરીને તેમને પોતાના તત્ત્વભાવથી પૂર્ણ કરે છે અને સ્વ-તત્ત્વ તેમને પ્રાપ્ત કરાવે છે, માટે મહેશ્વર 'પુઃ' છે.

પુરુષ ઈશ્વર છે. બ્રહ્માંડ નામે નગરીમાં બધા પ્રકારના જીવોને તેમનો ધર્મ ને હિત જણાવે છે અને જેનાથી તેમનો બોધ થાય છે તે તત્ત્વને 'બુદ્ધિ' કહે છે. શંકર સ્વયં જ બુદ્ધિરૂપ છે.

આત્મજ્ઞાનને કારણે જેનાથી ભોગપ્રાપ્તિ અને પ્રશંસા મળે છે તે શિવજીને 'ખ્યાતિ' કહે છે યા આકાશના શબ્દાદિ ગુણો યા જ્ઞાનાદિ ષડ્ગુણોથી યુક્ત હોવાથી પરમાત્મા મહેશ્વરને 'ખ્યાતિ' કહે છે.

સકળ જગતને તેઓ જાણે છે, ઇન્દ્રિયો તેમને અધીન છે, તે સર્વવ્યાપક રૂપે સર્વત્ર રહેલા છે. વળી તે જ્ઞાનરૂપ હોવાથી પરમાત્માને 'પ્રજ્ઞા' કહેવાય છે. એ પરમાત્માથી સઘળા જીવોને વિવિધ ભોગો પ્રાપ્ત થાય છે. ઐશ્વર્ય, જ્ઞાન, યશ આદિનો જેને લીધે વિસ્તાર થાય છે, તેથી તેને 'ચિતિ' કહેવામાં આવે છે.

પરમાત્મા જીવનાં ભૂત, વર્તમાન અને ભવિષ્યનાં બધાં કર્મોને સ્મરણમાં રાખતા હોવાથી તેમને 'સ્મૃતિ' કહેવામાં આવે છે.

એ ઈશ્વરથી સકળ જ્ઞાન પ્રાપ્ત થાય છે ને સર્વોત્તમ યશ તથા કીર્તિ મનુષ્યને મળે છે તેથી તેમને સંવિદ કહે છે. એ સદાશિવ મહેશ્વર સર્વ દેશ અને સર્વ કાળમાં વ્યાપ્ત છે. એ પરમતત્ત્વ શિવજીમાં ભક્તને સઘળી વસ્તુનો બોધ થાય છે અને એમનાથી જ બધું જ પ્રાપ્ત થાય છે, એટલા માટે શંકર ભગવાનને ઋષિમુનિઓએ 'સંવિદ્' કહેલા છે.

જે સર્વજ્ઞ છે, જે જ્ઞાનરૂપ છે તથા જેનાથી જ્ઞાન મળે છે, શંકર ભગવાન ઐશ્વર્યાદિ ષડ્ ગુણોયુક્ત છે. તેઓ જ્ઞાનના સાગર છે ને સાંસારિક બંધનથી જીવોને મુક્ત કરનાર હોવાથી જ્ઞાનીઓએ મહેશ્વરને 'ઈશ્વર' કહેલા છે.

પર્યાયવાચક શબ્દો દ્વારા સૌના આદિભૂત શ્રેષ્ઠ તત્ત્વ તત્ત્વચિંતકોએ શંકર ભગવાનનું જ અત્રે વર્ણવેલું છે. આ જગત મહેશ્વરની ક્રીડા છે એમ કહેવાનો હેતુ છે. શિવજીએ પોતાના વિચારનો અમલ કરવાને માટે આ સૃષ્ટિનું સર્જન કરેલું છે, એવો સંકલ્પ ને નિશ્ચય — એ બે વૃત્તિઓ જગતના સર્જન માટે કારણરૂપ છે, સત્ત્વાદિ ત્રિગુણો પૈકી રજોગુણની અધિકતાને કારણે મહત્તત્ત્વથી અહમ્ પેદા થયો. એ મહત્તત્ત્વથી બધા પંચમહાભૂત ને સૃષ્ટિ આવૃત થયેલી છે. અહંકારથી પંચભૂતના શબ્દાદિ ગુણરૂપ

તન્માત્રાઓ ઉત્પન્ન થઈ એ જ તમરૂપ છે. આકાશનો ગુણ શબ્દ છે; સ્પર્શ એ વાયુનો ગુણ છે; રૂપ તેજનો ગુણ છે; રસજળનો ગુણ છે તથા ગંધ પૃથ્વીનો ગુણ છે. એટલે પંચમહાભૂતોનું સર્જન થવાની સાથે તે-તે પંચ તત્ત્વોના શબ્દાદિ ગુણ પેદા થયા. એ શબ્દાદિ ગુણો તન્માત્રા કહેવાયા.

વળી, સત્ત્વ, રજ અને તમ એટલે પ્રશાન્ત, ઘોર તથા મૂઢતા વગેરેથી એ ગુણો આવૃત છે. પંચમહાભૂત ને તેમની તન્માત્રાઓનું સર્જન પરસ્પર સંબંધિત છે. સત્ત્વ, રજસ્ અને તમસ્રૂપ વૈકારિક સૃષ્ટિનું સર્જન પંચભૂતોની સાથે સાથે એક જ વખતે થાય છે.

પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો એમ દસ ઇન્દ્રિયો એટલે કરણ છે. એમના વૈકારિક નિયંતા દેવતાઓ પણ દસ છે. દસ ઇન્દ્રિયો સાથે જ્ઞાનાત્મક અને કર્મેન્દ્રિયાત્મક મન અગિયારમું સ્વ-ધર્મ અને ગુણ સાથે જોડાયેલું રહે છે. શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જિહ્વા તથા નાસિકા એ જ્ઞાનેન્દ્રિયો બુદ્ધિયુક્ત હોઈ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધને ક્રમશઃ ગ્રહણ કરે છે. તે જ પ્રમાણે હાથ, પગ, ઉપસ્થ, ગુદા, વાણી એ કર્મેન્દ્રિયો ક્રમશઃ ગતિ, આનંદપ્રાપ્તિ, મળત્યાગ, ક્રિયા તથા બોલવા વગેરે પોતપોતાનાં કર્મો કરે છે.

આકાશનો ગુણ માત્ર શબ્દ છે. વાયુ શબ્દ અને સ્પર્શ એ બે ગુણવાળો છે. અગ્નિ શબ્દ, સ્પર્શ, રૂપ એ ત્રણ ગુણયુક્ત છે. રસ ગુણ સાથે ઉપર્યુક્ત શબ્દ સ્પર્શ અને રૂપથી યુક્ત જળ ચાર ગુણોવાળું છે. એટલા માટે પંચમહાભૂતોમાં પૃથ્વીને સ્થૂળ તથા પંચ ગુણની કહેલી છે. એ શબ્દ આદિ ગુણો શાન્ત, ઘોર ને મૂઢ એ ત્રણ સ્વરૂપના તથા જુદા જુદા કર્મ કરનારા છે.

શબ્દ આદિ વિષયો શ્રોત્ર વગેરે જ્ઞાનેન્દ્રિયોથી ગ્રહણ કરાય છે. શબ્દ વગેરે ગુણો આકાશ વગેરે ભૂતોમાં રહે છે. મહત્તત્ત્વ અહંકાર તથા શબ્દ આદિ તન્માત્રા એ સાત તત્ત્વો પરસ્પરનો આશ્રય કરીને રહેલાં છે. પુરુષમાં રહેલા યા તેનાથી ઉત્પન્ન થયેલા મહત્‌થી તે વિશેષ એટલે શબ્દ આદિ સુધીના એ સાત તત્ત્વો અવ્યક્તના અનુગ્રહથી જળના પરપોટા માફક અંડ સર્જે છે.

જળમાં રહેલ એ અંડ પોતાના કરતાં દસગણા જળથી અને જળથી દસગણા તેજથી; તેજથી દસગણા વાયુથી; વાયુથી દસગણા આકાશથી બહારથી આવૃત છે. આકાશથી વાયુ આવૃત છે. આકાશ ભૂત વગેરેથી આવૃત છે. ભૂતો મહત્‌થી આવૃત છે અને મહત્ અવ્યક્તથી આવૃત છે. અંડકપાલમાં શર્વ (શિવજીની અષ્ટમૂર્તિઓમાંના એક) રહેલા છે. જળમાં ભવ, તેજતત્ત્વમાં રુદ્ર, વાયુમાં શિવજીનું ઉગ્ર તત્ત્વ રહેલું છે. પૃથ્વીમાં ભીમ તથા અહંકારમાં મહેશ્વર અને બુદ્ધિમાં ઈશ ભગવાન અને પરમાત્મા સઘળી તરફથી વ્યાપ્ત રહેલા છે. આમ શંકરની અષ્ટમૂર્તિઓ અંડના આવરણના અહંકારી શર્વ આદિ રૂપથી કહેવામાં આવેલી છે.

અંડ મહત્તત્ત્વ, અહંકાર ને શબ્દાદિ પંચ ગુણો મળીને સપ્ત તત્ત્વોથી આવૃત છે. તેમને અન્યોન્યને આવૃત કરીને પંચમહાભૂત મન, અહંકાર તથા બુદ્ધિ એ અષ્ટ પ્રકૃતિઓ રહેલી છે. સૃષ્ટિના સર્જન વખતે એ પ્રકૃતિઓ પરસ્પર એકબીજાનો આશ્રય કરીને ઉત્પન્ન થાય છે. એ પ્રકૃતિઓ અંડને વીંટળાઇને રહે છે. એ અંડ અવ્યક્તથી પેદા થાય છે. મહેશ્વર અવ્યક્તથી પર છે. અંડમાંથી સૂર્યની કાન્તિ જેવા પુરુષ એ જ દેહધારી પરમાત્મા સૌ પ્રથમ ઉત્પન્ન થાય છે. એ જ પુરુષ કહેવાય છે.

તેના વામ અંગમાંથી સૌ દેવોને વંદનીય એવા શ્રીવિષ્ણુ ભગવાન લક્ષ્મીદેવીની સાથે પરમેષ્ઠીની ઇચ્છાથી ઉત્પન્ન થયેલા છે. તેમના જમણા અંગમાંથી જગદ્ગુરુ બ્રહ્માજી સરસ્વતી દેવીની સાથે ઉત્પન્ન થયા. તે અંડમાંથી સઘળા લોકો, વિશ્વરૂપ આ જગત, ચંદ્ર, સૂર્ય સહિત બધાં નક્ષત્રો, ગ્રહો, વાયુ સહિત ઉત્પન્ન થયા. વિશ્વના નેત્રરૂપ સૂર્ય-ચન્દ્ર કાલનિર્ણય માટેનાં સાધન છે. પ્રલયકાળ થતા સુધીનો પરમાત્માનો કાળ એક દિવસ કહેવાય છે. પ્રલયકાળ બાદ તેટલો કાળ રાત્રિ કહેવાય છે. સૃષ્ટિના અસ્તિત્વ સુધીનો કાળ તે પરમેશ્વરનો દિવસ કહેવાય છે. પ્રલય તેની રાત્રિ છે. ખરું જોતાં તો પરમાત્માને દિવસ કે રાત જેવો કોઈ કાળ જ નથી, પણ લોકહિત માટે એ બધું કહેવાયું છે. ઇન્દ્રિયો, તેમના વિષયો, પંચમહાભૂત બુદ્ધિ સહિત સઘળાં પ્રાણીઓ — પરમેશ્વરના દિવસ કાળમાં જ રહેલાં હોય છે. દિવસને અંતે એ સૌ પરમાત્મામાં જ લીન થાય છે અને રાત્રિને અંતે પુનઃ જગત ઉત્પન્ન થાય છે.

સત્ત્વ; રજ અને તમથી યુક્ત પ્રધાન અને પુરુષ એ બન્ને પોતાના સાધર્મ્યથી પરસ્પરમાં ઓતપ્રોત થઇને રહે છે. સામ્યાવસ્થામાં ગુણોનો લયકાળ જાણવો અને ગુણોની વિષમાવસ્થામાં સૃષ્ટિકાળ જાણવો. જેમ તલમાં તેલ અને દૂધમાં ઘી રહેલું છે તે જ પ્રમાણે જગત સત્ત્વ, રજ અને તમમાં ઓતપ્રોત છે. પ્રલયકાળને અંતે સૃષ્ટિ પુનઃ ઉત્પન્ન થાય છે; એટલે મહેશ્વર પ્રધાન અને પુરુષમાં પ્રવેશીને સૃષ્ટિ સર્જે છે.

શંકરમાંથી સઘળા દેહધારીઓના આત્મારૂપ ત્રિદેવ થયા. બ્રહ્માજી, શ્રીવિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવ છે. એ જ દેવ ત્રિલોક અને દક્ષિણ, ગાર્હપત્ય તથા આહવનીય એ ત્રણ અગ્નિરૂપ છે અને એ જ સત્ત્વાદિ ત્રિગુણ છે. એ જ એકબીજાને પરસ્પર ધારણ કરી રહે છે. એ પરસ્પરના આશ્રયે જીવન ધારણ કરે છે. એક પળવાર માટે યે એમનો એકબીજાથી વિયોગ થતો નથી ને પરસ્પર ત્યાગ નથી કરતા.

શિવજી એ સર્વશ્રેષ્ઠ દેવ છે. શ્રીવિષ્ણુ મહત્તત્ત્વથી શ્રેષ્ઠ છે. બ્રહ્માજી રજોગુણ યુક્ત થઇને પ્રજાનું સર્જન કરવાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. મહેશ્વરરૂપ પુરુષને શ્રેષ્ઠ જાણવા ને પ્રકૃતિને પરા જાણવી. પ્રકૃતિ શંકરથી પ્રેરણા પામીને તેનું પોતાનું કાર્ય કરે છે. એ પુરુષ જ પહેલા દેહધારી છે; માટે તે પુરુષ કહેવાય છે. તેનાથી ચતુર્મુખ પ્રજાપતિ બ્રહ્માજી થયા છે. મહાદેવે પોતાના એક જ સ્વરૂપને ત્રણ રૂપોમાં વિભક્ત કરેલું છે. મહેશ્વર યથાર્થ જ્ઞાનરૂપ છે ને ધર્મ, ઐશ્વર્ય અને વૈરાગ્યથી યુક્ત છે, માટે એ ત્રણ દેવો યે તેમનામાં એ જ ગુણ ધરાવે છે. મહાદેવ સ્વયંભૂ સૃષ્ટિના સર્જન કાળે ચતુર્મુખ બ્રહ્માજી છે, સંહાર કાળે યમરૂપ છે, પાલન કાળે સહસ્ર મસ્તકવાળા પુરુષ છે — સ્વયંભૂ મહાદેવજીની આ ત્રણ અવસ્થાઓ છે. બ્રહ્મારૂપે પ્રજાનું સર્જન કરે છે; કાળરૂપે સંહાર કરે છે; પુરુષરૂપે ઉદાસીનભાવે રહે છે. પ્રજાપતિની એ ત્રણ અવસ્થાઓ છે.

કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજી દેદિપ્યમાન છે. પ્રલયકાળના અગ્નિ જેવા છે, પુરુષ કમળ સમાન નેત્રવાળો છે. આ સર્વ પરમેશ્વરનું રૂપ છે. મહેશ્વર સ્વ-લીલાથી અનેક શરીરોની રચના કરે છે; વિધવિધ પ્રકારની આકૃતિઓનું નિર્માણ કરે છે તથા ક્રિયા, રૂપ અને નામ વગેરેમાં તેમને વિભક્ત કરે છે. સર્જન, પાલન તથા સંહાર એ ત્રણ જાતની ક્રિયાઓ શિવજી કરે છે તેથી તો એ ત્રિગુણ કહેવાય છે. એમને ચતુર્વ્યૂહ પણ કહેલા છે. તે આપે છે, ખાય છે, વિષયોનું સેવન કરે છે. મહેશ્વરનું સદાય અસ્તિત્વ છે, તેથી

તે આત્મા કહેવાય છે. સર્વત્ર ગમન કરતા હોઈ તે ઋષિ છે; દેહ ધારણ કરતા હોઈ પ્રભુ છે, સૌના સ્વામી છે. સૌમાં પ્રવેશ કરીને રહેલા છે તેથી એ મહેશ્વર વિષ્ણુ છે. ઐશ્વર્યાદિ ષડ્ ગુણો યુક્ત હોઈ ભગવાન છે. નિર્મળ હોઈ શિવજી છે. પૂજ્ય હોઈ શ્રેષ્ઠ છે; સૌની રક્ષા કરતા હોઈ મહેશ્વર 'ૐ' છે, સર્વ કાંઈ જાણતા હોઈ સર્વજ્ઞ છે; સર્વ રૂપ હોઈ સર્વ છે. પોતાના સ્વરૂપને ત્રણ ભાગમાં વિભક્ત કરીને મહેશ્વર ત્રિલોકમાં પ્રવૃત્ત છે. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર રૂપ – ત્રણ રૂપથી મહેશ્વર વિશ્વનું સર્જન, રક્ષણ અને સંહાર કરે છે. સૌથી આદિ હોઈ શંકર ભગવાન આદિદેવ છે; અજન્મા હોઈ અજ છે; બધા લોકોનું પાલન કરતા હોવાથી પ્રજાપતિ છે. દેવોમાં સર્વ દેવો કરતાં મહાન હોવાથી એમને મહાદેવ કહેલા છે. સર્વત્ર ગમન કરતા હોઈ તથા એમના પર કોઈ દેવની સત્તા ચાલતી નહીં હોવાથી એ ઈશ્વર છે. વિશાળ હોઈ બ્રહ્માજી છે; સત્ય હોઈ ભૂત કહેવાય છે.

દેહને ક્ષેત્ર કહેવાય છે. મહેશ્વર વિશેષ રૂપે ક્ષેત્રને જાણે છે તેથી એ ક્ષેત્રજ્ઞ છે. એ એક જ બ્રહ્મરૂપ છે તેથી તો મહેશ્વર 'કેવળ' કહેવાય છે. દેહરૂપ નગરીમાં એ આત્મારૂપે શયન કરે છે, તેથી પુરુષ છે. અનાદિ છે અને સૌથી પૂર્વે હોવાથી સ્વયંભૂ છે. પૂજ્ય હોઈ યજ્ઞ અને ક્રાન્તદર્શી એટલે ભૂત, વર્તમાન અને ભવિષ્યના જ્ઞાતા હોઈ મહેશ્વર કવિ છે; અત્રતત્ર વિહરે છે તેથી ક્રમણ અને સૌનું પાલન કરતા હોઈ પાલક છે. આદિત્ય સંજ્ઞાવાળા હોઈ તથા સિદ્ધ હોઈ મહેશ્વર કપિલ મુનિ છે; સૌના અગ્રજ હોઈ અગ્નિ છે, હિરણ્યરૂપ ગર્ભવાળા હોઈ એ હિરણ્યના ઉત્પન્નકર્તા છે, માટે જ આ પુરાણમાં એમના હિરણ્ય-ગર્ભત્વનું નિરૂપણ કરાયું છે.

વિશ્વાત્મા એવા શંકર ભગવાનના ચરિતનું વર્ણન અને સ્વયંભૂ બ્રહ્માજીના કાલની ગણતરી સેંકડો વર્ષો પર્યન્ત કરવામાં આવે તો પણ થઈ શકે તેમ નથી. બ્રહ્માજીના આયુની કાલ સંખ્યા પરાર્ધ વર્ષોની છે. એટલો કાલ પૂરો થયા બાદ પ્રલયને અંતે પુનઃ બ્રહ્માજી પ્રજાનું સર્જન કરે છે. બ્રહ્માજીના સહસ્રો અને કરોડો દિવસો એટલે કલ્પો વીતી ગયા પછી હાલમાં જે કલ્પ ચાલે છે તેને વારાહ કલ્પ જાણવો. આ પહેલો કલ્પ છે, એમાં સ્વાયંભુવ વગેરે ચૌદ મનુઓ થાય છે. પર્વતો સહિતની સપ્ત દ્વીપવાળી આ પૃથ્વી પર મનુઓનું શાસન ચાલતું રહ્યું છે. અત્યારે સાતમા વૈવસ્વત મનુનું શાસન ચાલુ છે ને સ્વાયંભુવ, સ્વારોચિષ, ઔત્તમિ, તામસ, રૈવત ને ચાક્ષુષ – એમ છ મનુઓનું શાસન સમાપ્ત થયું છે અને હવે સાતમા ચાલુ વૈવસ્વત મનુ પછી સાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રુદ્રસાવર્ણિ, રૌચ્ય યા દેવસાવર્ણિ તથા ઇન્દ્રસાવર્ણિ – એ સાત મનુઓનું શાસન રહેશે. તેઓ એક સહસ્ર મહાયુગ પર્યંત પૃથ્વીનું પાલન કરે છે. હે ઋષિવર્યો! હવે હું તેમનું વિસ્તૃત વર્ણન કરું છું તે શ્રવણ કરો.

ચૌદ મન્વન્તરનું શાસન સમાપ્ત થાય, ત્યારે બ્રહ્માજીનો એક દિવસ અથવા તો એક કલ્પ પૂરો થાય છે. તેતાળીસ અબજ બત્રીસ કરોડ માનવ વર્ષ પર્યન્ત ચૌદ મનુ પૃથ્વી પર શાસન કરે છે. બ્રહ્માજીનો એક દિવસ યા એક કલ્પ પર્યન્ત ચૌદ મનુઓનું શાસન પૃથ્વી પર ચાલે છે. હજી છ જ મનુઓનો શાસનકાળ સમાપ્ત થયો છે, તેથી થઈ ચૂકેલા ને ભવિષ્યમાં થનાર મનુઓના કાળ વિશે તો માત્ર તર્ક જ કરવો રહ્યો.

બ્રહ્માજીએ બ્રહ્માંડની રચના માત્ર તેના સંકલ્પના બળથી જ કરી હોઈ તેના દિવસને સંકલ્પ યા કલ્પ પરથી 'કલ્પ' કહેવાય છે. કલ્પ બે પ્રકારના છે : બ્રહ્મકલ્પ અને પાદ્મકલ્પ. કુલે ત્રીસ કલ્પ છે — વામદેવ, નીલલોહિત, રથંતર, શ્વેત, ઈશાન, પદ્મ, કંદર્પ, બૃહત્, દેવ, સૌરવ, કૌર્મ, ગરુડ, ઉદાન, સારસ્વત, તમ, નારસિંહ, માનવ, સોમ, આગ્નેય, સમાન, ઘોર, સાવિત્રી, લક્ષ્મી, વૈકુંઠ, તત્પુરુષ, પિતૃકલ્પ, માહેશ્વર, ગૌરી, વૈરાજ અને વારાહ — આ દરેક કલ્પમાં એક હજાર મહાયુગ વીતે છે.

પ્રલયકાલે ભૂતલ નાશ પામતાં સર્વત્ર કેવળ જળ જ ફેલાયેલું હતું. નક્ષત્રો નાશ પામ્યા પછી બ્રહ્માંડમાં જળથી બીજી કોઈ વસ્તુ દેખાતી નહોતી. સ્થાવર અને જંગમ બધાં તત્ત્વો નાશ પામ્યા પછી સહસ્ર નેત્રો, સહસ્ર પાદ તથા સહસ્ર મસ્તકવાળા તથા ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય નહીં તેવા એટલે ઇન્દ્રિયોના અવિષય રુક્મ એટલે સુવર્ણ સમાન વર્ણના બ્રહ્મસ્વરૂપ નારાયણ નામના બ્રહ્માજી અનંત જળરાશિમાં શયન કરતા હતા.

સત્ત્વની વૃદ્ધિ થતાં બ્રહ્માજી જાગૃત થયા, ત્યારે શૂન્યભાવનું જગત તેમણે જોયું. નારાયણ વિશે આ પ્રમાણે કહેવાયું છે — જળને 'નારા' નામે કહ્યું છે, કેમ કે જળ એ 'નર' પરમાત્માથી જન્મેલું છે. જળ પહેલાં એટલે સૃષ્ટિના પ્રથમ બ્રહ્મરૂપ પરમેશ્વરનું આશ્રયસ્થાન હતું, તે કારણે શાસ્ત્રમાં પરમાત્માને 'નારાયણ' કહેલા છે.

સઘળી ઉત્પત્તિવાળા પદાર્થોનું કારણ પરબ્રહ્મ છે; અવ્યક્ત એટલે ઇન્દ્રિયોનું અવિષય છે. નિત્ય એટલે ઉત્પત્તિ અને વિનાશથી રહિત છે. સત્ સ્વભાવનું અને પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનું અવિષય હોઈ જાણે અસત્ સ્વભાવનું હોય તેવું છે. તેમણે ઉત્પન્ન કરેલા પુરુષ લોકમાં 'બ્રહ્મા' નામે કહે છે. ભગવાન બ્રહ્માજીએ પ્રથમ જળ ઉત્પન્ન કર્યું અને પછી એ જળમાં પોતાની શક્તિરૂપ બીજ સ્થાપ્યું. એ બીજ પરમેશ્વરની ઇચ્છાથી સુવર્ણના ઈંડારૂપે થયું. એ સૂર્ય સમાન કાન્તિવાળું હતું, તેમાં સર્વ લોકના પિતામહ પરમાત્મા સ્વંય જ બ્રહ્માજી હિરણ્યગર્ભ રૂપે પ્રકટ થયા. એ ઈંડામાં બ્રહ્માજી પોતાના આયુષ્યના એક વર્ષ પર્યન્ત રહ્યા. પછી પોતાના વિચાર માત્રથી જ એ ઈંડાના બે ભાગ કર્યા. એ બે ભાગમાંથી એમણે સ્વર્ગ અને પૃથ્વીની રચના કરી. તે બે વચ્ચે આકાશ, અષ્ટ દિશાઓ અને જળનું સનાતન સ્થાન (સમુદ્રો તથા મેઘમંડળ) રચ્યું.

ચતુર્યુગનો એક મહાયુગ થાય. એવા એક સહસ્ર મહાયુગ સુધી એટલે બ્રહ્માજીની એક રાત્રિ કે એક કલ્પ સુધી નારાયણ જળમાં શયન કરતા રહ્યા; રાત્રિ પૂરી થતાં નારાયણ જાગ્યા. બ્રહ્માજી એ જળમાં વાયુ થઇને વિહરવા લાગ્યા. પૃથ્વી જળમાં ડૂબેલી છે, એમ જાણીને નારાયણે પૃથ્વીને બહાર કાઢવા વિચાર્યું. બ્રહ્માએ વરાહરૂપ લીધું. પૃથ્વીનો ઉદ્ધાર કરવાને માટે તેઓ રસાતલમાં ગયા. લોકહિતને માટે એ પરમાત્માએ પોતાની દંષ્ટ્રાઓથી પૃથ્વીને ઊંચકી લીધી અને રસાતલમાંથી બહાર કાઢી. જળ પર નૌકાની પેઠે પૃથ્વીને સ્થાપી; તેના પર પર્વતો કર્યા.

સૃષ્ટિના આદિકાળમાં વડવાનળથી પર્વતો સળગીને બળી ગયા હતા. તેમનો વિસ્તાર વધ્યો હતો. શીતળ એકાર્ણવમાં રહેલા વાયુથી પર્વતો છિન્નભિન્ન થયા હતા, તેથી પૃથ્વી પર જે તે સ્થળે તે સ્થિતિ

પામીને અચળ થયા. માટે પર્વતો અચળ કહેવાયા. તેમના ભિન્ન ભિન્ન વિભાગ એટલે પર્વ થયા તેથી તેઓ પર્વત કહેવાયા. પર્વતો તેની અંદર અનેક ચીજો સંઘરીને રહ્યા છે, તેથી તેઓ ગિરિ કહેવાયા. તેમના પર શિલાઓ પડેલી હોઈ પર્વતોને શિલોચ્ચય કહેલા છે.

પર્વતો ને સાગરો સહિતની સપ્ત દ્વીપવાળી પૃથ્વી આદિ લોકોનું નિર્માણ કર્યા પછી સ્વયંભૂ પરમાત્મા બ્રહ્માજીએ વિધવિધ જાતના લોકોનું સર્જન કરવાને વિચાર્યું. પછી તેમણે સૃષ્ટિ ઉત્પન્ન કરી, ત્યારે પહેલાં તમોમય પાંચ જાતની સૃષ્ટિની ઉત્પન્ન થઈ. તે આ મુજબ છે — મોહ, મહામોહ, તમ, તામિસ્ત્ર ને અંધ તામિસ્ત્ર — એ પાંચ પ્રકારની અવિદ્યાત્મક સૃષ્ટિ, બીજાંકુરથી આવૃત હોય છે તેમ તપથી આવૃત છે. એને આંતરિક કે બાહ્ય જ્ઞાનનો પ્રકાશ હોતો નથી અને એ સ્તબ્ધ તથા સંજ્ઞારહિત હોય છે. આ પ્રકારની સૃષ્ટિમાં પ્રથમ ઉત્પન્ન થયેલાં 'વૃક્ષ' વગેરે કહેલાં છે.

સૌપ્રથમ આવું સર્જન થયેલું નિહાળીને બ્રહ્માજી દુઃખી થયા; તેથી પુનઃ સૃષ્ટિ રચવાનું તેમણે વિચાર્યું. તેને પરિણામે બહિર્મુખ ઇન્દ્રિય પ્રવાહવાળાં પશુ-પંખી વગેરે ઉત્પન્ન થયાં. તે મર્યાદારહિત છે. આવી સૃષ્ટિ જોઇને પણ બ્રહ્માજીને આનંદ નહીં થયો, તેથી વળી ફરી બીજા સર્જનનું વિચાર્યું. તે વેળા એમનામાં સત્ત્વગુણની પ્રધાનતા હોઈ સાત્ત્વિક ઊર્ધ્વસ્રોતા-અંતર્મુખ ઇન્દ્રિય પ્રવાહવાળી એવી ત્રીજી સૃષ્ટિ ઉત્પન્ન થઈ. એ ઊર્ધ્વસ્રોતાઓ ઊર્ધ્વભાગે રહેલા છે. તે સુખ પ્રતિ પ્રેમ ધરાવતા હતા; જ્ઞાનરૂપ પ્રકાશયુક્ત હતા, તેથી તેમને ઊર્ધ્વસ્રોતા કહ્યા છે. સત્ત્વગુણના સંબંધથી ઉત્પન્ન થયા હોઈ સત્ત્વોદ્ભવ કહેવાયા. એ ત્રીજા ઊર્ધ્વસ્રોતા સૃષ્ટિ દેવસૃષ્ટિ છે. દેવતાઓ આંતરિક અને બાહ્ય પ્રકાશમાન હોવાથી તેમને ઊર્ધ્વસ્રોતોદ્ભવ કહેલા છે. પ્રસન્ન હૃદયવાળા એ દેવોને ઊર્ધ્વસ્રોતા જાણવા. બ્રહ્માજી દેવસૃષ્ટિ ઉત્પન્ન થવાથી ખુશ થયા.

બ્રહ્માજીએ વળી પાછી બીજી સૃષ્ટિ રચવા વિચાર્યું. એથી તે વ્યક્ત બ્રહ્માજીએ તમથી ઘેરાયેલી અને રજોગુણની અધિકતાવાળી બાહ્ય ને અભ્યંતર ઇન્દ્રિય પ્રવાહવાળી અર્વાક્ સૃષ્ટિ ઉત્પન્ન કરી, એ માનવસૃષ્ટિ છે. તારકાદિ લક્ષણોથી માનવીઓ આઠ પ્રકારના છે. સિદ્ધાત્મા મનુષ્યો ગંધર્વોના સમાન ધર્મના છે. આ તૈજસ સૃષ્ટિને અર્વાક્સ્રોત કહેલી છે.

પાંચમી સૃષ્ટિ અનુગ્રહ સૃષ્ટિ છે. તે ચાર પ્રકારની છે: વિપર્યય, શક્તિ, સિદ્ધિ ને તુષ્ટિ. સ્થાવર એટલે વૃક્ષોમાં તેમના વિસ્તાર વગેરે ભેદથી વિપર્યય; તિર્યક એટલે પશુ વગેરેમાં શક્તિ એટલે સામર્થ્યથી; માનવીઓ સિદ્ધાત્મા એટલે પ્રારબ્ધજન્ય સિદ્ધિ યુક્ત છે; અને દેવ તથા ઋષિ વગેરેમાં સંપૂર્ણ તુષ્ટિ-પ્રસન્નતા રહેલી છે માટે અનુગ્રહસૃષ્ટિ છે.

આમાં ઉપર્યુક્ત જણાવેલ ચાર સૃષ્ટિઓ પ્રાકૃત છે ને તે પછીની પાંચમી અનુગ્રહ સૃષ્ટિ વૈકૃત એટલે સત્ત્વગુણી-શ્રેષ્ઠ સૃષ્ટિ. મનુ વગેરેની સૃષ્ટિ તે છઠ્ઠી સૃષ્ટિ. ઉત્પન્ન થનારાં પ્રાણીઓ કે જે ભૂત, વર્તમાન અને ભવિષ્યના કર્મના જાણકાર હોય છે તે સાતમી સૃષ્ટિ. તેઓ દાનશીલ, નિઃસ્પૃહ, કર્મફળ ભોગવનાર તથા જ્ઞાન થયા પછી કર્મફળ નહીં ભોગવનાર હોય છે.

અજ્ઞાન, અહંકાર અને અશક્તિ એટલે શ્રીવિષ્ણુ ભગવાનની માયાથી યુક્ત મહત્ એટલે મનની સૃષ્ટિને બ્રહ્માજીની પહેલી સૃષ્ટિ માનવી. તન્માત્રાઓની સૃષ્ટિને ભૂતસૃષ્ટિરૂપ બીજી સૃષ્ટિ માનવી. વૈકારિક સૃષ્ટિ ઐંદ્રિયક એવી ત્રીજી સૃષ્ટિ છે. વિચારપૂર્વક થયેલી પ્રાકૃતસૃષ્ટિ ચોથી સૃષ્ટિ છે. તિર્યક સ્રોત્ સૃષ્ટિ તથા ઊર્ધ્વસ્રોત ક્રમશઃ પાંચમી તથા છઠ્ઠી સૃષ્ટિ છે. માનવસૃષ્ટિ સાતમી સૃષ્ટિ, આઠમી અનુગ્રહ સૃષ્ટિ છે. દેવોમાં સાત્ત્વિક, સ્થાવર અને પશુ વગેરેમાં તામસ; તથા મનુષ્યોમાં રાજસભાવ રહેલો હોવાનું માનવું. પહેલી પાંચ સૃષ્ટિ પ્રાકૃત અને સનકાદિ સૃષ્ટિ નવમી સૃષ્ટિ પ્રાકૃત તથા વૈકૃત બેઉ જાતની માનવી. મહત્ વગેરે ત્રણ પ્રાકૃત સૃષ્ટિ બ્રહ્માજીના વિચાર બહારની છે. બાકીની છ સૃષ્ટિ બ્રહ્માજીના વિચારથી થઈ છે.

અનુગ્રહ સૃષ્ટિ વિશે હવે વિસ્તૃત રીતે કહેવામાં આવે છે તે હે ઋષિવર્યો! તમે શ્રવણ કરો.

સઘળાં પ્રાણીઓમાં એ ચાર પ્રકારે રહેલી છે. પ્રાકૃત અને વૈકૃત એ નવ સૃષ્ટિઓ પોતપોતાનાં કારણોથી એકબીજાની સાથે પરસ્પર જોડાયેલી છે.

ઊર્ધ્વસ્રોત સૃષ્ટિમાં બ્રહ્માજીએ સૌપ્રથમ પોતાના સમાન પોતાના માનસ પુત્રો ઉત્પન્ન કર્યા. એ માનસ પુત્રોમાં પણ સનત્કુમાર અને ઋભુ એ બે ઊર્ધ્વરિતા ઋષિઓ સર્વ પ્રથમ થયા. લોકના સાક્ષીરૂપ આ બે પ્રાચીન ઋષિઓએ ભૂર્લોકને સ્વ-તેજથી વ્યાપ્ત કર્યો. સર્વમાં આત્માનું આરોપણ કરીને મોક્ષવૃત્તિના એ બેઉ મહાત્માઓએ પ્રજોત્પાદન ધર્મ ને આસક્તિનો ત્યાગ કરીને વૈરાગ્ય ભણી વળ્યા. કુમારાવસ્થામાં ઉત્પન્ન થયેલા હાઈ તેઓ કુમાર અને સનત્ એટલે નિત્ય કુમાર હોવાથી સનત્કુમાર કહેવાયા. તે જ પ્રમાણે સનક, સનંદન અને સનાતન — એ યોગીશ્વરો પણ બ્રહ્માજીના માનસપુત્રો છે. અવિદ્યાથી ઘેરાયેલા વિશ્વને નિશ્ચયપૂર્વક મિથ્યા ગણીને તેઓ એમાં પ્રવૃત્ત થયા નથી. પ્રજોત્પાદન કર્યા વિના જ એ યોગીઓ સમાધિસ્થ થઇને મોક્ષને પામ્યા.

આથી પ્રજાપિતા બ્રહ્માજીએ પુનઃ પોતાના મનથી બીજા કાર્યદક્ષ પુત્રોને કે જેમણે જળથી ચોતરફ ઘેરાયેલી પૃથ્વીને ધારણ કરીને રાખેલી છે એવા જળ, અગ્નિ, પૃથ્વી, અંતરિક્ષ, દ્યુ, સાગર, નદી, પર્વત, વનસ્પતિ, ઔષધિ, વૃક્ષ, લતા, ગુલ્મ, કાષ્ઠો, કલા, મુહૂર્ત, સંધિ, રાત્રિ, દિવસ, અર્ધ માસ, માસ, અયન, અબ્દ તથા યુગના સ્થાનાભિમાની દેવતાઓને તથા ઋષિઓને ઉત્પન્ન કર્યા. એ ઋષિઓનાં નામો તમને કહું છું તે તમે શ્રવણ કરોઃ

ભૃગુ, મરીચિ, અંગિરા, અત્રિ, દક્ષ, ક્રતુ, પુલહ, પુલસ્ત્ય અને વસિષ્ઠ — આ નવ માનસ પુત્રોને બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યા. પદ્મથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીએ નવ પુત્રોનાં સ્થાન નક્કી કર્યાં. પછી તેમણે સંકલ્પ અને સુખ આપનાર ધર્મ નામે બે પુત્રોને ઉત્પન્ન કર્યા. પછી 'રુચિ'ને મનથી ઉત્પન્ન કર્યો. વ્યવસાયથી ધર્મને અને સંકલ્પથી સંકલ્પને, પ્રાણથી દક્ષને, નેત્રોથી મરીચિને, હૃદયથી ભૃગુને, મસ્તકથી અંગિરાને, કાનથી અત્રિને, ઉદાનથી પુલસ્ત્યને, વ્યાનથી પુલહને, સમાનથી વસિષ્ઠને ને અપાનથી ક્રતુને બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યા.

બ્રહ્માજીના આ અગિયાર દિવ્ય પુત્રો છે. પહેલા ઉત્પન્ન થયેલા ધર્મ અને સંકલ્પ તથા રુચિ વગેરે સર્વ બ્રહ્માજીના પુત્રો છે. ત્યાર પછીના મરીચિથી વસિષ્ઠ સુધીના નવ — એ બ્રહ્મવાદીઓ યજ્ઞ કરનારા

પ્રાચીન ઋષિઓ છે. એમણે ધર્મનું હમેશાં પાલન કર્યું છે. બ્રહ્માજીના આ બાર પુત્રો દેવોના ગુણો યુક્ત દિવ્ય વંશજો છે.

બ્રહ્માજીએ તેમની માનસ પ્રજા ઉત્પન્ન કરી. બ્રહ્માજીના દેહમાંથી અન્ય જીવાત્માઓ કાર્યો અને કારણો સહિત ઉત્પન્ન કર્યા. દેવો, અસુરો, પિતૃઓ તથા મનુષ્યોનું સર્જન થયું. બ્રહ્માજીના સાથળમાંથી અસુરો થયા. માટે પોતાના દેહનો તેમણે ત્યાગ કર્યો. ત્યજેલા શરીરમાંથી રાત્રિ થઈ. ગાઢ તિમિરમય રાત્રિના વખતે પ્રજા નિદ્રાધીન થાય છે.

અસુરો ઉત્પન્ન કર્યા બાદ બ્રહ્માજીએ સત્ત્વગુણ યુક્ત બીજું અવ્યક્ત શરીર ધારણ કર્યું. પ્રજાપિતા બ્રહ્માજીને પોતાનો એ દેહ ઘણો પસંદ પડ્યો. તેમના ક્રીડાયુક્ત અને કાન્તિમાન દિવ્ય મુખમાંથી દેવો ઉત્પન્ન થયા. તેથી તે દેવતાઓને દેવો કહેવાય છે. 'દિવ્' ધાતુ ક્રીડા અર્થમાં છે. દેવો બ્રહ્માજીના મુખમાંથી ક્રીડા કરતા ઉત્પન્ન થયા તેથી દેવતાઓ કહેવાય છે.

જે દેહમાંથી દેવો ઉત્પન્ન થયા હતા, તે શરીરનો બ્રહ્માજીએ ત્યાગ કર્યો. બીજું શરીર ધારણ કર્યું. બ્રહ્માજીએ ત્યાગેલા દેહમાંથી દિવસ ઉત્પન્ન થયો. ધર્મયુક્ત દિવસમાં દેવો બ્રહ્મની ઉપાસના કરે છે.

બ્રહ્માજીએ સત્ત્વગુણ યુક્ત દેહ પુનઃ ધારણ કર્યો. પુત્રોને પિતા સમાન માનીને તે પ્રાપ્ત થવા માટે તેઓ ચિંતન કરવા લાગ્યા. તેથી દિવસ અને રાત્રિ એવા બે વિભાગોની મધ્યે પિતૃઓ ઉત્પન્ન થયા. પિતૃઓ દેવ છે. પિતૃઓ દેવ હોવાથી તેમનામાં દેવભાવ છે.

બ્રહ્માજીએ જે દેહથી પિતૃઓને ઉત્પન્ન કર્યા તે શરીરનો ત્યાગ કર્યો. ત્યાગેલા શરીરમાંથી સંધ્યા ઉત્પન્ન થઈ. દેવોનો દિવસ ને અસુરોની રાત્રિ વચ્ચે બ્રહ્માજીએ જે દેહ ધારણ કર્યો તે શ્રેષ્ઠને પૂજ્ય છે. માટે દેવો, અસુરો, સર્વ ઋષિઓ અને મનુષ્યો દિવસ અને રાત્રિ વચ્ચેના બ્રહ્માજીના એ પૈતૃક શરીરનું એટલે પિતૃઓનું પૂજન અને આનંદથી ઉપાસના કરે છે.

ત્યારપછી બ્રહ્માજીએ રજોગુણ યુક્ત શરીર ધારણ કર્યું ને તે દ્વારા માનસ સૃષ્ટિ ઉત્પન્ન કરી. રજોગુણની પ્રિયતાવાળા બ્રહ્માજીના તે પુત્રો મનુષ્યરૂપે ઉત્પન્ન થયા. બ્રહ્માજીએ એ શરીરથી મનુષ્ય પ્રજાનું સર્જન કર્યા પછી એ દેહનો પણ ત્યાગ કર્યો. તેમના એ ત્યાગેલા શરીરમાંથી જ્યોત્સ્ના થઈ. જ્યોત્સ્નાથી બધા લોકો પ્રસન્નતા પામે છે. બ્રહ્માજીએ ઉપર્યુકત ત્યજેલાં શરીરો કે જેનાથી રાત્રિ, દિવસ, સંધ્યા અને જ્યોત્સ્ના ઉત્પન્ન થયાં હતાં તેમનામાંના જ્યોત્સ્ના, સંધ્યાને દિવસ એ ત્રણ તત્ત્વો સત્તવગુણી છે, જ્યારે રાત્રિ તમોગુણી છે, માટે તેને નિશા કહેવામાં આવે છે. બ્રહ્માજીના મુખમાંથી સત્ત્વગુણ પ્રધાનદેહને ધારણ કરનાર દેવો દિવસના બળવાન હોય છે, બ્રહ્માજીએ અસુરોને તેમની સાથળમાંથી રાત્રે ઉત્પન્ન કર્યા માટે અસુરો રાત્રે બળવાન હોય છે. વીતેલા તથા હવે પછી આવનાર મન્વન્તરોમાં દેવો, અસુરો, પિતૃઓ અને મનુષ્યોનાં શરીરો તેમનાં કર્મો માટે નિમિત્તરૂપ થયાં છે ને થશે.

રાત્રિ,દિવસ, જ્યોત્સ્ના તથા સંધ્યા — એ ચારને 'અંભ' કહે છે. એ ચાર તત્ત્વો સ્વ-સ્વરૂપથી પ્રકાશતા હોય છે, તેથી વિદ્વાનોએ એમને 'અંભ' કહ્યાં છે. 'ભા' ધાતુ દીપ્તિ અર્થનો દ્યોતક છે. પ્રજાપતિ બ્રહ્માજીએ એ અંભ તથા દેવો, અસુરો, પિતૃઓ અને માનવોને ઉત્પન્ન કર્યા. પછી તેમણે તમોગુણ ને

રજોગુણ યુક્ત દેહ ધારણ કર્યો. તેમણે અંધકારમાં ક્ષુધાતુર તત્ત્વોનું સર્જન કર્યું. તે ક્ષુધાત્માઓ 'અંભો'ને લેવા માટે ઉત્સુક થયા ને 'અંભો'નું અમે રક્ષણ કરીશું એમ બોલવા લાગ્યા. આથી ક્ષુધાથી ઘેરાયેલા એ નિશાચરો રાક્ષસો ગણાયા.

'અમે અંભોની રક્ષા કરીશું' — એમ બોલીને જે પરસ્પર પ્રસન્ન થયા તે ગૂઢ કર્મ કરનારા યક્ષ અને ગુહ્યક કહેવાયા.

બ્રહ્માજીને આ સૃષ્ટિ પસંદ પડી નહીં. તેમને દેખીને તેઓ નિરાશ થયા. તેમના બાલ સુકાઇને ખરી ગયા. શીર્ણ વાળ ઉપર તરફ ઊંચા ઊભા થઇને તેમને ચોતરફથી ઘેરવા લાગ્યા. મસ્તક પરના નકામા વાળ ખરવા લાગ્યા. વાળ હોવાને કારણે 'વ્યાલ', વાળહીન હોવાને લીધે 'અહિ' અને ખરી જવાને કારણે 'પન્નગ' તથા આમતેમ અવસર્પણ કરતા હોવાથી 'સર્પ' કહેવાયા. તેમને જોઇને બ્રહ્માજીને ક્રોધ ઊપજ્યો. તે ક્રોધ અગ્નિ સમાન અત્યંત ભયાનક હતો. એ ક્રોધ તે ઉત્પન્ન થયેલા સર્પોમાં વિષરૂપે પ્રવેશ્યો.

સર્પોને ઉત્પન્ન થયેલ જોઇને કોપિત થયેલા બ્રહ્માજીએ ક્રોધના સાક્ષાત્ અવતાર સમા; અત્યંત ઉગ્ર કપીશ વર્ણના તથા માંસ ખાનારા ભૂતોને અને પિશાચોને ઉત્પન્ન કર્યા. ક્રોધથી ઉત્પન્ન થયેલા હોવાથી તે 'ભૂત' અને માંસ ભક્ષણ કરનારા હોઈ 'પિશાચ' કહેવાયા.

ત્યાર બાદ સુંદર ને કર્ણપ્રિય મધુર ગાન કરનાર ગંધર્વોને બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યા. પછી બ્રહ્માજીએ પશુઓ અને પંખીડાંનું સર્જન કર્યું. મુખેથી બકરાં, વક્ષઃસ્થળમાંથી ઘેટાં તથા ઉદર અને પડખાંમાંથી ગાય ને બળદ ઉત્પન્ન કર્યા. પગથી અશ્વો, ગધેડાં, મૃગલાં, ખચ્ચર, ઊંટ આદિ ઉત્પન્ન કર્યાં. ફળ, મૂળ અને ઔષધિ આદિનું પોતાના રોમમાંથી તેમણે સર્જન કર્યું. ગાય, ઘેટાં, બકરાં, ઘોડા, ખચ્ચર, ગધેડાં અને માનવ વગેરે ગ્રામ્ય પશુઓ અત્રે કહેવાયાં.

હવે વનિલ પશુઓની સૃષ્ટિ વિશે સૂણો:

શ્વાપદ એટલે વ્યાઘ્રાદિ, ગવય એટલે ગાય જેવું ગલકંબલ વિનાનું એક પ્રકારનું પશુ-રોઝ જેવાં બે ખરીવાળાં દ્વિખુર પ્રાણીઓ; વન્ય હાથી, વાનરાં, પેટે સરકનારાં સરીસૃપ, હરણ, પાડા; શરભ, વરુ અને સિંહને વન એટલે આરણ્ય પશુઓ કહેલાં છે. આ સર્વને બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યાં.

પછી બ્રહ્માજીએ ગાયત્રી છંદ, ઋગ્વેદ ત્રિવૃત્-સામ, રથંતર સર્વ યજ્ઞોમાં પ્રધાન અગ્નિષ્ટોમ વગેરેને પહેલાં મુખેથી ઉત્પન્ન કર્યા. યજુર્વેદ, ત્રિષ્ટુભ છંદ, પંદર સંખ્યાનાં સ્તોત્ર અર્થાત્ પંદર આવૃત્તિથી ભણાતો સામવેદ; બૃહત્સામ તથા ઉકથ નામના યજ્ઞને તેમણે પોતાના દક્ષિણ એટલે જમણી તરફના બીજા મુખથી ઉત્પન્ન કર્યા. સામ, જગતી છંદ, સત્તર સ્તોમ, વૈરૂપ અને અતિરાત્ર નામે યજ્ઞ બ્રહ્માજીએ પોતાના પશ્ચિમ એટલે ત્રીજા મુખથી ઉત્પન્ન કર્યા. એકવીસ અથર્વાણ, આપ્તોર્યામ યજ્ઞો તથા અનુષ્ટુપ્ છંદને બ્રહ્માજીએ તેમના ચતુર્થ મુખથી ઉત્પન્ન કર્યા.

પછી મેઘ, વિદ્યુત, વજ્ર, રક્તવર્ણનાં ઇન્દ્ર ધનુષ્ય તથા તેજને બ્રહ્માજીએ કલ્પનાદિમાં ઉત્પન્ન કર્યા. સૃષ્ટિનું નિર્માણ કરતાં બ્રહ્માજીએ તેમના દેહમાંથી નાનાં-મોટાં અસંખ્ય પ્રાણીઓ તથા બીજા ભિન્ન તત્ત્વો ઉત્પન્ન કર્યાં.

આ પ્રમાણે બ્રહ્માજીએ દેવ, અસુર, માનવ, પિતૃઓ, સ્થાવર-જંગમ પ્રાણીઓ, પિશાચ, યક્ષ, ગંધર્વ, અપ્સરાગણ, નર-કિન્નર, પશુઓ, રાક્ષસો, મૃગલાં, ઉરગ સર્પ વગેરે ઉત્પન્ન કર્યાં. તેમનાં કર્મ સૃષ્ટિની પૂર્વે નિર્માણ કર્યાં હતાં. તે સર્વ પોતાનાં કર્મ પ્રમાણે જન્મે છે અથવા એવું કહી શકાય કે, જન્મ્યા પછી તેઓ પોતાને પ્રાપ્ત યોનિ પ્રમાણે કર્મ કરે છે. હિંસ્ર, અહિંસ્ર, મૃદુ, ક્રૂર, ઋત, અનૃત વગેરે કર્મો પ્રાપ્ત કરે છે.

પંચ મહાભૂતાત્મક ઇન્દ્રિય યુક્ત દેહમાં બ્રહ્મરૂપ મહાદેવજીએ પ્રાણીઓની પ્રવૃત્તિ કરી છે. કેટલાક જ્ઞાનીઓ પુરુષના પ્રયાસને કર્મ કહે છે; તો કેટલાક એને દેવ કહે છે. એ કર્મ સ્વભાવે જ ફળ દેનારું હોઈ કેટલાક વળી તેને સ્વભાવ કહે છે.

કર્મમાર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર સૌના નિયંતા પરમેશ્વરનું વેદોમાં યથાર્થ રીતે પ્રતિપાદન કરાયું છે. બધાં પ્રાણીઓમાં નામ-રૂપના ભેદદ્વથી એ રહેલો છે, પણ એના તત્ત્વને માનવો જાણતા નથી.

સ્થાવર-જંગમ સૃષ્ટિની રચના કર્યા બાદ પણ જ્યારે પ્રજાની વૃદ્ધિ થઈ નહીં, ત્યારે તમોમાત્રથી ઘેરાયેલા બ્રહ્માજી શોકને કારણે દુઃખ પામ્યા. તેમનો તમ દૂર થયા બાદ તેમનામાં સત્ત્વ ને રજ જાગ્રત થયા; પણ ત્યાર પહેલાં તેમની થયેલી વૃદ્ધિને કારણે તમમાંથી અધર્મ ઉત્પન્ન થયો હતો. તેમને શોક થવાથી હિંસા પેદા થઈ હતી.

બ્રહ્માજીના દેહમાં રજ તથા તમ જાગ્રત થયા પછી તેમણે પોતાના શરીરના બે ભાગ કર્યા. જમણા અડધા શરીરમાંથી પુરુષ થયો અને ડાબા અડધા ભાગમાંથી સ્ત્રી થઈ; તેનું નામ શતરૂપા હતું. ભૂતોને ધારણ કરનાર તે પ્રકૃતિ એટલે માયા પોતાના માહાત્મ્યથી પૃથ્વીથી આકાશ પર્યન્ત વ્યાપ્ત રહી હતી. તેણે કઠોર તપ કર્યું. તેને પરિણામે તેને એક પ્રતિભાવંત યશસ્વી પુરુષ પતિરૂપે મળ્યો. એ પૂર્વ પુરુષને સ્વાયંભુવ મનુ કહ્યો છે. સિત્તેર યુગોનો તેનો એક મન્વન્તર કહેવાય છે. એ પુરુષને અયોતિજ શતરૂપા પત્નીરૂપે પ્રાપ્ત થઈ. એ પુરુષે શતરૂપા સાથે રમણ કર્યું તેથી શતરૂપા રતિ કહેવાય છે. કલ્પના વગેરેમાં બ્રહ્માજીએ એ કાન્તિવાન પુરુષનું સર્જન કર્યું. એ વૈરાજ એટલે વિરાટ પુરુષ મનુ કહેવાયા.

એ વિરાટ સ્વાયંભુવ મનુએ પ્રજાની સૃષ્ટિનું સર્જન કર્યું. એને શતરૂપાથી ઉત્તાનપાદ અને પ્રિયવ્રત નામે બે પુત્રો થયા. આકૂતિ તથા પ્રસૂતિ નામે બે કન્યાઓ થઈ. સ્વાયંભુવે પ્રસૂતિ દક્ષ સાથે પરણાવી. પ્રાણ દક્ષ કહેવાયો છે. સંકલ્પને મન કહ્યું છે. ઋષિ રુચિને પુત્રિકા ધર્મથી આકૂતિ આપવામાં આવી. તેથી એનાં સંતાન યજ્ઞ ને દક્ષિણા રુચિ ઋષિ પાસેથી લઈ, યજ્ઞને પોતાનો પુત્ર કર્યો હતો ને દક્ષિણાને કન્યાદાન વિધિપૂર્વક લઈ યજ્ઞથી સ્ત્રી કરી હતી. ઋષિ રુચિથી આકૃતિથી ઉત્પન્ન થયેલા યજ્ઞને દક્ષિણા નામની પત્નીથી બાર પુત્રો થયા. તે યામ કહેવાયા. તેઓ દેવો છે. દક્ષને સ્વાયંભુવ મનુની પુત્રી પ્રસૂતિથી ચોવીસ કન્યાઓ થઈ. કમળવત્ નેત્રોવાળી એ લોકમાતાઓ મહાભાગ્યવાન હતી; અને અનેક ભોગો ભોગવનાર યોગમાતાઓ હતી. જગતની એ માતાઓ બ્રહ્મવાદિની હતી. તેમાંની તેર ધર્મની પત્નીઓ હતી. તેમનાં નામ છે:

શ્રદ્ધા, ધૃતિ, તુષ્ટિ, લક્ષ્મી, મેધા, બુદ્ધિ, ક્રિયા, પુષ્ટિ, વપુ, લજ્જા, કીર્તિ, શાન્તિ અને સિદ્ધિ — એ તેરને ધર્મે પત્નીઓરૂપે ગ્રહણ કરી. દક્ષની એ તેર પુત્રીઓથી અગિયાર કન્યાઓ થઈ હતી. તે સર્વ પણ સુંદર નેત્રોવાળી રૂપવાન હતી. તેમનાં નામ છે:

સંભૂતિ, ખ્યાતિ, સતી, અનસૂયા, સંનતિ, ક્ષમા, પ્રીતિ, સ્મૃતિ. ઊર્જા, સ્વાહા અને સ્વધા — એ અગિયાર કન્યાઓને દક્ષે અન્ય મહર્ષિઓને પત્નીરૂપે આપી. એ ઋષિઓનાં નામ છે :

ભૃગુ, અંગિરા, મરીચિ, રુદ્ર, ક્રતુ, પુલસ્ત્ય, પુલહ, વસિષ્ઠ, અત્રિ, અગ્નિ અને પિતૃઓ.

અગિયાર કન્યાઓમાંનાં સતી રુદ્રને અપાયાં. ભૃગુ ઋષિને ખ્યાતિ, અંગિરાને સ્મૃતિ, મરીચિને સંભૂતિ, પુલહને ક્ષમા, પુલસ્ત્યને પ્રીતિ; ક્રતુને સંનતિ, અત્રિને અનસુયા, વસિષ્ઠને ઊર્જા, અગ્નિને સ્વાહા અને પિતૃઓને સ્વધા આપી. એ સર્વ મહાભાગ્યવાન સ્ત્રીઓ પ્રલયકાળ પર્યન્ત બધાં મન્વન્તરોમાં લોકધર્મને અનુસરીને રહે છે.

ધર્મની શ્રદ્ધા નામે પત્નીએ 'કામ' નામે પુત્રને જન્મ આપ્યો. લક્ષ્મીનો પુત્ર દર્પ છે. ધૃતિને નિયમ નામે પુત્ર થયો. તૃષ્ટિને સંતોષ, પુષ્ટિને લોભ, મેધાને શ્રુત, ક્રિયાને દંડ યા સમય, બુદ્ધિને બોધ તથા પ્રમાદ; લજ્જાને વિનય, વપુને વ્યવસાય, શાન્તિને ક્ષેમ, સિદ્ધિને સુખ તથા કીર્તિને યશ નામે પુત્ર થયો. ધર્મને તેર પત્નીઓથી ઉપર મુજબ પુત્રો થયા. એ સૌ ધર્મના પુત્રો છે.

કામને પ્રીતિ નામે સ્ત્રીથી હર્ષ નામે પુત્ર થયો. ધર્મનો 'કામ' નામનો આ પુત્ર ભાવિફળવાળા શુભાશુભ કર્મનું સૃજન કરનાર છે. અધર્મ નામે પુરુષથી હિંસા નામની સ્ત્રીથી અનૃત અને નિકૃતિ નામનાં સંતાન થયાં. નિકૃતિને ભય ને નરક નામે પુત્રો થયા. ભયને માયા અને નરકને વેદના નામે પુત્રીઓ થઈ. માયાને પ્રાણીઓનો સંહાર કરનાર મૃત્યુ નામે પુત્ર થયો. વેદનાના પુત્ર દુઃખને 'રુરુ' નામના કીડાઓથી યુક્ત 'રૌરવ' નરક નામે પુત્ર થયો. માયાના પુત્ર મૃત્યુને જરા, શોક, ક્રોધ, અસૂયાને વ્યાધિ નામનાં સંતાન થયાં. એ સર્વ અધર્મનાં લક્ષણવાળાં છે. દુઃખથી માંડીને અસૂયા સુધીનાં આ બધાં તત્ત્વોને પુત્રો નથી. સઘળાં પ્રાણીઓને એ તત્ત્વો પોતાનામાં ગ્રહણ કરતાં હોઈ તેનો પરિગ્રહ છે — બ્રહ્માજીની એ તામસ સૃષ્ટિ છે.

બ્રહ્માજીએ નીલલોહિત ભગવાન રુદ્રને પ્રજાનું સર્જન કરવાનો આદેશ આપ્યો. તેમણે પોતાની પત્ની 'સતી'નું ચિંતન કર્યું અને પોતાના જેવા જ અસંખ્ય ગણોને રુદ્રે પોતાના મનથી ઉત્પન્ન કર્યા. તેજ, બળ અને રૂપમાં તે સૌ ગણો રુદ્ર જેવા જ હતા.

પિંગલ વર્ણના એ ગણોને માથે જટાજૂટ હતો. તેમણે સર્પને ધારણ કર્યા હતા. તેઓ ખડ્ગ તથા બાણોથી સજ્જ હતા. તેમના હસ્તમાં ખપ્પર હતા તથા તેઓ માત્ર દૃષ્ટિપાત કરીને મૃત્યુ નિપજાવનાર હતા. તે વિશાળ દેહવાળા, કદરૂપા અને સર્વ પ્રકારનાં રૂપ અને આકૃતિના હતા. કવચ અને ઢાલને ધારણ કરીને એ ગણો રથોમાં આરૂઢ થયેલા હતા. તેમણે લોખંડનાં આવરણોથી પોતાના રથોને સુરક્ષિત કરેલા હતા. સેંકડો ને સહસ્રો બાહુઓવાળા એ દિવ્ય ગણો ભૂમિ અને અંતરિક્ષમાં વ્યાપેલા હતા. એ સ્થૂળ શિરવાળા, પડી ચૂકેલા દાંતવાળા, બે જીભ અને ત્રિનેત્રવાળા હતા. તે અન્ન ખાતા હતા. તે ધૃતપાન તથા સોમપાન પણ કરતા હતા. તેમના કંઠ શ્વેત વર્ણના હતા અને તેઓ ઊર્ધ્વરેતા હતા. તે હવ્ય ભક્ષણ કરનાર, વિદ્વાન અને ધર્મનું આચરણ કરનાર હતા. તેમણે દર્ભ ધારણ કર્યો હતો. વળી કેટલાક ગણો બેઠા હતા, કેટલાક દોડતા હતા; કેટલાક વેદ ભાગતાં–ભગાવતા હતા; કેટલાક જપ કરતા હતા, કેટલાક સમાધિસ્થ હતા, કેટલાકે મસ્તક પર ગંગા ધારણ કરેલી હતી એવા અત્યંત દીપ્તિમાન, જ્ઞાનવૃદ્ધ, બ્રહ્મનિષ્ઠ ને પવિત્ર

દર્શનવાળા હતા. તે નીલ ગ્રીવના, સહસ્રો નેત્રોવાળા, ક્ષમાવાન, સઘળા ભૂતોને અદશ્ય, યોગના મહાન સાધકો તથા અતિ તેજસ્વી હતા. એ હજારો ગણો અત્ર-તત્ર દોડતા-કૂદતા હતા. નિત્ય યૌવનવાળા, સુરોમાં ઉત્તમ એ રુદ્રગણોને રુદ્રે ઉત્પન્ન કર્યા.

રુદ્રે ઉત્પન્ન કરેલ આ સૃષ્ટિને જોઇને બ્રહ્માજીએ તેમને કહ્યું: 'હવે આ પ્રકારની સૃષ્ટિ સર્જન નહીં કરશે. હે દેવ! આપના જેવી પ્રજાનું સર્જન કરશો નહીં, એવી આપને પ્રાર્થના છે, આપને નમસ્કાર. આપ મરણ ધર્મા પ્રજાનું સર્જન કરો, આપનું કલ્યાણ થાય; કેમ કે મૃત્યુધર્મથી રહિત પ્રજા પોતાનાં કર્મોનો પ્રારંભ નહીં કરે!'

બ્રહ્માજીએ આ પ્રમાણે કહ્યા પછી રુદ્ર બોલ્યા: મૃત્યુ ને જરાવસ્થાથી યુક્ત પ્રજાનું સર્જન હું નહીં કરું! હું તો આ ઊભો! હવે પ્રજાનું સર્જન તમે જ કરો. તમારું કલ્યાણ થાવ. નીલલોહિત અને વિરૂપ એવા સહસ્રો ને લાખો અસંખ્ય રુદ્રગણો મેં મારા મનમાંથી ઉત્પન્ન કર્યા છે. તેઓ રુદ્ર નામે મહા બળવાન દેવતા થશે. તેઓ પૃથ્વી, અંતરિક્ષ ને બધી દિશાઓમાં વ્યાપ્ત રહેશે. તેમાંનો દરેક સો સો રુદ્રોના જેવો તેજસ્વી ને મહા બળવાન હશે. બધા દેવગણો સાથે તેમને હવ્યરૂપ ભાગ મળશે. સઘળા મન્વન્તોમાં થનારા દેવો સાથે તેમની પૂજા થશે અને પ્રલયકાળ પર્યન્ત તેઓ રહેશે.

મહાદેવજીએ જ્યારે બ્રહ્માજીને આમ કહ્યું, ત્યારે પ્રજાપિતા બ્રહ્માજી આનંદ પામ્યા અને તેમને પ્રણામ કરીને કહેવા લાગ્યા: 'હે વિભુ! આપના પ્રમાણે ભલે થાઓ. આપનું કલ્યાણ થાવ. પછી બ્રહ્માજીની આજ્ઞા પ્રમાણે સર્વ કાંઈ થયું. દેવોના ઈશ્વર મહેશ્વરે ત્યાર પછી પ્રજાનું સર્જન નહીં કર્યું. પ્રલયકાળ સુધી તેઓ ઊર્ધ્વરિતા રહીને સ્તંભ સમાન રહ્યા. રુદ્રે બ્રહ્માજીને પૂર્વે કહેલું કે, હું પ્રજાનું સર્જન નહીં કરીશ. હું તો આ ઊભો!' આથી મહાદેવજીને 'સ્થાણુ' કહેલા છે.

સૂર્ય જેવી કાન્તિવાળા દેવાધિદેવ મહાદેવજીએ સ્વેચ્છાએ પોતાના તેજસ્વી દેહને બે સ્વરૂપમાં વિભક્ત કર્યું. અર્ધ નારી-નરવાળા દેહમાં સ્ત્રી ને પુરુષ જુદા જુદા છે. એ પરમાત્મા તેમના અગિયાર સ્વરૂપમાં એવા અડધા શરીરે રહેલા છે. ભગવાન શંકરના અડધા શરીરમાં મહાદેવી રહેલાં હોવાનું અહીં જે કહેવાયું છે, તે સ્ત્રીને જ અત્રે સતી કહેલ છે. વિશ્વના હિતાર્થે દક્ષે પૂર્વે તેમની આરાધના કરી હતી. શિવજીએ પૂર્વે સતીને તેમના સ્વરૂપનું વિભાજન કરવાને માટે કહ્યું હતું. આથી તેઓ બે ભાગમાં વિભક્ત થયાં. તેમના દેહનો જમણો ભાગ શ્વેત વર્ણનો તથા ડાબો ભાગ શ્યામ વર્ણનો છે.

હે ઋષિવર્યો! શ્વેત તથા કૃષ્ણ વર્ણમાં વિભક્ત શરીરવાળાં મહાદેવીનાં નામ તમને કહું છું તે તમે એકાગ્રતાથી સાંભળો.

મહાવિદ્યા, મેધા, લક્ષ્મી, સ્વધા, સ્વાહા, વિદ્યા, દાક્ષાયણી, સતી, સરસ્વતી, ઇચ્છાશક્તિ, ઉમા, એકપાટલા, એકપર્ણા, અપર્ણા, ખ્યાતિ, એકમાતૃકા, કલ્યાણી, હેમવતી, નંદિની, મહાદેવી, ગણાંબિકા, ગૌરી, પ્રજ્ઞા, પાવની, પુણ્યા, વરદા, સાવિત્રી, જાતવેદસી, સાત્ત્વિકી, તામસી, કૃષ્ણા, આવેશની, આજ્ઞા, ભદ્રા, દુર્ગા, રૌદ્રી, વિકૃતા, પ્રકૃતિ, શિવા, રેવતી, મહામાયા, કાળરાત્રિ, પ્રમાથિની, ચંડી, આર્યા, કૌશિકી, ગૌતમી, ભૂતનાયિકા, દેવી, યાદવી, કુમારી, સતી, કાત્યાયની, શૂલધરા, બર્હિધ્વજા,

કૃષ્ણપિંગલા, વરદા, ઉપેન્દ્રભગિની, મહેંદ્રા, બ્રહ્મચારિણી, પરમા, બહુભુજા, અપરાજિતા, એકશૂલધૃક્, દષદ્વતી, પ્રગલ્ભા, સિંહવાહિની, અમોઘા, મહામહિષમર્દિની, દૈત્યહંત્રી, ગણનાયિકા, વિક્રાંતા, વિંધ્યનિલયા — ભદ્રકાળી દેવીનાં આ નામો મેં તમને કહ્યાં.

આ નામોનો જપ કરનાર મનુષ્યોમાં કોઈ પણ જાતનાં પાતકો બાકી રહેતાં નથી, અને તેમને ઇષ્ટ ફળ મળે છે. નગરમાં અથવા પર્વતમાં, અરણ્યમાં, જળમાં, ઘરમાં, સ્થળમાં આ દેવીઓ તેમની રક્ષા કરે છે. હાથીના ટોળાં, વાઘ, સર્પ તથા ચોર વગેરેથી ભય થાય તે સ્થળમાં, તેમ જ કોઈ પણ પ્રકારની આપત્તિઓ આવે, ત્યારે દેવીનાં આ નામોનો જપ કરવો. આથી બધા પ્રકારના ભય તથા આફતોનો નાશ થાય છે. ભૂતો, ગ્રહો અને બાળગ્રહોથી ઉત્પન્ન થયેલી પીડા વેળા દેવીઓનાં નામસ્મરણરૂપ રક્ષણ મેળવવાના ઉપાયની યોજના કરવી.

શ્રી મહાદેવી અને પ્રજ્ઞાની આ બે કળાઓ છે. સહસ્રો દેવીઓની આ બન્ને કળાઓથી સમસ્ત વિશ્વ વ્યાપ્ત છે. દેવાધિદેવ મહેશ્વર સતીની સાથે સર્વ લોકોના હિતાર્થે સર્વત્ર વ્યાપ્ત છે. પૂર્વે પશુપતિ રુદ્રે ત્રિપુરને બાળીને ત્રિપુરાસુરનો નાશ કર્યો હતો. બધા દેવો અને પશુઓ રુદ્રના તેજથી ઉત્પન્ન થયા છે.

જે મનુષ્ય આ આદિસૃષ્ટિના પવિત્ર ક્રમનો પાઠ કરે છે, શ્રવણ કરે છે અથવા બીજા દ્વિજોત્તમોને સંભળાવે છે, તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ૧-૩૪૭

યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ આદિસર્ગક્રમં શુભમ્।
સ યાતિ બ્રહ્મણો લોકં શ્રાવયેદ્વા દ્વિજોત્તમાન્॥૩૪૭॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'આદિસૃષ્ટિનો વિસ્તાર' નામનો ૭૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૧મો

# ત્રિપુરદહન સમયે નંદિકેશ્વરનું વચન



ઋષય ઊચુઃ

સમાસાદ્વિસ્તરાચ્ચૈવ સર્ગઃ પ્રોક્તસ્ત્વયા શુભઃ।
કથં પશુપતિશ્ચાસ્તત્પુરં દગ્ધું મહેશ્વરઃ॥૧॥

શૌનકાદિ ઋષિઓ ત્રણ દૈત્યોનાં નગરની અને ત્રિપુરાસુરની કથા સૂત પુરાણીજીને પૂછવા લાગ્યા કે, હે સૂતજી! આપે આદિ સૃષ્ટિનું પવિત્ર વર્ણન કંઇક સંક્ષિપ્તમાં અને કંઇક વિસ્તૃત રીતે અમને શ્રવણ કરાવ્યું, પરંતુ આપે આખરને અંતે કહ્યું કે, શંકર ભગવાને ત્રણ દૈત્યોનાં નગરોને ભસ્મીભૂત કર્યાં. તેથી પશુપતિ મહેશ્વરે આ કાર્ય કઈ રીતે કર્યું તે કથા હવે આપ અમને કહેવાની કૃપા કરો.

બ્રહ્માજી સમેત સૌ દેવતાઓ પશુઓ શાથી હતા! દૈત્ય મયે પૂર્વે તપ કરીને બ્રહ્મદેવને પ્રસન્ન કરીને સુવર્ણ, રજત અને લોહથી નિર્માણ કરેલાં નગરોની ચોતરફ એક મજબૂત ને ઉત્તમ કોટ બાંધ્યો હતો. એ દિવ્ય કોટ દેવોના દેવ મહાદેવજીએ નગરો સહિત બાળી નાખ્યો, એવું અમે સાંભળ્યું છે. એક જ દિવ્ય

બાણથી ભગનાં નેત્રો ફોડી નાખનાર શંકર ભગવાને તે શી રીતે બાળી નાખ્યો? શ્રીવિષ્ણુ ભગવાને સ્વ-અંશથી ઉત્પન્ન કરેલાં તત્ત્વોથી પણ દૈત્યોનાં ત્રણે નગરો બાળી શકાયાં નહોતાં તેને મહેશ્વરે કેવી રીતે બાળ્યાં, એ સઘળી વાતો હે સૂત અમને કહેવાની કૃપા કરો.

પુરાણીઓમાં શ્રેષ્ઠ સૂતજીએ ઋષિવર્યોનાં ઉપર્યુક્ત વચનો સૂણીને એ વિશે સર્વજ્ઞ વ્યાસ ભગવાન પાસેથી તેમણે જે સાંભળ્યું હતું તે તેમને કહેવા લાગ્યા:

સૂતજી બોલ્યા:

વજ્રાંગ નામે દૈત્યને વરાંગીને ઉદરેથી પૂર્વે તારક નામે એક દૈત્ય ઉત્પન્ન થયો હતો. એણે પરિયાત્ર પર્વત પર રહીને કઠોર તપશ્ચર્યા કરી હતી. બ્રહ્માજીને પ્રસન્ન કરીને તેમની પાસેથી અમરત્વની માગણી કરી. બ્રહ્મદેવે તે માગણી માન્ય રાખી નહીં. તેથી તારક દૈત્યે પુનઃ વરદાન માગ્યું કે, સાત દિવસના બાળક સિવાય અન્ય કોઇને હાથે મારું મૃત્યુ નહીં થાય; એવું વરદાન આપો. બ્રહ્મદેવ 'તથાસ્તુ' કહીને સ્વલોકે ગયા.

ત્યાર પછી તારક દૈત્યે ત્રૈલોક્યને પીડવાનું શરૂ કર્યું. એની સેનામાં મહિષાસુર, મેઘ, કુંજર, કુજંભ, જંભ, નિમિ, કાલનેમિ, જંભક, શુંભ ને મથન મુખ્ય નાયકો હતા. આખરે જ્યારે એનો ઉપદ્રવ ઘણો જ વધ્યો, ત્યારે કાર્તિકેયનો અવતાર થયો. એણે પોતાની ઉંમરના સાતમે દિવસે તારકને મારી નાખ્યો. એ તારકાસુર અસુર તારનો પુત્ર હતો.

તારકાસુરને તારકાક્ષ, વિદ્યુન્માલી, કમલાક્ષ નામે મહાબળવાન ને પરાક્રમી પુત્રો હતા. એ દાનવોત્તમોએ કઠોર તપ કરીને પોતાનાં શરીર સૂકવી નાખ્યાં. તેમની તપશ્ચર્યાથી પિતામહ બ્રહ્માજી પ્રસન્ન થયા. તેમણે એ ત્રણેને વરદાન આપ્યું.

પિતામહ બ્રહ્માજી પાસેથી વરદાન માગતાં દૈત્યો બોલ્યા:

'અમારા સૌનું કોઇપણ પ્રાણીથી મૃત્યુ નહીં થાય; અમને અમરત્વ પ્રાપ્ત થાય, એવી આપને અમારી પ્રાર્થના છે. તેમની આ વાત સૂણીને સર્વ લોકોના સ્વામી અવિનાશી બ્રહ્માજીએ કહ્યું: 'ના, એ બની શકે નહીં. તમને અમરત્વ મળી શકે તેમ નથી; માટે આવી માગણી ના કરો. હે અસુરો! એ સિવાય તમારી બીજી કોઈ ઇચ્છા પ્રમાણે બીજું વરદાન માગો.'

આથી દૈત્યોએ પરસ્પર વિચારણા કરીને જગદ્‌ગુરુ બ્રહ્માજીને પ્રણામ કર્યા ને કહ્યું: હે જગદ્‌ગુરુ! અમે ત્રણ નગરો બનાવીને આપની કૃપાથી 'આ પૃથ્વી પર વિહાર કરીશું. અને એક સહસ્ર વર્ષ પર્યન્ત પરસ્પર સાથે રહીશું તથા અમારાં નગર જ્યારે એક થશે, ત્યારે જે દેવતા અમારો એક જ બાણથી વધ કરે તેના હસ્તે જ અમારું મૃત્યુ થાય એવું અમને વરદાન આપો.'

ત્યારે બ્રહ્માજી બોલ્યા: 'ભલે તેમ થાઓ!' આમ કહીને તેઓ સ્વ-લોકમાં ગયા.

ત્યાર બાદ પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી મય દાનવે ત્રણ નગરોની રચના કરી. દ્યુલોકમાં-સ્વર્ગમાં સુવર્ણની નગરીનું, અંતરિક્ષમાં રૂપાની નગરીનું અને પૃથ્વી પર લોહની નગરીનું નિર્માણ કર્યું. એ ત્રણ નગરો એકેક યોજનના વિસ્તારનાં હતાં. સુવર્ણ નિર્મિત નગર સ્વર્ગલોકમાં હતું અને તે તારકાક્ષનું હતું. કમલાક્ષને માટે રજતનું નગર અંતરિક્ષમાં નિર્માણ કરવામાં આવ્યું હતું અને વિદ્યુન્માલીનું લોહમય નગર

પૃથ્વી પર રચવામાં આવ્યું હતું. દાનવો ને દૈત્યોથી માન પામેલા બળવાન દૈત્ય મયે પોતાને માટે સુવર્ણ, રજત અને લોહમય નગર રચ્યું હતું. તે બળવાન, મહાપરાક્રમી દાનવ પોતે જ તેમાં નિવાસ કરતો હતો. આમ મય દાનવે ત્રણ દૈત્યોને માટે સ્વર્ગ, અંતરિક્ષ તથા પૃથ્વી પર સુવર્ણ, રજત અને લોહનાં ત્રણ નગરોનું નિર્માણ કર્યું હતું.

પુષ્ય નક્ષત્રના દિવસે મય અસુરે લોઢું, રૂપું અને સોનું એમ એક પર એક સમાન અંતરે સો સો યોજનનાં ત્રણ નગરો રચ્યાં; તારકાસુર, કમલાક્ષ અને વિદ્યુન્માલીને ક્રમશઃ તેમનું અધિપતિપણું સોંપ્યું. વળી એ ત્રણે નગરોની નજીક અન્ય કેટલાંક અંતરિક્ષપુર બનાવીને ત્યાં બીજા દૈત્યોને વસાવ્યા. એ સર્વથી ઊંચા ભાગમાં એક ઘણું દિવ્ય નગર નિર્માણ કરીને તેમાં મય દૈત્ય રહ્યો. એ નગરોમાં રહીને અસુરો ઘણા જ બળવાન બન્યા. એ ત્રણેય નગરો કલ્પવૃક્ષોથી વ્યાપ્ત હતાં. એમાં હાથીઓ-અશ્વો રાખવામાં આવ્યા હતા. તેમાં આવેલા મહેલોમાં અમૂલ્ય રત્નો જડેલાં હતાં. નગરની ચોદિશાઓમાં સૂર્યમંડળ સમી કાન્તિવાળાં અને પદ્મરાગ મણિઓથી સુશોભિત, ચન્દ્રમા જેવાં શુભ્ર ને ભવ્ય મહાલયો હતાં. કૈલાસ શિખર જેવા તે ઊંચા મહેલોને વિશાળ દરવાજા હતા. એ પ્રકારના મહેલોથી ત્રણે નગરો શોભતાં હતાં.

ત્રણે નગરોમાં ગંધર્વો, સિદ્ધો, સ્ત્રીઓ, ચારણો હતાં; રુદ્રાલયો હતાં; દરેક ગૃહમાં અગ્નિહોત્ર થતાં હતાં. એ નગરોમાં વાવ, કૂવા, તળાવ અને બીજાં જળાશયો પણ હતાં; એમાં મસ્ત મદના મસ્તાના હાથીઓ ઝૂલતા હતા; સુંદર ને ઉચ્ચ કોટિના વેગીલા અશ્વો હતા. વિવિધ આકારના ચિત્રવિચિત્ર રથો હતા, જળની પરબો ઠેકઠેકાણે બેસાડવામાં આવી હતી. રમતગમતનાં ભિન્નભિન્ન ક્રીડાંગણો હતાં. વેદોનું અધ્યયન કરવાને માટે વિવિધ પ્રકારની વેધશાળાઓ હતી. મયની માયાને લીધે એ નગરો અપ્રતિમ અને સર્વોત્તમ હતાં. કોઇથી મનથી જીતી નહીં શકાય તેવાં એ નગરો હતાં. પતિવ્રતા સ્ત્રીઓથી એ નગરો સેવાયેલાં હતાં. મહાભાગ્યવાન દૈત્યેશ્વરો તેમનાં સ્ત્રી-બાળકો સાથે શંકર ભગવાનની પૂજા કરતા હતા, તે દૈત્યો સ્માર્ત અને શ્રૌત ધર્મનું પાલન કરતા હતા. ધર્મજ્ઞ હતા. વળી મહેશ્વરનું પૂજન કરતા હોઈ મહાપાપીઓ પણ પાપરહિત થતા હતા. તે દૈત્યો મહાદેવ સિવાય અન્ય કોઈ દેવનું પૂજન કરતા નહોતા. શંકરની આરાધનામાં જ તેઓ હમેશાં એકાગ્ર રહેતા હતા.

મય દૈત્યના એ નગરીમાં વિશાળ પહોળી છાતીવાળા, વિશાળ ખભાવાળા, બધાં પ્રકારનાં આયુધોને સર્વદા ધારણ કરનાર, ક્ષુધાતુર દાવાગ્નિ સમાન નેત્રોવાળા, કદીક અત્યંત શાન્ત તો કદીક અત્યંત ક્રુદ્ધ એવા સૈનિકો હતા. તેમાંના કેટલાક ઠીંગણા, કેટલાક કૂબડા તો વળી કેટલાક નીલકમળ જેવા વર્ણના, વાંકડિયા નીલ વર્ણના વાળવાળા, નીલ પર્વત જેવા, મેરુ જેવી કાન્તિવાળા, મેઘ સમાન શબ્દવાળા, સદાય યુદ્ધ કરવાની લાલસાવાળા શૂરવીર યોદ્ધાઓ પણ હતા.

દેવો, મરુત, રવિ તથા ઇન્દ્ર જેવા કાન્તિમાન દેવતાઓનો પરાજય કરનારા, યુદ્ધમાં હંમેશ પ્રીતિવાળા, શંકરના પૂજનથી બળવાન અને પરાક્રમી એવા દૈત્યોથી એ ત્રણે નગરો સેવિત હતાં.

હે ઋષિવર્યો! દાવાગ્નિથી વૃક્ષો બળી જાય તે રીતે એ ત્રણે નગરોના તેજથી અને દૈત્યોના વૈભવથી ઇન્દ્ર સહિત બધા દેવો જલવા લાગ્યા. આથી એ દેવો અપ્રતિમ તેજવાન દેવોના ઈશ્વર શ્રીહરિની પાસે

ગયા ને તેમને પ્રણામ કરીને અસુરોનાં ત્રણે નગરોનો સઘળો વૃત્તાંત તેમણે શ્રીવિષ્ણુ ભગવાનને કહ્યો. તે સાંભળીને નારાયણ ભગવાન દેવોને સહાય કરવાનો વિચાર કરવા લાગ્યા.

યજ્ઞસ્વરૂપ જનાર્દન યજ્ઞોનું ફળ આપનાર યજ્ઞનો હવિભાગ ગ્રહણ કરનાર ઇશાન છે. તેમણે યજ્ઞપુરુષનું સ્મરણ કર્યું. આથી યજ્ઞપુરુષ ભગવાન પ્રત્યક્ષ થયા. દેવોએ તેમની સ્તુતિ કરીને તમને પ્રણામ કર્યા. સનાતન ભગવાન અચ્યુત તે અવિનાશી યજ્ઞપુરુષને જોઇને ઇન્દ્ર સહિત સૌ દેવોને કહેવા લાગ્યા:

શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યા:

'હે દેવો! ત્રિજગતના ઐશ્વર્યરૂપ દૈત્યોનાં ત્રણે નગરોનો વિનાશ કરવાને માટે ઉપસદ નામે યજ્ઞ કરીને યજ્ઞપુરુષ પરમાત્માની આરાધના કરો.'

સૂત પુરાણીજી બોલ્યા:

દેવાધિદેવ પરમજ્ઞાની શ્રીવિષ્ણુનાં વચન સૂણી દેવો સિંહ સમાન ગર્જના કરીને યજ્ઞપુરુષ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. પછી દેવાધિપતિ જનાર્દન ભગવાન કંઇક વિચાર કરીને પુનઃ દેવોને કહેવા લાગ્યા:

પ્રાણીઓનો સંહાર કરીને, તેમને બાળી દઇને, અન્યાયથી કોઈ ચીજનું ભક્ષણ કરીને પણ જો મહેશ્વરની પૂજા કરાય તો કોઈ પણ દેવ કે માનવ સર્વ પાતકથી મુક્ત થાય છે, તેમાં શંકા નથી. પાપહીન હોય તેવા સત્ત્વોનો કદી યે વધ નહીં કરવો, પણ પાપીઓને તો અવશ્ય હણવા રહ્યા. હે દેવતાઓ! તમે નિષ્પાપ છો તેથી તમારો વિનાશ કોઇથી યે થઈ શકે નહીં. દૈત્યો મદથી છકી ગયેલા ને પાપી છે, પણ રુદ્રના આરાધક છે, તેથી એ પરમેષ્ઠીના પ્રભાવથી મહાબળવાન દેવોથી તેમનો વધ થાય તેમ નથી. હું જનાર્દન, બ્રહ્મા, દેવો, દૈત્યો, ઋષિઓ અને મુનિઓ મહેશ્વરની કૃપા વગર કશી જ ગણતરીમાં નથી. મહાદેવજીની કૃપા વગર એ સર્વ પ્રભાવ વિનાના છે. ઈશ અને જીવના ભેદથી પરાત્પર પ્રભુજી શંકર સત્તાવીસ તત્ત્વથી યુક્ત છે, નિત્ય છે, સર્વશક્તિમાન છે, જગત છે, દેવોના સ્વામી છે, સૌથી વન્દનીય છે, જગતના આધાર છે. એમણે પોતાના અંશથી માત્ર લીલારૂપે દેવો તથા દૈત્યો એમ બે વિભાગ કર્યા છે. તેના લિંગરૂપે એક અંશનું પૂજન કરવાથી દેવોને દેવતાપણું, બ્રહ્માજીને બ્રહ્મત્વ ને મને વિષ્ણુપણું પ્રાપ્ત થયેલું છે.

મહેશ્વરનું પૂજન કર્યા વિના કયો પુરુષ સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી શકે! આપણે સર્વ ભગવાન શિવજીના લિંગનું અર્ચન કરીશું ને તેના બળથી શંકર જ તે દૈત્યોનો સંહાર કરશે. જો કે એ દૈત્યો શ્રોત તથા સ્માર્ત વિધિનું પાલન કરે છે તથા ધર્મનિષ્ઠ છે તો યે આપણે ઉપસદ નામના યજ્ઞનું અનુષ્ઠાન કરીને રુદ્રનું યોગ્ય રીતે પૂજા કરીને દૈત્યોને અવશ્ય જીતીશું.

મય અને તારકાક્ષ સ્ફટિકના સમાન કાન્તિવાળા સુન્દર ગુપ્ત સ્થળે રહે છે. ત્રિનેત્રવાળા શંકર ભગવાન સિવાય ત્રિપુરનો નાશ કરવા માટે બીજું કોણ સમર્થ છે ભલા!

સૂતજી બોલ્યા:

આ પ્રમાણે શ્રીવિષ્ણુ ભગવાને દેવોને કહ્યા પછી તેમણે ઉપસદ યજ્ઞ દ્વારા રુદ્રનું યજન કર્યું. ત્યાર પછી તેમણે રુદ્રના સહસ્રો ગણોને જોયા. તેમણે સ્વહસ્તોમાં શક્તિ, ગદા, શૂલ, ટંક, ઉપલ તથા શિલારૂપ

આયુધોને ધારણ કરેલાં હતાં. તદુપરાન્ત બીજાં આયુધોથી પણ તેઓ સજ્જ હતા. તેમણે વિવિધ જાતના વેશ પરિધાન કર્યા હતા. તેઓ પ્રલય અગ્નિના સમાન કાન્તિવાળા સાક્ષાત્ કાળરુદ્ર હતા. તેમને પોતાની સામે ઊભેલા જોઇને શ્રીહરિએ તેમને પ્રણામ કર્યા અને ત્યાર બાદ તેઓ તેમને કહેવા લાગ્યા —

શ્રીવિષ્ણુ ભગવાન બોલ્યા:

તમે દૈત્યોનાં ત્રણ નગરમાં જાવ! તેમને બાળી દો, છિન્નભિન્ન કરો અને દૈત્યોને ભક્ષણ કરો. પછી તમે જેવા આવ્યા છો તે જ પ્રમાણે આનંદ કરતા પાછા ચાલ્યા જજો.

શ્રીવિષ્ણુ ભગવાને તેમને આમ કહ્યું, ત્યારે ભૂતગણો દેવોના ઈશ્વર વિષ્ણુને પ્રણામ કરીને દૈત્યોનાં નગરોમાં પ્રવેશ્યા. દૈત્યો સાથે તેમનું યુદ્ધ થયું, પણ પતંગિયાં અગ્નિમાં બળી ભસ્મ થાય છે તેમ તે સર્વ ગણો દૈત્યોને હાથે વિનાશ પામ્યા. આથી હજારો દૈત્યો આનંદ પામીને ગાવા તથા નાચવા લાગ્યા અને પરમેશ્વર શંકર ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. દેવો પણ દૈત્યો સાથે થયેલા યુદ્ધમાં હાર્યા અને પળવારમાં દેવોનું તેજ હણાઈ ગયું. ઇન્દ્ર સહિત પરાભવ પામેલા દેવોએ ડરથી કંપતાં કંપતાં શ્રીવિષ્ણુ પાસે જઇને સઘળો વૃત્તાન્ત કહ્યો.

દેવોની આવી દુર્દશા જોઈ પુરુષોત્તમ ભગવાનને દુઃખ થયું. હવે શું કરવું તે વિશે તે વિચારવા લાગ્યા. યેન કેન પ્રકારેણ હું દૈત્ય સૈન્યનો નાશ કરીશ ને પરમેષ્ઠી શંકર ભગવાનની કૃપાથી દેવાનું કાર્ય હું પૂરું કરીશ. એ ધર્મિષ્ઠ દૈત્યો ખરું જોતાં તો પાપી નથી, એટલે ઉપસદ યજ્ઞથી ઉત્પન્ન થયેલા ભૂતગણો તેમનો વધ કરી શક્યા નહીં. ધર્મથી પાપનો નાશ થાય છે, ધર્મમાં જ સર્વ કાંઈ રહેલું છે, ધર્મથી જ ઐશ્વર્ય મળે છે, એવું શ્રુતિ કહે છે. શ્રુતિ અવિનાશી એટલે સનાતન છે. ત્રિપુરમાં નિવાસ કરનાર તે સૌ દૈત્યો સાચે જ ધર્મિષ્ઠ છે; તેથી હે ઋષિઓ! તેઓ અવધ્ય છે, કેમ કે એમને અવધ્યપણાનું વરદાન છે. હે શ્રેષ્ઠ દેવો! એ સિવાય તેમના અવધ્યત્વ માટે બીજું કોઈ કારણ નથી. રુદ્રનું પૂજન કરનાર મહાપાપી હોય તો પણ જળથી કમળવત્ પાપથી છૂટે છે. હે દ્વિજો! રુદ્રનું પૂજન કરવાથી ભોગસંપત્તિ અવશ્ય મળે છે, તેથી શંકરના લિંગની પૂજા કરવામાં હમેશાં મગ્ન રહેનાર દૈત્યોને બધી જાતના ભોગ તથા ઐશ્વર્ય પ્રાપ્ત થયેલાં હોઈ તેઓ ભોગી છે. હે દેવો! તમારું કાર્ય કરવાને માટે મારી માયાથી દૈત્યોના ધર્મકાર્યમાં વિઘ્ન ઊભું કરવા માટે મારા સ્વરૂપમાંથી હું એક પુરુષ ઉત્પન્ન કરીશ અને ક્ષણમાં હું ત્રિપુરને જીતીશ.

સૂત પુરાણીજી બોલ્યા:

આમ વિચારીને પુરુષોત્તમ ભગવાન દેવોનું કાર્ય કરવાને માટે તૈયાર થયા ને દૈત્યોના ધર્મમાં વિઘ્ન કરવાને માટે માયા કરનાર અચ્યુત ભગવાને પોતાના અંશમાંથી મહા તેજસ્વી એવા માયાવી પુરુષનું સર્જન કર્યું. સૌનું શાસન કરનાર અને માયી એવા કામરૂપને ધારણ કરનાર શ્રીવિષ્ણુએ, પ્રત્યક્ષ થાય તો જ તેમાં વિશ્વાસ મૂકી શકાય એવા ભાવ વ્યક્ત કરનાર અને સૌને સંમોહ પમાડનાર નાસ્તિક શાસ્ત્રરૂપ સોળ લાખ શ્લોકોવાળા અત્યંત વિસ્તૃત ગ્રંથનો રચના કરી.

ગ્રંથમાં જણાવેલું છે કે, 'કર્તા ને કર્મથી રહિત સંસાર અનાદિ-સિદ્ધ છે). એ પોતાની મેળે જ પ્રાદુર્ભાવ પામે છે. આપમેળે જ નાશ પામે છે. ઘણું ધન કમાવ અને પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન અને

બુદ્ધિયુક્ત બાર આયતનવાળા દેહને લાડ લડાવો, એની પૂજા કરો, ખાઓ, પીઓ ને મજા કરો! દેહ સિવાય અન્ય કોઇની પૂજા કરવાનું પ્રયોજન શું છે? પ્રાણીઓનાં સ્વર્ગ-નરક અત્રે જ છે. સુખ એટલે સ્વર્ગ અને દુ:ખ એ નરક જ છે. સુખ ભોગવના રહીને દેહત્યાગ થાય એ જ મોક્ષ છે, એ સિવાય વળી બીજો મોક્ષ કયો છે!' આદિ શ્રુતિ અને સ્માર્તથી વિરુદ્ધ તથા વર્ણાશ્રમથી રહિત ધર્મનો ઉપદેશ અચ્યુતે સ્વ-અંશમાંથી ઉત્પન્ન થયેલા પુરુષને આપ્યો તથા ત્રણ નગરોનો વિનાશ કરવાને માટે તેને કહ્યું.

વળી વધુમાં એમ પણ કહ્યું કે, 'ત્રિપુરવાસીઓનો વિનાશ કરવાને માટે તું ત્વરિત જા અને તેમના શ્રૌત-સ્માર્ત ધર્મો નાશ પામે એવું કરજે. એમાં કચાશ રાખીશ નહીં, જા, જલદી જઇને તારે કામે લાગી જા!'

શ્રીવિષ્ણુ ભગવાનનો આ ઉપદેશ સૂણીને માયાશાસ્ત્રમાં પ્રવીણ તે માયામય પુરુષે માયી એવા પરમાત્મા શ્રીવિષ્ણુની આજ્ઞાથી તરત દૈત્યોના ત્રિપુરમાં ગયો અને શાક્યમુનિ જેવા તે પુરુષે ત્યાં જઇને તેની માયાજાળ ફેલાવી.

તેની માયાના પ્રભાવથી ત્રિપુર નિવાસી દાનવોએ શ્રૌત અને સ્માર્ત ધર્મત્યાગ કર્યો ને તે સર્વ દૈત્યો તે માયાપુરુષના શિષ્ય થયા તથા તેમણે શંકર ભગવાનની પૂજા કરવાનું મૂકી દીધું.

એ જ વખતે માયી એવા પરમાત્મા શ્રીવિષ્ણુના આદેશથી નારદ મુનિ પણ એ માયામય પુરુષના શિષ્ય થઇને તેની જોડે જોડાયા હતા. મુનિ થયેલો એ પુરુષ તેના શિષ્ય દૈત્યોથી વીંટળાઇને બેઠો હતો તથા વ્યભિચાર ફળની સિદ્ધિ આપનાર સ્ત્રીધર્મનો ઉપદેશ કરતો હતો એટલે વ્યભિચાર કરવો એ સ્ત્રીધર્મ છે એવા ખોટા ધર્મનો ઉપદેશ સ્ત્રીઓને આપતો હતો.

વ્યભિચાર ઇષ્ટ ફળસિદ્ધિ આપે છે. આવો કુત્સિત ઉપદેશ સાંભળીને દૈત્યોની સ્ત્રીઓએ તે ઉપદેશ તે માયી પુરુષ પાસેથી ગ્રહણ કર્યો તથા તેઓ તેના પાતિવ્રત્ય ધર્મથી ચ્યુત થઇને તેના પતિઓની નિંદા કરવા લાગી. તેઓ પરપુરુષમાં આસક્ત થઇને તથા યથેચ્છ વ્યભિચારમાં પ્રવૃત્ત થઇને કામાચારનું સેવન કરવા લાગી.

કળિયુગમાં આજે પણ તે માયી પુરુષના શિષ્ય નારદજીના કહેવા પ્રમાણે અધમ સ્ત્રીઓ તેના પતિઓનો ત્યાગ કરીને સ્વચ્છંદ વિહરે છે. પતિ એ જ સ્ત્રીઓને માતા, પિતા, સખા, બંધુ, મિત્ર તથા બાંધવ છે; પતિ જ તેમનું સર્વસ્વ છે, એમાં શંકા નથી; તો યે શ્રીવિષ્ણુ ભગવાનની માયાને કારણે કોઇક સ્ત્રી મહાપાપી થઈ હોય છતાં તે સ્ત્રી પતિમાં વિશુદ્ધ પ્રેમ ધરાવીને પતિને અનુકૂળ થઇને વર્તતી હોય તો તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, એટલે તે સુખી થાય છે. આથી વિરુદ્ધ વર્તન કરનાર સ્ત્રીને નરક મળતાં તે દુ:ખી થાય છે.

હે મુનિવર્યો! ભૂતકાળમાં એવી સ્ત્રીઓ થઈ ગઈ છે કે, જેમણે બધા ધર્મોનો, પતિ સિવાયના બીજા દેવોનો અને જગદ્‌ગુરુઓને ત્યજીને પોતાના પતિઓનું પૂજન કર્યું હતું. એ સાધ્વી સ્ત્રીઓ સ્વર્ગલોકને પ્રાપ્ત થઇને ચિંતાયુક્ત થઈ છે ને ત્યાં આનંદનો અનુભવ કરે છે. બીજી સ્વૈરવિહાર કરનાર એવી વ્યભિચારિણી સ્ત્રીઓ નરકે ગઈ, એટલા ખાતર કહેવાયું છે કે, સ્ત્રીઓને માટે પતિ એ જ શ્રેષ્ઠ ગતિ છે.

પાતિવ્રત્યવાળી સ્ત્રીઓ તેમના ધર્મનું પાલન કરે છે તેમ છતાં દેવાધિદેવ સમર્થ શ્રીવિષ્ણુની માયાને કારણે ત્રિપુરમાંની દૈત્ય સ્ત્રીઓએ તેમના પતિઓને ત્યજ્યા અને સ્વેચ્છાચારિણી થઇને સ્વૈરવિહાર કરવા લાગી. શ્રીવિષ્ણુ ભગવાનની આજ્ઞાથી દરિદ્રતા ત્રિપુરમાં ઘર કરીને રહી. દૈત્યોએ તપ કરીને બ્રહ્માજી પાસેથી મેળવેલી લક્ષ્મી બ્રહ્માજીની આજ્ઞાથી ત્રિપુરનો ત્યાગ કરીને ત્યાંથી જતી રહી. તે માયાવી પુરુષ તથા નારદમુનિએ દૈત્યો અને દૈત્ય સ્ત્રીઓમાં શ્રીવિષ્ણુની માયા દ્વારા બુદ્ધિનો ભ્રમ પેદા કર્યો. દૈત્યોના ધર્મમાં વિઘ્ન કરનાર પુરુષ તથા નારદ ત્યાર પછી સ્વસ્થ થઇને સુખેથી પોતાના સ્થાન પર બેઠા.

પવિત્ર શ્રૌત અને સ્માર્ત ધર્મનો નાશ પામ્યા પછી જગતના સૃજક શ્રીવિષ્ણુની માયાથી પાખંડ ધર્મનો ફેલાવો થયો; દૈત્યોએ મહાદેવજીના લિંગપૂજનનો ત્યાગ કર્યો. દૈત્ય સ્ત્રીઓનો પાતિવ્રત્યધર્મ સંપૂર્ણપણે નાશ પામ્યો તથા ત્રિપુરમાં સર્વત્ર દુરાચાર વ્યાપ્યો. આથી દેવોના ઈશ શ્રીવિષ્ણુ ભગવાન સ્વયં કૃતાર્થ થયા છે, એવું માનીને દેવો સાથે ઉમાપતિ સર્વજ્ઞ શંકર ભગવાન પાસે ગયા અને મહાદેવજીની સ્તુતિ કરવા લાગ્યા.

શ્રી પુરુષોત્તમ ભગવાન બોલ્યા:

હે દેવ! હે પરમાત્મા! હે મહેશ્વર! આપને નમસ્કાર છે. હે નારાયણ! હે શર્વ! બ્રહ્મરૂપ હે બ્રહ્મન્! નિત્ય સ્થિતિ કરીને રહેનાર હે શાશ્વત! હે અવ્યક્ત! હે અનંત! આપને નમસ્કાર.

સૂતજી બોલ્યા:

શ્રીવિષ્ણુએ આ પ્રમાણે મહેશ્વરની સ્તુતિ કરીને તેમને પ્રણામ કર્યા અને જળમાં ઊભા રહીને તેમણે એક કોટિ રુદ્રજપ કર્યો. ઇન્દ્ર, સાધ્ય, યમ, રુદ્ર અને મરુદ્ગણો સહિત સર્વ દેવતાએ પરમાત્મા ભગવાન શંકરની સ્તુતિ કરી.

દેવો સ્તુતિ કરતાં બોલ્યા:

બધી જાતની પીડા અને માનસિક વ્યથાનો વિનાશ કરનાર અને માનસિક વ્યથાનો નાશ કરનાર તેમ જ સૌના આત્મારૂપ હે મહેશ્વર! આપને નમસ્કાર. રુદ્રને, નીલરુદ્રને, પ્રશંસનીય એવા કુદ્રરુદ્રને પ્રચેતા એટલે પ્રકૃષ્ટ જ્ઞાનરૂપ હે દેવ! આપને નમસ્કાર. આપ અમારે માટે શરણરૂપ છો; વંદનીય છો. દેવતાઓના શત્રુ અસુરોને પીડનારા છો; આપ આદિ છો, અનંત છો, શેષરૂપ છો, અવિનાશી છો, સૌના સ્વામી છો, પ્રકૃતિ છો, પુરુષ છો, સાક્ષાત્ સર્જક છો, સંહારક છો, હે જગદ્ગુરુ! આપને નમસ્કાર.

આ વિશ્વમાં આપ દ્વિજોના રક્ષક છો, તેમના નાયક છો. હે દ્વિજવત્સલ! આપ વરદ છો, વાણીરૂપ છો, વાચ્ય છો, વાચ્ય અને વાચકથી રહિત છો, યોગમાં લીન થયેલા યોગીઓ દ્વારા મુક્તિ મેળવવા માટે પૂજનીય છો; આપ ઐશ્વર્યવાન હોઈ ઈશાન છો; આપ યોગીઓના હૃદયરૂપ કમળમાં હંમેશા નિવાસ કરો છો. બ્રહ્મસ્વરૂપ આપ સર્વત્ર હાજર છો, એવું જ્ઞાનીજનો કહે છે. આપ તેજસમૂહ ને પરમ તત્ત્વ છો; આપ પરમાત્મસ્વરૂપ છો. હે વિભુ! વિશ્વમાં જે કંઈ દેખાય છે, સંભળાય છે, સ્થિતિ કરીને રહેલા છો, એટલે વર્તમાનકાળમાં વિદ્યમાન છે, ભાવિમાં જે કંઈ થનાર છે, તે સર્વ હે જગદ્ગુરુ! આપ જ છો. આપ તો અણુથી યે અલ્પ છો ને મહાનથી યે મહાન છો, એવું તત્ત્વવેત્તાઓ કહે છે. આપના હાથ-પગ સર્વત્ર છે;